વર્તેલનું હોવાથી અંતમાં આ મારા લીલાવિગ્રહદ્વારા સ્વરૂપમાં અભેદ ભાવને પામશો. માટે હે પ્રિય રૂદ્રો! હવે વૃત્તિમાં સ્વરૂપની લક્ષણા કરતા પ્રસન્ન ચિત્તથી શ્રવણ કરો.

હે રૂદ્રો! સર્વ હુંજ છું, તોપણ સત્તાભાસ્ય, ઉપાધિરૂપ સંપૂર્ણ નામ રૂપાત્મક જગત્ ભિન્ન પદાર્થરૂપ, તે ઉપાધિ વિચ્છિન્નપણે પ્રતીત થાય છે તેથી, તે સંપૂર્ણ નામ રૂપાત્મક-પદાર્થને ભિન્ન ભિન્ન અનુભવનાર ભ્રાન્ત તથા સંયોગીવત્ ભાસ તો અભિમાની મારી સત્તાના કાર્યરૂપ હોવાથી પોતાને ભિન્ન માની રહે છે, તોપણ તેના અંતર મધ્ય તથા બહિર હુંજ વ્યાપક છું તેથી મને 'अणोरणीयान् महतो महीयान्' ઈત્યાદિ શ્રુતિવડે વર્ણે છે, તે તે પ્રાણિપદાર્થના સ્વભાવ તથા સ્વકૃત કર્મદ્વારા વિવિધ અવસ્થાનું ભાન કરાવનાર સંપૂર્ણ સત્તાના આધારરૂપ હુંજ મહાકાલ સ્વરૂપ સર્વના ઉત્પત્તિ સ્થિતિ તથા લયને અનુભવતો અણુથી અણુરૂપે અને મહત્થી મહાન્ રૂપે સ્થિત છું.

પૃથિવ્યાદિ પંચ મહાભૂતો, જેઓ મારી અવ્યાકૃત સત્તાદ્વારા અપંચીકૃત સ્થિતિમાંથી સંયોગને પામી કાર્ય પ્રપંચને અનુકૂળ થયાં છે, તેમનું પ્રલય સમયે મારી સત્તાદ્વારા પુનઃ પૃથક્કરણ થઇ એકાકાર પરિણામને પ્રાપ્ત થતાં અનુભવતો હુંજ માત્ર અવિક્રિય મહાકાળરૂપ સ્થિત છું.

પ્રત્યેક વ્યષ્ટિ શરીરરૂપ કાર્યો જે દ્રવ્ય ક્રિયા અને જ્ઞાનયુક્ત હોય છે તે સંપૂર્ણને, પ્રથમ જ્ઞાન અને ક્રિયાથી રહિત કરી દ્રવ્યરૂપ સ્થિતિમાં મુકનાર તમે રૂદ્રોને તે તે કોટિથી રહિત થતા અનુભવતો તથા તે તે વ્યષ્ટિના અભિમાની જીવને પુનઃ રૂપાન્તરે તથા સ્થાનાન્તરે દ્રવ્ય ક્રિયા તથા જ્ઞાનવાન શરીર સંયુક્ત અનુભવતો હુંજ માત્ર અજર નિરામય મહાકાલ રૂપ સ્થિત છું.

વળી ભિન્નભિન્ન દ્રવ્ય તથા ક્રિયા સંયુક્ત પદાર્થોને પ્રથમ ક્રિયા રહિત કરી તદનંતર દ્રવ્યરૂપે સ્થાપનાર તથા અંતે તે વિવિધ નામ તથા આકારવાન્ દ્રવ્યને પણ તે તે નામ આકારથી રહિત કરી આકાશાદિમાં કારણરૂપે સ્થાપનાર રૂદ્રાણી સહિત તમે રૂદ્રોને તે તે કાર્ય ઉપાધિથી નિવૃત્ત થતા અનુભવતો સર્વજ્ઞ, સર્વરૂપ હુંજ મહાકાલ સ્વરૂપે સ્થિત છું.

હે જગત્ કાર્યના અંત આણનાર રૂદ્રો! સંપૂર્ણ પ્રાણીઓ વિષે પુણ્ય તથા પાપના કરનાર ઉત્તમ તથા અધમ પ્રાણીઓમાં સ્થિત થઈને તમે

તે તે પુણ્ય પાપના કર્તા અભિમાનીઓને પુણ્ય પાપનાં જૂદાં જૂદાં પ્રકારનાં સુખ તથા આધિવ્યાધિદ્વારા અનેક દુ:ખોને ભોગવાવો છો તથા અંતે તેના કર્મ ફળને અનુસાર તમે રૂદ્રો તેમને નિર્દયવત્ પ્રતીત થતા પોતાના માનેલા સ્થાનોથી બહાર કાઢો છો, તે તે સમયે પણ નિર્વિઘ્ન, અમર, તથા ઉદાસીન સાક્ષિવત્ હુંજ અંતર્ બહિર્ મહાકાલરૂપ સ્થિત છું.

હે રૂદ્રો! સંક્ષેપમાં કહું છું જે આ પ્રકારનાં અસંખ્ય બ્રહ્માંડો તથા તે તે સંપૂર્ણ બ્રહ્માંડોના અંતર્ તથા બહિર્ના સંપૂર્ણ પરમાણુ જન્ય પદાર્થો જે વસ્તુત: માત્ર દ્રવ્ય, ક્રિયા તથા જ્ઞાન શક્તિરૂપજ છે, તે સર્વની કાર્ય કારણરૂપ અવસ્થામાં તથા તે સંપૂર્ણ કાર્ય કારણરૂપ પ્રપંચની લીન અવસ્થામાં પણ તેના અંતર્ મધ્ય તથા બહિર્ હુંજ માત્ર અવિક્રિય જેમનો તેમ નિરંતર મહાકાલ રૂપ સ્થિત છું.

હે સંપૂર્ણ માયા કાર્ય પ્રપંચના વિધ્વંસ કરનાર હેતુરૂપ રૂદ્રો! આ પ્રકારે ક્રમાનુસાર થતાં સંપૂર્ણ કાર્ય કારણ સમુદાયના મહા પ્રલયની અવધિએ સ્વસ્વરૂપાકાર—પરિણામ સ્થિત, આ ક્ષણે શરીરિવત્ પ્રતીત થતો તથા અજન્મા, મહેશ્વર, સર્વજ્ઞ બ્રહ્મઆદિ સંજ્ઞાઓથી આ કાર્ય પ્રપંચરૂપ સંસારમાં ઓળખાતો એવો અને સર્વ પપંચની પ્રતીતિથી પૂર્વેનું તથા અંતથી પછીનું જે સચ્ચિદાનંદ ઘન તત્વ સ્વરૂપ, તેજ હું મહાકાલ રૂપ છું. તેજ પુન: સૃષ્ટિના પ્રાદુર્ભાવ સમયે, સ્વરૂપમાં માયાનો સામ્યાવસ્થારૂપ સંબંધ હોય છે તેનો, સ્વભાવત: કાર્યરૂપે ભેદ થાય છે તથાપિ, ધ્વંસ કરનાર, કાર્ય કારણ ભાવથી રહિત છતાં પણ કારણરૂપ મનાયલો મહાકાળરૂપ હું છું.

સૃષ્ટિના પ્રાદુર્ભાવ સમયે માયાનો સામ્યાવસ્થારૂપ અનાદિ સ્વરૂપ સંબંધ જ્યારે જ્યારે વિકારી અર્થાત્ પ્રપંચરૂપ પ્રતીત થવા સરખો થાય છે ત્યારે સ્વરૂપથી અનાદિ ભેદરૂપ પ્રતીત થતી સ્વભાવસત્તા જે માયા, તેથી તે કાર્યપ્રપંચ પ્રકટે છે. તે સંપૂર્ણ કાર્યપ્રપંચના આદિ કાર્યરૂપ તમે રૂદ્રો પોતાની રૂદ્રાણી શક્તિ સહિત પ્રકટ થાઓ છો, અને પોતાના કારણને ન દેખતા એવા તમે પોતાની ઉત્પત્તિના હેતુનું અજ્ઞાન નિવૃત્ત કરવા અર્થે સ્રષ્ટાપણાનો આરોપ કરી પોતાના કારણરૂપ હું જે તે સમયે અણુ છતો ભાસું છું તેની સ્તુતિ અનેક વિધિથી કરો છો ત્યારે હું આ લીલાવિગ્રહથી આ મહામાયાશક્તિ સહિત તમને પ્રત્યક્ષ થાઉં છું.

મારો મહામાયા શક્તિસહિત તમને સાક્ષાત્કાર થતાંજ તમને આવરણ કરી રહેલી અવિદ્યાસત્તા પોતાના કાર્ય પ્રપંચ સહિત તમારાથી પૃથક્ થઇ રહે છે, અને તેથી તત્કાળ તમને તમારી ઉત્પત્તિના પ્રયોજનનું નિર્બાધ ભાન થવાથી તમે મને નમસ્કાર પૂર્વક પોતાના કર્તવ્ય વ્યવહારમાં પ્રવેશો છો. સૌથી પ્રથમ તો તમે અવ્યાકૃત માયારૂપ કારણથી સ્થૂળ તથા સૂક્ષ્મરૂપે કાર્યના ભેદને કરો છો, પશ્ચાત્ વિલક્ષણ વ્યવહારના હેતુરૂપ, (વસ્તુતઃ તો તમેજ તથાપિ) તમારાથી પૃથક્ એક પુરૂષ તથા પ્રકૃતિરૂપ તેની શક્તિ પ્રકટ થાય છે. તે પોતાના કર્તવ્યનો નિશ્ચય કરે છે એટલામાં તે તથા તમે એ ઉભયના મધ્યમાં, ઉભયથી ભિન્ન એક પુરૂષ તથા તેને અધીન વર્તનારી શક્તિ પ્રકટ થાય છે. તે પોતાના કર્તવ્યને તત્કાળ જાણી, તમે કરેલા સ્થૂળ સૂક્ષ્મ ભેદવાન્ કાર્યસમૂહને મિશ્ર કરીને તેમાંથી ભિન્ન ભિન્ન સ્થૂળ તથા સૂક્ષ્મ સંયોગિ કાર્યને રચે છે. તે સંયોગિ કાર્ય મુખ્ય બે ભેદવાળાં હોય છે. અવિદ્યા પ્રધાન, તથા વિદ્યાપ્રધાન. તે બેમાંથી પુનઃ ત્રણ ત્રણ ભેદવાન્ કાર્યને પ્રકટાવે છે. ૧ અવિદ્યા પ્રધાન સાત્વિક કાર્ય, ૨ અવિદ્યા પ્રધાન રાજસ કાર્ય, અને ૩ અવિદ્યા પ્રધાન તામસ કાર્ય; તથા ૧ વિદ્યા પ્રધાન સાત્વિક કાર્ય, ૨ વિદ્યા પ્રધાન રાજસ કાર્ય, તથા ૩ વિદ્યા પ્રધાન તામસ કાર્ય, આ છ પ્રકારનાં ભેદવાળાં કાર્ય પ્રકટ કરીને પછી તે મુખ્ય બે ભેદના અનુસાર અસંખ્ય કાર્યને પ્રકટાવે છે; જે કાર્ય પ્રપંચને તત્વવેત્તાઓ દૈવી તથા આસુરી સંપત્તિ જાણી વર્ણે છે.

આ પ્રમાણે પોતાના કર્તવ્યને કરતાં, તથા મધ્યેથી પ્રકટ થયેલાં તે પુરૂષપ્રકૃતિ રાજસઅહંકાર તથા ક્રિયા શક્તિ મનાયાં છે; અને સંયોગરૂપ ક્રિયાનાં કરનાર તે વિધિ, ધાતા, પ્રજાપતિ, બ્રહ્મા આદિ સંજ્ઞાથી સૃષ્ટિની અવધિ પર્યંત ઓળખાય છે. તે બ્રહ્મા આદિ શબ્દોથી ઓળખાતા પુરૂષ પોતાની સ્થિતિના કાળની મર્યાદા પૂર્ણ થવાથી પોતાની શક્તિ સહિત પોતાના અદૃષ્ટ જન્ય શરીર સહ કારણમાં નિયમાનુસાર લય ભાવને પામે છે ત્યારે, તથા તેવાંજ અન્ય તેટલીજ મર્યાદા પર્યંત, કાર્ય પ્રપંચની વ્યવસ્થા કરનાર અદૃષ્ટજન્ય પુરૂષો પોતાની શક્તિ સહિત પ્રકટે છે ત્યારે, એમ પ્રત્યેક સમયના ભેદ તથા સંયોગરૂપ પ્રસંગોએ, તે તે પદાર્થના વસ્તુતઃ આધાર આધેય ભાવથી રહિત છતાં પણ આધાર રૂપ તથા શાતા સેવાદિ દ્વંદ્વ ધર્મ રહિત છતાં પણ જ્ઞાતારૂપ હુંજ મહાકાળરૂપે

દેશકાલ વસ્તુ પરિચ્છેદ રહિત સ્થિત છું.

તમારા સંમુખ પ્રકટ થયેલું દ્વિતીય સ્વરૂપ જેણે પોતાના કર્તવ્યનું ભાન કરી અનુકૂળ કાર્યમાં પ્રવેશ કરેલો છે તે અંતરમાં તમ તથા બહિર્ સત્વ સ્વભાવવાળા તથા સૂક્ષ્મ દ્રવ્યોના સંયોગમાં કારણ રૂપ તથા ચૈતન્યરૂપ જ્ઞાનના વ્યવસ્થાપક, અને સંયોગ સમુદાયના યથાવત્ નિર્વાહ કરનાર હોવાથી પાલકરૂપે મનાયા છે, જેને વિષ્ણુ, ગોવિંદ ઇત્યાદિ સંજ્ઞાઓ વડે તત્વવિત્ પુરૂષો ઓળખાવે છે; તે જ્યારે શક્તિ સહિત પોતાના અદૃષ્ટજન્ય શરીર સહ કારણમાં લયભાવને પામે છે ત્યારે, તથા તેમની સ્થિતિ કાળે જ્યારે જ્યારે પ્રત્યેક કોટિમાં તેમનો સત્તા રૂપે પ્રાદુર્ભાવ તથા તિરોભાવ થાય છે ત્યારે, તથા પુનઃ તેનાજ સમાન તે વ્યવહારને કરનાર અન્ય અદૃષ્ટજન્ય શરીરોના ઉદય કાળે, એમ વિવિધ કાળમાં, વિવિધ સ્થળમાં, તથા વિવિધ પ્રસંગમાં તેમને તથા તેમના પ્રત્યેક કાર્યને અપેક્ષા ઉપેક્ષા રહિતપણે અનુભવ કરતો હુંજ સર્વની પરાવધિનું સ્વરૂપ તે આ મહાકાલ રૂપે સ્થિત છું,

હે સંપૂર્ણ વિશ્વના વિનાશક! દેહાધ્યાસવાળા વિષયાસક્ત પ્રાણીઓની અપ્રીતિના પાત્રરૂપ રૂદ્રો! આ પ્રમાણે મૂલ ક્રમાનુસાર મહાપ્રલયના સમયે જ્યારે અંતિમ બ્રહ્મા તથા વિષ્ણુનાં તથા તેમની શક્તિઓનાં અદૃષ્ટજન્ય શરીરોનો તમારા શરીરમાં લય થાય છે ત્યારે તમેજ માત્ર સર્વ કાર્ય પ્રપંચના અવધિરૂપ રહો છો, તે આ મહાપ્રલયના પ્રાપ્ત પ્રસંગે તમે સંપૂર્ણ કાર્ય પ્રપંચનો પોતામાં લય કરીને તથા સંપૂર્ણ કાર્ય સંયોગનો ભેદ કરીને આ ક્ષણે મારી સ્તુતિ કરી સ્વરૂપ બોધ શ્રવણ કરતા સ્થિત છો; તે ક્રમે કરી સમાધિદ્વારા મારા વિષે લય ભાવને પામશો.

હે પ્રલયના કર્તા રૂદ્રો! આ મારૂં સંક્ષેપમાં વર્ણવેલું સ્વરૂપ તમે, વિષ્ણુ, બ્રહ્મા, તથા મારા અનન્ય ઉપાસકોજ, મારા અનુગ્રહણથી હસ્તામલકવત્ અનુભવી શકો છો; અને અન્ય અનધિકારીને તો यतोवाचो निवर्तन्ते अप्राप्यमनसा सह, मनोवाचामगोचरं ઇત્યાદિ શ્રુતિ વચનો મારા સ્વરૂપજ્ઞાનથી નિવૃત્ત કરે છે.

હે પ્રિય રૂદ્રો! વસ્તુતઃ સર્વ રૂપ હોવાથી સર્વનું સ્વરૂપ અને કાર્ય પ્રપંચની ઉત્પત્તિ સ્થિતિ તથા લયનો હેતુરૂપ હોવાથી સર્વનો આધારરૂહુંજ

છું માટે વાસ્તવે તો હું મહામંગલસ્વરૂપ છું, પરંતુ સર્વની પરાવધિનું સ્થાન અને અભક્તોને હસ્તામલકવત્ ન પ્રતીત થવા યોગ્ય હું આસુરી સંપત્તિનેજ માત્ર પોતાના સ્વભાવ વડે મહાકાલરૂપ પ્રતીત થવા યોગ્યછું, તેથી સંપૂર્ણ શ્રેયની ઈચ્છા કરનાર મુમુક્ષુ પ્રાણીઓને મહા મંગલકર ઈષ્ટ સ્વરૂપે તેમજ તદ્‌ભિન્નને મહાકાલ રૂપે પ્રતીત થતો આ પ્રત્યક્ષ વિદ્યમાનછું.

હે આત્મવત્ પ્રિય રૂદ્રો ! હું વસ્તુતઃ રાગદ્વેષાદિ સંપૂર્ણ દ્વંદ્વ ધર્મથી રહિત છું તેથી મારા વિષે પ્રિય અપ્રિય એવા વિરોધી વ્યવહારના હેતુનો નિરંતર અભાવજ છે, તથાપિ પ્રવૃત્તિ માત્ર વિકારરૂપ હોવાથી વિકારી અવસ્થાનું ભાન કરાવનાર સાપેક્ષ શબ્દો વાણીમાં પ્રતીત થાય છે. પરંતુ તે તદનુકૂલ કાર્યની ઉત્પત્તિના હેતુ નથી. તેથી વસ્તુતઃ હું સર્વનો આધારરૂપ અને સંપૂર્ણ માયાવી જીવત્વને પ્રાપ્ત અભિમાનીઓને મારા સ્વરૂપના જ્ઞાનદ્વારા દુઃખની આત્યંતિકી નિવૃત્તિનો હેતુ તથા આત્યંતિક સુખ સ્વરૂપ, નિત્ય પ્રાપ્ત છતાં પણ અપ્રાપ્તવત્ પ્રતીત થતો હોવાથી પ્રાપ્તવ્ય વસ્તુરૂપ, પરમ મંગલ સ્વરૂપ છું; તેની નમે મહાકાલસ્વરૂપેજ માત્ર સ્તુતિ કરી એ અધિક યોગ્ય ન ગણાય. તથાપિ આ કાર્ય પ્રપંચમાં તમારા નામ રૂપથી ભિન્ન સંપૂર્ણ નામ રૂપનો આ ક્ષણે તમે પોતામાં લય કરીને વાસ્તવ રૂદ્ર રૂપે અર્થાત્ કાલસ્વરૂપે પોતાના નામરૂપનો અભાવ કરવા નિમિત્તે અંતઃ સત્વ પ્રધાન છતાં પણ બહિર્ તમઃપ્રધાન રૂપે સ્થિત છો તેથી તમારી પરાવધિનું સ્થાનરૂપ હું તમારા લયનો હેતુ રૂપ હોવાથી તમારી અપેક્ષાવડે મહાકાલરૂપ છું. તેથી આ ક્ષણે તમે મારામાં મહાકાલ શબ્દનો આરોપ કરી સ્તુતિ કરી છે, તેની પ્રસંગાનુસાર યોગ્યતા માની હું અધિક પ્રસન્ન છું.

( અપૂર્ણ. )



## अनुबन्ध चतुष्टय संक्षेप.

પૂર્વોક્ત રૂદ્રોક્ત સ્તુતિ તથા મહાકાલોક્ત સ્વરૂપમાં અનુબંધ ચતુષ્ટયનો સમાવેશ થઇ ગયો, પરંતુ ઉક્ત સ્વરૂપ તથા સ્તુતિમાં આવેલી અનેક વસ્તુઓમાંથી અનુબંધ સમુદાયને તારવી કાઢવામાં અશક્ત એવાં મનુષ્યોને અર્થે સંક્ષેપમાં અનુબંધ સમુદાયનું સંગ્રહણ કરવું ઉચિત છે.

લક્ષ્મણ, હનુમાન તથા વિભીષણાદિ જેમ સ્નેહ ભાવે ભગવદ્ભક્તિના અધિકારી હતા તેમજ આ મહાકાળની ઉપાસનાનો અધિકારી સજ્જનોનો સમુદાય છે. અહિરાવણ તથા રાવણાદિક જેમ વૈર ભાવે ભગવદ્ભક્તિના અધિકારી હતા તેવીજ રીતે આ મહાકાળની ઉપાસનાના પણ દુર્જનો અધિકારી ગણાય. માટે સર્વે કોઈ આ મહાકાળની ઉપાસનાના અધિકારી છે.

વસ્તુ માત્ર આ મહાકાળનો વિષય છે એ વાર્તા વધારે સમજાવવી પડે તેમ નથી, તેથી અત્રે વિસ્તારની જરૂર નથી.

આ પ્રમાણે મહાકાળ સ્વરૂપ તથા મહાકાળનો વિષય જાણ્યા પછી સંબંધનું ભાન થવું તે પણ કઠિન નથીજ.

હવે પ્રયોજનના સંબંધમાં સહજ જણાવવું યોગ્ય છે. વ્યવહાર તથા પરમાર્થ, એ ઉભય પક્ષની સિદ્ધિ તથા એ ઉભયને હાનિ કરનાર ઉપાધિસમૂહનો સંહાર એજ આ મહાકાળનું પ્રયોજન.



## विश्व विजय.

વિશ્વવિદિત ચંદ્ર અને સૂર્ય વંશના અનેક મહાન્ રાજાઓએ અનેક વાર વિશ્વવિજય કર્યો છે એ વાત સર્વ માન્ય છતાં આપણે ભૂગોળના એકજ ભાગરૂપ ભારતખંડમાં યવન અધિરાજાઓનો પ્રતાપ પ્રસરેલો સાંભળીએ છીએ તથા હાલ પણ પ્રસરતો દૃષ્ટિએજ નિરખીએ છીએ. વિવિધ ધર્મના અગ્રેસરોએ કરેલા વિજયોના પુસ્તકોરૂપિ વિજયસ્તંભો અનેકશઃ આપણી દૃષ્ટિના વિષય થાય છે. જૈન દિગ્વિજય, શાંકર દિગ્વિજય, ગેરે અને બીજા દિગ્વિજયનાં પુસ્તકો હાલ અસ્તિત્વમાં છે. સર્વે કોઇએ પોતાષ્ણુ, બ્રહ્મા, રૂણે જગતની આંખ ઉપર ઝાંખ નાંખવાને પાંખો ફફડાવી મશકવત્ અનુભવી શી 'જી' છતાં આપણે એક એકથી પ્રતિકૂળ ધર્મના મતને વર્તન્તે अमाप्यमनसा सह, ''ધ પ્રાણિઓ નથી દેખાતાં શું ? વ્યવહારના સંબંસ્વરૂપજ્ઞાનથી નિવૃત્ત કરે છે. જુદી મતિનું દર્શન થયા વિના રહેતું નથી. આ હે પ્રિય દેવો ! વસ્તુતઃ સર્વે ' રે મેળવેલો વિજય સંપૂર્ણ છે એમ કહેપ્રપંચની ઉત્પત્તિ સ્થિતિ તથા લયનો રરના વિજયો આ જગતમાં મનાય

છે, તથા તે વિજયોની વ્યાખ્યા તે તે વિજયને વિજય માનનારની મતિ પ્રમાણેજ બંધાયલી હોય છે. અસ્થિર માયાના પરિણામ રૂપ મને માનેલાં વિજયનું માપ પણ તેવુંજ અસ્થિર તથા અનિશ્ચિત હોય છે એટલુંજ નહીં પરંતુ ઉક્ત વિજયનો વાસ્તવ સદ્ભાવ કલ્પવો તે પણ શંકા રહિત નથી. નિષ્પક્ષપાતથી વિચાર કરતાં સહજ જણાશે કે કેટલાક દિગ્વિજય તો કપોલ કલ્પિત પણ લખાયા છે. આ વાર્તા શસ્ત્ર સંગ્રામ કરતાં શાસ્ત્ર સંગ્રામના સંબંધમાં વધારે યથાર્થ રીતિએ લાગુ પડે છે. આના ઉદાહરણો જોવાં હોય તો વિષ્ણુ—માર્ગ તથા શિવ–માર્ગના કેટલાક આગ્રહી ગ્રન્થોનું અવલોકન કરવું. ભલે ગમે તેમ હોય તોપણ એટલું તો સિદ્ધ થાય છેજ કે દિગ્વિજય માત્ર સંપૂર્ણ નથી હોતા, અને સંપૂર્ણ લાભ ને પણ આપી શકતા નથી. જ્યાં લગી વિરોધિ કાર્યની હયાતી હોય ત્યાં લગી દિગ્વિજય યથોજ ગણાય નહીં.

ઉપર દર્શાવ્યા પ્રમાણે જે વસ્તુ અપૂર્ણ છે તેથી જો કોઇપણ પ્રાણી કૃતાર્થતા માને તો તેની બુદ્ધિનો વૈભવ દેવાળીઆએ ઉહોળેલા વ્યાપારના સમાન હાસ્યાસ્પદ છે. વાસ્તવે જો કે આમ છે તોપણ દુનિયામાં પ્રથમાં ગણાતા પ્રાણિઓ પણ ઉક્ત પ્રકારના ક્ષુલ્લક અથવા કોઇવાર કપોળ કલ્પિત વિજયોથી લોભાઇ અનેક અનર્થનું બીજવાની પોતાને કૃતકૃત્ય સમજે છે એ ઓછું શોચનજનક નથી. જ્યાં લગી માણસથી વાસ્તવ વિશ્વવિજયની પ્રકૃતિ સમજાઇ નથી ત્યાં લગી તે માણસ તથા તેના અનુયાયિજનો પ્રાપ્તવ્ય અર્થની પ્રાપ્તિ કર્યા વિના પોતાના તથા પારકા અસંતોષનું મૂળ રોપીને, અજ્ઞાનની વેલીને ઉછેરીને, સત્ય વસ્તુને ઢાંકીને તથા જગતનું અહિત કરીને માયા પાશે બંધાયલા અમૂલ્ય આયુષ્યના અન્તે કાળના વિકરાલ મુખમાં પત્ર તાંબુલને સ્થાને આવી પડે છે.

પૂર્વોક્ત સર્વ વાર્તાઓનો વિચાર કરતાં આ વિશ્વમાં માત્ર એકજ વિજય હિતકર જણાય છે. પરંતુ માયાની અંધારીથી રૂદ્ધનેત્ર પ્રાણીઓ તો સચ્છાસ્ત્રનું અવલોકન કરતાં છતાં અંધજ હોય છે. પ્રત્યેક શાસ્ત્રનો આદેશ ઉક્ત આંધળાઓજ જ્ઞાનમર્દથી તોડે છે; આ પોતાના હાથમાં દીપક લેઇને વિવાદ કૂપમાં કૂદી પડે છે; કર્તવ્ય તો કોરાણે રહે છે. અને અપ્રસ્તુત અર્થમાં પ્રવેશ કરે છે.

પ્રત્યેક શાસ્ત્રનો વિચાર કરશો, દરેક ધર્મનો મર્મ વિચારશો, અને

હરેક મતનું મંડાણ જોશો તો એજ છે કે जितंजगत्केन?मनोहियेन જે-ણે મન જીત્યું તેણે ત્રિભુવન જીત્યું.

ઉપરના સર્વ લખાણનો સારજ એ છે કે જો માણસે પોતાનું હિત કરવું હોય તો તેણે પ્રથમ પોતાનું મનજ જીતવું. મનને જીત્યા વિના કરેલા બીજા વિજયો પણ વિજયરૂપ નહોતાં પરાજય રૂપ થઇ પડે છે. મનો વિજય થતાં સર્વ વિજયોની અપેક્ષા એકે કાળે ટળી જાય છે. આ વિષયને અંતે એક મુખ્ય વાત જણાવવાની છે તે એ છે કે:—

"મનો વિજયને અને દંભને અસંખ્ય કોશનું અંતર છે."



## पाखण्डमण्डपखण्डन षट्पदावली.

અથવા,

## પાખંડ–ખંડન છપ્પા (છપય છન્દ.)

જય જય ભવભયહરણ, ધર્મના ધરણ ધણી જય,
જય ખલજનવનઅનલ, અબળ જનના પ્રબલાશ્રય;
જય જય ત્રિભુવન ભરણ, જરણ, મરણાદિક–મોચન,
જય નિજ જન પ્રતિપાળ, જોગિ જનકેરા લોચન;
જય જય જય મંગળ શક્તિપતિ, અકળગતિ ભયરણ તરણ
જગ નર–પંચાનન મનહરણ, સકલ ભક્ત ગણ આભરણ.
જય જય કવિજન જનનિ, મન વદનની વસનારી,
મતિરૂપે મતિદેઇ, વાણિરૂપે ધસનારી;
ઉજ્વલ અમલ અનૂપ, નામ રૂપાદિક ધરણી,
ત્રિભુવન કેરૂં તત્વ, જ્ઞાન ગઢતણી નિસરણી;
જય કવિજન કષ્ટ નિકંદની, ચંદ્રવદની વરદાયિની,
જય સરસ્વતી અતિ નિર્મળા, દાત્રી સુખ સમુદાયની.
શ્રી સદ્ગુરૂ પદ પદ્મ, તે તણો ષટ્પદ થઇને,
વિરચું વિશદ પદ બંધ, છંદ પણ ષટ્પદ લઇને;
ખંડન કરૂં પાખંડ, જેહ નવખંડે વ્યાપ્યું,
સંસ જ્ઞાનનું મૂળ, જેહ પાખંડે કાપ્યું;

શઠ શાતન વદે સુજાણ સુણ, જો સદ્ગુરુ કરુણા કરે,
તો ખંડી સઉ પાખંડને, વાણિ સફળ મારી ઠરે.            ૩
જગત ઉપર કર નજર, કર્યો પાખંડે કેવો,
મોહતણો માંડવો, જ્ઞાન રવિ ઢાંકે એવો;
તે મંડપના કપટ-કાષ્ટના થંભો કાપે,
ષટ્પદ મારા સકળ, જ્ઞાન રવિની દ્યુતિ થાપે;
શઠ શાતન કે' સુજ્ઞ ષટ્પદો, શાણા સ્નેહે નિરખજે,
આ જગ પાવન ષટ્પદ તણા, દર્શનથી સુખિયો થજે.    ૪
આ સંસારે વધી, પૂર્ણ પાખંડ ઉપેઇ,
તેને કર્યો અસાર, સાર તેનો ખઇ લેઇ;
પૂર્ણ હણ્યો પરમાર્થ, સ્વાર્થને સદા લગાડ્યો,
એ રીત્યે જનતણા, સુખતણો સંચ બગાડ્યો;
શઠ શાતનકે' પુરશાતને, પ્રપંચથી પૂજો ધર્યો,
નરને નામરદ બનાવિને, સખિયોનો મેળો કર્યો.          ૫
અસલ આર્ય ભૂમિમાં વેદનો અભેદ રસ્તો,
પૂર્ણ હતો પ્રખ્યાત, સંપ શુભ જેમાં વસતો;
ઋષિઓ રૂડા હતા, સકળ જે સંશય હણતા,
જૂદાં નામ અનેક, એક ઈશ્વરનાં ગણતા;
શઠશાતન કે' પણ વસ્તુમાં, ભેદભાવ નવ આણતા,
મન હતી ઇશ ઉપાસના, વૃથા તંત નવ તાણતા.          ૬
વેદ-અર્થ રક્ષવા, શાસ્ત્ર-શસ્ત્રો બાંધીને,
મુનિ રે'તા હુશિયાર, નીતિ શું મતિ સાંધીને;
સરલ દાખતા માર્ગ, વદના ધરી વેગળે,
જગ જન નવ મુંઝાય, વિષયથી હૃદય નવ ચળે;
શઠશાતન ભણે સુણો સુજન, વખત ભલા તે વહિ ગયા,
કળિ કાળો આવ્યો તે વિષે, કળિ કલુષિત માનવ થયા.    ૭
શાસ્ત્ર શસ્ત્ર જે હતાં, પ્રથમ શ્રુતિ રક્ષણ માટે;
પ્રપંચિઓએ ધર્યાં, તેજ શ્રુતિ હણવા માટે;
સત્ય અર્થમય શ્રુતિ, સાધુ-મનમાં સંતાણી,
પાખંડીએ શબ્દરૂપી, પટ લીધાં તાણી;

તેને ફાડી તોડી કર્યાં, દુષ્ટ ગ્રન્થમય દોરડાં,
શઠશાતન કે' બાંધ્યું જગત, જ્યમ જંગલનાં ઢોરડાં.
ભ્રમણાના ભંડાર, વધાર્યાં ભીખી ખાવા,
કોઇ થયા પંડિત, થયા કો ખાખી બાવા;
કોઈ થયા ત્યાગિઓ, કોઈ ઘરબારી સાધુ,
ત્યાગી દિક્ષિત થયા, જગત સઉ ધૂતી ખાધું;
વળિ કોઇક રાધા કૃષ્ણને, નામે બહુ કાળાં કરે,
શઠશાતન કે' સેવક તણું, જર જુવતી દિકરી હરે. ૯

કોઇ કરે કાપાય, કોઇ તો ધોળાં રાખે,
કોઈક ફરતા નગ્ન, કોઇ રંગાતા રાખે;
કોઇક રે'તા મલિન, વેશ વિધવિધ વળિ ધરતા,
કોઇ અઘોરી થઇ, ઘોર કૃત્યો આચરતા;
વળિ કોઇક વનિતા વેશ લઇ, સખિયો થઇને નાચતા,
શઠ શાતન કે' શું આ રિતે, હશે જગત્પતિ રાચતા. ૧૦

કોઇક શિરપર પાઘ, રંગબેરંગી ધરતા,
ઉપર ધરી શિરપેચ, તિલક ટપકીઓ કરતા;
કાને કુંડળ ધરી, ઠાઠ કરિ કેશ સમારે,
વળિ આછા કેસરી, ઉપરણા અંગે ધારે;
કે' શઠ શાતન વ્રજપતિઓની, સેવકડી શું ખેલતા,
ઉન્માર્ગ બતાવી વેદના, આદિ માર્ગને મેલતા. ૧૧

તંત્ર માર્ગના તૂત, કોકતો અધિક બતાવે,
કંકુ પોણ્ણો શેર, કપાળે લેપ લગાવે;
કરમાં ધરે ત્રિશૂળ, ધાટકી માથે બાંધે,
કામણ ટુમણ તણાં, પ્રપંચો પ્રેમે સાધે;
શઠ શાતન કે' ભરમાવિને, માનનિયોનાં મનહરે,
ધનને પણ ધુતી લેઇને, પાપે પેટ સદા ભરે. ૧૨

શિવ શક્તિને ભજી, કોઈ મરજાદ તજીને,
કરતા મદિરા પાન, તાન તનમાંહિ સજીને;
આચરતા વ્યભિચાર, પાપ પંકે રોળાતા,

અપૂર્ણ.

# શબ્દ શક્તિઓ.

## ૧. અંતઃકરણ.*

માણસને ક્ષણે ક્ષણે અનેક વિચાર, ઇચ્છા, હર્ષ આદિ વૃત્તિઓ સ્ફુરે છે. એ વૃત્તિઓને ક્ષણે ક્ષણે સ્ફુરાવનાર, તથા તેમનું પોષણ કરી જાળવી રાખી વૃદ્ધિગત કરનાર ઇન્દ્રિયને અંતઃકરણ કહેલું છે.[૧] વૃત્તિઓની જૂદી જૂદી સ્થિતિમાં અંતઃકરણને જે જૂદી જૂદી સંજ્ઞાઓ આપેલી છે, તે પાંચ છેઃ—

(૧) અંતઃકરણ, (૨) મન, (૩) બુદ્ધિ, (૪) ચિત્ત અને (૫) અહંકાર.

બાહ્ય વ્યવહાર થવામાં મૂળ હેતુરૂપ અંતરમાં પ્રથમ સ્ફુરણ કરાવવાનો વ્યાપાર અંતઃકરણનો છે. સર્વ—આંતર તથા બાહ્ય વ્યવહાર જાણવાના સાધનરૂપ આ ઇંદ્રિયને અંતઃકરણજ નામ આપવામાં આવ્યું છે; અને જે જે ગુણદોષ ઉત્પન્ન થાય છે, તેને યાદ રાખવામાં એ ઉપયોગિ છે.

શીતોષ્ણાદિ સ્પર્શવડે થતાં સુખ દુઃખ જાણવાં, તથા સુખના હેતુરૂપ અનુકૂળ વસ્તુ મળે તો ઠીક, અને દુઃખના હેતુરૂપ પ્રતિકૂળ વસ્તુ ન મળે તો ઠીક, એમ સંકલ્પ વિકલ્પ કરવા, એ મનનો વ્યાપાર છે.

અમુક કાર્ય અમુક રીત્યે થશે તો અવસ્ય સુખજ થશે, અને આ કામ આ રીત્યે થશે તો અવશ્ય દુઃખજ થશે, એવા પ્રકારના નિશ્ચય કરવા, તથા સુખદુઃખરૂપ પરિણામના અધિક ન્યૂન સ્વરૂપનો નિશ્ચય કરવો, એ બુદ્ધિનો વ્યાપાર છે.[૨]

---

* શ્રી સિદ્ધાંત સિંધુ—પ્રથમ રત્ન—પૃષ્ટ ૯૨ મું.

૧. કોઇ અંતઃકરણ—મન—ને 'સુખ દુઃખાદિ જાણવાના સાધનરૂપ ઇન્દ્રિય' પણ કહે છે. તેઓ તેના વ્યાપાર પ્રમાણે તેનાં સ્વરૂપો કલ્પતા નથી, પરંતુ અંતઃકરણનાં પાંચ સ્વરૂપોનો અંગીકાર કરવાથી તેના વ્યાપારનાં જુદી જુદી સ્થિતિનાં જૂદાં જૂદાં સ્વરૂપ સારી રીતે સમજી શકાય છે.

૨ બુદ્ધિ—જ્ઞાન નામનો ગુણ—આ ઇન્દ્રિયના વ્યાપારનું પરિણામ છે:

બુદ્ધિવડે નિશ્ચિત કરેલા સુખરૂપ વિષયોનું વારંવાર ચિંતન કરવું, એ ચિત્તનો વ્યાપાર છે.[3]

ઈચ્છિત પદાર્થને પ્રયત્નથી સંપાદન કરાવનાર આગ્રહરૂપ વ્યાપાર અહંકાર નામના અંતઃકરણનો છે.

અંતઃકરણનાં ઉપર કહેલાં સ્વરૂપો, તથા તેમનાં લક્ષણોથી તેના વ્યાપારનાં, તેમજ તે વ્યાપારોનાં અંતે પ્રાપ્ત થતા પરિણામરૂપ ગુણોનાં (સુખ દુઃખરૂપ સંવેદના, ઈચ્છા, અને જ્ઞાનનાં) સ્વરૂપો પણ જણાશે.

## ૨. ભાષા. *

ભાષા એટલે અંતઃકરણના વ્યાપાર અને તેમના પરિણામો પરસ્પર જણાવવાનું સાર્થક ઉચ્ચારાત્મક સાધન. ત્યાં ઉચ્ચાર બે પ્રકારનો છેઃ—શ્રવણગોચર, અને અશ્રવણગોચર. જે ઉચ્ચાર વક્તાથી અન્ય મનુષ્ય પણ પોતાના શ્રવણવડે સાંભળી શકે તે શ્રવણગોચર, અને જે કોઇના શ્રવણે સંભળાતો નથી, તે અશ્રવણગોચર છે. અશ્રવણગોચર ઉચ્ચાર ત્રણ પ્રકારનો છેઃ—સૂક્ષ્મ, સૂક્ષ્મતર, અને સૂક્ષ્મતમ. તેમાં સૂક્ષ્મ ઉચ્ચાર કંઠાદિ સ્થાનોની સહાયતાથી થાય છે, પરંતુ કોઇના શ્રવણે પડતો નથી. તેનું સ્વરૂપ કેવળ વક્તાજ જાણે છે એમ નથી, પરંતુ વિચક્ષણ અને બધિર મનુષ્યો પણ ઓષ્ઠાદિ સ્થાનોનું ચાલવું જોઇ અભ્યાસથી તે કળી શકે છે. સૂક્ષ્મતમ અને સૂક્ષ્મતર માનસ ઉચ્ચારો છે. તેમાં સૂક્ષ્મતમ ઉચ્ચાર અંતઃકરણમાં કેવળ સંસ્કારરૂપે રહે છે; તેનું સ્ફુરણ થતાં તે સૂક્ષ્મતર થાય છે. 'રામ' નું ઉચ્ચારણ કરતાં 'ર્'થી આરંભીને 'અ' સુધીનાં પાંચ અક્ષરો અંતઃકરણમાં એક પછી એક કંઇ સંસ્કાર મૂકી વિરામ પામે છે, ત્યારે પરિણામે સંસ્કારરૂપ જે શબ્દ અંતઃકરણમાં રહે છે, તે સૂક્ષ્મતમ ઉચ્ચાર છે. જ્યારે

---

૩ દુઃખનું ચિંતન પણ એજ ઈન્દ્રિય કરે છે, પણ તે સુખની અપેક્ષા એજ.

* વ્યવહાર અને માપ્ ધાતુની અપેક્ષાએ ભાષાને 'ઉચ્ચારાત્મક સાધન' કહી છે. પરંતુ વાસ્તવિક દષ્ટિથી જોતાં ભાષાને 'દરેક સાધન અથવા યુક્તિ' કહી શકાય અને તે પ્રમાણે ભાષાની વ્યાખ્યા લેતાં તેના નીચે પ્રમાણે પ્રકાર થાય છે.—

પુરૂષ તે શબ્દના સ્વરૂપને તેના અર્થ સહિત અંતઃકરણ દ્વારા પ્રત્યક્ષવત્ અનુભવે છે, ત્યારે તે સૂક્ષ્મતર છે. એજ શબ્દનું કંઠાદિ સ્થાનની સહાયતાથી કરેલું, પરંતુ કોઇ સાંભળી ન શકે એવું, ઉચ્ચારણ તેનો સૂક્ષ્મ ઉચ્ચાર છે; અને વાચક ઉચ્ચાર શ્રવણગોચર છે. એ ચાર પ્રકારના ઉચ્ચારોને લીધે ભાષાના પણ ચાર પ્રકાર છેઃ—વૈખરી, મધ્યમા, પશ્યંતી, અને પરા. વૈખરીવાણી શ્રવણગોચર ઉચ્ચારમય, મધ્યમા સૂક્ષ્મ ઉચ્ચારમય, પશ્યંતી સૂક્ષ્મતર ઉચ્ચારમય, અને પરા સૂક્ષ્મતમ ઉચ્ચારમય છે.

એ ચારે ઉચ્ચારોની મર્યાદા બહાર એક સૂક્ષ્મતમતર નામનો ઉચ્ચાર સ્ફોટ માટે કલ્પેલો છે. વસ્તુતઃ તે સ્ફોટથી કંઇ ભિન્ન નથી.

સ્ફોટ અવેદ્ય અને સર્વ વ્યાપક તત્ત્વ છે; તેની સત્તા કોઇ ઉપાધિના સંબંધે અનુભવાય છે. વળી તે સર્વ અર્થનું જ્ઞાન કરાવવા શક્તિમાન્ છે, પરંતુ કોઇ ઉપાધિના યોગે તે અમુક અર્થની પ્રતીતિ કરાવે છે. શબ્દ અને અર્થ એના ઉપાધિ છે. 'રામ' એ શબ્દનું ઉચ્ચારણ કરતાં તે માંહેના અક્ષરો એક પછી એક અંતઃકરણમાં પોતાના સંસ્કાર મૂકી સ્ફોટમાંજ વિરામ પામે છે. અને તેઓ વિરામ પામતાં પરિણામે સંસ્કારરૂપ જે સાર્થક શબ્દ અંતઃકરણ દ્વારા પ્રતીત થાય છે, તે સ્ફોટનું સોપાધિક માનસ સ્વરૂપ છે. સ્ફોટ ભાષાનો આત્મા, અને ભાષા સ્ફોટની ચમત્કૃતિ છે.

ભાષાના બે ભેદ છેઃ—પ્રચલિત અને અપ્રચલિત. મનુષ્યોના વર્તમાન વ્યવહારમાં વપરાતી ભાષા પ્રચલિત છે; અને હાલ વ્યવહારમાં જેનો ઉપયોગ થતો નથી તે અપ્રચલિત છે. ગુજરાતી ભાષા પ્રચલિત અને સંસ્કૃત અપ્રચલિત છે.

બધી ભાષાઓના બંધારણનો હેતુ સંકેત હોય છે.



---

ભાષા—
- સ્વાભાવિક
  - નિત્યઃ ચેષ્ટા, હુંકાર. ઇ. ઇ.
  - સંકેતિતઃ વાચા.
- કૃત્રિમ.—
  - નિત્યઃ ચિત્ર, શિલ્પ, ઇ. ઇ.
  - સંકેતિતઃ લીપીચિહ્ન, તારનાસંકેતઇ. ઇ.

## ૩. સંકેત.

સંકેત એટલે વ્યવહારમાં સગવડ પડે, માટે અમુક વસ્તુ અથવા વસ્તુ સમૂહને અમુક સંજ્ઞાથી ઓળખવાને કરેલી ગોઠવણ. પત્થર, માટી અથવા ઇંટોથી બાંધેલા, તથા વળી, વાંસ, નળિયાં ઇત્યાદિથી છાયેલા રહેઠાણને 'ઘર' સંજ્ઞા આપી છે, તે સંકેતથી.

જગતના—વ્યક્તિ અને ઉપાધિ—બે ભેદ છે; તેમાં હરકોઇ પ્રયોજનની સિદ્ધિનું કારણ વ્યક્તિ છે. માટે અમુક કાર્યમાં પ્રવૃત્તિ અથવા તેથી નિવૃત્તિ પામનારી તેજ છે. પરંતુ વ્યક્તિઓ અનંત અને એક એકથી ભિન્ન છે, તેથી તેમના આધારે સંકેત લઇ શકાય નહિ. માટે ઉપાધિના સંબંધેજ તેનો અંગીકાર કરેલો છે.

ઉપાધિ બે પ્રકારનો છે.—વસ્તુધર્મ અને યદૃચ્છાત્મક, પદાર્થનો સ્વભાવરૂપ ઉપાધિ વસ્તુધર્મ છે; અને વક્તાની ઇચ્છા પ્રમાણે આરોપિત ઉપાધિ યદૃચ્છાત્મક કહેવાય છે. વસ્તુધર્મના પણ બે ભેદ છે:—સિદ્ધ અને સાધ્ય. નિત્ય ઉપાધિ સિદ્ધ, અને ક્રમે કરી સંવર્ધન અથવા વિકાસ પામનાર ઉપાધિ સાધ્ય, છે. તેમાં વળી સિદ્ધ ઉપાધિના બે ભેદ છે:—પ્રાણપ્રદ અને વિશેષાધાનહેતુ. કોઇ પદાર્થના તે પદાર્થરૂપે થતા વ્યવહારનું કારણ પ્રાણપ્રદ ઉપાધિ છે; અને સત્તા પામેલા પદાર્થમાં રહેલી ગુણરૂપ કંઈ વિલક્ષણતા, તેનો વિશેષાધાન હેતુ ઉપાધિ કહેવાય છે.

નીચેના કોઠા ઉપરથી ઉપાધિના પ્રકાર સારી રીતિએ સમજાશે:—




આ કોઠા ઉપરથી સહજ જણાશે કે પરિણામે ઉપાધિના આ ચાર પ્રકાર છે:—પ્રાણપ્રદ, વિશેષાધાનહેતુ, અને યદૃચ્છાત્મક.

પ્રાણપ્રદ ઉપાધિ એટલે જેના સંબંધે કરીને કોઇ પદાર્થ પોતાના રૂપે સ્થિત છે, તે જાતિ. ગાયમાં ગાયપણું, માણસમાં માણસપણું તથા જનાવરમાં જનાવરપણું એ જાતિઓ છે.

વિશેષાધાનહેતુ એટલે જે ઉપાધિવડે એકજ જાતિના બે પદાર્થોમાં ભેદ જણાય છે, તેવો પદાર્થમાં રહેલો નિત્ય ધર્મરૂપ ગુણ. 'ધોળી ગાય'માં 'ધોળી' ગુણસૂચક શબ્દ છે; તે સજાતીય પરંતુ અન્ય રંગની ગાયોથકિ એ ગાયનો ભેદ સૂચવે છે.

સાધ્ય ઉપાધિ એટલે સંવર્ધન અથવા વિકાસ પામનારો દ્રવ્યમાં રહેલો ક્રિયારૂપ ધર્મ. જેમકે 'પાક'. અહીં એ શબ્દ ચૂલે ચઢાવવું, ત્યાંથી નીચે ઉતારવું વગેરે પહેલેથી તે છેલે સુધી સર્વ વ્યાપારોનું ભાન કરાવે છે. માટે 'પાક' સાધ્યસૂચક અથવા ક્રિયાવાચક શબ્દ છે.

યદૃચ્છાત્મક ઉપાધિ પ્રત્યેક પિંડવાચક સંજ્ઞારૂપ છે. તેમાં અમુક જાતિનો બોધ થયા પછી તે જાતિમાન્ પિંડનો બોધ થાય છે, એવો કંઇ નિયમ નથી. તેમજ દ્રવ્યમાં ઉપાધિરૂપે તે કલ્પવાને માટે વક્તાને પોતાની ઈચ્છા શિવાય અન્ય હેતુ પણ હોતો નથી. રામ, હરિ, ફકિરભાઇ ઇત્યાદિ સંજ્ઞાઓ છે.

જાતિ, ગુણ, દ્રવ્ય, અને ક્રિયા,—એ વૈયાકરણોના ચાર પદાર્થો છે. ઉપરના મત પ્રમાણે એ ચારેના સંબંધે સંકેત લેવામાં આવે છે. પરંતુ તે જાતિનાજ સંબંધે લેવાનું કેટલાએકનું મત છે. તેઓ કહે છે કે ગુણ, દ્રવ્ય અને ક્રિયામાં પણ જાતિ રહેલી છે; [1]શરદ્, દૂધ, તથા શંખમાં વસ્તુતઃ ભિન્ન ભિન્ન શુક્લ રંગ છે, તથાપિ તે સર્વે શુક્લજ કહેવાય છે, તેથી તેમાં શુક્લતારૂપ જાતિ છે; દૂધપાક, તલપાક, ઇત્યાદિ અનેક ભિન્ન ભિન્ન પાક છે, પરંતુ પાકત્વરૂપ જાતિ તે સર્વમાં હોય છે; તેમજ 'રામ' સંજ્ઞાનું ઉચ્ચારણ બાળક, વૃદ્ધ, અને પોપટ જુદી જુદી રીતિએ કરે છે; અને એ સંજ્ઞાથી સૂચવાતા દ્રવ્યમાં પરમાણુઓના આવાગમનથી ક્ષણે ક્ષણે અનેક ફેરફાર થાય છે, તથાપિ તેમાં 'રામત્વ' રૂપ જાતિનો અંગીકાર કરી શકાય છે. તેથી જાતિના સંબંધેજ સંકેત લેવો જોઈએ.



1. શરદ્ શુક્લ, દૂધ શુક્લતર, અને શંખ શુક્લતમ ગણાય છે.

## ૪. પદ અને પદાર્થ.

શબ્દના જે રૂપથી વ્યવહારમાં તેનો સંકેતિત અર્થ સૂચવાય છે, તે પદ છે. તેનાં લક્ષણ નીચે પ્રમાણે છેઃ—

(અ) તે પ્રયોગ કરવા યોગ્ય હોવું જોઇએ, અર્થાત્ વાક્યમાં તેનો ઉપયોગ કરતી વખતે, પ્રત્યય લગાડવા આદિ જે જે સંસ્કાર કરવા યોગ્ય હોય, તે તે તેને થયેલા હોવા જોઇએ. આથી શબ્દનું સાદું રૂપ પ્રયોગ કરવાને અયોગ્ય હોય, તો તે પદ ગણાય નહિ.

(ઇ) તેના વર્ણો અનન્વિત હોવા જોઈએ, એટલે જો તેમનો પરસ્પર અન્વય થતો હોય, તો તે પદ ગણાય નહિ. આથી પરસ્પર અન્વયવાળા વર્ણોનું બનેલું વાક્ય પદરૂપ ગણાતું નથી.

(ઉ) તે એટલુંજ હોવું જોઈએ.

અધ્યાહારવાળાં એકપદિ વાક્યોમાં જોઇતા શબ્દો મૂકીએ, એટલે તેમનો પરસ્પર અન્વય થઇ શકે છે, એવાં વાક્યો પદરૂપ ગણાય નહિ.

(ઋ) તેનો અર્થ થવો જોઈએ. આથી 'કચટતપ' જેવા નિરર્થક વર્ણ સમૂહને પદ કહી શકાય નહિ.

પદનું ઉચ્ચારણ થતાં જે વસ્તુનું ભાન થાય છે તે તેનો અર્થ જાણવો. 'ગાય' એ પદ છે; તેનું ઉચ્ચારણ થતાં 'દૂધ દઇ શકે એવાં ચાર આંચળ, સાસ્ના ઇત્યાદિ લક્ષણયુક્ત પિંડ'નું ભાન થાય છે. માટે તે પિંડ 'ગાય' પદનો અર્થ છે.

કોઇ પણ પદનો સંકેતિત અર્થ શીખવામાં ત્રણ હેતુઓ છેઃ—क. આપ્ત પુરૂષનું વચન, ख. વ્યવહાર, અને ग. પ્રસિદ્ધપદનું સાન્નિધ્ય.

क. કોઇ પદાર્થ તરફ આંગળી કરી બાળકનો વડિલ તેને તેનું નામ કહે છે, અર્થાત્ જે પદાર્થને સંકેતથી 'ઘોડો' એ સંજ્ઞા આપેલી છે, તે તરફ આંગળી કરી બાળકને તેનો વડિલ કહે છે કે 'જો, આ ઘોડો'; તેમજ રોટલો બતાવી કહે છે કે 'જો, આ તાતા' ઇ. ઇ. આ પ્રમાણે બાળક વિશ્વાસ રાખવા યોગ્ય વડિલનાં વચનથી કેટલાક સંકેતો લહે છે. જ્યારે તેનું અંતઃકરણ જરા વધારે સ્ફુરવા માંડે છે, ત્યારે તે પોતાની મેળેજ પદ અને પદાર્થોનો નિશ્ચય કરે છે. તેમાંઃ—

ख. જ્યારે વૃદ્ધ પુરૂષ તરૂણને આજ્ઞા કરે કે 'ગાય લાવ,' ત્યારે તે

સાંભળી તરૂણને ગાય લાવવાના કામમાં રોકાયેલો જોઇ બાળક પોતાના મનમાં એવો નિશ્ચય કરે છે, કે 'ગાય લાવ' એનો અર્થ સાસ્નાદિ લક્ષણ યુક્ત પિંડ લાવવારૂપ છે. પછી બીજી વાર જ્યારે વૃદ્ધ તરૂણને આજ્ઞા કરે કે 'ગાય બાંધ, અને ઘોડો લાવ' ત્યારે તે સાંભળી તરૂણને ગાય બાંધવાના, અને ઘોડો લાવવાના કામમાં રોકાયેલો જોઇ બાળક ગાળી કઢવાના શબ્દોને ગાળી કાઢી, બાકીના શબ્દોને યોગ્ય સ્થળે મૂકી, વિવેકથી એવો નિશ્ચય કરે છે કે 'ગાય'નો અર્થ સાસ્નાદિ લક્ષણ યુક્ત પિંડ અને 'લાવ'નો અર્થ 'આણ' થાય છે; અને આ રીતિએ તેમનો સંકેત લહે છે.

(ગ) જેનો સંકેતિત અર્થ પ્રથમ જાણેલો હોય, એવા પ્રસિદ્ધ પદની સાથે કોઇ અજાણ્યું પદ વપરાયેલું હોય તો બાળક પ્રસિદ્ધ પદને યોગ્ય તેનો સંકેતિત અર્થ કલ્પી શકે છે. ભ્રમર કમળનો રસ પીયે છે, એ વાર્તા, તથા 'કમળ' 'પીવું' એ શબ્દોના અર્થ બાળક પ્રથમથીજ જાણતો હોય, તો 'આ ખીલેલા કમળમાંથી મધુકર મધુ પીએ છે, એ સાંભળતાં તે માંહેનાં અજાણ્યાં પદોના અર્થનો, પ્રસિદ્ધ પદોના અર્થને યોગ્ય, નિશ્ચય કરે છે; અર્થાત્ અહીં ભ્રમરને મધુકર કહ્યો છે, તથા કમળના રસને 'મધુ' નામ આપ્યું છે, એ સંકેત તે લહે છે.

કોઇનું એવું મત છે કે પદનો સંકેતિત અર્થ જાણવામાં આ ત્રણ હેતુઓ ઉપરાંત નીચે કહેલા પાંચ હેતુઓ પણ ઉપયોગિ છેઃ—

(૧) વ્યાકરણ, (૨) કોષ, (૩) ઉપમાન,
(૪) વાક્યનો શેષ, અને (૫) વિવરણ.

'ગુજરાત' એ શબ્દ ઉપરથી 'ગુજરાતી' શબ્દનો સંકેતિત અર્થ સમજી શકાય છે, તે વ્યાકરણથી. 'વંજુલ' શબ્દનો પ્રયોગ નેતર અને અશોક વૃક્ષ—એ બન્ને સૂચવવા માટે થઇ શકે છે, તે જ્ઞાન કોષથી મળે છે. એક વખત ગાય જોઇ હોય; અને 'ગાય' પદનો અર્થ આ સાસ્નાદિ લક્ષણ યુક્ત પિંડ છે, એ જ્ઞાન થયું હોય; પછી અન્ય કોઈ સમયે એવુંજ બીજું શરીર જોતાં તુલના કરી આ પિંડ પણ ગાય છે, એ નિશ્ચય બાળક કરે છે, તે ઉપમાનથી 'આવે ઉલટી રે લોલ' આટલાંજ પદોનો અર્થ કરીએ તો ઉલટીનો અર્થ વમન થાય છે, પરંતુ આખું વાક્યઃ—

'ક્ષુધાવંત સિંહના સમાન છે કડી રે લોલ,
અવલોકતાં અનંગ આવે ઉકડી રે લોલ.'

વાંચતાં 'ઉકડી' પદના ખરા અર્થનું ભાન થાય છે. વિવરણ એટલે ટીકા.

દૃષ્ટાન્તઃ—

'અક્ષર સુધારવા સારૂ સમક્ષ વર્ણદર્પણ[૨] રાખી તે પ્રમાણે વર્ણ અથવા અક્ષર લખવા પ્રયત્ન કરવામાં આવે છે, તેમજ ગુણ શીલ અર્થે પણ કરવાનું છે.'

અહીં વિવરણ ઉપરથી 'વર્ણદર્પણ'નો અર્થ 'લીપીધારા' છે, એ નિશ્ચય થઇ શકે છે.

આ પાંચ હેતુઓનો પ્રથમ કહેલા क, ख, અને ग, હેતુઓમાં અંતર્ભાવ છે, એમ કહી શકાય.



## ૫. વાક્ય અને મહાવાક્ય.

અનેક પદ એકઠાં મળવાથી વાક્ય થાય છે. પરંતુ તેમાં યોગ્યતા, આકાંક્ષા, અને આસત્તિ—એ ત્રણ લક્ષણો અવશ્ય જોઇએ.

યોગ્યતા એટલે પદાર્થોનો પરસ્પર અન્વય કરવામાં બાધનો અભાવ; જેમકે 'કૃષ્ણ પાણી સિંચે છે.' જો યોગ્યતા વિનાનાં પદ પણ એકઠાં મળવાથી વાક્ય થતું હોય, તો—

'કૃષ્ણ અગ્નિ સિંચે છે' તથા 'ચતુર જે ગુર્જર ચોકશી છે,' કૌસ્તુભની કિંમત તેજ પીછે.'

એ પણ વાક્યો ગણાય. પરંતુ તેમ નથી. પાણી સિંચાય છે, પરંતુ અગ્નિ સિંચાતો નથી. તેમજ ઝવેરી કૌસ્તુભની કિંમત કરે, પણ હીરાની કિંમત કરવી, એ ચોકશીનું કામ નથી.

આકાંક્ષા એટલે પ્રતીતિની અપૂર્ણતા. તે એક પદ સાંભળી તેની સાથે સંબંધવાળું અન્ય પદ સાંભળવાની ઇચ્છારૂપ છે. જેમકે—

'મારા સમ ધો મૂકી મનનો મેલ જો', અહીં 'મારા' પદ સાંભળ્યા પછી 'સમ' સાંભળવાની આકાંક્ષા થાય છે; અને એક પછી એક આકાંક્ષાઓ પૂર્ણ થતાં વાક્ય પણ પૂર્ણ થાય છે. જો આકાંક્ષા સિ-

૨. લીપીધારા, અક્ષરમાળા, ધ. ઇ.

श्री

# महाकाल.

## अमर्यादमानाभिलाष.

श्लोकः

मानाभिलाषोऽप्यतिवर्द्धमानः ।
मानेनहीनंमनुजंकरोति ॥
पादाङ्गुदंयोग्यमतीत्यमानम् ।
यानेमवेद्बन्धनशृङ्खलेव ॥ २ ॥

આ સંસારનો એક સ્વાભાવિક નિયમ છે કે જે વસ્તુ પોતાની મેળેજ આવીને પ્રાપ્ત થાય છે તે પ્રાયશઃ સુખપ્રદાતા નીવડે છે. જો કદી સ્વતઃ આવી પ્રાપ્ત થયેલી વસ્તુથી દુઃખપ્રાપ્તિ થાય છે તો પણ તે હાથે કરીને આણેલી વિપત્તિ જેટલી સંતાપજનક થઇ પડતી નથી. તેમજ જો સ્વતઃ પ્રાપ્ત થયેલી વસ્તુ લય પામે છે તો પણ તે પરિશ્રમ વડે ઉપાર્જન કરેલી વસ્તુના નાશની માફક પરમ ક્લેશનું કારણ થઇ પડતી નથી.

પૂર્વોક્ત વાક્યોમાં જો કે એક સામાન્ય સિદ્ધાન્ત સમાયલો છે, તો પણ 'માન'ના સંબંધમાં પૂર્વોક્ત વાક્યોનું યથાર્થ સમર્થન થાય છે. માન એ એક અતિ અસ્થિર અને વસ્તુતાહીન કાલ્પનિક પદાર્થ છે. એની વ્યાખ્યા દેશ, કાળ તથા કાલજન્ય અનુભવ ઉપરથી નિરન્તર બદલાતી જાય છે. જેને એક વર્ગ માન સમજે છે, તેને બીજો વર્ગ અપમાન સમજે છે. આમ છતાં પણ પ્રત્યેક માનુષ એમ માન્ય કરે છે કે માન એ કાંઇક છે. આ પ્રમાણે માનની વસ્તુતા વ્યવહારમાં માનવામાં આવે છે એટલુંજ નહીં, પણ તેની વસ્તુતાનો અંગીકાર કરીને વ્યવહારમાં આચરણ કરવામાં આવે છે.

એક સમયે જે આચરણથી માનની પ્રાપ્તિ થાય છે તેજ આચરણથી અન્ય સમયે માનની પ્રાપ્તિ નથી થતી; કોઇ સમયે તો તેજ આચરણ

ઉલટું અપમાનનું કારણ થઇ પડે છે. આવાંજ ઉદાહરણ પ્રત્યેક દેશના ઇતિહાસમાં નોંધાયલાં નજરે પડે છે.

અમુક આચરણથી અમુક માણસને અમુક પ્રકારનું માન મળેલું હોય છે એમ આપણને પ્રજા મંડલના નિત્યના અનુભવ ઉપરથી વિદિત થાય છે. આ માન પ્રાપ્ત થયા પછી જાળવી રાખવાને મનની સ્થિરતાનો નિરન્તર ઉપયોગ કરવો પડે છે.

આ મનની સ્થિરતાનો ઉપયોગ તેના ખરા સ્વરૂપે સમજાવો એ પણ નાનું સરખું કામ નથી. માનને સાચવી રાખવામાં મનનું સ્થૈર્ય જેટલું ઉપયોગિ છે તેટલો માનની વૃદ્ધિ કરવાને માટે કરવામાં આવતો ઉદ્યોગ ઉપયોગનો નથી. વિવેકને અનુસરીને પોતાના કર્તવ્યમાં અવિકારિપણે વર્તન કર્યે જવું, માનના સંવર્દ્ધનને માટે ફાંફાં ન મારતાં તથા લાલસાઓથી મુક્ત થયેલા મનની સલાહ લેઈને વર્તવું એજ માનને આપનાર તથા સ્થાપનાર છે. જેઓનાં મન લાલસાઓથી મુક્ત નથી થયાં તેઓને તો પ્રથમથીજ પ્રાપ્ત થયેલા માનનો નાશ થવાની ચિન્તા રહે છે. એ ચિન્તા મનની સ્થિરતા હરીલેઇ માન રક્ષણને અર્થે નાના પ્રકારના વ્યાપારમાં મનને યોજે છે. આ ક્ષણથીજ માનની હાનિ થવાનો પ્રારંભ થાય છે. માનના અસ્તની વૃદ્ધિંગત સ્થિતિ થતાંજ મનની અધિક અધિક વ્યગ્રતા થતી જાય છે. પ્રાપ્ત થયેલું માન જે સ્થળ ખાલી કરે છે તેજ સ્થળે અપમાન અથવા તો અપમાનનો ભાસ આવીને નિવાસ કરે છે.

આવાજ પ્રકારની સ્થિતિ થવાનો એક બીજો હેતુ છે તે હાલના સમયમાં બહુશઃ દૃષ્ટિગોચર થાય છે. જે માણસને એક રીત્યે માન મળે છે તે માણસને બીજી રીતે માન મળવાના અનેક પ્રસંગો આગળ આવે છે. આ પ્રસંગો આગળ માનનો સ્વીકાર કરવામાં જેટલી અસાવધતા રાખવામાં આવે કે તેટલીજ ત્વરાથી પ્રાપ્ત થયેલા માનનો વિનાશ અને અપમાનનો પ્રકાશ પાસે આવે છે.

માન મેળવવાના પ્રસંગો આવ્યા છતાં તેનું માનને વરંવાર ના સ્વીકારવાથી માનુસને જે લાભો થાય છે તે થોડાજ પુરુષો સમજી શકે છે. થોડાજ વિવેકી પુરુષો સમજે છે કે માન પોતાની સાથે અમુક કર્તવ્ય લેતું આવે છે. અધિક માનની પ્રાપ્તિએ અધિક કર્તવ્યનો ભાર થાય છે. કર્તવ્ય અને માનનો એવો નિકટ સંબંધ હોય છે કે કર્તવ્ય ખંડિત થતાં

પહેલાં તો માનનુંજ ખંડન થાય છે. दीर्घसूत्री विनश्यति એવો વિદ્વાનો-નો નિશ્ચય અનુભવ હીન નથી. એ નિશ્ચય અચલજ છે. માનનો અર્થ માપ થાય છે, માટે માન સ્વીકારતાં પહેલાં તો માણસે પોતાની શક્તિનું-જ માન અર્થાત્ માપ કરવું. શક્તિથી વધારે મેળવેલું માન એ કેવળ બોજો થઇ પડે છે. જેટલી આપણી શક્તિ હોય તેટલુંજ માન આપણે સ્વીકારવું.

આ નિયમનું ઉલ્લંઘન કરીને ચાલનારા આપણા રાવસાહેબો, રાવ બહાદુરો, ખાનસાહેબો, ખાન બહાદુરો, સી. આઇ. ઇ. વગેરે મહાજનો કેવી શોચનીય સ્થિતિમાં વસ્તુતઃ આવી પડ્યા છે!

આમાંના ઘણુખરા તો પોતાના અમર્યાદમાનાભિલાપને લીધેજ મો-હ પિંજરે પૂરાઇ ગયા છે. તેઓને પૂછવામાં આવતું કે કેમ સાહેબ અ-મુક સભાના પ્રમુખ થશો? તો કે હા; ફલાણા ખાતાના વ્યવસ્થાપક થ-શો? તો કે ખુશીની સાથે; અમુક બાબતના અગ્રેસર થશો? તો કે આ-ભાર સહિત; અને ધર્મના સુધારક અને બોધક થશો? તો કે મારૂં ક-ર્તવ્ય આનંદ સાથે બજાવીશ. આજ પ્રમાણે જે તે બાબતમાં તૈયાર; ના કહેવાય કેમ? પોતાની શક્તિનું માપ થઇ જાય તે!! અરે, પણ તેઓ:-એ શક્તિ વિના સ્વીકારેલાં કર્તવ્યમાંથી કાંઇપણ સાર નીકળતો નથી. છે-વટે કર્તવ્ય સ્ખલિત થયા વિના રહેતુંજ નથી. થોડા ઘણા પ્રથમનાં મળે-લા માનથી ફુલાઈ ગયેલા પોતાની શક્તિથી અધિક માનની હદમાં આ-ગળ વધ્યેજ જાય છે. પછી સહરાના રેતીના રણમાં મધ્યે આવેલું ગાડું અટકે છે. ચારે તરફ પછી દૃષ્ટિક્ષેપ કરે તો પિષ્ટ સાકર જેવી જણાતી રેતી. આના સંબંધમાં અધિક લખવાને હવે અધ્યાહાર તરીકે રહેવા દેઇ શું તોપણ ચાલશે. સંક્ષેપમાં સાર એજ કેઃ—અપરિમિત માન પરમેશ્વર-નેજ ઘટે છે; કેમકે તેની શક્તિ અપરિમિત છે; માણસને નહીંજ; કેમકે તેની સક્તિ પરિમિતજ છે." ઉપલા શ્લોકનો પણ એજ ભાવાર્થઃ—

> અમર્યાદ માનાભિલાપ માનવીના માનનો નાશ કરે છે;
> અતિશય મોટું નૂપુર ચાલતી વખતે બેડી માફક નડે છે.

## सद्गुरुनी आवश्यकता.

### રાગ કલ્યાણ. પદ ૧

સદ્ગુરૂ વિણશું થાય, જનથી સદ્ગુરૂ વિણ શું થાય? ટેક
બાળક વિણ દેખ્યે નવ શીખે, અનુભવ ક્યો ઉરમાંય. જનથી ૧
ફરવું ઉચ્ચરવું ને રમવું, દેખીને શીખાય. જનથી. ૨
બાહ્ય ક્રિયા સાધારણ તે પણ, ગુરૂદ્વારાજ પમાય. જનથી. ૩
વિદ્યા માટે પણ પાટી લઇ, બાળ નિશાળે જાય. જનથી. ૪
અર્ધી ઉમ્મર ભણતાં ગાળી, બી. એ. એમે થાય. જનથી. ૫
આ વ્યવહાર તણી વિદ્યાઓ, પૂર્ણ શ્રમેજ સધાય. જનથી. ૬
અધ્યાત્મિક વિદ્યા અંતરની, ગુરૂ વિણ કેમ લહાય. જનથી. ૭
નેતિ કહી જે નિગમે વર્ણ્યુ, તે દાખે ગુરુરાય. જનથી. ૮
સ્નેહ ધરી સેવે સદ્ગુરુને, તે ફળ અકળ કમાય. જનથી. ૯
લૌકિક સુખ માટે પણ માનવ, અતિશ્રમ કરિ અથડાય. જનથી. ૧૦
અજર અને લોકોત્તર સુખ તે, શ્રમવિણુ કેમ ચખાય? જનથી. ૧૧
સદ્ગુરૂ શોધી સેવે તે નર, પામે સુગમ ઉપાય. જનથી. ૧૨
યોગ ક્રિયા ભવરોગ વિદારણ, સાધો લઈ ગુરૂ સાંય્ય. જનથી. ૧૩
જ્યાં લગિ ગુરુગમં નુ મળી ત્યાં લગિ, જુદી સહુ વિદ્યાય. જનથી. ૧૪
ગુરૂગમ પામે તો વિદ્યાનું, સત્વ બધું સમજાય. જનથી. ૧૫
અનુભવ વિણ અભિપ્રાય વદે તે, મૂર્ખ વડો લેખાય. જનથી. ૧૬
સેવો સદ્ગુરૂ શરણ વિવેકે, પછિ આપો અભિપ્રાય. જનથી. ૧૭
શાસ્ત્ર સકળ છે સત્ય પદાર્થો, સદ્ગુરૂ સૂર્ય ગણાય. જનથી. ૧૮
રવિવિણ દીન—કહે, શી રીત્યે વસ્તુ જણાય. જનથી. ૧૯
સદ્ગુરૂ સેવી સજ્જન શાણા, સુખ સરિતામાં ન્હાય. જનથી. ૨૦

---

## सहवास.

'સહવાસ' એ શબ્દ 'સહ' અને 'વાસ' એ બે પદ મળીને થયેલો છે. સહ=સાથે, તથા વાસ=રહેવું. સહવાસ=સાથે નિવાસ કરવો તે. આ તો સહવાસનો મૂળ અર્થ છે.

'સહવાસ' વિષે ભિન્નભિન્ન દેશના અને ભિન્નભિન્ન સમયે થઇ ગ-યેલા વિદ્વાનો એક કરતાં અધિક વાર લખી તથા બોલી ગયા છે. ભિન્ન-ભિન્ન પ્રજાના ધર્મના આધારભૂત ગ્રંથોમાં પણ સહવાસ વિષે લખેલું જો-વામાં આવે છે. જે જે વ્યાખ્યાનો તથા લખાણો સહવાસ વિષે થયાં છે, થાય છે તથા હવે પછી થશે તે સર્વેનું લક્ષ્ય સહવાસ જન્ય ફેરફાર છે. ઉક્ત ફેરફાર કોઈ વાર શુભ અને કોઇ વાર અશુભ હોય છે. આ શુ-ભાશુભ ફેરફારનું કારણ સહવાસ છે એમ સઘળી પ્રજાઓના અનુભવ દ-ર્શક નીતિ–વચનો દર્શાવી આપે છે.

યથા सङ्ग स्तथा जनः, સોબતે અસર, સંગ તેવો રંગ, Company makes a man ઇત્યાદિ વાક્યો પ્રજા સમૂહ વડે અચલ સત્ય તરીકે અં-ગીકાર કરાયલાં છે. વ્યવહારમાં તેમજ પરમાર્થમાં વાતચિત્ત કરતાં મનુષ્યો પૂર્વોક્ત વાક્યો વારંવાર ઉચ્ચરે છે. એ વાક્યોને વદનારામાંનો કોઇકજ એ વાક્યોના આધારરૂપ તત્વજ્ઞાનનાં મૂળતત્વને જાણતો હશે. સહવાસથી ફેર-ફાર થવાનાં કારણભૂત મૂળતત્વનો વિચાર અમારા વાચકવૃન્દ આગળ આ-જે નિવેદન કરવાની આજ્ઞા લેઇએ છીએ.

૧. પાશ્ચાત્ય તેમજ આપણા ભારતવર્ષીય વિદ્વાનોનો એવો નિર્ણય છે કે વધારે અણુનો બનેલો પદાર્થ થોડા અણુથી બનેલા પદાર્થને અ-ધિક બળથી આકર્ષે છે અને થોડા અણુથી બનેલો પદાર્થ વધારે અણુથી બનેલા પદાર્થને પોતાના પ્રમાણમાં અર્થાત્ ન્યૂન બળથી આકર્ષે છે. આ સિદ્ધાન્ત સ્થૂળ સૃષ્ટિને લાગુ પડે છે એટલુંજ નહીં, પરન્તુ સૂક્ષ્મ સૃષ્ટિને પણ સરખીજ રીત્યે લાગુ પડે છે એવું મત સકલ યોગ શાસ્ત્રના સૂત્ર-કાર મહામુનિ ભગવાન્ પતંજલિએ પ્રસ્થાપિત કર્યું છે. આવુંજ મત અ-સલના તેમજ હાલના પણ કેટલાક પાશ્ચાત્ય તત્વજ્ઞાનીઓનું છે.

૨. પ્રાચીન તથા અર્વાચીન વિદ્વાનોનો બીજો એક એવો નિર્ણય છે કે સૂર્ય, પૃથ્વી આદિ અંડને વાતાવરણ હોય છે. આ સિદ્ધાન્ત અધિક શોધ કરનારા હાલના કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો આગલ લેઇ જઈ જણાવે છે. સૂર્યાદિ મહા–અંડને પોતાનાં વાતાવરણ હોય છે એટલુંજ નહીં પણ નાના પિંડને પણ પોતાનાં વાતાવરણવિશેષ હોય છે. આર્ય દેશસ્થ વિ-દ્વાનોને આ શોધ કાંઇ નવો નથી. કેમકે તેઓના શ્રી ગન્મહર્ષિ પતંજલિ ભગવાન્‌ના કરેલા પરમાણુના સંબંધના વિવેચનમાં પૂર્વોક્ત સિદ્ધાન્તનો

અંતર્ભાવ થાય છે. ભરતખંડના અજ્ઞાનમાં અજ્ઞાન નિવાસીઓ પણ કહે છે કે, જે પિંડે તે બ્રહ્માંડે અને બ્રહ્માંડે તે પિંડે.

વાચકવૃન્દનું ધ્યાન આકર્ષવાને અમો અત્રે જણાવીએ છીએ કે પૂર્વોક્ત બે સિદ્ધાન્તો સહવાસથી થતાં ફેરફારનાં કારણો સમજાવે છે. એ બે સિદ્ધાન્તો સ્થૂળ, સૂક્ષ્મ, બાહ્ય તથા અભ્યંતર સૃષ્ટિને સરખી રીત્યે લાગુ પડે છે. આ વાર્તા આપણા આર્ય ધર્મનાં પુસ્તકોમાં તો અનેક ઠેકાણે જણાવી છે; તથા તદનુસાર પ્રયોગો કરીને ખાતરી કરી આપનાર અનેક મહાત્માઓ આર્યભૂમિમાં વસે છે. અધિકમાં વળી જણાવવા માગીએ છીએ કે પશ્ચિમના ઘણા વિદ્વાનો હાલના સમયમાં એવાજ પ્રકારના પ્રયોગો ઘણો પરિશ્રમ લેઇને સિદ્ધ કરતાં શિખ્યા છે.

આ ઉભય સિદ્ધાન્તને ઉદાહરણ આદિ લેઇને ઘટાવતાં પહેલાં તો આપણે જોઇએ કે સહવાસથી વ્યષ્ટિયોમાં ફેરફાર થાય છે કે નહીં, અને થાય છે તો કેટલા પ્રકારના અને કેવા પ્રકારના. સર્વથી પ્રથમ જોઇએ તો સહવાસથી વ્યષ્ટિયોમાં વિવિધ ફેરફાર થાય છે એ તો આપણને આપણા નિત્યના અનુભવપરથી સ્ફુટ રીત્યે સમજાય છે. હવે પૂર્વોક્ત ફેરફાર બે પ્રકારના થાય છે. ૧. દેહના સંબંધમાં. ૨. મનના સંબંધમાં. હવે પુનઃ આ ફેરફાર કેવા પ્રકારના થાય છે તેનો વિચાર કરીને દૈહિક તથા માનસિકના બે ભાગ કરી શકાય. જેમકે, ૧ શુભ, ૨ અશુભ. સરળતાને માટે વિભાજક કોઠો અત્રે મૂકીએ છીએઃ—




આમાં દૈહિક શુભ ફેરફારનાં ઉદાહરણ ઘણાં મળી આવે છે. મહાત્માઓના તથા યોગીઓના સહવાસમાં નિરંતર રહેનાર મનુષ્યો ઘણું કરીને નિરંતર આરોગ્ય ભોગવે છે. ઉંજણી વગેરે નાખવાથી માણસના રોગનો નાશ કરવામાં આવે છે. હાલમાં સત્વવિનિમય (Mesmerism)ના પ્રયોગો પણ આવાંજ ધોરણો ઉપર કરવામાં આવે છે. સત્વ વિનિમ-

યના પ્રયોગમાં શુભ અસર કરવાને માટે શુદ્ધ સત્વવાન્ વિનિમાતાની અગત્ય છે. સહવાસ પણ એક જાતનો સ્વતઃ પ્રયોગજ છે માટે સહવાસથી શુભ અસર થયેલી ઘણે સ્થળે આપણે જોઇએ છીએ. બે સહવાસીઓમાંથી જેનો સત્વ-પ્રવાહ પ્રબળ હોય છે તે અન્યને અસર કરી શકે છે બળવાન્ શુદ્ધ સત્વ પ્રવાહવાળાની સંગે રહેવાથી કાળે કરીને ખાસ પ્રયોગ કર્યા વિના પણ શુભ અસર થાય છે. તેવીજ રીત્યે અશુભ દૈહિક અસરનાં પણ ઉદાહરણ પણ આપણી નજરે પડે છે. કેટલાક લોકોને આપણે સહવાસ વડે રોગના ભોગ થઇ પડેલા જોઈએ છીએ. જંગમ વિષથી થતી હાનિયોને પણ આજ વિભાગના પેટામાં લેઇ શકાય. આ સ્થળે અમારે જણાવવું જોઈએ કે રોગીઓનો સહવાસ જો હાનિકારક છે તો રોગી વિનિમાતાઓ સત્વ વિનિમયના પ્રયોગો કરે તે તો સ્પષ્ટ રીત્યે અધિક હાનિકારક છે એમાં કાંઇ શક નથી. આમ છે તેમ છતાં કેટલાક ભયંકર રોગ ગ્રસ્ત માણસો જેવા કે આંદીની પરાકાષ્ટાએ પહોચેલા રોગીઓ વગેરે આવા સત્વ વિનિમયના પ્રયોગો એક રમતની ખાતર લોકોને પોતાની શક્તિવડે આશ્ચર્ય પમાડવાને કરે છે. આ એક પ્રકારનું ઘાતકીપણું છે એમ કહેવાને કાંઇ પણ પ્રતિબંધ નથી. એવા રોગી વિનિમાતાઓનું સત્વ શરીરમાં દાખલ થવાથી પાત્રીભૂત માણસના શરીરને રોગનાં બીજરૂપ ક્ષેત્ર કરે છે. જો કે આવા રોગો પાત્રના શરીરમાં કેટલીક વાર પ્રાદુર્ભૂત નથી થતા તો પણ કેટલીક પ્રકારની પિંડમાં અવ્યવસ્થા થયા વિના તો રહેતીજ નથી. આવા પ્રયોગો કરતાં તેના સંબંધમાં ઘણી સૂક્ષ્મ બાબતો ધ્યાનમાં રાખવાની છે. તે ગુરુ ગમ્ય બાબતો છે. તે બાબતો પોતાની મેળે શીખી જવાથી તેમનું રહસ્ય તથા અનુભવ નથી મેળવી શકાતો. સત્વ વિનિમય વિદ્યા એ પણ લક્ષ યોગના એક અંશનો અંશ છે. યોગ વિદ્યા એ અનુભવ સિદ્ધ વિદ્યા છે. કેવળ સાક્ષરત્વના બળથી એ વિદ્યામાં જેઓ પ્રવેશ કરે છે તેઓ સ્વહિત અને પરહિતનો નાશ કરે છે એટલુંજ નહીં પરન્તુ માણિક્ય, મણિ જેવા ઉત્તમ પદાર્થને કાગડા ઉડાડવાના કાંકરાને સ્થાને યોજવા જેવું કરે છે.

આટલા ઉપરથી અમો ભોળા માણસોને ચેતવવા માગીએ છીએ કે તેઓએ રોગી વિનિમાતાઓના પાત્ર કદી પણ થવું નહીં. આવા ડાહ્યા પણ મૂર્ખના સરદાર વિનિમાતાઓની પાશ્ચાત્ય સત્વ વિનિમયનાં પુસ્તક

થયા પછી બહુ વૃદ્ધિ થઈ છે. તેઓ રોગિ શિરોમણી હોવા છતાં યોગિ શિરોમણિ ગણાવાને ભલમનસાઈના દંભ સાથે પરોક્ષ યત્ન કરવા જેવું કરે છે. માટે એવા રાજરોગી અને રાજયોગીથી અનામય ઇચ્છનારાઓએ દૂર રહેવું.

હવે આપણે માનસિક શુભ ફેરફારના સંબંધમાં વિવેચન ચલાવીએ. આપણે પ્રાચીન તથા નૂતન ગ્રન્થોમાં વાંચીએ છીએ કે અમુક માણસ અમુક સારા માણસની સંગતિથી સુધરી ગયો. તેમજ અનુભવદ્વારા આપણે એવા ઘણા ઉદાહરણો વ્યવહારમાં પણ જોઇએ છીએ. જેના અંતઃકરણમાં શુભ સત્વની પ્રબલતા છે તેવા માણસોના સહવાસથી અશુભ વૃત્તિઓવાળા માણસની મનોવૃત્તિયો પણ ધીમેધીમે બદલાઇ જાય છે. ઋષિ-આશ્રમોમાં પ્રવેશતાં હૃદયને જે નિવૃત્તિનું ભાન થાય છે. તેનું પણ આજ કારણ છે. તીર્થાદિક સ્થળોનાં મહાત્મ્યનો આધાર પણ ખોળતાં આજ મૂળતત્વમાં જડે છે. આજ પ્રમાણે સત્વ વિનિમયના પ્રયોગો કરવાથી અસદ્ મનોવૃત્તિવાળા મનુષ્યોને સદ્વૃત્તિવાળાં બનાવી શકાય છે. આપણે એવાં ઉદાહરણો પુરાણોમાં વાંચીએ છીએ કે અમુક મહાત્માએ . અમુક પુરૂષને માથે હાથ મૂક્યો કે તરતજ તે સાધુવૃત્તિને પ્રાપ્ત થતો હવો. વળી તપોવનનાં હિંસક પ્રાણી પણ અહિંસક સ્વભાવને ગ્રહણ કરી પોતાની મૂળ પ્રકૃતિનો ત્યાગ કરતાં હવાં. આવાં પુરાણ વાક્યોને કેટલાક માણસો ગપાટા તરીકે ગણીને કાઢી નાંખે છે પણ સહવાસથી એમ બને છે એમાં કાંઇ આશ્ચર્ય નથી. એક મસ્તાન ઘોડાને એક બહારવટીઆએ સત્વ વિનિમયના પ્રયોગથી વશ કર્યો હતો. લાંબા સહવાસનાં પરિણામના દાખલાઓ પણ એકથી અધિક શોધ કરતાં મળી આવે એમાં શક નહીં. સહવાસની અસર કાળે કરીને અદૃષ્ય રીતે થાય છે, એતો ખુલ્લું છે.

હવે સહવાસ જન્ય માનસિક અશુભ ફેરફાર વિષે વિવેચન કરીને તથા કેટલીક અગત્યની સૂચનાઓ કરીને આ વિષય।। સમાપ્તિ કરીએ. આપણે ઘણીવાર જોયું છે કે એક નઠારા માણસને સુધારવાને પ્રયત્ન કરનાર કેટલાક માણસ નઠારાને સુધારતાં પોતેજ તેના સહવાસથી બગડયા છે. આનું કારણ ખોળતાં એજ જણાય છે કે પેલા સુધારનારનું શુદ્ધ સત્વ પેલા નઠારાના અશુદ્ધ સત્વ કરતાં અધિક પ્રબળ નહોતું. આ ઉપરથી સમજવું જોઈએ કે જ્યાં લગી આપણું પોતાનું શુદ્ધ સત્વ યથાર્થ દૃઢ

થયું નથી ત્યાં લગી નઠારાને સુધારવાને માટે પણ દુરાચરણનો સંગ કરવો નહીં; કારણ કે ધનહીન માણસ-પારકુ દેવાળું સાચવવા જાય તો સઉથી પહેલો તો પોતેજ દેવાળું કાઢે છે. આતો સાધારણ સહવાસથી થતી અસર વિષે અમો લખી ગયા. પરંતુ પૂર્વોક્ત સત્વવિનિયમના ખાસ પ્રયોગોને તાબે થવાથી પણ દુરાચરણી વિનિમાતાનું અશુદ્ધ સત્વ પાત્રના મનોવ્યૂહમાં ફેરફાર કરી વિકારની ઉત્પત્તિ કરે છે. વ્યભિચારાદિ દોષવાળી મનોવૃત્તિવાળા વિનીમાતાના પાત્ર થવાથી મનની કોઇ પણ અંશે પતિતાવસ્થા થયા વિના રહેતી નથી. જો કોઈ પણ પ્રકારે માણસમાં ડહાપણ હોય તો તેણે પોતાના તન અને મન સંબંધિ વિચાર કર્યા વિના વિનિમાતા થવુંજ નહીં; પરન્તુ આ દંભના દિવસોમાં એવા વિચારવાન સજ્જનોની બહુ અછત છે. હાલ તો સહુનો ગાંગડો આવે એટલે વૈદરાજ થઇને બેસવું સઉને ગમે છે. માંથે કોઈ ધણી ધોરી તો મૂળથીજ હોય નહીં, કેમકે સુધરેલા અને ભણ્યા ગણ્યા થયા એટલે સઉના ગુરૂ થવું અને પરલાઇ કુટવી એમાં આનંદ મનાય છે. બે ચાર ગ્રન્થકાર પાસેથી આણેલી બીખને પોતાની ભાગી તૂટી શાનકમાં લેઇને પોતે પણ ગ્રન્થકાર બની જગત્‌ને બોધનું દાન કરવા મોટા કર્ણ રાજા જેવા થઇને બહાર પડે છે. એમના અનુભવની જો વાસ્તવ તપાસ કરીએ તો તેમના અનુભવની ઉંડાઇ ઉંધે માથે ગળા જેટલીથી પણ ઓછી હોય છે. પરન્તુ ટાપટીપ અને દંભનો પાર નહીં, એટલે તેઓ મૂર્ખમાં રાજા ગણાય તેમાં શી નવાઇ?

માણસના મનમાં અનુકરણ કરવાની ઈચ્છા થાય છે તેનું પણ મૂળ સૂક્ષ્મ વિચાર કરતાં આ વિષયમાં ચર્ચેલી બાબતો પરથીજ સમજી શકાય છે. આ પ્રસંગ ઘણો વિશાળ હોવાથી અમો વાચકવૃન્દનું ધ્યાન આવા અભ્યાસાર્હ વિષયપર વધારે વાર રોકવા ઈચ્છતા નથી.

આ આખા વિષયનો સાર એજ છે કે કોઈ પણ પ્રકારની મનની કિંવા તનની અશુભ સ્થિતિવાળો માણસ હોય તેના સહવાસમાં સામાન્ય કિંવા વિશેષ રીતે જેમ બને તેમ ઓછું આવવું. બનતાં સુધી વિશેષ સહવાસમાં તો કદી પણ આવવુંજ નહીં. વિશેષનો અર્થ અત્રે ખાસ છે. ખાસ સહવાસ સાથે ખાન, પાન તથા શયનાદિકથી થાય છે. તેમાં સત્વવિનિયમના પ્રયોગો તો નિકટતમ ખાસ સહવાસ છે. સહવાસની બાબતમાં માણસે ખાસ વિવેકનો ઉપયોગ કરીને વર્તવું.

## स्वरूप.

(સાંધણુ ગયા અંકથી.)

હે સંપૂર્ણ કાર્ય પ્રપંચરૂપ વિશ્વના ભક્ષક રૂદ્રો હું મહામંગલ સ્વ-રૂપ તથા મહાકાલ સ્વરૂપ વગેરે અનંત આરોપિત નામોથી આ વિશ્વ પ્રપંચમાં નિરંતર ઓળખાયો છું, તેજ હું સંપૂર્ણનો આધાર તથા અ-ધિષ્ટાનરૂપ છું.

તમે રૂદ્રોને, વિષ્ણુને તથા બ્રહ્માને ઇશ્વરરૂપે પોતપોતાના કાર્યમાં મા-રા અંશરૂપે સ્થાપી યોગ્ય પ્રકારે પ્રવર્તાવનારી આ મારી પ્રબળ સત્તાજ સર્વના મૂળરૂપ છે, જેથી વિદ્વાનો એને મૂલા પણ કહે છે. એ પ્રકટ મૂ-લા પ્રકૃતિના અધિપતિપણે આ મારા દીવ્ય લીલાવિગ્રહનેજ મહેશ્વરાદિ સંજ્ઞાઓ આપીને, વિશ્વવિભૂતિરૂપ પુરૂષોત્તમે મને તે આરોપિત શબ્દોવડે ઓળખાવી અત્યંત સુકૃતિવાન્ પ્રાણીઓને વેદાદિ સત્શાસ્ત્રોદ્વારા મારા અ-ભિમુખ કર્યા છે.

સંપૂર્ણ વિશ્વના શિરોભાગ હોવાથી પ્રપંચ માત્રના મસ્તકરૂપ ગણા-વા યોગ્ય રૂદ્રો! તમે, વિષ્ણુ, તથા બ્રહ્મા આ મારી સત્તાને અધીનવર્તી, ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને કરો છો, તથા તમેં પોતે પણ નિયમિત ક્રમ વડે પ્રપંચને અંતે લયભાવને પ્રાપ્ત થાઓ છો. આ જગતનાં અધમ, મં-દમતિ, પાપવડે પ્રેરાએલાં અનેક પ્રાણીઓ તો પોતાના અનિષ્ટ ફળને આ-પનાર કર્મોના વશવર્તીપણાને લીધે, મારા વાસ્તવ સ્વરૂપને અર્થાત્ તમારા ત્રણેના કારણ સ્વરૂપ મને ન જાણીને, તે ક્ષુદ્રફળભોક્તા પ્રાણીઓ સાક્ષાત મારી ભક્તિમાં પ્રવેશી શકતાં નથી; તેમજ તમને પણ યથાર્થરૂપે ન જા-ણીને અન્યક્ષુદ્ર દેવોની અયોગ્ય ભક્તિને પણ યોગ્ય ગણીને સેવે છે. તે ક્ષુદ્ર ફળને આપનારી ક્ષુદ્ર દેવોની ભક્તિ પણ ઓછાં પુણ્ય કર્મવાળાં પ્રા-ણીનાં કર્મ ફલરૂપ હોવાથી તે તે પ્રાણિનાં હૃદયસ્થળે યોગ્યરૂપે ગણાય છે. હું જે અવિનાશિ અદ્વિતિય ફળનેજ આપનાર છું, તેની સાક્ષાત્ ભક્તિ કરવાનો યોગ, અત્યંત પુણ્યના સંચયવાળાં પ્રાણીઓનેજ આવે એ નિઃસં-શય છે, જેથી પાપ કર્મના અધિક સંચયવાળા આ મંદમતિ પ્રાણીને તે મારી ભક્તિ કરવાનો યોગ આવવો એ તો અસંભવતિજ છે; અને તેજ પ્રમાણે મારાથી અત્યંત ભિન્ન ન માનીને તમારી ભક્તિ કરનાર પ્રાણી-ઓ પણ સત્કર્મવાનજ હોવાં ઘટે છે, કેમકે તે તમારી ભક્તિ આ લોક

તથા પરલોકના સુખને આપનારી છતાં જો તે નિષ્કામ હોય છે તો ક્રમ-મોક્ષના પણ કારણરૂપ છે.

તમે રૂદ્રો, વિષ્ણુ, તથા બ્રહ્માને આ જગત્‌ના કારણરૂપે અથવા કર્મફલ પ્રદાતારૂપે, અથવા અનેક પ્રકારનાં અન્યરૂપે કલ્પના કરીને ઉપાસ્યપણે સેવનારા પ્રાણીઓને મારી સત્તારૂપે ફળના આપનાર તમે છો, તે વસ્તુતઃ તો હુંજ છું, જેથી તમને સેવ્ય માનનારા તેઓ જો અન્યોઅન્યને એક બીજાથી ભિન્ન માનીને નિન્દા ન કરનાર થાય તો તે ઉપાસકોએ સર્વેની ઉપાસના કરી છે એમ ગણાઇ તેમને યોગ્ય ફળ મળે છે; અને જો પાપના સંગીઓ તમને રૂદ્રોને સેવે, અને બ્રહ્મા વિષ્ણુને નિંદે, તો તેમને તેમની સેવાનું ફળ યથાર્થ મળતું નથી. અને તેજ પ્રમાણે બ્રહ્માને સેવે અને તમને તથા વિષ્ણુને નિંદે, અને વિષ્ણુને સેવીને તમને તથા બ્રહ્માને નિંદે તોપણ તે દુષ્ટ હૃદયના અધર્મીઓને અયથાર્થ ફળજ મળે છે.

વળી હે રૂદ્રો ! મારી સાક્ષાત્ ભક્તિની અસંખ્યમાં કોઇ એકનેજ પોતાના ઉગ્ર પુણ્ય બળથી ઈચ્છા થાય છે, તથા તેવા અસંખ્યમાં પણ તમને ત્રણેને વિરોધી ન ગણીને યથાર્થરૂપે મારી ઉપાસના કરનાર ક્વચિત્‌જ હોય છે, અને તેવા ક્વચિત્ સરખા પણ અનેક ઉપાસકોમાંથી વિરલાજ એક કાળે મારા સ્વરૂપ પરિણામને પામે છે, તો ઈતર પ્રાણીઓને તો કષ્ટ વડે પણ પ્રાપ્ત થવી કઠિણ એવી મારી ઉપાસનાની પ્રીતિ ક્યાંથીજ થાય ? અર્થાત્ નજ થાય. આ પ્રકારે મારી સાક્ષાત્ ઉપાસના જે સાક્ષાત્ મોક્ષનું કારણ છે, તે સર્વ કોઈને સહજ પ્રાપ્ત નથી થતી, એટલુંજ નહિ પણ તમારી ભક્તિરૂપ ઉપાસના, જે ઉપાસકોને સુલભ પ્રાપ્ત થવા યોગ્ય છે તે પણ તેવા અયથાર્થ ઉપાસકોને પ્રાપ્ત થતી નથી. જે પુરૂષ તમને પરસ્પરને અવિરોધી ગણીને તમારામાંના એકની પણ ઉપાસના કરે છે તે યથાર્થ ઉપાસક ગણાય છે, અને એકને ભજી તમારામાંના અન્યની નિંદા કરનાર સર્વ અયથાર્થ ઉપાસક ગણાય છે. એવા, અયથાર્થ હોવાથી અયોગ્ય ઉપાસકોને તે તમારી ઉપાસના વંઝા સ્ત્રીની પેઠે ફળ રહિતજ રહે છે.

હે રૂદ્રો ! આ પ્રપંચરૂપ વિશ્વમાં મારા સ્વરૂપનો યથાર્થ અનુભવ કરનાર, અપ્રતિમ બુદ્ધિવાળા પુરૂષોએ ઉગ્ર બુદ્ધિવડે મારી સ્તુતિ કરતાં મારા મહાકાળ સ્વરૂપના વિભવનાં વર્ણન કરયાં, અનેક યુક્તિનાં વચનોનો

મારા વિષે સદ્ભાવ કલ્પ્યો છે. તેમના શુદ્ધ ભાવના યથાર્થ સ્વરૂપને ન જાણનાર વિદ્વાન્ પંક્તિમાં ગણાતાં છતાં પણ સ્વરૂપ જ્ઞાન વિરહિત હોવાથી અવિદ્વાન્ સરખા ઘણા આંધળા મતિના પ્રાણીઓ તથા તેમના મંદબુદ્ધિ અનુયાયીઓ તે ભાવને પોતાની પાપના પરિણામવાળી વૃત્તિથી વિરોધી પણે અયથાર્થરૂપી ગણી—સમજી—મિથ્યા મને તથા મારા ઉપાસકોને નિન્દવામાં તત્પર થઇ પાપના ભાગી થાય છે, તે ઘણુંજ હાસ્યાસ્પદ છે. એ વાર્તાને બે ત્રણ દૃષ્ટાન્તથી તમને સ્પષ્ટ કરી કહું છુ તે શ્રવણ કરો.

અત્યંત પ્રેમમાં લીન અવસ્થાવાળા મારા પરમ ભક્તો મારી મહાકાળ સ્વરૂપે સ્તુતિ કરતાં મને સ્મશાનમાં નિવાસ કરનારો, ચિતા ભસ્મના લેપનને કરનારો, તથા મનુષ્યના મસ્તકની માળાને ધારણ કરનારો, તથા ગજ ચર્મવડે શરીરને આચ્છાદન કરનારો વિગેરે વિશેષણો આપે છે. તેનો યથાર્થ ભાવ ન સમજનાર અત્યંત અયોગ્ય પ્રાણીઓ તેને પ્રાકૃત અર્થમાં સમજીને મને વિભવહીન, અમંગલ રૂપવાળો સમજે છે. તેથી એવા અમંગલ સ્વરૂપની ઉપાસના કરવી યોગ્ય નથી એવી ક્લિષ્ટ કલ્પનાઓ પોતે કરીને તથા બીજાને સમજાવીને પોતાના પાપના પ્રભાવે મને નિંદે છે, તથા નિંદાવે છે, એટલુંજ નહિ પણ મારા પરમ ભક્તોને પણ એવા નિંદ્ય ઉપાસ્યના ઉપાસક ગણીને નિંદે છે, તથા પોતાના અનુયાયી પાસે નિંદાવે છે, એ અત્યંત અયોગ્ય છે. હવે એ વિશેષણો મારા ભક્તોએ મારા સ્વરૂપમાં કેવા અભિપ્રાયથી આરોપ્યા છે, તે સ્પષ્ટ કરીને કહું છું તે શ્રવણ કરો.

૧. મૃત શરીરોને જે સ્થાનમાં દહન કરી ભસ્મરૂપ પરિણામને પમાડી નહિવત્ કરવામાં આવે છે, તે સ્થાનને એ લોકો સ્મશાન ભૂમિ કહે છે. આથી, સંપૂર્ણ સર્વ પદાર્થોનો તમારામાં નાશ થઈને તમે મારી સત્તામાં લય ભાવને પામો છો અને મારી સત્તા પણ મારા સ્વરૂપે સામ્યાવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે સંપૂર્ણ જગત્ કાર્ય પ્રપંચના મૃત શરીરરૂપ જે આ તમારી તનુ તેનો આ મારી સત્તારૂપ સ્મશાન ભૂમિમાં અભાવ થાય છે. તે તમારો આ સત્તારૂપ સ્મશાન ભૂમિમાં અભાવ અનુભવનો અવશેષ રહેનાર જે હું, તેને સર્વના અભાવ વિષે સ્થિત હોવાથી સ્મશાનમાં વાસ કરનારો એવું કહ્યું. આ પ્રકારે મારી સર્વના અભાવે પણ સ્થિતિ છે એ ભાવ દેખાડનાર વચનને

મંદ બુદ્ધિઓ અમંગલરૂપે ગણી મારામાં મિથ્યા દોષ દર્શન કરવા લાગ્યા.

૨. સંપૂર્ણ વિશ્વ પ્રપંચનું અંસ શરીર જે તમે, તેનો જેના સહ પરિણામ થવાનો તે આ મારી માયા સત્તાને ચિતારૂપ અંગીકાર કરીને તમે કે જે સૃષ્ટિનું સત્વસ્વરૂપ તેનો માયા સત્તામાં અભાવ થવો એવું નામ ચિતા ભસ્મ છે. તે તમારા સહિત એક પરિણામને પ્રાપ્ત, માયા સત્તારૂપ ચિતાભસ્મ જેને માયાની સામ્યાવસ્થા પણ કહી છે તે સામ્યાવસ્થા યુક્ત માયાને મહાકાર પરિણામ કરી અર્થાત્ અભેદપણે હું ધરી રાખું છું, તે વાર્તાનો અનુભવ કરતાંજ મારા ખરા ભક્તોએ મને ચિતા ભસ્મનો લેપન કરનાર કહ્યો, તેના યથાર્થ ભાવને ન જાણનાર ચાંડાલ મતિનાં પ્રાણીઓ પોતાના દુષ્ટ સંસ્કારના બળે પ્રેરાઇને પોતાનું અત્યંત અનિષ્ટ કરતાં મને નિંદવા લાગ્યાં.

૩ મનુષ્યાદિ જે સંપૂર્ણ લોક તેનો સર્વોત્કૃષ્ટ શિરો ભાગરૂપ તમે હોવાથી, તમને રૂદ્રોને મસ્તક સંજ્ઞા આપી છે; અને તે મસ્તકરૂપ તમે આ અનેક સૃષ્ટિના જે અનેક રૂદ્રો, તેમને ગણરૂપે મારી આસપાસ નિરંતર રાખેલા હોય છે. તેથી જેમ અનેક મણિને એક બીજાથી સુત્રવડે સંબંધ કરાવીને માલારૂપે સ્થાપે છે, તેમ આ અસંખ્ય બ્રહ્માંડના મધ્ય દેશમાં રહીને તે તે બ્રહ્માંડના મસ્તકરૂપ તમે રૂદ્રોને આ મારી માયા સત્તાના ગુણરૂપ સુત્રવડે સંકલિત કરીને મારી આસપાસ રાખેલા છે. તેથી તે મારા સ્વરૂપનો યથાવત્ અનુભવ કરનાર મારા પરમભક્તોએ મને મસ્તકોની માળા પહેરનારો એવા વિશેષણોથી સ્તવ્યો, અને તે ભાવને પણ પૂર્વોક્ત રીતે અનાચારી ક્ષુદ્ર બુદ્ધિ જીવો યથાર્થ ન સમજીને મને નિંદવા લાગ્યા.

૪ ભિન્ન ભિન્ન અનેક અવયવરૂપ પદાર્થો જેવા કે અસ્થિ, માંસ, નસ વિગેરે, તે સર્વ અવયવરૂપ પદાર્થોના સમુદાયને મર્યાદા પૂર્વક સ્થાપી રાખનાર અર્થાત્ સૂક્ષ્મ ચર્મરૂપે અંદર આચ્છાદન કરી રહેનાર તથા તે સ્થપાએલા નિયમવાળા સર્વ પદાર્થને સંપૂર્ણ પક્ષથી આચ્છાદન કરીને તે સર્વને પોતાની મર્યાદામાં રાખનાર પદાર્થ વિશેષને લોક પ્રસિદ્ધ ચર્મ કહે છે.

આ અસંખ્ય બ્રહ્માંડના સમુદાયરૂપ જે વિશ્વપ્રપંચ છે તે ગજ છે, અને આ પ્રત્યેક બ્રહ્માંડ તો તે વિશ્વ પ્રપંચરૂપ ગજના અવયવ રૂપ છે. તે પ્રત્યેક બ્રહ્માંડરૂપ અવયવને અંતર બાહ્ય ચર્મની પેઠે આચ્છાદન કરી

રહેલી તથા તે સર્વ બ્રહ્માંડરૂપ અવયવ સમુદાયરૂપ આ સમગ્ર વિશ્વ પ્રપંચરૂપ ગજને અંતર્ તથા બહિર્ આચ્છાદન કરી રહેલી ચર્મરૂપ જે આ મહામાયાસત્તા તેને મારા ભક્તોએ ગજચર્મરૂપે વર્ણીને તેનો ઓઢનાર હું છું એવો ભાવ પ્રકટાવ્યો. ત્યાં પરમાત્મતત્વાનુભવ કરનાર પરમતત્વવિદ્વરિષ્ટ પુરૂષો જે મારા પરમભક્ત ગણાયા છે તેમણે જ્યારે આ માયા સત્તાને સમગ્ર કાર્ય પ્રપંચસાહિત જાણી, પણ હું જે સર્વનો પ્રકાશક તે તે પુરૂષોનું આત્મત્વ હોવાથી દૃષ્ટરૂપે પ્રતીત થઇ શકયો નહિ ત્યારે, તથા જ્યારે તે માયાસત્તાનો અન્વય વ્યતિરેક, તથા લયચિંતન, તથા યોગ યુક્તિવડે, પદાર્થનો તત્વમાં, તથા તત્વનો પરમ તત્વરૂપ સ્વરૂપમાં લય કરવારૂપ માયા સત્તાના બાધને અનુભવ્યો ત્યારે તે દૃષ્યદ્રષ્ટારૂપ સોપાધિક સ્વરૂપના અભાવ પૂર્વક, નિર્બાધ સ્વતઃસિદ્ધ સ્વરૂપનો અનુભવ કરીને આચ્છાદકરૂપ મહામાયાસત્તાને ગજચર્મરૂપે તથા મને મહેશ્વરને તેનાથી પૃથક્ રૂપે સ્પષ્ટ કરવા માટે આ માયાસત્તારૂપ ગજચર્મને ઓઢનાર છે એવું વર્ણન કર્યું. એ વર્ણન કરવામાં માત્ર એટલુંજ તાત્પર્ય છે કે આ માયાસત્તા, સ્વરૂપને વસ્તુતઃ બાધ કરી શકતી નથી તોપણ બાધકરૂપે પ્રતીત થાય છે, તેથી જેમ શુદ્ધ તનુને નિરીક્ષણ કરવાની ઇચ્છાવાન્ પુરૂષે તે તનુને આચ્છાદન કરી રહેલા પટને તોડવો ઘટે છે તેમ મારા શુદ્ધ સ્વરૂપને યથાવત્ અનુભવ કરવાની ઇચ્છાવાન્ પુરૂષે આ ગજચર્મરૂપ અવિદ્યા અજ્ઞાનરૂપ માયાસત્તાપટ, જે મને આચ્છાદન કરનાર રૂપે પ્રતીત થાય છે તેને તોડીને મને અનુભવવો ઘટે છે.

હે રૂદ્રો! આ વગેરે અનેક યથાર્થ યુક્તિઓવડે મારા સ્વરૂપના યથાર્થ જ્ઞાનવાન્ પુરૂષો મનેજ પોતાનું પરમસ્વરૂપ માનનારા, મારી નિરંતર સ્તુતિ કરે છે, તેનો શુદ્ધ આશય ન જાણીને અવિવેકવડે અંધપ્રાણિ મને નિંદે છે.

વસ્તુતઃ વિચાર કરતાં સ્પષ્ટજ છે કે કોઇ પણ પ્રાણી તમારા ત્રણ માંના એકને ભજે અને બેની નિંદા કરે તો તે પાપપૂરિત પ્રાણી એકને પણ ભજ્યાનું ફળ ન પામીને તે પોતાના ઈષ્ટનીજ નિંદા કરવારૂપ પાતકના પ્રભાવે અધોગતિએજ જાય છે. આ પ્રકારે તમારામાંના એકની પણ નિન્દા કરનાર અધોગતિને પામે છે તો, સાક્ષાત્ મારી નિન્દા કરનાર તમો સર્વને ભજતો હોય તોપણ ઘોર નરકમાં અથવા અધોગતિએ

જાય એમાં શું આશ્ચર્ય છે? કાંઈજ નહિ. કેમકે તમારૂં સર્વેનું મુખ્ય સ્વરૂપ તો હું મહાકાલજ છું.

હે સંપૂર્ણ વિશ્વ પ્રપંચની આદિ તથા અંતરૂપ રૂદ્રો! વસ્તુતઃ મારી નિન્દા કરનાર અધમ પાપીઓ પ્રતિ મને દ્વેષ પ્રાપ્ત થતો નથી, તથા મારી સ્તુતિ કરનાર પરમ ભક્તજનો પ્રતિ મને રાગ પ્રાપ્ત થતો નથી. કારણ કે રાગ દ્વેષાદિ સંપૂર્ણ વિકારોથી રહિત હું નિરંતર નિરામય છું. રાગદ્વેષ ન થવાથી ગુણનાં કાર્યરૂપ હર્ષ શોકાદિ પણ મને પામી શકતાં નથી, અને તેથીજ શ્રુતિ પણ મને साक्षी चेता केवलो निर्गुणश्च ઇત્યાદિ વચનો વડે અસંગ, નિરામયપણે વર્ણે છે. તોપણ વિશ્વ પ્રપંચના સાક્ષાત્ અધિપતિરૂપ તમે મને પોતાના પરમ સ્વરૂપે જાણો છો તેથી તમારા સૃષ્ટિ નિર્વાહાર્થે બાંધેલા નિયમનેજ અનુસરીને તે તે અધમ પ્રાણીઓ પોતાની મેળેજ કર્મવશ થઈ અધોગતિને પામે છે.

હે રૂદ્રો! તમે મારામાં મહાકાળ સંજ્ઞાના આરોપ પૂર્વક મારી સ્તુતિ કરીને મારા સ્વરૂપને શ્રવણ કરવા ઇચ્છા જણાવવાથી આ મારા સ્વરૂપનું અતિ સંક્ષેપે મેં તમને વર્ણન કરી સંભળાવ્યું. હવે તમને સર્વેને અધિક કહેવાની તાત્કાળિક અગત્ય રહી નથી. તેથી અંતમાં એજ કહુંછું કે તમને, બ્રહ્માને, વિષ્ણુને, તથા મને અવિરોધીપણે ભજનારજ સર્વોત્તમ ગતિને પામે છે; અને વિરોધીપણે અન્યને નિંદીને આપણામાંથી કોઇને પણ ભજશે તે અવશ્ય અધોગતિને પામશે, એ નિઃસંશય છે.



## पाखण्डमण्डपखण्डन पद्यपदावली.

અથવા.

### પાખંડ—ખંડન છપ્પા (છપય છન્દ.)

(સાંધણ ગયા અંકથી.)

નર પશુ જેવા બની, પાપિ પરમારી ખાતા;
શાહેશાતન કહે સુજાણ સુણ, આવા પણ આ જગ વિષે,
પોતાની કૃતિને વેદમય, છળભેદે કહેતા દિસે. ૧૩

જે આવે તે કહે, અમારો માર્ગ ખરો છે,
પ્રમાણ તેનું જુઓ, વેદમાં પણ ફકરો છે;
છુટું ટૂટ્યું વેદ-વાક્ય લઈ વાદ કરે છે,
ભોળાંને ભરમાવિ, કપટનો ગ્રંથ ભરે છે;
શઠશાતન કહે કુગ્રથથી, કુપંથને પ્રસરાવતા,
શુભ નીતિ રીતિ તજાવિને, દઈ વિશ્વાસ ડુબાવતા. ૧૪

કોઇ કહે કે રામ, કહો તો કામ સુધરશે,
કોઇ કહે રહમાન, કહેથી માનવ તરશે;
કોઈ કહે ભજ ભાવ, ધરીને કુંજવિહારી,
કોઈ કહે ભજ દેવિ, દૈત્ય-દળને દળનારી;
થા કોઈ કહે એકેશ્વરી, બહુ બતલાવે કોઈ તો,
શઠ શાતન કે' મન વશ કરો, જો હરિ હોએ જોઈ તો. ૧૫

કોઇ સભાઓ ભરી, પ્રાર્થના પોથી પઢતા,
જૂના પંથી સાથ, બાથ ભરિ ભરિને વઢતા;
મૂર્તિ પુજાને પૂર્ણ, ખંડતા ધરી સુધારો,
પણ હું સઉને કહું, પ્રથમ તો આપ સિધારો;
શઠશાતનકે' લઇ લાકડી, પછાડતા પૃથ્વીપરે,
જો આગ તરાતું હોય તો, મહમદગિજની પણ તરે. ૧૬

જો હરિભજવા હોય, સમાજે શું કરવા છે,
જપવો છે જગદીશ, જંગ ક્યાં આદરવા છે?
નથિ દરખાસ્તો કરી, અભિપ્રાયો લેવા,
ભાષણથી ભગવાન, નથી રીઝવિ, દેવાના;
નવ ગીતે પ્રભુ-પ્રીતિ મળે, નરધાં નાંખો વેગળાં,
શઠ શાતન તજ સારંગિને, અંતર રાખો ઉજળાં. ૧૭

અપૂર્ણ.

## शब्द शक्तिओ.

(સાંધણુ ગયા અંકથી.)

વાયનો પદ—સમૂહ વાક્ય ગણાય, તો 'રામ, ગાંડો, ગાય, માળા ઇત્યાદિ પદસમૂહ પણ વાક્ય ગણાય.

આસત્તિ, એટલે પ્રતિબંધ રહિત અર્થજ્ઞાન. કોઇ તેને સંનિધિ પણ કહે છે. જેમકે,

'શામળીયાજી પાસ સ્વામી સિધાવોરે' આ પદ—સમૂહનાં પદ એક પછી એક તુરત કોઈ બોલે, તો તેનો અર્થ પ્રતિબંધ વિના સમજી શકાય છે. અને એમ હોય, તોજ વાક્યમાં તેની ગણના થાય, પરંતુ કોઈ આજે 'શામળીયાજી' કાલે 'પાસ' પરમ દિવસે 'સ્વામી' પેલા દિવસે 'સિધાવો ઇ. બોલે, તો તેનો અર્થ પ્રતિબંધ રહિત થાય નહિ; તેથી એક પદ આજ તો બીજું કાલે,—એમ કડકે કડકે ઉચ્ચારેલો પદ સમૂહ વાક્યમાં ગણાતો નથી.

* માટે આકાંક્ષા, યોગ્યતા, અને આસત્તિ યુક્ત પદ સમૂહજ વાક્ય કહેવાય છે. જેમકે,

---

* વાક્યબોધ થવા માટે આકાંક્ષા યોગ્યતા, તથા આસત્તિ એ ત્રણની સાથે કેટલાકના મત પ્રમાણે તાત્પર્ય પણ અવશ્ય જોઇએ. તાત્પર્યનું સરળ સાદું લક્ષણ લઇએ તો વક્તાની ઈચ્છા એ તાત્પર્ય:એટલે અમુક વાક્યથી અમુક અર્થનું બોધન થાઓ, એ પ્રકારની તે વાક્યના બોલનારની ઇચ્છા એ તાત્પર્ય. પણ આ લક્ષણ બધે સંભવતું નથી. વેદનો અર્થ ન જાણનાર અધ્યાપક વેદવાક્યનો ઉચ્ચાર કરે છે, ત્યારે તેને એવી કોઇ ઈચ્છા નથી કે અમુક વાક્યથી અમુક અર્થનો બોધ થાઓ; તોપણ વ્યુત્પન્ન પુરૂષને તે વાક્યથી બોધ થાય છે. માટે વાક્ય બોધમાં તાત્પર્યને આવશ્યક માનનાર માણસો તાત્પર્યનો—વક્તાની ઇચ્છા—એવો અર્થ ન કરતાં ( तत्प्रतीतिजननयोग्यत्वम् )-જે અર્થનું શ્રોતા પુરૂષને ભાન થાય છે, તે ભાન કરાવવા તે. શબ્દ વા વાક્યની યોગ્યતા—એજ તાત્પર્યનો અર્થ કરે છે. તેમાં પણ નાનાર્થવાચક શબ્દો ( જેવા કે સિંધવ વગેરે ) ની એકથી અધિક અર્થ બોધન કરવા યોગ્યતા છે. માટે તે શબ્દોથી પ્રસંગે તે વક્તાનો વિવક્ષિત અર્થ છોડી દઇ અવિવક્ષિત અર્થનું જ્ઞાન શ્રોતાં કરે છે.

'આભૂષણ સજી, ભામિનિ ! શું શોભાવો દેહ ?
આપે શોભા અધિક આ, ભૂષણ લ્યો ધરી નેહ.'

વાક્યોના સમૂહને મહાવાક્ય કહે છે; તેમાં પણ યોગ્યતા, આકાંક્ષા, તથા આસત્તિ હોવાં જોઇએ. રામાયણ, સિદ્ધાંતસિંધુ, શુક સંદેશો ઇત્યાદિ મહાવાક્યો છે.

મહાવાક્યોમાં નીચેનાં [1]લક્ષણો હોય છેઃ–ઉપક્રમ ઉપસંહારની એકતા, અભ્યાસ, અપૂર્વતા, ફળ, અર્થવાદ, અને ઉપપત્તિ.

જે અર્થ કોઇ મહાવાક્યના આરંભે હોય, તેજ તેની સમાપ્તિમાં હોય, તે ઉપક્રમ ઉપસંહારની એકતા કહેવાય છે.

અભ્યાસ એટલે, એક અર્થ શ્રોતાના મનમાં દૃઢ થવા સારૂ એકજ મહાવાક્યમાં વારંવાર તેનું નાના યુક્તિથી કથન.

અપૂર્વતા એટલે અન્ય પ્રમાણ વડે જાણવામાં આવે નહિ, એવો નવીન અર્થ.

ફળ એટલે પ્રયોજન.

અર્થવાદ એટલે મહાવાક્યમાં નિન્દાનાં અથવા સ્તુતિનાં અર્થ બોધક વચનો.

ઉપપત્તિ એટલે મહાવાક્યમાં કહેલા અર્થને અનુકૂળ વિવિધ યુક્તિઓ, તથા દૃષ્ટાન્તો.



---

તેથી તાત્પર્યના લક્ષણમાં 'અમુક અર્થથી અથવા અર્થોથી અન્ય અર્થની પ્રતીતિ થાઓ એવી ઇચ્છાથી અનુચ્ચરિત પણું' એટલું વધારે છે, તેથી નાનાર્થવાચક શબ્દોમાં એક અથવા અધિક અર્થ વિવક્ષિત લઇ અન્ય અર્થ અપ્રકૃત થાય છે.

એ તાત્પર્યનો ઉપયોગ વેદવાક્યોમાં ઘણે પ્રસંગે આવે છે.

ગુણવાદ અથવા અર્થવાદ વાક્યોનો અન્ય અર્થ લેવાનો નથી. પણ એ બધા વાક્યોનો માત્ર પ્રકૃત વિધિથી સ્તુતિ એજ અર્થ છે, તેથી તાત્પર્ય માનવું આવશ્યક છે. વક્તા સમક્ષ ન હોય, તો એ તાત્પર્યાર્થનો નિર્ણય શ્રવણનાં ષટ્ લિંગવડે કરાય છે. જે. જે. કણિયા. બી. એ.

૧. એ છ લક્ષણો 'શ્રવણનાં ષટ્ લિંગ'ના નામે પ્રસિદ્ધ છે.

## ૬ શબ્દ શક્તિઓ.

[1]શબ્દશક્તિ એટલે અર્થ બતાવવારૂપ શબ્દનો વ્યાપાર; તેને વૃત્તિ પણ કહે છે.

શબ્દશક્તિઓ ત્રણ છેઃ—અભિધા, લક્ષણા અને વ્યંજના.

જે સ્થળે શબ્દ પોતાનો સંકેતિત અર્થજ બતાવે છે, ત્યાં તેની શક્તિ અભિધા કહેવાય છે. ઉદાહરણઃ—

'નવું ઘર તૈયાર થયું'

અહીં 'ઘર' પદ તેના સંકેતિત અર્થમાં વપરાયું છે.

સંકેતિત અર્થના સંબંધનો કોઈ અર્થ કોઇ હેતુને લીધે બતાવવાને શબ્દ જે શક્તિવડે સમર્થ થાય છે, તેનું નામ લક્ષણા. ઉદાહરણઃ—

'મિરાંબાઈએ બીજું ઘર કર્યું.'

આ વાક્યમાં 'ઘર' પદનો અર્થ 'ઘરધણી' લેતાં તે અહીં બરાબર ઘટે છે.

અભિધા અને લક્ષણા શક્તિવડે પ્રતીત થતા (શબ્દના) અર્થથી કોઇ ન્યારો ચમત્કારી અર્થ બતાવનાર શક્તિ વ્યંજના કહેવાય છે; ઉદાહરણઃ—

ચોપાઇ

'ગંગાબાઇ રહે પિયરે, લોકો તેની નિંદા કરે;
કહે, માડી! શું ખોટું કહું, સઉને ઘર રહી શોભે સઉ'.

અહીં 'મને સાસરે વોળાવ' એવું કોઇ તરુણી પોતાની માતાને સૂચવે છે.

અભિધા આદિ શક્તિઓના સંબંધથી શબ્દના પણ ત્રણ પ્રકાર છેઃ—વાચક, લક્ષક અથવા લાક્ષણિક અને વ્યંજક.

અભિધાવાળો વાચક, લક્ષણાવાળો લક્ષક, અને વ્યંજનાવાળો શબ્દ વ્યંજક કહેવાય છે.

---

૧ જૂદા જૂદા ગ્રંથકારો શક્તિ પદના જૂદા જૂદા અર્થ કરે છે કોઈના મત પ્રમાણે તે 'કવિત્વના બીજરૂપ અસાધારણ સંસ્કાર' છે. 'શક્તિ એટલે અમુક પદનો અમુક અર્થ લેવો, એવી ઇશ્વરેચ્છા' એમ પણ કોઇ કહે છે. કોઇ અભિધાને શક્તિ કહે છે.

તેજ પ્રમાણે અર્થના પણ ત્રણ પ્રકાર છેઃ—

વાચ્ય, લક્ષ્ય, અને વ્યંગ્ય.

અભિધા શક્તિથી જણાતો વાચ્ય, લક્ષણાવડે સૂચવાતો લક્ષ્ય, અને વ્યંજનાવડે પ્રતીત થતો અર્થ વ્યંગ્ય છે.



## ૭ અભિધા અને તાત્પર્ય.

સર્વ શક્તિઓમાં અભિધા મુખ્ય છે; કારણ કે અન્ય કોઇ પણ શક્તિની સહાયતા વિના શબ્દ તેના વડેજ પોતાનો સંકેતિત અર્થ બતાવી શકે છે. આ ઉપરથીજ સાહિત્યકારોએ તેને 'સ્વાભાવિકા' અને 'ઇશ્વરોર્પ્રિ વિતા'—એ વિશેષણો આપેલાં છે.

જે શક્તિવડે શબ્દનો સંકેતિત અર્થ સાક્ષાત્ જણાય છે, તે અભિધા *

અભિધા થકી જણાતા—સંકેતિત અથવા વાચ્ય અર્થને અભિધેય અથવા મુખ્ય અર્થ પણ કહે છે.

જેમ અભિધા પદોના અર્થ બતાવી શકે છે, તેમ તે પદાર્થોનો પરસ્પર સંબંધ પણ બતાવી શકે છેઃ અર્થાત્ આખા વાક્યનો અર્થ પણ બતાવી શકે છે, એવું કેટલાએકનું મત છે. તેથી તેઓ ત્રણજ શક્તિઓ સ્વીકારે છે. પરંતુ પૃથક્ પદોનો અર્થ બતાવી અભિધા વિરામ પામે છે, તેનાથી વાક્યનાં બધાં પદોનો સામટો અર્થ બતાવી શકાતો નથી એમ વિચારી બીજા કેટલાક પંડિતો એ મત માન્ય સમજતા નથી. તેઓએ તાત્પર્ય નામની ચોથી શક્તિનો અંગીકાર કર્યો છે.

તાત્પર્ય શું છે, તે જાણવાને 'વાક્ય અને મહાવાક્ય' ની નોટ વાંચવી.

આ વૃત્તિથી જે અર્થનું ભાન થાય છે, તે તાત્પર્ય કહેવાય છે. આ અર્થ વાક્યમાંથીજ જણાય છે, તેથી તે તેનું બોધક ગણાય છે.

---

* સંકેતના પ્રકરણને આ પ્રકરણ સાથે ઘણો સંબંધ છે. સંકેતથી અર્થને માટે પદ કલ્પાય છે, તેમ અભિધા પદ ઉપરથી અર્થનું ભાન તત્કાળ કરાવે છે.

કેટલાક પંડિતો અભિધાને 'શબ્દ અને અર્થ વચ્ચેનો શક્તિ નામનો અમુક સંબંધ' કહે છે.

અભિધાના ત્રણ પ્રકાર છેઃ—(૧) કેવળ સમુદાય શક્તિ (૨) કેવળાવયવ શક્તિ, અને (૩) સમુદાયાવયવ શક્તિસંકર. આ ત્રણ પ્રકારનાં અનુક્રમે બીજાં નામ (૧) રૂઢિશક્તિ, ૨) યોગશક્તિ, અને (૩) યોગરૂઢિ શક્તિ પણ છે; ઉદાહરણ. (૧) રામ, કેશવ ઇ. ઈ. આ આખાં પદ પુરૂષવાચક છે, અને તે પ્રમાણે તેમનો પ્રયોગ થવામાં રૂઢિથી અન્ય કોઇ હેતુ નથી, તેથી ત્યાં કેવળસમુદાયશક્તિજ છે.—(૨) 'પાચક'—આ શબ્દ पच्+अक નો બનેલો છે; તેમાંથી पच ધાતુ 'પાક' સૂચવે છે. અને अक નો અર્થ 'કરનારો' થાય છે. બન્ને અવયવોને સાથે જોડતાં पाचकનો 'પાક કરનારો' એ અર્થ ઉત્પન્ન થાય છે, અને પાચક શબ્દનો પ્રયોગ પણ તેજ અર્થ સૂચવવા માટે થાય છે. તેથી અહીં કેવળાવયવશક્તિ અથવા યોગશક્તિ છે. તેમજ (૩) पंकज શબ્દ पंक+जन्+अनો બનેલો છે. આ-વયવોના અર્થ એકઠા કરતાં આ શબ્દનો અર્થ 'પંકમાં ઉત્પન્ન થનાર' થાય છે, પણ આખું પંકજ પદ કાદવમાં ઉત્પન્ન થનાર 'કમળ' સૂચવવા વપરાય છે, તેથી પંકજ શબ્દમાં સમુદાયાવયવ શક્તિસંકર એટલે યોગ-રૂઢિ શક્તિ છે.



## ૮ લક્ષણા.

### (૧) લક્ષણા અને તેના હેતુ.

લક્ષણા એટલે શક્ય સંબંધ. અભિધેય અર્થ લેતાં બાધ આવતો હોય, તો તેના સંબંધવાળા બીજા અર્થનું ભાન, રૂઢિ અથવા પ્રયોજનથી જે શક્તિ કરાવે છે, તેને લક્ષણા કહેવી. ઉદાહરણઃ—

'સાહસિક કલિંગ'

આ દૃષ્ટાન્તમાં 'કલિંગ' પદનો અભિધેય અર્થ 'કારો માંડલના કિનારા ઉપરનો એક પ્રાંત' થાય છે. તે અર્થ અહીં પ્રોજક નથી. તેથી 'સાહસિક'ની સાથે અન્વય કરવાને 'કલિંગ'નો અર્થ 'કલિંગમાં રહેનારા પુરૂષો' લેવો પડે છે, એ લક્ષણા શક્તિને લીધે. તેમજ—

'ગંગા ઉપર ગોશાળા છે'

આ વાક્યમાં 'ગંગા' જળમય છે, તેથી તેના ઉપર ગોશાળા હોઇ શકે નહિ. તેથી એ દૃષ્ટાંતમાં ગંગાની સાથે સમીપતા વગેરે સંબંધવાળા

કિનારાનું ભાન જે શક્તિથી થાય છે, તેને લક્ષણા શકિત જાણવી.

ઉપર કહેલાં રૂઢિ અને પ્રયોજન, લક્ષણાના હેતુ કહેવાય છે.

રૂઢિ એટલે પ્રસિદ્ધિ; જેમકે—

'સાહસિક કલિંગ' અથવા 'ભલી ગૂજરાત' અહીં કલિંગ અને ગૂ-જરાત દેશ છે. તેમાં સાહસિકપણું કે ભલાપણું હોય નહીં. કારણ કે અ-ચેતન પદાર્થમાં ચેતનના ખાસ ગુણ હોતા નથી. તેથી અભિધેય અર્થ પ-ડ્યો મુકી તેના સંબંધનો 'કલિંગ વાસિ પુરૂષો' અથવા 'ગૂજરાતીઓ' એ અર્થ લેવાની રૂઢિ છે, તેથી આ દૃષ્ટાંતમાં લક્ષણાનો હેતુ રૂઢિ છે.

પ્રયોજન એટલે ફળ જેમકે—

'ગંગા ઉપર ગોશાળા છે.'

આ ઉદાહરણમાં 'ગંગા નદીના કિનારા ઉપર ગોશાળા છે, એમ ન કહેતાં ગંગા ઉપર ગોશાળા છે, એ કહેવામાં બોલનારનો હેતુ અત્યંત શિ-તળતા વગેરે સૂચવવાનો હોય, તો એ હેતુ પ્રયોજન છે.

જ્યારે લક્ષણાનો હેતુ, રૂઢિ હોય, ત્યારે તે રૂઢિ હેતુક[1] લક્ષણા, અ-ને પ્રયોજન હોય ત્યારે પ્રયોજન હેતુક અથવા ફળ હેતુક લક્ષણા કહેવાય છે. રૂઢિલક્ષણા અને ફળલક્ષણા એ શબ્દોનો પ્રયોગ પણ થાય છે.

લક્ષણા.

| રૂઢિ હેતુક. | ફલ હેતુક. |
|---|---|
| જેમકે સાહસિક કલિંઠ, | જેમકે ગંગા નદી |
| ભલી ગૂજરાત ઈ. ઈ. | ઉપર ગોશાળાછે ઇ. |

(૨) ઉપાદાન લક્ષણા અને લક્ષણ લક્ષણા.

વાક્યનો અર્થ કરતાં અન્વય ઘટાવવાને માટે મુખ્ય અર્થ, પોતાની સાથેજ, બીજા કોઇ અર્થનું ભાન જે લક્ષણા શક્તિથી કરાવે છે, તેને ઉપાદાન લક્ષણા કહેવી. ઉદાહરણો—

(૧) ધોળિયો દોડે છે.

(૨) ભાલાં પ્રવેશ કરે છે.

---

૧ રા. રા. નવલરામ લક્ષ્મીરામે 'ચાતુર્માસ' પદનો ખુલાસો શાળા-પત્રના એક અંકમાં આપતાં 'રૂઢિમૂલકલક્ષણા' શબ્દ પણ વાપર્યો છે.

પહેલા ઉદાહરણમાં 'ધોળિયો' એ ગુણ સૂચક શબ્દ છે; તે અચેતન હોવાથી દોડવાની ક્રિયાનો કર્તા થઇ શકે નહિ. તેથી વાક્યના અર્થમાં અન્વય લાવવાને તેની આગળ 'બળદ' પદ જોઈએ. પરંતુ ખેડુતોમાં 'ધોળિયો'એ પદ 'ધોળિયા બળદ'ના સ્થાને વાપરવાની રૂઢિ છે. અને એ પદ પોતાના અર્થ સાથેજ બીજો અર્થ સૂચવે છે, માટે એ ઉદાહરણ રૂઢિ હેતુક લક્ષણાનું છે.

બીજા ઉદાહરણમાં ભાલાં પણ અચેતન હોવાથી એકલાં પ્રવેશ ક્રિયા કરી શકે નહિ; તેથી 'ભાલાંવાળા પુરૂષો' એ તેનો અર્થ લેવો જોઇએ. વળી 'ભાલાં' પદ પોતાનો અર્થ રાખીને 'પુરૂષો' એ અધિક અર્થ સૂચવે છે; અને ભાલાંવાળા પુરૂષો' એમ ન કહેતાં 'ભાલાં' પદ વાપરવામાં તેમની અતિ ગહનતા સૂચવવાનું પ્રયોજન છે; માટે આ બીજું ઉદાહરણ ફળહેતુક ઉપાદાન લક્ષણાનું છે.

મુખ્ય અર્થ શિવાય કોઇ અન્ય અર્થનો વાક્યના અર્થમાં અન્વય કરવાને માટે મુખ્ય અર્થનો ત્યાગ જે લક્ષણા શક્તિથી થાય છે, તે કોઇ અન્ય અર્થની પ્રતીતિ કરાવનાર હોવાથી લક્ષણ લક્ષણા કહેવાય છે.

ઉદાહરણો:—

(૩) સાહસિક કલિંગ.

(૪) ગંગા નદી ઉપર ગોશાળા છે.

ઉપરનાં વાક્યોનો અર્થ કરતી વખતે (૩) માં 'પુરૂષ' અને (૪) માં 'કિનારો' ઘટાવવાને માટે 'કલિંગ' અને 'ગંગાનદી'નો ત્યાગ કરવો પડે છે. માટે આ બે ઉદાહરણો માંહેનું પહેલું રૂઢિહેતુક લક્ષણ લક્ષણાનું, અને બીજું ફળહેતુક લક્ષણ લક્ષણાનું, છે.

અથવા નીચેનાં ઉદાહરણ લો. એ વચનો કોઇ અપકાર અથવા ખોટું કરનારને કહેલાં સમજવાં.

'બહુ 'ઉજાળ્યું' અથવા.

### (દ્રુતવિલંબિત)

બહુ કર્યો ઉપકાર હું શું કહું ?
સુજનતા દરશાવી તમે બહુ;
સુખ વિષે શત વર્ષ, સખા ! રહો,
વળી કૃતિ બહુ આવી રૂડી કરો.

ઉપરનાં ઉદાહરણોમાં અર્થ કરતી વખતે 'કાળું કર્યું' 'અપકાર કર્યો' વગેરે અર્થ લેવા 'ઉજળ્યું' 'ઉપકાર કર્યો' ઇત્યાદિનો ત્યાગ કરવો પડે છે. કારણ કે ખોટું કરનારને અથવા અપકાર કરનારને ઉપરનાં વાક્યો કહેવાં યોગ્ય નથી. અહીં લક્ષ્ય અર્થ મુખ્ય અર્થથી વિપરીત છે, અને અત્યંત ખોટું કર્યું એ કહેવા રૂપ પ્રયોજન છે.

ઉપાદાન લક્ષણામાં વાક્ય અથવા શબ્દ પોતાનો મુખ્ય અર્થ રાખીને તેના સંબંધવાળો અન્ય અર્થ સૂચવે છે, તેથી તેને 'અજહત્સ્વાર્થા, અથવા ટુંકામાં અજહત્' લક્ષણા પણ કહે છે. લક્ષણલક્ષણામાં કોઇ બીજો અર્થ સૂચવવાને મુખ્ય અર્થનો ત્યાગ કરવો પડે છે, તેથી લક્ષણલક્ષણાનું બીજું નામ 'જહત્સ્વાર્થા' અથવા 'જહત્' લક્ષણા પણ છે.

### (૩) સારોપા અને સાધ્યવસાના.

ઉપર કહેલી ચાર લક્ષણાઓમાંથી પ્રત્યેકના આરોપ અને અધ્યવસાનથી બે બે ભેદ પડે છે.

આરોપ એટલે કલ્પનાના અભેદની પ્રતીતિ, અને અધ્યવસાન એટલે સિદ્ધ અભેદની પ્રતીતિ.

આરોપવાળી લક્ષણા સારોપા, અને અધ્યવસાનવાળી લક્ષણા સાધ્યવસાના વા સાધ્યવસાનિકા કહેવાય છે.

મુખ્ય અર્થ સાથે અભેદ થઇને રહેલ, પરંતુ શબ્દવડે બતાવેલા મુખ્ય અર્થ સાથેની, લક્ષ્ય અર્થની, એકતાનું ભાન જે લક્ષણાથી થાય છે, તે સારોપા કહેવાય છે. મુખ્ય અર્થની સાથે અભેદ થઇને રહેલ, અને શબ્દવડે નહિ બતાવવામાં આવેલા મુખ્ય અર્થ સાથેની, લક્ષ્ય અર્થની એકતા જે લક્ષણાથી જણાય છે, તેને સાધ્યવસાના કહેવી.

ઉદાહરણો:—

૧ બળદ—ધોળિયો—દોડે છે.

અહીં 'ધોળિયો' નો અર્થ રૂઢિ હેતુક ઉપાદાન લક્ષણાથી 'ધોળાપણા રૂપ ગુણવાળો 'બળદ' થાય છે, તેમ છતાં તે વાક્યમાં 'બળદ' પદ વાપર્યું છે. પરંતુ 'બળદ' અને ધોળિયા વચ્ચે [૧]સમવાય સંબંધ છે, અને 'બળદ'ના મુખ્ય અર્થની સાથે 'ધોળિયા'ના લક્ષ્ય અર્થની એકતાનું ભાન થાય છે, માટે આ ઉદાહરણ રૂઢિહેતુક સારોપા ઉપાદાન લક્ષણાનું છે.

૧ નિત્ય સંબંધ સમવાય સંબંધ કહેવાય છે.





ऐ

# મહાકાલ.

(માસિક.)

पुस्तक १ लुं. पोष वद १४. अंक २ जो.

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥
सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર.

उपाधिबाधकवर्गः

રાજનગર.
ગુજરાત ગેઝેટ પ્રેસમાં. સી. જી. પંડ્યાએ છાપ્યું.
સંવત્ ૧૯૪૫. [illegible] સને ૧૮૮૯.
વાર્ષિક ઉપહાર રૂ. ૨ અગાઉથી.



વર્ષ અન્તે રૂ. ૨-૮-૦
દરેક છુટી નક-
લનો રૂ ૦।



॥ ॐश्री ॥

॥ श्रीसद्गुरवे परमात्मने ॥

॥ अजन्यानंदरूपाय ॥

# ॥ महाकालरूपाय ॥

॥ नमः ॥

## આનંદ અથવા સુખ.

પ્રાણિમાત્રને આનંદની પ્રાપ્તિ તથા દુઃખની નિવૃત્તિની સ્વાભાવિક ઈચ્છા હોય છે તેથી, તથા એ બેમાંથી કોઇ આશય લઇનેજ પ્રજ્ઞાવાન્ પુરૂષની ઇચ્છાપૂર્વક થતી પ્રવૃત્તિ દેખાય છે તેથી એ વિષયમાં અર્થાત્ આનંદનું સ્વરૂપ તથા તેનાં કારણો વગેરે પર કરેલા વિચાર નિરર્થક નથી.

સૌથી પ્રથમ આનંદના બે વિભાગ કરવા ઘટે છે, કેમકે તેમ કરવાથી તે બે પ્રકારના અર્થ જેમાં આનંદની પ્રવૃત્તિ થાય છે તે અર્થનાં લક્ષણ—સ્વરૂપ સરળ રીતે થાય છે. આનંદ બે પ્રકારનો ગણાય છે–(૧) અજન્ય. (૨) જન્ય. અજન્ય આનંદ બ્રહ્મરૂપ છે. ધર્મ રહિત બ્રહ્મમાં પણ સત્તા, ચિત્ત તથા આનંદતા ધર્મરૂપ ગણાય છે: અર્થાત્ સચ્ચિદાનંદ એ શબ્દોથી બ્રહ્મનું સ્વરૂપ તત્વવેત્તા વર્ણન કરે છે તેમજ શ્રુતિ પણ એજ અર્થને બોધન કરે છે. બ્રહ્મરૂપ આનંદ બ્રહ્મ નિત્ય-સિદ્ધ હોવાથી ઉત્પન્ન થયેલો નથી તેથી એ આનંદને અજન્ય કહે છે. એ આનંદ વિષે જેટલું લખીએ તેટલું થોડુંજ છે માટે આટલુંજ કહી વિરામ પામીએ છીએ.

બીજો જન્ય આનંદ છે. એ આનંદનાં બે પ્રકારનાં લક્ષણ કરવામાં આવે છે. એકાગ્ર બુદ્ધિમાં (અંતઃકરણમાં) પ્રતિબિંબિત આત્મા અથવા આનંદરૂપ આત્માના પ્રતિબિંબવાળી વૃત્તિવિશેષ. એ બંને લક્ષણમાં ભારે અંતર પ્રતીત થતો નથી તેથી મનની વૃત્તિવિશેષ એજ આનંદનું સ્વરૂપ લઇશું. આનંદ એ મનની વૃત્તિવિશેષ છે એ વાત ભરતવર્ષના

પામ્યાં છે. તે અવસ્થામાં સુખનો અનુભવ કર્યો છે એવું ભાન તે પુરૂષને જાગ્રત્ દશામાં થાય છે. માટે કોઈપણ રીતે આનંદનું કારણ બાહ્યપદાર્થજ છે એ માનવું યોગ્ય દેખાતું નથી. તો તે પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉઠે છે કે જ્યારે બાહ્યપદાર્થ આનંદનું કારણ નથી ત્યારે બાહ્યપદાર્થથી સુખનું ભાન કેમ થાય છે. તેનો ઉત્તર એ કે બાહ્યપદાર્થ સ્વતઃ આનંદ અથવા દુઃખ ઉત્પન્ન કરવા કેવળ અસમર્થજ છે. પણ મનના ઘણાકાળના અધ્યાસથી તે પદાર્થ વિષે કોઇ પ્રકારની સુખબુદ્ધિ બંધાઇ છે, તેથી તે પદાર્થનું, દર્શન ચિંતન, શ્રવણ, વગેરે થતાંજ પૂર્વાધ્યાસજનિત સંસ્કાર અંતઃકરણમાં ઉદ્બોધ પામી અંતઃકરણને સ્થિર કરી એટલે તત્તદ્વિષય તરફ એકાગ્ર કરી આનંદનું ભાન કરાવે છે; અર્થાત્ આભ્યંતર રહી અથવા બહિર નીકળી વૃત્તિ વિષયાકાર પરિણામને પામી અથવા અન્ય રીતે પૂર્વાધ્યાસથી બંધાયેલી સુખરૂપતા નિશ્ચય કરતારી સંસ્કારરૂપ વૃત્તિને અનુદ્ભૂતપણાથી નિવૃત્ત કરી ઉદ્બોધને પમાડે છે ત્યારે તે ઉદ્ભૂત થયેલી વૃત્તિના બળે અંતઃકરણ સ્થિરતાને પામી પોતામાં પડેલા આનંદરૂપ આત્માના પ્રતિબિંબની પ્રમાતારૂપ જીવને પ્રતીતિ કરાવે છે. આમ છે તેથીજ બધા પદાર્થ પ્રાણીમાત્રને આનંદ આપનાર પ્રતીત થતા નથી; તથા એકનો એક પદાર્થ એક વ્યક્તિને એક સમયે આનંદ આપે છે અને તેજ વ્યક્તિને અન્ય સમયે અથવા અન્ય વ્યક્તિને તેજ સમયે આનંદ આપતો નથી પણ ઉલટું દુઃખ ઉત્પન્ન કરે છે; એજ કારણથી પદાર્થમાત્રને વિષે સમદૃષ્ટિ કરનાર મહાત્મા પુરૂષોને કોઇ પદાર્થ દુઃખની અથવા સુખની ઉત્પત્તિ કરી શકતો નથી. માટે સર્વથા એજ સિદ્ધ થાય છે કે મનનું સ્થૈર્ય, અથવા એકાગ્રતા એજ આનંદનું અથવા આનંદની પ્રતીતિનું સાક્ષાત્ કારણ છે.

એ જન્ય આનંદ ત્રણ પ્રકારનો છે (૧) વિષયાનંદ (૨) વાસનાનંદ (૩) બ્રહ્માનંદ. ત્યાં સ્ત્રક્-ચંદન-વનિતા આદિ વિષયથી એકાગ્ર પરિણામને પામેલી વૃત્તિ અથવા નિરૂક્ત વૃત્તિથી અભિવ્યક્ત આનંદ વિષયાનંદ કહેવાય છે. બ્રહ્મધ્યાન-વિષયધ્યાન તથા સુષુપ્તિ એ અવસ્થાત્રય થયા પછી જે વાસના રહે છે તે વાસનાથી થયેલો આનંદ તે વાસનાનંદ. બ્રહ્માનંદ એટલે સુષુપ્તિ શિવાયની અન્ય અવસ્થા જેમાં દ્વૈત ભાનનો અભાવ થાય છે તથા બ્રહ્મના અભિમુખ વૃત્તિ રહે છે તે વૃત્તિ અથવા તે વૃત્તિથી અભિવ્યક્ત આનંદ તે. વિદ્યાથી

થતા આનંદનો અંતર્ભાવ વિષયાનંદમાંજ થાય છે. તથા નિજાનંદ, યો-
ગાનંદ વગેરેનો અંતર્ભાવ બ્રહ્માનંદમાંજ કરાય છે. આ ત્રણમાંથી જે વા-
સનાનંદ છે તે વાસનાનંદ કરનાર ત્રણ પ્રકારની અવસ્થાજનિત વાસ-
ના છે તેથી તેનો પણ વિષયાનંદ તથા નિર્વિષયી આનંદ એ બેમાં અંત-
ર્ભાવ થઇ શકે છે. તેથી જન્યાનંદ બે પ્રકારનો—વિષયાનંદ તથા બ્રહ્માનંદ
અથવા નિર્વિષયી આનંદ. જન્ય આનંદ વૃત્તિરૂપ અથવા વૃત્તિથી અભિ-
વ્યક્ત ચૈતન્યરૂપ હોવાથી એક અર્થમાં તો એ આનંદ વિષયાનંદરૂપજ
હોય છે એટલે એ આનંદ રૂપવૃત્તિ હમેશાં કોઈ વિષયવાળીજ હોય છે.
પણ ઉપર કહેલા વિષયાનંદના વિષયનો અર્થ પદાર્થ માત્ર ન લેતાં નિર-
તિશય આનંદની પ્રાપ્તિમાં પ્રતિબંધક રૂપ જે વિષયો તે વિષય સંબંધી
આનંદ લેવો. અને તેમ કરવાથીજ ઉપરના બે વિભાગ થઇ શકે છે. ત્યાં
નિર્વિષયી આનંદમાં પણ કેવળ બ્રહ્માનંદ ન લેતાં બ્રહ્માની પ્રતીતિરૂપ
પ્રાપ્તિના સાધનથી થતો આનંદ પણ ગ્રહણ કરાય છે, હવે વિષયાનંદ ઉ-
પર વિચાર કરીએ.

વિષયાનંદ એક પક્ષે જોતાં એક રૂપનોજ છે તો પણ વિષયના ભે-
દથી અનેક પ્રકારનો મનાય છે જેમકે યશઃરૂપ વિષયજન્ય આનંદ એક પ્ર-
કારનો-પુત્રદાર આદિ વિષય જન્ય આનંદ બીજો વગેરે. ત્યાં વ્યવહારમાં
સામાન્ય રીતે વિષયાસક્ત માણસને આનંદ આપનાર વિષય અનેક છે તો
પણ તેમાં આરોગ્ય-ધન-માન (યશઃ)—આધિપત્ય-સત્તા—સુસ્ત્રી વગેરે મુખ્ય
ગણાય છે. મહાત્મા ઋષિ મુનીઓએ પ્રતિપાદન કરવું સહેલું પડે માટે
એ મુખ્ય વિષયના ત્રણ પ્રકારના ભેદ પાડ્યા છે. (૧) લોક (૨) પુત્રદાર (૩)
વિત્ત (ધન.) અને તે અનુસાર ત્રણ પ્રકારની એષણા કહી છે લોકૈષણા
પુત્રદારૈષણા તથા વિત્તૈષણા. લોકૈષણા શબ્દથી આ લોકમાં માન આદિની ઈચ્છા
તથા વિષય સુખ માટે પરલોક પ્રાપ્તિની ઇચ્છા એ બંને એષણાનો સમાવેશ કર્યો
છે. એ વિષયમાં મુખ્ય યાદ રાખવાની વાત એ છે કે એ વિષયોની પ્રા-
પ્તિ માટે એટલે સુનીજ તથા એવા રૂપમાં ઉદ્યમ કરવો ઘટે કે જેથી એ
વિષયો આનંદનીજ પ્રાપ્તિ કરે પણ ઉલટું દુઃખ ન આણે. આ સામાન્ય
નિયમનું ઉલ્લંઘન કરવાથી ઘણા ખરા લોકો, જેમ મસ્તાનો હાથી પોતાને
હાથે ધુલ ઘાલે છે તેમ, પોતાને હાથે પ્રયત્ન કરી દુઃખના ભોગ થઇ પ-

કેતાં દેખાય છે. કેટલાક લોકોને પૈસાની અતિશય આસક્તિ બંધાયેલી હોવાથી તે નિરંતર પૈસાને માટેજ પ્રયત્ન કર્યા કરે છે અને તે પણ એટલે સુધી કે અન્ય સુખના સાધન રૂપ મનાતા પદાર્થનો ત્યાગ કરે છે અર્થાત્ ગુમાવે છે. માનની પણ તેઓ ઉપેક્ષા કરે છે, આરોગ્ય સાચવતાં નથી, પ્રાપ્ત સ્ત્રી આદિથી પણ સુખ લેતાં નથી. સુખોત્પાદક નીતિઓ તેઓ પાળતા નથી ટુંકામાં કહીએ તો એજ કે અન્ય સંપૂર્ણ સુખોત્પાદક પદાર્થથી રહિત તેઓ પ્રતીત થાય છે. કદાચ સુભાગ્યના યોગે કેટલાક અન્ય વિષયો તેઓને પ્રાપ્ત થયેલા હોય છે તો પણ તેમનું ચિત્ત નિરંતર પૈસાનું ધ્યાન ધરવામાં રોકાયેલું હોવાથી સુખનો અનુભવ કરવા તેમને અવકાશ નથી. પૈસા માટે પણ તેમને અત્યંત આસક્તિ હોવાથી જેટલો પૈસો મળે તેટલાથી તેઓ અસંતુષ્ટજ રહે છે. આ પ્રમાણે પ્રાપ્ત વિષયથી તેઓ સુખનો અનુભવ કરતાં નથી અને અપ્રાપ્ત વિષયથી સદા અસંતુષ્ટ રહી તેઓ અનેક દુઃખનો અનુભવ કરતાં મૃત્યુને વશ થાય છે. કેટલાક માનને માટે અનેક ઉપાધિ વ્હોરી લે છે તે એટલે સુધી કે તેઓને ખાવા પણ વખત મળતો નથી તો તેઓ અન્ય પ્રકારનું સુખ ભોગવતાં હશે. એમાં શી આશા? માનના વિષયમાં આ ચોપાનીઆના દ્વિતીય અંકમાં જે લખ્યું છે તે પૈસા આદિ સમગ્ર વિષય માટે લાગે છે. કેટલાક સુખ પ્રાપ્તિની આશાથી સુખનાં સાધનરૂપ પૈસો તથા માન માનીને તથા તેનાં સાધનરૂપ B. A, M. A. વગેરે પરીક્ષાઓ માને છે તથા તેનાં સાધનરૂપ ગ્રંથોનું પઠન નક્કી કરાયેલું હોવાથી તેઓ એ પરંપરા સાધનપર એટલે સુધી મહેનત કરે છે કે તેનું સાક્ષાત્કાર્યરૂપ પરીક્ષા પાસ થવી એ પણ સિદ્ધ થવા વખત આવતા નથી. કદાચ એ વખત આવે છે તો તેઓને એ કાર્ય સિદ્ધ થશે કે નહીં એ સંશય યુક્તજ હોય છે. કદાચ તેમ થાય છે તો તેઓમાંથી કેટલાક પૂર્ણ પ્રયત્નના બળથી એ કિતાબો લેવા રહેતા નથી. કેટલાક એ કિતાબોને પામે છે તો પણ તે બધા તેમની આશાના મુખ્ય વિષયરૂપ પૈસો તથા માન પામે છે એવું અનુભવ સિદ્ધ નથી. કદાચ તે પામે છે તો પણ જે આશય લઈ તેઓએ આ મોટો આડમ્બર કર્યો છે તે સુખરૂપ આશય તેઓમાના ઘણાખરા સિદ્ધ કરી શકતા નથી. તેઓનાં હાડપિંજર જેવાં

શરીર, તેઓની કોલેજમાં રહી પાળેલી અનીતિઓ, પરદેશ ઘણા કાળ રહેવાથી તેમના ગૃહસ્થાશ્રમની થયેલી અવ્યવસ્થા તથા સ્વદેશમાં રહી અભ્યાસ માટે કરેલી ગૃહસ્થાશ્રમની નીતિની ઉપેક્ષા તથા પાછળથી પોતાના પાંડિત્યનું અભિમાન વગેરે અનેક કારણો તેમને ક્ષણે ક્ષણે દુઃખનું ભાન કરાવે છે. આ લખાણનું કંઈ એવું તાત્પર્ય નથી કે કોઇએ પૈસો, માન આદિ મેળવવા પ્રયત્નજ ન કરવું. પણ માત્ર એજ કે એ વિષયો અત્યંત કલેશરૂપ થઇ પડે ત્યાં સુધી એ વિષયપર સુખની આશાવાળા માણસે પ્રયત્ન કરવું દુર્ઘટ છે. અન્ય સુખના સાધનરૂપ ગણાતા વિષયો તરફ લક્ષ રાખી પૈસા, માન આદિ વિષયપર પ્રયત્ન કરવું એ દરેક સુખેચ્છાવાન વિષયાસક્ત માણસનું કર્તવ્ય છે.

એ આનંદ ત્રણ પ્રકારનો છે (૧) સાત્વિક (૨) રાજસી (૩) તામસી. જે સુખ આરંભમાં કદાચ વિષના જેવું લાગે પણ પરિણામે અમૃતના જેવું છે એવું અંતઃકરણને સ્વચ્છ-પ્રસન્ન કરનાર સુખ તે સાત્વિક. જે આરંભમાં સુખરૂપ દેખાય છે પણ અંતે વિશેષ દુઃખની ઉત્પત્તિ કરે છે તે રાજસી આનંદ. જે આરંભે તથા અંતે આત્માને કેવળ મોહ પમાડે છે તે તામસી આનંદ. બ્રહ્માનંદને શુદ્ધ સાત્વિક આનંદ આ ત્રણની અપેક્ષાથી કહેવો ઘટે છે. બ્રહ્માનંદ માટે સાધનરૂપ નિશ્ચિત થતી ક્રિયાઓથી થતો આનંદ સાત્વિક આનંદ છે. સ્ત્રી, માન આદિ વિષયથી થતો રાજસી આનંદ છે. મદિરાપાન, માંસભક્ષણ, પ્રમાદ આદિથી થતો આનંદ તામસી છે. જે આનંદનો અનુભવ કરવામાં સાત્વિક વૃત્તિ રહે છે અથવા જે સાત્વિક વિષયથી જન્ય છે તે આનંદને સાત્વિક સંજ્ઞા અપાય છે. તેમજ રાજસી તથા તામસી આનંદ જાણવા. ત્યાં સત્વગુણનું કાર્ય સુખ છે. રજોગુણનું કાર્ય દુઃખ છે અને તમો ગુણનું કાર્ય મોહ છે. તો એ પ્રકારે તો સત્વગુણવીજ આનંદ થાય છે એટલે રાજસી પદાર્થમાંથી થતો આનંદ પણ રાજસદ્રવ્યનિષ્ઠ સત્વગુણથી થયેલો છે. તેમ તામસી દ્રવ્ય માટે પણ જાણવું. તેમજ રાજસી વૃત્તિથી ભોગવાતો આનંદ રાજસી છે, સાત્વિક વૃત્તિથી ભોગવાતો આનંદ સાત્વિક છે વગેરે એટલે વિષય તથા વૃત્તિ બેના ગુણથી આનંદને સાત્વિક રાજસી વગેરે સંજ્ઞા આપી

છે. આ ઉપરથી એ સ્પષ્ટ થયું કે રાજસી વિષય ઓછો આનંદ આપનાર છે. તામસી વિષયો તેથી પણ થોડો આનંદ આપનાર છે તથા સાત્વિક વિષયો બંને કરતાં વિશેષ આનંદ આપનાર છે અને શુદ્ધ સાત્વિક આનંદ નિરતિશય આનંદ છે.

આનંદના સાધક પુરૂષે એ નિયમ અવશ્ય લક્ષમાં રાખવો જોઈએ કે થોડા આનંદ માટે વધારે આનંદનો ત્યાગ કરવો અનુચિત છે અને વધારે આનંદની પ્રાપ્તિ વાસ્તે થોડા આનંદનો ત્યાગ કરવો (જો ત્યાગ કર્યા શિવાય તે વધારે આનંદ પ્રાપ્ત થતો ન હોય તો) આવશ્યક છે. સામાન્ય વિચારથીજ આ નિયમ સ્પષ્ટ દેખાય છે. પાશ્ચાત્ય દેશના Sidgwick તથા Hooker વગેરે બધા વિચારવાન ગ્રંથકારો આ નિયમ પોતાના ગ્રંથમાં લખી ગયા છે.

આજ નિયમને અનુસરીને તામસી આનંદને હેયરૂપતા કહી છે. મદિરાપાન પરસ્ત્રીગમન અન્યાય માર્ગે પ્રાપ્ત થતા વિષયથી થતો આનંદ તામસી છે તેથી તે આનંદ ભોગવનાર માણસ તામસી વૃત્તિનોજ હોય છે. એટલે સાત્વિક આનંદનો અનધિકારી ઠરે છે. માટે સાત્વિક આનંદરૂપ શ્રેષ્ઠ આનંદ ભોગવવા માટે એ તામસી આનંદનો ત્યાગ કરવો ઉચિત છે. શુદ્ધ સાત્વિક આનંદ અથવા બ્રહ્માનંદ જે નિરતિશય આનંદ છે તે આનંદની પ્રાપ્તિ વાસ્તે અંતઃકરણ શુદ્ધ સાત્વિક કરવું યોગ્ય છે: અર્થાત્ રાજસી, તામસી, ઉભય આનંદ હેય છે. તામસી આનંદ સૌથી ઓછો હોવાથી તથા નિરતિશય આનંદનો અત્યંત વિરોધી હોવાથી કોઇ સુખેચ્છાવાન્ પ્રાણીએ એ આનંદની ઇચ્છા કરવી અથવા ભોગવવો ઉચિત નથી. રાજસી આનંદ પણ ત્યાગ કરવા યોગ્ય છે. તોપણ ઘણા કાળના અધ્યાસથી વૃત્તિ એકદમ વિષયથી છુટી શકતી નથી એટલે રાજસી આનંદને તજી દેતી નથી તેથી રાજસી આનંદ પણ આગળ જતાં હેય કરવાનો છે એવા નિશ્ચય પૂર્વક નહીં છુટકેજ ભોગવવો. સાત્વિક આનંદ શ્રેષ્ઠ હોવાથી તેને માટે પ્રયત્ન કરવું આવશ્યક છે.

આજ નિયમને અનુસરીને નીચેની વાતો સિદ્ધ થાય છે.

(૧) દુર્ગુણમાં દેખાઇતું સુખ હોયકે તો પણ સદ્‌ગુણ પરિણામે વિશેષ સુખોત્પાદક હોવાથી ધારણ કરવા યોગ્ય છે.

(૨) રાજયોગ કરતાં હઠયોગમાં આરંભમાં કષ્ટ વધારે છે તોપણ અધિકારી પરત્વે (હાલનાં ઘણું કરી બધા માણસો માટે) તેની કેટલેક અંશે આવશ્યકતા છે વગેરે. હાલના મૂર્ખ પંડિતો ઘણી ખરી આર્યનીતિને વ્હેમ ગણી તજી દેવા ભલામણ કરે છે તે નીતિનું સમર્થન આ નિયમથી (અનુભવ પ્રમાણે) થઇ શકે એમ છે.

ઉપર કહેલો સાત્વિક આનંદ નિર્વિષયી આનંદમાં અંતર્ભૂત થાય છે. હવે નિર્વિષયી આનંદ વિષે કેટલુંક કહેવું યોગ્ય છે. એ નિર્વિષયી આનંદ બ્રહ્માનંદ રૂપ છે. તોપણ તે આનંદની પ્રાપ્તિ વાસ્તે નિશ્ચિત સાધનથી થતો આનંદ પણ નિર્વિષયી આનદ ઉપચારથી કહેવાય છે. એ આનંદ નિરતિશય હોવાથી અવશ્ય પ્રાપ્તવ્ય છે. એ આનંદ માટેજ પ્રયત્ન પ્રધાનપણે કરવો ઘટે છે તેનાં કારણો નીચે પ્રમાણેઃ—

(૧) ઉપર કહ્યા પ્રમાણે આનંદનું સાક્ષાત્ કારણ મનની સ્થિરતા અથવા એકાગ્રતા છે. વિષયાનંદમાં એ એકાગ્રતા વિષયથી આધ્યાસિક વૃત્તિના બળે પ્રાપ્ત થાય છે. નિર્વિષયી આનંદ પ્રાપ્ત કરવા માટે મનની એકાગ્રતા સિદ્ધ કરવી પડે છે એટલે પ્રાણાયામ, પ્રત્યાહાર, સંયમ, વેદાંતવિદ્યા વગેરે સાધનોથી+ અંતઃકરણ એકાગ્રદશાને પામે છે. આ પ્રમાણે એક વખત એકાગ્રતા સિદ્ધ કર્યા પછી અનાયાસે એ સિદ્ધ થાય છે. એટલે આનદનું સાક્ષાત્ કારણ એકાગ્રતા નિરંતર પ્રાપ્ત રહે છે. અને જ્યારે જ્યારે કારણ હોય ત્યારે કાર્ય અવશ્ય થાય એવો નિયમ હોવાથી તે મહાત્મા પુરૂષને સદાકાળ એ નિર્વિષયી આનંદ પ્રાપ્ત રહે છે. આથી પ્રથમ કારણ એ સિદ્ધ

---

* કોઇની દુઃખોત્પાદક રૂપે પ્રવૃત્તિ થતી નથી. "For evil as evil cannot be desired: if that be desired which is evil the cause is the goodness which is or seemeth to be joined with it" (Hooker's Church). પણ તેમાં કોઇ પ્રકારનું સુખ છે એમ માનીને પ્રવૃત્તિ થાય છે.

+ એ સાધનોના સ્વરૂપના નિરૂપણ માટે શ્રી સિદ્ધાન્ત સિંધુ પ્રથમ રત્ન પૃષ્ટ ૨૨૮ થી ૨૮૩ સુધી જોવું.

પણ કે એ આનંદ સ્વતંત્ર હોવાથી શ્રેષ્ઠ પ્રાપ્તવ્ય છે.

(૨) એ આનંદનો અનુભવ થયાથી ક્લેશ માત્રની નિવૃત્તિ થાય છે. એ તત્વવિદ્ પુરૂષોને અનુભવ સિદ્ધ છે. આ કારણને અન્ય કારણથી સમર્થન કરવાની આ સ્થળે જરૂર નથી કેમકે એ આનંદ પ્રાપ્ત થવાનાં સાધનોનું સ્વરૂપ જે માણસ શ્રી સિદ્ધાન્ત સિંધુ વગેરે ગ્રંથો જોઇ વિચારશે તથા એ આનંદના સ્વરૂપ પ્રતિ લક્ષ કરશે તો તેને તે તે કારણો અનાયાસે સ્પષ્ટ થવા સંભવે છે. એ આનંદનું યથાર્થ સ્વરૂપ જાણવું એ સદ્ગુરૂગમ્યજ વાત છે.

(૩) બધાએ દર્શનનો એજ સિદ્ધાંત છે. આ સ્થળે શાસ્ત્રોના પ્રતીત થતા વિરોધ વિષે કેટલાક વિચારો પ્રકૃત અર્થમાં ઉપયોગિ હોવાથી બતાવવા યોગ્ય છે.

હાલ કેટલાક લોકો તત્તત્ શાસ્ત્રનું અભિમાન ધારણ કરી અન્ય શાસ્ત્રને મિથ્યા અથવા કપોલકલ્પિત માને છે તથા અન્ય અનેક ક્લિષ્ટ કલ્પના કરે છે તો તેમાં પણ એટલુંતો સ્પષ્ટજ છે કે આસ્તિક દર્શન તથા નાસ્તિક દર્શનમાં ગણાતા પણ બૌદ્ધ આદિનાં દર્શન યોગાભ્યાસરૂપ સાધનનો અંગીકાર કરે છે તથા તે સાધનનાં ફળરૂપ ચિત્તની એકાગ્રતા તથા તેથીજ નિરતિશય આનંદની પ્રાપ્તિનું કથન કરે છે. માટે પ્રકૃત વિષયમાં કોઇ પણ શાસ્ત્રના અભિમાનીને વિરોધ આવે એમ નથી. ત્યાં આસ્તિક દર્શન માટે વિચાર કરતાં એ શાસ્ત્રો પરસ્પર વિરૂદ્ધ નથી એટલુંજ નહીં પણ પરસ્પરની અપેક્ષાવાળાં છે તથા તે તે કક્ષાનો અનુભવ પ્રતિપાદન કરે છે. એ પડ્ શાસ્ત્રોમાં બે ન્યાયશાસ્ત્ર બે સાંખ્યશાસ્ત્ર, તથા બે મિમાંસા કહેવાયછે. તેમાં બંને ન્યાય શાસ્ત્રના કર્તા સંપૂર્ણ જગત્‌ને પરમાણુરૂપ માને છે એટલે પાંચ મહાભૂતનાં કાર્યરૂપ તથા આત્મા જડપદાર્થથી તથા શરીરથી વ્યતિરિક્ત છે એ સિદ્ધાંત કરે છે. બે સાંખ્યશાસ્ત્રો ન્યાયનો આ સિદ્ધાંત લઇને તેથી પણ આગળ જાય છે. એ પાંચભૂતો પણ પ્રકૃતિરૂપજ છે તથા આત્માને સ્થાને તેઓ પુરૂષ કહે છે. એટલે ન્યાયના માનેલા પદાર્થથી પણ ઓછા પદાર્થનું પારમાર્થિક અસ્તિત્વ તેઓ પ્રતિપાદન કરે છે. એથી પણ ઉચ્ચ અનુભવપર જનાર વેદાંત અથવા ઉત્તર મિમાંસા શાસ્ત્ર એ બંને શાસ્ત્રોના અનુભવની કક્ષાપર જઇ તેથી પણ ઉચ્ચ કક્ષાનું પ્રતિપાદ-

ન કરે છે કે એ પ્રકૃતિ પણ પારમાર્થિક સત્તાવાળી નથી એટલે અદ્વય બ્રહ્મજ કુટસ્થરૂપે નિત્ય સિદ્ધ છે. માટે દરેક શાસ્ત્ર પોતપોતાના અનુભવની કક્ષામાં સત્યજ છે. જ્યાં સુધી સંપૂર્ણ જગત પરમાણુરૂપ છે એ નિશ્ચય નથી એટલે પાંચભૂતરૂપજ છે એ નિશ્ચય નથી ત્યાં સુધી એ જગત્ પ્રકૃતિનો પરિણામ છે એ નિશ્ચય થવો ઘટતો નથી અને; જ્યાં સુધી જગત્ તથા બ્રહ્મ એજ પદાર્થ સર્વ સ્થળે છે એવું ભાનનથી ત્યાં સુધી જગતને અલીક કહેવાથી બ્રહ્મ માત્ર અદ્વય છે એ નિશ્ચય નથી. માટે વિચારવાન સાધકે એ શાસ્ત્રો લોકોને મોહ પમાડવા કર્યાં છે એવો અભિનિવેશ મુકી દઇ ભૂરિકક્ષાધાનવથી બધાએ પોતપોતાની મર્યાદામાં સત્યજ છે એ નિશ્ચયથી પ્રયત્ન કરવું ઘટે છે. જે શાસ્ત્ર જેટલી કક્ષા પર્યંત ધાવન કરવાથી લખાયેલું છે એટલે અનુભવની જે કક્ષા કહે છે તે શાસ્ત્ર તે કક્ષા પર્યંત અબાધિત છે. તેથી પણ આગળની કક્ષાથી તે બાધિત થાય તો તે કક્ષાની અપેક્ષાથીજ પ્રથમ શાસ્ત્ર તેટલા અંશમાં બાધિત ગણાય. પણ હાલના દંભના દિવસોમાં મૂર્ખ લોકો શાસ્ત્ર પ્રતિપાદિત નીચામાં નીચી કક્ષા પર્યંત પણ જરા પ્રયત્ન નકરતાં, એટલે તે કક્ષાનો પણ અપરોક્ષ અનુભવ ન મેળવતાં, તેથી પણ ભારે કક્ષાથી મેળવેલા અનુભવનું પ્રતિપાદન મિથ્યા કહે છે અથવા પૂર્વની તથા ઉત્તરની કક્ષાનું મિશ્રણ કરી—તે તે અનુભવ વચનને એક કક્ષાનાં માની—વિરોધી ગણી બધાનીજ ઉપેક્ષા કરે છે એ તેમનાં મંદ પ્રારબ્ધનું, વર્તમાન પુરૂષાર્થની ન્યૂનતાનું, તથા મુખ્ય પણે કોઇ સદ્ગુરૂરૂપ દોરનાર તેમને નથી હોતા તેનુંજ, ફળ છે. એમ છતાં પણ દર્શનનો વિરોધ ભલે તે તે દર્શનના દુરાગ્રહી અભિમાની માનો તોપણ પ્રકૃત વિષયમાં તો વિરોધ નથીજ .માટે એ અંશમાં દર્શનરૂપ પ્રમાણ સર્વ માન્ય હોવું ઘટે છે.

૪ ઉપનિષદ્માં કહેલી આનંદની મિમાંસાથી પણ એજ વાત સિદ્ધ થાય છે. ત્યાં મનુષ્ય સુખનું* અવધિ સ્વરૂપ કહીને આ પ્રમાણે કહ્યું છે. એવા સો માનુષઆનંદ તે એક મનુષ્યગંધર્વનો આનંદ છે. સો મનુષ્ય ગંધર્વના આનંદની બરાબર ગંધર્વનો એક આનંદ છે. એ પ્રમાણે ગંધર્વ—પિતૃ—આજાનજાનદેવ, કર્મદેવ, શુદ્ધદેવ, ઇંદ્ર, બૃહસ્પતિ, પ્રજાપતિ (બ્રહ્મા) એ બધાના અનુક્રમે શતગુણ અધિક આનંદનું પ્રતિપાદન કર્યા પછી

* એ જાણવા માટે શ્રી સિદ્ધાંત સિંધુમાં પૃષ્ટ ૧૨૮—૯ માં જોવું.

સગુણ બ્રહ્મનો તથા श्रोत्रियस्यचाकामहतस्य + (નિષ્કામ જીવન્મુક્ત મહાત્માનો) નિરતિશય આનંદ છે એ પ્રતિપાદન કર્યું છે. ઉપનિષદમાં, એ આનંદની નિરતિશય શ્રેષ્ઠતા બતાવનાર વાક્ય સ્થળે સ્થળે જડી આવે છે.

માટે યુક્તિ—અનુભવ, દર્શન, તથા વેદ એ ચારે પ્રમાણથી નિર્વિષયી આનંદની શ્રેષ્ઠતા તથા પ્રાપ્યતા સિદ્ધ થાય છે.

ઉપર કહેલા આનંદના વિભાગથી અન્ય પણ ઘણા વિભાગ કરેલા જોવામાં આવે છે જેમકે પ્રિય–મોદ–પ્રમોદ તથા આનંદ એ ચાર પ્રકાર વગેરે. પણ તે સર્વે આ સ્થળે અધિક ઉપયોગના ન હોવાથી લખવા નિરર્થક છે.

આ બધાં ઉપરથી એજ સિદ્ધ થયું કે આનંદ અથવા સુખનું કારણ ચિત્તવૃત્તિની એકાગ્રતા છે. તેથી પ્રયત્ન કરી તે સિદ્ધ કરવી ઘટે છે, અર્થાત્ નિર્વિષયી આનંદની પ્રાપ્તિ માટેજ પ્રયત્ન કરવું ઘટે છે, પણ જ્યાં સુધી ઘણા કાળની આધ્યાસિક વૃત્તિથી તેમ થતું નથી અને વિષયાસક્ત અંતઃકરણ રહે છે ત્યાં સુધી વિષયની પ્રાપ્તિ માટે એટલે સુધી પ્રયત્ન ન કરવું કે તે પોતાના આશયરૂપ સુખની હાનિ કરી ઉલટું દુઃખ ઉત્પન્ન કરે અર્થાત્ વિષય જ્યાંસુધી સુખોત્પાદક રહે ત્યાંસુધી તેનું સેવન કરવું.

ઉપર કહેલા આનંદનો વિભાજક કોઠો આ પ્રમાણે.




+ એ પદ દરેક વખતે આવે છે તો પણ તેના અર્થમાં કૃત જન્ય રેતરૂપ અવશ્ય લેવું જોઇએ. તેથી છેલ્લે સ્થળે જીવમુક્ત એવો અર્થ કર્યો છે.

આમાંથી બ્રહ્મધ્યાનવાસનાનંદ બ્રહ્માનંદ તથા સાત્વિકવિષયાનંદ પણ મુખ્યર્થમાં અથવા ઉપચારથી નિર્વિષયી આનંદ કહેવાય છે; વિષય તથા સુષુપ્તિવાસનાનંદ તથા રાજસી તામસી વિષયાનંદ તેવીજ રીતે વિષયાનંદ કહેવાય છે.

## આનંદ અથવા સુખ.

### SYNOPSIS.

(૧) આનંદ. { અજન્ય / જન્ય } અજન્ય આનંદ બ્રહ્મરૂપ. જન્ય આનંદનું લક્ષણ (સ્વરૂપ) સાક્ષાત્ કારણ તે પણ આનંદ કહેવાય છે વગેરે. બાહ્ય પદાર્થ સાક્ષાત્કારણ નથી એ વાતનું પ્રતિપાદન; તે કેવી રીતે આનંદ આપનાર છે વગેરે.

(૨) એ જન્ય આનંદ ત્રણ પ્રકારનો (૧) બ્રહ્માનંદ (૨) વાસનાનંદ (૩) વિષયાનંદ.

- (૧) બ્રહ્માનંદ એજ નિર્વિષયી આનંદ, યોગાનંદ, મુખ્યાનંદ, અદ્વૈતાનંદ વગેરે એજ આનંદ. એ આનદ બ્રહ્મપ્રાપ્તિના કારણોથી થતો આનંદ પણ કહેવાય છે. એજ આનંદ શ્રેષ્ઠ છે. તેનાં કારણ.
  - (૧) સાક્ષાત્ કારણ હોવાથી તે પ્રાપ્ત કરવા આપણે વિશેષસ્વતંત્ર છીએ.
  - (૨) એ આનંદનો અનુભવ થયાથી ક્લેશની પ્રતીતિનો અભાવ થાય છે. એ તત્વવિત્નો અનુભવ પ્રમાણ છે.
  - (૩) બધા શાસ્ત્રોનો પણ એજ સિદ્ધાંત છે. ૧૨ દર્શનનો. આસ્તિક દર્શનના વિરોધ માટે ભૂરિકક્ષાધારન.
  - (૪) આનંદની મીમાંસા. (મનુષ્ય સુખનું અવધિ સ્વરૂપ) (શ્રી સિ. સિંધુ ઉપનિષદ્.)
  - (૫) એ શુદ્ધ સાત્વિક આનંદ છે. ।
- (૨) વાસનાનંદનું સ્વરૂપ.
- (૩) વિષયાનંદનું પ્રતિપાદન Common sense થી જણાતા સુખ વિષયનું પ્રતિપાદન (Anot. from સિ.સિં. & Sidg. એ

આનંદ ત્રણ પ્રકારનો છે. સાત્વિક,રાજસી અને તામસી. તેમનાં સ્વરૂપ. ઈચ્છાની હેયના. સાત્વિક આનંદજ ઉપાદેય છે. પ્રધાન પણે પદાર્થ પોતામાં નિજ.સત્વ ગુણથીજ આનંદ આપે છે રજોગુણથી દુઃખ થાય છે. તમોગુણથી મોહ થાય છે. માટે રાજસી પદાર્થ ઓછા આનંદ આપનાર છે.

વધારે આનંદ પ્રાપ્ત થતો હોય તો થોડો આનંદ છોડી દેવો ઘટે છે. (Hookers' Church) એ સામાન્ય નિયમથી જ (૧) ધર્મમાં કષ્ટ હોય તોપણ તે પાળવો ઘટેછે. (૨) યોગમાં પ્રથમ કષ્ટછેપણ પરિણામે તે નિર તિશયાનંદદ હોવાથી તેનું અનુષ્ઠાન કરવું યોગ્ય છે. (૩) દુર્ગુણમાં દેખાતું સુખ છે તોપણ સદગુણમાં સ્થિતિ કરવી ઘટેછે વગેરે. કોઇની દુઃખદ વિષયમાં દુઃખદતરીકે પ્રવૃત્તિ થતી નથી દરેક પદાર્થમાં સત્વગુણ હોવાથી આનંદ રૂપ.

(૩) જન્ય આનંદ. અનેક ભેદ કરી શકાય છે જેમકે પ્રિયમોદ પ્રમોદ અને આનંદ ચાક્ષુષાનંદ વગેરે ઈંદ્રિયાનુસાર પણ આ સ્થળે વિશેષ ઉપયોગના ન હોવાથી લખ્યા નથી.

(૪) ઉપસંહાર(૧) વિષયાનંદ વિષયક (૨) નિર્વિષયી આનંદ વિષયક.

---

## पाखण्डमण्डपखण्डनषट्पदावली.
### અથવા.
## પાખંડ—ખંડન છપ્પા (છપ્પય છન્દ.)

(સાંધણ ગયા અંકથી.)

કોઈ ખીજીયા બની, અનાચારે થઇ શૂરા,
કર મંજીરા ધરે વળી, ગજવે તંબૂરા;
પણ બૂરા આચાર, તજે નહીં તે ધંતૂરા,
પૂરા થાતાં બને, પ્રથમ ભવ-જળના પૂરા;
શકેશાનન કે, આ.ઢોંગમાં, અન્ય ઢોરને દોરતા,
ગાંજાના ગોટ ઉડાડતા, મન-મસ્તી નવ મોડતા. ૧૮

કોઈ પ્રણામી બની, મુખે 'હે રાજ' પુકારે,
કૃષ્ણ રાધિકાતણાં, ચરિત વિધવિધ વિસ્તારે;
નિત્ય પૂજે પટકૂળ, કૃષ્ણજી કેરાં કોડે,

વાંચે વિધવિધ રાસ, વિષયમાં વાધે હોડે;
શઠ શાતન કે, તે જગ વિષે, પિત્રઈ પુટી માર્ગના,
મનમાં માને જે પામશું, અમેજ વાસા સ્વર્ગના. ૧૯
શુદ્ધમતીથી કોઇ, પૂર્વના પાપે ચળિયા,
એવા અક્કલ હીણ, બન્યા પ્રેમે કાંચળિયા;
દુરાચાર આદરે, નારિ નર તજે મરજાદા,
કળિયે જેનાં જરૂર, કાળજાં કરડી ખાધાં;
શઠ શાતન કે, કળિયુગ વિષે, કારસ્તાન વધ્યાં બહુ,
તેને સઉ મૂરખ ધર્મ કે', પણ અધર્મ હુતો કહું. ૨૦
સહજે બનતા કોઇ, જગે સ્વામીનારાયણ,
તિલક મધ્ય ચાંદલો, કરે બનિ હરી–પારાયણ;
રહે નાસતા દૂર, નારિયોથી સત્સંગી,
પણ મનછૂતે તેહ, જેહ નિશ્ચલ નિઃસંગી;
શઠ શાતન વદે વિચારીને, બહુ ધિંગાણું ધર્મનાં,
પણ દુનિયામાં થોડા દિસે. સમજુ સાચા મર્મના. ૨૧
કોઇક સાધે ભૂત, કોઇ તો પ્રેતજ પૂજે,
કોઇ મેલડી આણિ, દેહમાં થર થર ધુજે;
સાધે કો વઈતાળ, કોઇ તો વીરજ સાધે,
કો સાધે હનુમાન, જક્ષ કોઇક આરાધે;
શઠ શાતન કે' સાધો પ્રથમ, મન મશાણનાં ભૂતડાં,
આ કામ ક્રોધ મદ આદિને, જે જગવે બહુ તૂતડાં. ૨૨
કો મોટા કામેલ, મેસમેરીઝમ માણે,
તનમાં ન મળે તત્વ, તંત પણ લાંબો તાણે;
રોગ ભર્યા નિત્ય રહે, રોગ પરનો શું ટાળે ?
શું દે પરને સુખ, દેહ નિજ દુખે બાળે;
શઠ શાતન કે' સંસારમાં, નર તે નકી, નિશાતરા,
દષ્ટિએ દીઠા દેવને, પૂર્ણ પહોચી જાતરા. ૨૩
કોઇક તો હઠ યોગ તણી વાતો બહુ કરતા,
ગણવિને અષ્ટાંગ એક પણ નવ આચરતા;
ગળિયા ગુરગમ વિનઃ બળદિયા સમ આથડતા,

પુલ ચઢાવે જઇ, કોઈ તો કબરસ્તાને;
પ્રેમે પૂજે કોઇ હિન્દુ થઇને પીરાણા,
છાના માના ખાય મુસલમાનો શું ખાણાં;
શઠ શાતન કે' મોરમ વિષે, રગડે તાબુત આગળે,
આ અકળકળા કળિજુગ તણી, જગમાં કોણ કેહો કળે?
ગોરા લોકો તણો પથ કોને બહુ ગમતો,
તે તો ખ્રીસ્તી થવા જીસસની રોટી જમતો;
વટ ખોયો વટલાઈ, તોય પટલાઇ ન પામ્યા,
થયો નહીં અંગ્રેજ, હિન્દુમાં અપજશ જામ્યા;
શઠ શાતન ? કેસ્ટ મળ્યો નહીં, રામ કૃષ્ણ તે પણ તજ્યા
અધવચ અથડાયા કેટલા, સુખે કોવિધ પણ ના સજ્યા.
કોઇક મુક્તિકાજ ફોજ બાંધીને ફરતા,
ચોરે ચકલે ઘરી બોધ લોકોને કરતા;
હિન્દુ સાધુ તણો વેશ ધરતા તે ખાંતે,
ઘરતા ધક્કડ બની કુશળતા દાખે વાતે;
પણ મુક્તિ જેને છે મળી, તે તે શિદ ભકવા કરે,
શઠ શાતન કે' સુણજો સુજન, મૂર્ખ બંધમાં પચિ મરે.
કોઇક નાસ્તિક બની, તર્કમય વદતા વાણી,
પાપ પુણ્ય કંઈ નથી એમ કથતા મત તાણી;
વહે સ્વછંદી બની બીતિ નવ કોનિ રાખે,
શાસ્ત્ર સકળ છે વ્હેમ એમ સઉ આગળ ભાખે;
આ સ્વચ્છંદને મુક્તિ ગણી, મૂર્ખો મનમાં ફુલતા,
શઠ શાતનં કે' સુણજો સુજન, અંતે દુખમાં ડૂલતા.
આ રીત્યે અગણીત, મતો મહિમાં વ્યાપ્યા છે,
જીવજીવના અધિકાર, જુદા હરિએ આપ્યા છે;
નિજ અધિકાર-વિચારે, કર્યા વિણ જે મત ઝાલે,
અંતે હાનિ થાય, જરૂર તે જનને સાલે;
શઠ શાતન કે' સંસારમાં, નિજ અધિકારે ચાલવું,
બહુ ડાંપણમાં ડોળાઈને, મિથ્યા કદી ન મ્હાલવું;
વિધવિધ ઔષધ ખરાં, નથી હું ખોટાં કે' તો,

રોગ પારખ્યા વિના, વૈદ્ય દરદીને દેતો;
ઉલટો વાધે રોગ, વૃથા ઔષધ પણ જાપે,
તેવી રીત્યે ધર્મ વિષે પણ નિત્યે થાયે;
શઠ શાતન કહે વિવેક વિણુ, ગોળા ગુરૂતા ધરિ ફરે,
પોતે પડિયા છે પાશમાં, શિષ્ય તણું દુઃખ શું હરે?
મૂળ ધર્મનો ભેદ, વિના જાણ્યે જક માંડે,
એક એક પર દ્વેષ, રાખીને ગાળો ભાંડે;
મન જાણે જે અમેજ વળગ્યા વિમાન ડાંડે,
બીજાઓ તો બધા, ફક્ત કુશકા છે ખાંડે;
આ રીત્યે મિથ્યા માનમાં, માનવ મૂર્ખ પચી મરે,
શઠશાતન સુખને સાધતાં, ઉલટા સંકટ સંઘરે.
એક કહે કે વિષ્ણુ અમારો એકજ રાજા,
બીજા દેવો દાસ વિષ્ણુની આગળ ઝાઝા;
લક્ષ્મી સેવે પાય, પ્રકટ એ જુવો તમાશો;
માટે વિષ્ણુ ભજો, અન્ય કોને નવ ગાશો;
શઠશાતન કે' શંકર તણી, આમ વદી નિંદા કરે,
હરિહરને એક ગણ્યા વિના, કેમ પ્રેમરસાં ભવતરે?
પ્રેમ પ્રેમ મુખ કહે, વ્હેમને વ્હેળે તાણ્યાં,
કાલાં કાલાં ફરે, સુનાતિ વિષે અજાણ્યાં;
પ્રેમ વિષે નહિ નેમ, એમ વદિ ડાહ્યાં થાતાં,
જન મંડળમાં-ગીત, અયોગ્ય વિષયના ગાતાં;
શઠશાતન કે' ન્હાવાવિષે, બેકસમાં શૂરાં બહુ,
એવાં માનવને જગવિષે, નર લહું કે, વાનર લહું?

( અપૂર્ણ. )

# ॥ ॐ ॥

## સન્મિત્રનું મિત્ર પ્રતિ પત્ર.

પ્રિય મિત્ર !

તારાં વૃત્તિને આનંદ આપનાર તથા નેત્રને અને હૃદયને આર્દ્ર કરનાર ઘણાં પત્ર આવ્યાં, પણ આ સંસાર એ એવી એક મોહજાળ છે કે તેમાં અવકાશ લઈ અવશ્ય કરવા યોગ્ય કાર્ય કરી શકાતાં નથી, અને ન કરવા યોગ્ય કરાય છે. એજ કારણથી આ ક્ષણ પૂર્વે તારાં સઘળાં પત્રના યોગ્ય કાળે ઉત્તર અપાયા નથી.

વિચાર કરીને જોતાં તો સ્પષ્ટ જણાય છે કે મૃત્યુને પ્રાપ્ત થયા વિના એની મેળે એટલે સ્વાભાવિક રીતે તો કોઈ મનુષ્યને પણ આ મોહ પાશ છુટતો હશે એમ અનુમાન કરી શકાતું નથી. પણ કોઇ અંતઃકરણનો જય કરનાર શૂરવીર પુરૂષજ પોતાના વર્તમાન તથા ભૂત ભાવિ ઉજ્વળ અનુકૂળ પ્રયત્નના બળવડે એથી મુક્ત થઈ શકવો સંભવે છે.

પ્રત્યેક મનુષ્યને ભિન્ન ભિન્ન અનેક કામનાઓમાંથી કોઇ કોઇ કામના પણ તેના અંતઃકરણમાં અનિયમિતપણે સ્ફુરી રાત્રિ દિવસ સંતાપનાં અંકુર કાઢતીજ હશે. જેથી ખરું જોતાં પ્રાપ્તવ્યના અભાવને નિશ્ચય કરી કર્તવ્યના અંત ઉપર આવી નિરાંતે શાંત સુખને ભોગવતા આ જગત્માં કવચિત પુરૂષજ હશે, એ નિઃસંદેહ છે.

કામના જે નાના પ્રકારની ઈચ્છાઓ એ આ નાગરૂપાત્મક નિઃસાર સંસારમાં દરેક પ્રાણીના હૃદયમાં સ્વભાવ સિદ્ધ વિકટ શૂલ છે, એમ મને તો સ્વાનુભવથી નિશ્ચય થાય છે. એનું કાર્ય જે દુઃખનું ભાન તે તેના જ્ઞાતાને અસહ્ય થઇ પડયા વિના રહેતુંજ નથી. સંપૂર્ણ જન્મ, મરણાદિ દુઃખનું કારણ એ કામનાજ છે, અને એની અત્યંત નિવૃત્તિ એજ સંપૂર્ણ દુઃખની નિઃશેષ નિવૃત્તિનો હેતુ છે. વેદ શ્રુતિ પણ કહે છે કે "योऽकामो न तस्य प्राणा उत्क्रामन्ति" 'જે પુરૂષની કામના નિવૃત્ત થઇ છે તે પુરૂષ પ્રાણના ઉત્ક્રમણ દ્વારાપ્રાપ્ત થનાર જન્મને પુનઃપ્રાપ્ત થતો નથી', આ શ્રુતિનું તાત્પર્ય પણ દુઃખની નિવૃત્તિ ઈચ્છનારે કામનાની નિવૃત્તિ અવ-

શ્ય કરવી એજ છે.

કેટલા એક પુરૂષો એમ માને છે કે, એ કામના, આ વિષય ભોગો ભોગવતાં ભોગવતાં એક કાળે વિવેક વિચારાદિદ્વારા વિરાગ પ્રાપ્ત થયા વિના પણ પોતાની મેળે પ્રજ્વલિત અગ્નિની પેઠે નિર્વાણ થશે, પણ એ માનવું મારા ધારવા પ્રમાણે ઘણું ભૂલ ભરેલું છે. કેમકે જ્યાં સુધી અગ્નિને કાષ્ઠાદિ વૃદ્ધિ કરનાર હેતુઓ પ્રાપ્ત હોય છે ત્યાં સુધી તે પોતાની મેળે નિવૃત્ત થતો જ નથી. તેમ આપણી ઇંદ્રિયો જ્યાં સુધી બળવાન છે, તથા તે તે સંપૂર્ણ ઇંદ્રિયોને પોતપોતના વિષયો યથેચ્છ પ્રાપ્ત થતા રહે છે, ત્યાં સુધી તે તે વિષય સંબંધી કામનાની નિશેષ નિવૃત્તિ કેમ જ થાય? ઉલટી એક વિષયના સંબંધથી અન્ય અનેક વિષયોનું જ્ઞાન તથા સ્મરણું થાય છે, અને તત્સંબંધી કામનાઓ પુનઃ પુનઃ બળ પામતી વૃદ્ધિંગત થતી જાય છે. જેથી એતો નિઃસંશય છે કે વિષય ભોગથી તૃપ્તિ થઇને પછી કામના અવશેષ રહેતી નથી, પોતાની મેળેજ શમી જાય છે એ માનવું અત્યંત અયોગ્ય છે. કારણ કે શાસ્ત્ર વચન પણ ભોગથી શાંતિ ન થવાનું જ લખે છે नभोगाद्रागशान्तिर्मुनिवत् 'જેમ સૌભરી મુનિને સ્ત્રીઓના ભોગથી રાગની નિવૃત્તિ થઈ નથી, તેમ અન્યને પણ પદાર્થોના ભોગવડે ઇચ્છાની નિવૃત્તિ થતી નથી'. એ સૌભરી મુનિ પોતે પણ એવાંજ ભાવને સુચવનાર પોતાનાં વચનોને પ્રકટ કરી ગયા છે.

आमृत्युतो नैव मनोरथाना
मन्तोस्ति विज्ञातमिदं मयात्र ।
मनोरथासाक्तिपरस्यचित्तं
न जायते वै परमार्थसंगी ॥

મનોરથોનો મરણ પર્યંતમાં પણ અંત આવવાનો નથી, અને મનોરથમાંજ અત્યંત પ્રીતિવાળા પુરૂષનું ચિત્ત કદાચિત્ પણ પરમાર્થ પ્રાપ્ત રહેતું નથી એ હવે યથાર્થ રીતે મારા જાણવામાં આવ્યું.

માટે હે સુજ્ઞ મિત્ર! આ કામનાજ સંપૂર્ણ ક્લેશ કારણ રૂપ હોવાથી યોગ્ય કાર્યમાં પણ પ્રસંગે પ્રવેશવા દેતી નથી. એજ કામના મને પણ ત્રાસ આપે છે, અવકાશ કે સુખ આપતી નથી. એ કામનાના વશવર્તી-

પણાને લીધેજ વિવેકી સરખા પુરૂષોથી પણ પોતાના સેવ્ય સેવક, પિતા પુત્ર, પતિપત્નિ, રાજા પ્રજા, મિત્રતા આદિ અનેક પ્રકારના સાચવવા યોગ્ય સંબંધોના ધર્મને પણ સાચવી શકાતા નથી.

સંબંધ ધર્મને જાળવી શકાતા નથી એટલુંજ નહિ પણ તે કામના ઉલટી અનેક પાપરૂપ અધર્મની ઉત્પત્તિ કરે છે. કામના સત્યનો ત્યાગ કરાવી અસત્ય બોલાવે છે. પારકા પદાર્થને તેના ધણીની આજ્ઞા વિના ગ્રહણ કરવાની મનમાં પણ ઈચ્છા ન કરવી જોઇએ, એવો ધર્મ છે; પણ તે કામનાને વશ થવાથી તે પદાર્થ અનેક અયોગ્ય યુક્તિથી સ્વાધીન કરવા રૂપ ચોરકર્મને પોતે કરે છે. મિત્રને પણ શત્રુ સરખો કરી મુકનાર કામના છે. પ્રવાસ કરાવનારી, તથા પ્રાણ સંકટ આણનાર સંપૂર્ણ અનુચિત વ્યવહારમાં પ્રવેશ કરાવનારી એજ કામના છે. સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્ર, ધન તથા સારૂં શરીર આદિ અનેક પ્રાપ્ત સુખોને પણ દુઃખરૂપ દેખાડનાર તથા અસંખ્ય દુઃખરૂપ પદાર્થમાં સુખબુદ્ધિવડે પ્રવૃત્ત કરનાર પ્રાણી માત્રના પ્રાણની તૃષિત આ દુષ્ટ કામનાજ આ જગત્‌માં આખા વિશ્વને યુક્તિવડે શનૈઃ શનૈઃ નાશ કરનારી રાક્ષસી છે. એવી સર્વ સુખહર પિશાચીરૂપ કામનાને વશ પડેલા પુરૂષને ત્રિભુવનમાં સુખ આપવાને કોણ સમર્થ છે? મારા સમજવા પ્રમાણે તો કોઇજ નથી. જ્યારે એ કામનાને પોતાને વશ વર્તાવવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય ત્યારેજ સુખાનુભવના સંભવનું અનુમાન કરી શકાય છે. શાસ્ત્રમાં પણ સુખ દુઃખનું સામાન્ય સ્વરૂપ કહે છે કે सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखं । एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ પરવશપણું સઘળું દુઃખરૂપ, અને પોતાને વશવર્તીપણું સઘળું સુખરૂપ છે; આ સંક્ષેપથી સુખ દુઃખનું લક્ષણ જાણવું.

(સંપૂર્ણ)

## શબ્દ શક્તિઓ.

(સાંધણુ ગયા અંકથી.)

### ૨. કલિંગ—પુરૂષ—લડે છે:

અહીં 'કલિંગ' નો લક્ષ્ય અર્થ પુરૂષજ છે, તેમ છતાં આ વાક્યમાં 'પુરૂષ' પદનો પ્રયોગ કર્યો છે; અને 'કલિંગ' અને 'પુરૂષ' વચ્ચે આધારાધાર[1] સંબંધ હોવાથી તે બેનું અભેદ જ્ઞાન થાય છે. માટે આ ઉદાહરણ રૂઢી હેતુક સારોપા લક્ષણુ લક્ષણાનું છે.

### ૩ આ—ભાલાંઓ પ્રવેશ કરે છે.

અહીં 'આ' સર્વનામજ 'ભાલાં'નો અર્થ સૂચવે છે. અને 'ભાલાં'નો અર્થ ફળહેતુક ઉપાદાન લક્ષણાથી 'ભાલાંવાળા પુરૂષોનો ગહન સમૂહ' થાય છે; માટે 'આ' સર્વનામ તેજ અર્થ સૂચવવાને વાપર્યાથી અહીં ફળહેતુક સારોપા ઉપાદાન લક્ષણા થઈ.

### ૪. આયુષ્—ઘૃત—આરોગો.

હિંદુ લોકો એવું માને છે કે આયુષ્ વધારનાર સિદ્ધ ખોરાક ઘી જેવો બીજો એકે નથી. તેથી ઘી અને આયુષ્ વચ્ચે કાર્યકારણ ભાવ સંબંધ[2] થયો. 'આયુષ્ આરોગો' એ વાક્યમાં આયુષ્નો અર્થ "બીજા પદાર્થોથી વિશેષ પૌષ્ટિક, આયુષ્ના સિદ્ધકારણરૂપ ઘી' થાય છે, તે ફળહેતુક લક્ષણલક્ષણાથી. અને તેજ અર્થ સૂચવવાને માટે આ ઉદાહરણમાં 'ઘી' પદ પણ મુક્યું છે. તેથી અહીં ફળહેતુક સારોપા લક્ષણલક્ષણા છે.

કાર્યકારણભાવસંબંધ શિવાય બીજા સંબંધોથી પણ આ જાતિની લક્ષણા થઇ શકે છે. કોઇ રાજકીય પુરૂષ જતો હોય તેને જોઇને કોઇ માણસ કહે કે:—

'આ ઠાકોર જાય'

તો ત્યાં સ્વસ્વામિભાવ લક્ષણ સંબંધ છે. કોઇ પુરૂષને હસ્તનો અગ્રભાગ સૂચવવો હોય, તોપણ તે 'આ હાથ' શબ્દો વાપરે છે. (હસ્તનો

---

૧ કોઈ આધાર અને તેના આધારે રહેલી વસ્તુ-એ બે વચ્ચેનો સંબંધ. ૨. કાર્ય અને કારણરૂપ બે પદાર્થો વચ્ચેનો સંબંધ.

મુખ્યાર્થ નખથી ખભા પર્યંતનો અવયવ છે.) ત્યાં અવયવાવયવિભાવ લક્ષણ સંબંધ છે. સુથારનો ધંધો કરનાર કોઇ બ્રાહ્મણ વિષે આપણે વાત કરતાં હોઇએ, ત્યારે કહીએ છીએ કે 'એ સુથાર' અહીં બ્રાહ્મણ સુથારનું કામ કરે છે, પણ તે બ્રાહ્મણ મટી સુથાર થતો નથી. તેથી આ ઉદાહરણમાં તાત્કર્મ્ય લક્ષણ સંબંધ એટલે કોઈ પુરૂષ અને તેના કર્મ વચ્ચેનો સંબંધ છે. યજ્ઞમાં ઇંદ્રને અર્પવાના પશુ જે સ્તંભે બંધાય છે, તેને 'આ ઇંદ્ર' કહિયે તો ત્યાં તાદર્થ્ય લક્ષણ સંબંધ એટલે તે અને તેના માટે તૈયાર કરેલા પદાર્થ વચ્ચેનો સંબંધ થયો.

ઉપર આપેલાં ૧, ૨, ૩, અને ૪, અંકનાં ઉદાહરણોમાં એક શબ્દના લક્ષ્ય અર્થથી કામ સરે છે, તેમ છતાં તેજ અર્થ સુચવવાને માટે બીજા શબ્દો વાપર્યા છે. આ શબ્દો કાઢી નાંખીએ, તો ઉપરનાં ઉદાહરણોમાં સારોપા મટીને સાધ્યવસાના લક્ષણા થાય છે. જેમકેઃ—

૫ (રૂઢિ હેતુક સાધ્યવસાનિકા ઉપાદાન લક્ષણા.) ઘોળિયો દોડે છે.

૬ (રૂઢિ હેતુક સાધ્યવસાનિકા લક્ષણલક્ષણા) કલિંગ લડે છે.

૭ (ફળ હેતુક સાધ્યવસાના ઉપાદાન લક્ષણા) ભાલાં પ્રવેશ કરે છે.

૮ (ફળ હેતુક સાધ્યવસાનિકા લક્ષણલક્ષણા) આયુષ્ આરોગો—અર્થાત્ આયુષ્માન્ કરનાર ઘી આરોગો.

## (૪) શુદ્ધા અને ગૌણી.

કોઈ કોઇ વાર મુખ્ય અને લક્ષ્ય અર્થ વચ્ચે ગુણનો યોગ અથવા સાદૃશ્ય સંબંધ હોય છે; અને અન્ય પ્રસંગે તેમ હોતું નથી. તેથી ઉપર કહેલી લક્ષણાઓના બે પ્રકાર છે; (૧) ગૌણી અને (૨) શુદ્ધા.

જ્યાં વાચ્ય અને લક્ષ્ય અર્થ વચ્ચે ઉપચાર અથવા સાદૃશ્ય સંબંધ હોય ત્યાં ગૌણી લક્ષણા જાણવી. અને મુખ્ય તથા લક્ષ્ય અર્થ વચ્ચે સાદૃશ્ય સંબંધ સિવાય કોઈ બીજો સંબધ હોય તો તે શુદ્ધા લક્ષણા કહેવાય.

'આયુષ્—ઘી—આરોગો, આ વાક્યમાં આયુષ્ અને ઘી વચ્ચે કાર્ય કારણ ભાવ. સંબંધ છે. તેથી તે ફળહેતુક, શુદ્ધા સારોપા લક્ષણ લક્ષણાનું ઉદાહરણ છે.

સારોપા અને સાધ્યવસાનિકાના પાઠમાં જે આઠ ઉદાહરણો આપેલાં છે, તે સાદૃશ્ય સંબંધ રહિત હોવાથી તે તે પ્રકારની શુદ્ધા લક્ષણાનાં છે. ગૌણીનાં ઉદાહરણ નીચે પ્રમાણેઃ—

### ૯ હેમંતમાં સુખકર આ તૈલો.

અહીં 'તૈલો' એ પદ તિલમાંથી નીકળતા પદાર્થ રૂપ પોતાનો મુખ્ય અર્થ રાખીને સરસવ વગેરેમાંથી નીકળતાં પોતાના જેવાજ પદાર્થોનું બાન રૂઢિથી કરાવે છે. તેથી, તથા 'આ' સર્વનામ 'તૈલો' નો અર્થ સૂચવાવાને માટેજ મૂક્યું છે, તેથી આ ઉદાહરણ રૂઢિ હેતુક ગૌણી સારોપા ઉપાદાન લક્ષણાનું છે.

### ૧૦ 'હેમંતમાં સુખકર તૈલો'

અહીં 'તૈલો'ના લક્ષ્યાર્થ સાથે અભેદ થઈને રહેલ મુખ્યાર્થ સૂચક'આ' પદ કાઢી નાખતાં સારોપાને બદલે સાધ્યવસાના થઇ. અને ઉદાહરણ રૂઢિહેતુક ગૌણી સાધ્યવસાના ઉપાદાન લક્ષણાનું થયું.

### ૧૧ મહારાજ ગુર્જરેશ્વરે એ કંટકનો નાશ કર્યો.

અહીં કંટકનો મુખ્ય અર્થ કાંટો છે, પણ લક્ષણાથી તેનો અર્થ ક્ષુદ્ર શત્રુ થાય છે. કારણ કે દુઃખ દેવામાં ક્ષુદ્ર શત્રુ કંટક જેવોજ હોય છે. વળી 'ક્ષુદ્ર શત્રુ' એ અર્થ સૂચવવાને 'કંટક' પદ પોતાના મુખ્ય અર્થનો ત્યાગ કરે છે. અને એજ સૂચવવાને 'એ' પદ વાપર્યું છે; તેથી આ ઉદાહરણ રૂઢિહેતુક ગૌણી સારોપા લક્ષણલક્ષણાનું છે.

### ૧૨ ગુર્જરેશ્વરે કંટકનો નાશ કર્યો.

અહીં કંટકનો લક્ષ્યાર્થ સુચવનાર 'એ' સર્વનામ લઇ દેતાં આરોપ મટી અધ્યવસાન થાય છે; અને ઉદાહરણ રૂઢિહેતુક ગૌણી સાધ્યવસાના લક્ષણ લક્ષણાનું થાય છે.

રાજકુમારો અને તેમના જેવા બીજા પુરુષોને જતા જોઇ કોઇ કહે

### ૧૩ આ રાજકુમારો જાય છે.

તો તે ઉદાહરણ ફળહેતુક ગૌણી સારોપા ઉપાદાન લક્ષણાનું થ અને તેવાજ પ્રસંગે કોઇ—

### ૧૪ રાજકુમારો જાય છે.

એ વાક્યનો પ્રયોગ કરે તો તે ફળહેતુક ગૌણી સાધ્યવસાના ઉપાદાન લક્ષણાનું ઉદાહરણ સમજવું.

### ૧૫ હળખેડુત—બળદ—બોલ્યો.

અહીં 'બળદ' પદનો લક્ષ્યાર્થ હળખેડુતજ છે. પ્રયોજન બળદના

## अनुक्रमणिका.

વિષય.



---

॥ ॐ ॥

## દુર્ગુણથી દુઃખ.

### પદ—રાગ દેશ.

સદ્ગુણ વિણ ન પમાય, સુખ તો, સદ્ગુણથીજ પમાય ટેક
અન્ય ઉપાય કરે અદિ તો કેવળ દુઃખ કમાય સુખ તો
કામ ક્રોધ મદલોભ અસૂયા, એ-થી દુઃખ ન જાય, સુખ તો
કામ કરે આધિ અંતરમાં, ક્રોધે હૃદય તપાય, સુખ તો
મદથી શત્રુ સહજ વાધે ને,—મિત્રો દૂર પળાય, સુખ તો
લોભથી પાપ મતિ રહે નિશદિન, આશા અધિક જણાય, સુખ તો
આશા સદ્ગુણ સર્વ તજાવે, પાપથી મન મુઝાય સુખ તો
પાપ પ્રનય કરે સુકૃતનો (વળી), દહે હૃદય ને કાય, સુખ તો
અંતરને અસુયા તાવે જો,—સુખી ન દેખી ખમાય, સુખ તો.
કૃતઘ્નતા પ્રકટી ભીતરમાં, અનિષ્ટ અન્યનું ચ્હાય, સુખ તો,
મોહ વધે જન વિષયોમાં તવ, નીતિ ધર્મ ભુલાય, સુખ તો
નીતિ ધર્મ ગયે નિદાતા, જન સમુહે ન ગણાય, સુખ તો
વિરહ તણી અભિલાષા ઉરમાં સંચ । સંગ લજાય સુખ તો
સંગ છુટે તો વિરહો ચિતે ઉર્મી હજી ન ભજાય, સુખ તો.
પ્રીતિ વિરહ દમે દિન દિન તે, અન્ય જને ન ચ્હાય, સુખ તો.
ભયથી રૂધિર બળે દિન રજની, વચનપટે મુખ 'કાય', સુખ તો
ચોરી ચાડી ઠગાઈ કરીને, નિર્ભય નવ સુવાય, સુખ તો.
વિષય દુર્ગુણના દુઃખ ગણીને, મોથી નવ કહેવાય, સુખ તો
માટે સજ્જન દુર્ગુણ તજીને સદ્ગુણના ગુણ ગાય, સુખ તો
સત્શાસ્ત્રો પણ ડિંડિમ દે છે, લોગ! યદિન જગાગ, સુખ તો.
અવર ઉપાય જને જાણ્યો જો, તે જન ખાડજ ખાય, સુખ તો.
સુખ ચાહક જન મહાભાગનો, સદ્ય ઉપાસક થાય,
કમથી સદ્ગુણ સુખ પમાય



## ધર્મ.

ધર્મ એ આ સંસારરૂપ વૃક્ષના મૂળરૂપ છે. ધર્મ એ સંસાર-સુખ મહાલયના પાયારૂપ છે. ધર્મ પ્રાણિ માત્રની પ્રવૃત્તિનો હેતુ છે. ધર્મ સ્ત્રીપુરૂષાદિ પ્રજાનું ઐશ્વર્ય છે. ધર્મ શાંતિનું આપનાર અલૌકિક બળછે. ધર્મ અણિમાદિક અષ્ટસિદ્ધિઓને આણી આપણે સ્વાધીન કરી આપનાર બાહાદુર સીપાઈ છે. ધર્મ સંપૂર્ણ આપત્તિરૂપ શત્રુના ઘાવને ઝીલવાની ઢાલ છે. ધર્મ એ ષડ્રિપુથી આ અંતઃકરણનામા પુરી જે જીવાત્માની રાજધાની છે, તેના રક્ષણનો કીલ્લાવાળો કોટ છે. ધર્મ એ અજ્ઞાનતમનો–ટાળનાર સૂર્ય છે. ધર્મ એ અંતઃકરણભૂમિમાં સુખોત્પાદક અસંખ્ય સત્સંસ્કારરૂપ વનસ્પતિને નિરંતર અમૃત સિંચન કરનાર ચંદ્રમા છે. ધર્મ એ અજરામરત્વ પ્રાપ્ત કરનાર જ્ઞાનામૃતરૂપ અન્નને ઉપજાવનાર પૃથ્વી છે. અવિદ્યાના પરિવારરૂપ અન્યાયીઓથી નિરંતર રક્ષણ કરનાર રાજા તે ધર્મજ છે. મરણ પછી પણ પ્રાણિમાત્રનો સાચો સંગી આ ધર્મજ છે. સંક્ષેપમાં કહીયે તો ધર્મજ શસ્ત્ર અસ્ત્રરૂપ તથા દુર્જય યોદ્ધારૂપ છે.

જગતમાં પ્રાણિમાત્રનો પોષક, પાલક, તથા જીવનનો હેતુ ધર્મ છે. ધર્મથીજ કાન શ્રવણ કરે છે, ત્વચા સ્પર્શ કરે છે. રસનેંદ્રિય રસને જાણી ગ્રહણ કરે છે. ધર્મથી પ્રાણ શ્વાસ પ્રશ્વાસ કરે છે; અપાન ઉદાન વ્યાન સમાન, દેવદત્ત, ધનંજય, નાગ, કૂર્મ તથા કૃકલ એ વાયુવિભાગ પણ ધર્મથીજ પોતપોતાના યથાઘટિત વ્યાપાર કરે છે. જઠર અન્નાદિકને પચાવે છે. વાયુવાહકયંત્ર પણ ધર્મથીજ પવન લે છે તથા મૂકે છે આ અંતઃકરણ જે મન, બુદ્ધિ, ચિત્ત, તથા અહંકાર તે યથાક્રમે સંકલ્પ, વિકલ્પ, નિશ્ચય, ચિંતન તથા આંતરબાહ્ય ક્રિયાની પ્રવૃત્તિરૂપ પોતપોતાના વ્યાપારને ધર્મથીજ કરે છે. પાદ, હસ્ત, વાક્, પાયુ તથા ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિય પણ યથાક્રમે લેવું દેવું, જવુંઆવવું, બોલવું, મલત્યાગ કરવો, તથા વિષયભોગ અને મલિન જલ નિવૃત્તિરૂપ આપઆપણા વ્યાપારોને ધર્મથીજ કરે છે. સૂર્ય ચંદ્રાદિ ગ્રહોની સ્થિતિ, ગતિ, ઉદય, તથા અસ્ત પણ ધર્મથીજ થાય છે. આકાશ પદાર્થ માત્રને સ્થિતિના સ્થાનરૂપ અવકાશ આપવાનો, મહદ્વાયુ પદાર્થ માત્રના અંતર બહિર્ વહેવાનો તથા અન્ય વિવિધ દ્રવ્યોને શોષવાનો, અગ્નિ ઉષ્ણતા, પ્રકાશ તથા અનેક પ્રકારના બળને પદાર્થના અંતર બહિ-

ર રહીને આપવાનો, જેમ દ્રવીભૂતપણે રહી પ્રાણી પદાર્થને આર્દ્ર કરવાનો તથા પોષવાનો અને પૃથ્વી સમગ્ર પ્રાણી પદાર્થને ધારણ કરી અન્નાદિને ઉપજાવી અનેક વિધિથી પોષવાનો, વગેરે સર્વ પોતપોતનો વ્યાપાર આ ધર્મબીજ કરે છે.

પુરૂષ પોતાના વીર્યમાં પુત્ર પુત્રી તથા નપુંસકાદિના ગર્ભને ધર્મબીજ ધારણ કરે છે તથા સ્ત્રીઓ પણ તે તે પ્રજાને ગર્ભરૂપથી પોતાના વિષે ધર્મબીજ ધારણ કરીને પ્રસવ થવાના સમય પર્યંત સેવે છે. પ્રસવ થયા પછી પણ માતાપિતા પોતાની તે તે પ્રજાને અનેક દુઃખ સહન કરતાં ધર્મબીજ ઉછેરે છે, તથા વિદ્યા વિવાહાદિ સંસ્કાર કરીને તેમને ઉત્તરોત્તર સુખ પ્રાપ્ત પણ ધર્મબીજ કરે છે. સુતપુત્રો માતાપિતાની તથા કુલવતી સ્ત્રીઓ પોતાના પતિની સેવામાં નિરંતર તત્પર રહે છે તેનું કારણ પણ ધર્મજ છે. પ્રાણિ માત્રને ઉત્તરોત્તર સુખ આપીને અંતે પરમેશ્વરસ્વરૂપ કરી રાખનાર સમર્થ સત્તા તે ધર્મજ છે. ધર્મથી વનસ્પતિ પત્ર, પુષ્પ, ફળ ગુણ આદિ ઐશ્વર્યયુક્ત હોય છે. સંક્ષેપમાં કહીએ તો ધર્મજ આખા જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ-તથા સુખ અને અવાંતર લયનો હેતુ છે.

પ્રત્યેક પરમાણુના અસ્તિત્વમાં હેતુરૂપ ધર્મ જ કાર્યમાત્રના કારણરૂપ છે. નાનાને મોટું કરનાર, નીચને ઉંચ કરનાર, દુઃખીને સુખી કરનાર, અને રંકને રાજા કરનાર મુખ્ય કારણ ધર્મજ છે. ધર્મથી રોગી નિરોગી થાય છે, ધર્મથી દુર્ગુણી ગુણવાન્ થાય છે. ધર્મથી પાપી પુણ્યવાન થાય છે. નિર્ધન ધનવાન, નિર્બળ બળવાન, પ્રજાહિન પ્રજાવાન, સત્તાહીન સત્તાવાન્ અને અલ્પજ્ઞ પ્રાણી સર્વજ્ઞ ધર્મબીજ થાય છે. ટુંકામાં કહીએ તો અલ્પશક્તિવાળો જીવ તે ધર્મબીજ સર્વ શક્તિમાન શિવસ્વરૂપ થાય છે.

આ સંસારસમુદ્ર જે પ્રાણિમાત્રને બુડાડનાર મોહરૂ વિષમોથી ભરેલો છે તેને નિર્વિઘ્ન તરવાનું વહાણ પણ ધર્મજ છે. આ ત્રિવિધ તાપ દુઃખનો અનુભવ કરાવનાર સંસારરૂપ રોગ છે તેને નિવારણ કરનાર રામબાણ ઔષધ ને ધર્મજ છે. આ વિષયવાસના જે મહાવિષ છે તેને અમૃત સમાન કરનાર વિષમારણ રસ તે એ ધર્મજ છે. આ લોકોમાં પારદાદિ રસો જે રસેશ્વરવાદીઓના સિદ્ધાંતથી ચિરકાલ આયુષને સ્થાપનાર મનાયા છે, તે સમસ્ત રસનો શિરોમણિરૂપ, સાક્ષાત્, અવિનાશી પદને

આપનાર, સર્વોત્કૃષ્ટ રસ તે ધર્મજ છે. સ્વલ્પમાં કહીયેતો ધર્મ એજ પ-
રમેશ્વરનું પરમેશ્વરપણું છે.

અહોહો ! આશ્ચર્ય છે કે આ સંપૂર્ણ ઐશ્વર્યનો હેતુ અર્થાત્ ઐશ્વર્ય-
રૂપ જે ધર્મ, તે સંપૂર્ણ પ્રાણીઓની પ્રીતિનો વિષય હોવો ઘટે છે, તેમ
છતાં તેને પણ કેટલાં એક મંદમતિ મનુષ્યો અપ્રીતિનો વિષય ગણી
એમ બોલે છે કે "અરે ધર્મનું નામ જવાદો" ધર્મ શબ્દ સાંભળતાંજ
મારૂં મગજ ફરી જાય છે" "માગ જો ખરા મિત્ર હો તો મારા આગળ
કોઇ ધર્મની વાત પણ કરશો નહીં કેમકે ધર્મની મને મોટી ચીડ છે," આ
વગેરે અનેક વચનો બોલે છે; તેથી અન્ય વિવેકી પુરૂષોને તો તેના ડહા-
પણનું કિંચિત્ પણ ભાન થતું નથી, પણ માત્ર તેની મહામૂર્ખતાનુંજ
ભાન થાય છે. કારણ કે સુખની ઇચ્છાતો પ્રાણિ માત્રના અંતઃકરણમાં રા-
ત્રિ દિવસ રહ્યાંજ કરે છે, જેથી તે અધમના અંતઃકરણમાં પણ અવશ્ય
સુખેચ્છા હોવી ઘટે છે. તેજ સુખની ઇચ્છાવાનને સુખના કારણરૂપ વસ્તુ-
ના અવલોકનથી વા શ્રવણથી પ્રસન્નતા થવી જોઇએ; ચીડતો નજ થવી
જોઇએ. પરંતુ તેને બદલે તે પાપરૂપ પ્રાણીને જ્યારે સમગ્ર સુખના કારણ-
રૂપ ધર્મ વિષે "ચીડ" આવી એમ જણાવે છે ત્યારે તેથી એ નિશ્ચય થાય છે કે

सुखासाधारणकारणं धर्मः સુખનું જે અ સાધારણ કારણ તેને ધર્મ ક-
હીયે છીયે, આ પ્રકારના અનેક વચનોવડે શાસ્ત્ર પ્રતિપાદિત ધર્મ શબ્દનું
સ્વરૂપ તે સ્થૂલબુદ્ધિ મનુષ્યના જાણવામાંજ નહીં હોય. અને તેમજ હોય તો
એવા શાસ્ત્રદ્રષ્ટિરહિત અજ્ઞાન પ્રાણીઓને સત્શાસ્ત્ર તથા સત્પુરૂષોએ અં-
ધજ કહ્યાં છે જેથી તેમનાં વચનો સર્વથા અપ્રમાણ હોય છે. ત્યાં કહ્યુ છે કે.

श्रुतिः स्मृतिश्च विप्राणां नयने द्वे प्रकीर्तिते
काणःस्यादेकहीनोऽपिद्वाभ्यामन्धःप्रकीर्तितः ॥

બ્રાહ્મણોને શ્રુતિ તથા સ્મૃતિ એ બે નેત્ર ગણાય છે. તે બેમાંથી
જો એક ન જાણતો હોય તો કાણો, અને બે ન જાણતો હોય તો આંધ-
ળો કહેવાય છે. આ સ્મૃતિકારના વચનોથી તે અંધ સરખાં મનુષ્ય શ-
બ્દાર્થજ્ઞાન રહિત હોય છે તો તેમના અજ્ઞાનવડે કરાયલા તિરસ્કારથી ધ-
ર્મના સ્વરૂપમાં વસ્તુતઃ કાંઈ હાનિ થતિ નથી. પણ તે ધર્મની "ચીડ"
વાળા અધમ—મનુષ્યોમાં ધર્મના અભાવે અધર્મની સ્થિતિ સદા આરૂઢ

રહે છે; અને તેથી તે અધર્મારૂઢ પ્રાણીઓ ઉત્તરોત્તર અધોગતિનેજ પ્રાપ્ત થઇ મહાન્ ક્લેશના ભોક્તા થાય છે. માટે સુખપણાની ઇચ્છાવાળા મનુષ્યોએ તો ધર્મ વિષય ઉપર કદાચિત્ પણ અપ્રીતિ રાખવી નહીં, કારણ કે પોતાના—નિરંતર ચઢતી કળાવડે પ્રકાશવાની અર્થાત્ ઉદયની અને અંતમાં કલ્યાણની સર્વને ઇચ્છા છે. અને તે ધર્મથીજ થાય છે. ત્યાં यतोऽभ्युदयानिःश्रेयससिद्धिःसधर्मः 'જેનાથી ઉદય તથા કલ્યાણ થાય તેજ ધર્મ' એમ સત્શાસ્ત્રોમાં કહ્યું છે. કલ્યાણ તથા ઉદયની ઇચ્છાવાન પુરૂષોએ ઉદાસીન પુરૂષોવડે નિંદા કરાવાયોગ્ય નીતિને કદાચિત્ પણ પાળવી ઘટતી નથી. કારણ કે આ લોકમાં નિંદાને પ્રાપ્ત થયેલા પુરૂષને મૃત્યુથી પણ અધિક દુઃખ થતું અનુભવ્યું છે; અને વ્યવહારમાં જોતાં પણ સ્પષ્ટ જણાય છે કે કોઇને પણ પોતાની નિંદા પ્રિય નથી. જેનાવડે આપણી ઉદાસીન લોકોમાં નિંદા થાય છે તેનેજ આ લોકમાં દુરાચરણ તથા અધર્મ કહે છે. અને જેનાવડે સુજ્ઞ પુરૂષોમાં આપણાં વખાણ થાય છે તેનેજ વિવેકી પુરૂષો સદાચરણ તથા ધર્મ કહે છે. શાસ્ત્રમાં પણ यंत्वार्याःक्रियमाणं प्रशंसन्तिसधर्मः ઇત્યાદિ વચનોથી કહે છે કે 'જે ક્રિયા વા આચરણને સજ્જન પુરૂષો વખાણે તે ધર્મ.' (અપૂર્ણ)

---

## ॥ ॐ श्री ॥

### सदुपदेश शतक.

છપ્પય.

નમું નિરામય બ્રહ્મ, તત્વ જે સૌનું સઘળે,
નમું મહેશ[1] શ્રી[2]સહિત, ઉર જગમાં જે ન કળે,
નમું આદિ ત્રયરૂપ[3], ભાર ભવનો જે તાણે,
નમું શક્તિ[4] પણ ત્રણ, જગત જેને ના જાણે,

---

૧ સબલ બ્રહ્મ. ૨ મહામાયા શક્તિ. ૩ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર. ૪ બ્રહ્માણી (ક્રિયાશક્તિ), વૈષ્ણવી (જ્ઞાનશક્તિ), રૂદ્રાણી (જ્ઞાન તથા ક્રિયાના અધિકરણ રૂપ દ્રવ્ય શક્તિ).

વળિ કાર્ય પ્રપંચ સકળ, અને—કારણ સૌ સાક્ષાતને,
કરી નમસ્કાર પ્રીતે વદું, સુખદ વચન કૌંવ જાતને.
દેશ મુખ્ય છે બે જ, બહિરને અંતર જોતાં,
સુખ સાચું ક્યાં હોય, શોધિ જન નિજ બળ ખોતાં,
ખોળે જગ જન બહિર, વિવેકી અંતર ખોળે,
કો શાણા સુખકાજ, ઉભય સ્થળમાં અતિ ડોળે,
પણ સુખનું કારણ શોધિને, સુખસ્વરૂપ કોકજ થતા,
ભ્રમિ અન્ય અધમ આ લોકથી, ખાસ અધોગતિએ જતા. ૨
સ્ત્રી, સુત, ધન ને ધામ,—વડે સુખ જન સૌ માને,
વિષય સુખ વિણુ અન્ય, વાનકો ધરે ન કાને,
ગજ, રથ, વાહન, અશ્વ—આદિ સુખ સાધન સેવે,
કામ્ય કર્મ બહુ કરી, ધરે શ્રદ્ધા કો દેવે,
ભટકી જ્યાં ત્યાં જગમાં જુઓ,—ઈંદ્રિય વિષયં, મને ધરી,
એ બાહ્ય દેશ સૌ સુખનો, ભોગવી જન જાતા ગરી. ૩
ત્રિકાલ દુઃખ દેનાર, બાહ્ય વિષયો જે દીસે,
જવ જાણે સંતાપ, કળકળે અંતર રીસે,
ક્ષણમાં સુખ વળી દુઃખ, અનુભવ કરતાં જાતાં,
શક્તિ, વિષયો, ક્ષીણ,-થવે અતિ દુઃખીયા થાતા,
એ બાહ્ય સુખ દુઃખરૂપને, નિશ્ચય કરી જે જન હઠે,
તે અંતર સુખની આશ ધરિ, તજિ ગૃહ જઈ વસતા મઠે. ૪
પણ ત્યાં વિના વિવેક, સુખનું ભાન ના થાતું,
ક્લેશે કરતાં આ'ર, સર્વ આયુષ વહિ જાતું,
વિરાગ પણ ના ખરો, ખરાં સાધન ના સાધે,
ક્રમથી સુખ ના ગ્રહે પ્રતિદિન, દુઃખજ વાધે,
એમ ક્લેશ સહી જગતથી, ઝટ ઝટ જન ગરિ જાય છે,
પણ અંતરે સુખના ભોગી તો, કો સાચા જન થાય છે. ૫
સર્વ વિષય આ તજે, ભજે જે ઇશ નિરંતર,
સાધને સાધે સાર, શુદ્ધ કરવા નિજ અંતર,
દહે દોષ સૌ સહજ, લક્ષ નિજ પદમાં સ્થાપે,
ક્રમથી મનને ગ્રહે, કામના ફુરથી કાપે,

તે શૂર સ્હી બાવરણ ચિવે, અજાત શત્રુ કહાવતા,
ત્યજી સકળ વિષયની લાલસા, સુખને દેશે આવતા. ૬
મૂર્ખ ગણે જે ત્યાગ, રામ તે શાણા જાણે,
સ્પષ્ટ કહું તે હવે, મંદમતિ મત જે તાણે,
કાં ધરિને કાષાય, રાખ કાં કૌપિન ધારી,
કાં તો રહીને નગ્ન, ગ્રહી કાં ચિપિયા ભારી,
વળિ ખાન પાન જ્યાં ત્યાં કરી, વિષયોમાં વહેતા ફરી,
શઠ ત્યાગી માને આપને, વદિ સુખ 'નારાયણ' 'હરિ' 'હરિ'.
અનેક ચિન્હો ધરી, બાહ્ય ત્યાગીપણું જણવે,
ગણાય સાચા ગૂઢી, આશ અંતરમાં ચણવે,
મંદગતિ જગ જનો, હૃદય જાણી નથિ શકતા,
તેથી ઠગને સદા, ત્યાગિ લહિ બાલા બકતા,
પણ પાકા તે સંસારી ને, લોભી જર યુવતી તણા,
નવ જાણીને નર નારિ આ, સેવે છે શઠ જન ઘણા.
સત્ય ત્યાગીનું સ્વરૂપ, કહું સુણજો તે પ્રીતે,
સત્શાસ્ત્રોમાં સ્પષ્ટ, કહ્યું જે રૂડી રીતે,
પ્રાપ્ત પ્રતિકુળ પ્રતિ, દ્વેષ જે કદી ન ધારે,
અપ્રાપ્ત અનુકુળ પ્રતિ, વૃત્તિ નાંખે ના ક્યારે,
શુભ જે જે સહજ સ્વભાવથી, આવે તે ભોગવિ લીએ,
ઈચ્છી સુખ ઇહ પરલોકનાં, વિષયે કદિ મન નહિ દીએ.

(અપૂર્ણ.)

---

## સન્મિત્રનું મિત્રપ્રતિપત્ર.

(સાંધણ પૃષ્ટ ૬૮ થી)

હે સદ્ધર્મપરાયણ ! આ કામના આ લોકમાં જ માત્ર દુઃખોત્પાદક છે એમ નથી, પરંતુ પરલોકમાં પણ ભ્રમણ કરાવનાર તથા તે અનેક ઉર્ધ્વ લોકોમાં ભ્રમણ કરાવી પુનઃ આ મૃત્યુ લોકમાં, તથા પ્રસંગે અધોગતિએ પમાડનાર સર્વ દુઃખનો મૂળરૂપ એજ કામના છે. વિષયસાથે સ્નેહરૂપ બં-

ધનને ઉપજાવી નાના યોનિનાં કષ્ટને પ્રાપ્ત કરનાર તથા સંપૂર્ણ દૃષ્ય વિષયમાં અસ્પૃહારૂપ વિરાગદ્વારા પ્રાપ્ત થનાર સમગ્ર ક્લેશની નિવૃત્તિરૂપ મોક્ષથી આ જીવોને ભ્રષ્ટ કરનાર એ મહા બલવતી કામનાજ કારણરૂપ છે. એ કામના વાસનાનાં સદ્ભાવપર્યંત અંતઃકરણમાં ગુપ્ત અથવા પ્રકટપણે વાસ કરે છે. તે ઈંદ્રિયના તથા મનના નિરોધના સમયે તથા બહિર્મુખ અવસ્થા ટાણે વિક્ષેપ દોષને પ્રકટ કરતી આ અભિમાનીને નિરંતર સંતાપે છે. જીવનમુક્તિ અથવા નિર્વાણમુક્તિ સુખને અનુભવનાર પુરૂષોની કામના પ્રથમથી જ શાંત થયેલી હોય છે, જેથી તે અકામ પુરૂષો સાક્ષાત્ સ્વરૂપાનંદ જે નિર્વિષયી સુખ ગણાય છે તેના ભોક્તા થાય છે. વસ્તુતઃ તો તે નિત્યમુક્ત સુખ સ્વરૂપ જ થયા હોય છે, પણ શરીરની જ્યાંસુધી અન્યને પ્રતીતિ રહે છે ત્યાંસુધી તે સ્વરૂપાનંદના ભોક્તારૂપ મનાય છે. આ સર્વ કહીને માત્ર એ જ જણાવવાનું છે કે મુક્તત્વની વિરોધી કામનાને પ્રથમ લય કર્યાવિના વાસ્તવ સુખ પ્રાપ્તિ કોઇથી પણ થતી નથી. શાસ્ત્રમાં પણ મુક્તિના સ્વરૂપપ્રતિ લક્ષ કરાવતાં કહે છે કે यदा सर्वे प्रमुच्यन्ते कामायेऽस्यहृदिश्रिताः अथमर्त्योऽमृतोभवत्यत्र ब्रह्मसमश्नुते ॥ 'આ મુમુક્ષુના હૃદયમાં રહેલી સર્વ કામનાઓ (સંકલ્પ) જ્યારે શાંત થાય છે ત્યારે આ મરણ ધર્મવાળો પણ અમૃતત્વને પામે છે, તથા આ વર્તમાન દેહ જ પરમાનંદને અનુભવે છે.' વળી,

प्रायोऽकामोऽस्तकामो निरतिशयसुखायात्मकामस्तदासौ
तत्प्राप्तावाप्तकामःस्थितचरमदशस्तस्यदेहावसाने ।
प्राणानैवोत्क्रमन्ति क्रमविरतिमिताःस्वस्वहेतौतदानीम्
क्वायं जीवो विलीनो लवणमिवजलेऽखण्डआत्मैवपश्चात् ॥

પૂર્વોક્ત જીવનમુક્ત પુરૂષ ઘણુંકરીને અકામ રહે છે, જેથી કરીને તે ચિત્તની ચંચળતારૂપ દોષથી રહિત હોય છે. નિરતિશય સુખાર્થે તેઓ આત્મકામ છે, અને તે સુખ પ્રાપ્ત થયેથી તેઓ આપ્તકામ હોય છે, (કેમકે પરમાનંદમાં અન્ય ક્ષુદ્ર આનંદોનો અંતર્ભાવ થાય છે.) તથા તે છેલ્લી દશામાં હોય છે તેમનો દેહાવસાન આવે છે ત્યારે તેમના પ્રાણ શરીરથી ઉત્ક્રમણ થતા નથી, પણ પોતપોતાના કારણમાં ક્રમેકરીને લયને પામેછે;

ત્યારે એ જીવ ક્યાં છે? (અર્થાત્ કોઇપણ સ્થાને નથી.) કેમકે જળમાં લવણની પેઠે લયને પામેલો તે પછીથી અખંડ આત્મારૂપે જ રહે છે.

હે સુહૃત્! આ પ્રમાણે સત્શાસ્ત્ર એ કામનાના અભાવે જ જીવનમુક્તિ તથા નિર્વાણમુક્તિને કથન કરે છે. તો તે કામનાને અંશ માત્રથી પણ નિર્મૂળ ન કરનાર આપણા સરખા સકામ પુરૂષોને જીવનમુક્તિ તથા વિદેહમુક્તિ સુખનું સ્વપ્ને પણ ભાન થવું ક્યાંથી? હું અનેક સદ્વિચારને રાત્રિદિવસ વૃત્તિમાં આરૂઢ કરતો રહું છું, તથા દોષોના સૂક્ષ્મ અંશોને પણ ઓળખી કાઢવા યત્ન કરતો રહું છું, તથાપિ ક્ષુદ્રસાધ્વી પિશાચિ ॥ આ કામના પિશાચી હસ્તગત થતી નથી. સંતાપ આપવાને તત્પર થઇ સંમુખ આવે છે, ત્યારે તેનો નાશ કરવાને હું અનેક યુક્તિરૂપ શસ્ત્રથી તેના સામું યુદ્ધ કરૂં છું. તેમાં પ્રસંગે તે મને મારી જતી, અને પ્રસંગે તે મારાથી મરાતી. અને જ્યારે જ્યારે તેને મારી નાંખી છે એવા નિશ્ચયથી હું નિઃશંક નિર્ભય થાઉં છું એટલામાં તો પુનઃ ન જાણીએ કે ક્યાંથી આવી પ્રકટ થાય છે, અને ભારી તાપ આપે છે. એ કામના દુર્જય સરખી છે તોપણ તેનો જય કરાય છે એમાં શંકા નથી. કારણ કે અનેક પુરૂષો સંપૂર્ણ ઇચ્છાના અભાવવાળા થઇને આ વિષયો સાથેના પ્રેમબંધનોથી છૂટ્યા છે, અને ઉત્તરકાળે તેઓ આ વિષયપ્રતિની પ્રીતિને બંધનરૂપ જાણી તેનાથી અન્ય જીવો મુક્ત રહે છે એવા અભિપ્રાયથી बद्धोहि कोयो विषयानुरागी । कोवाविमुक्तो विषये विरक्तः । આદિ વચનોથી પ્રકટ કરી ગયા છે કે 'જે વિષયમાં પ્રીતિવાળા છે તે બંધાયેલા છે અને જેમનાં અંતઃકરણ સંપૂર્ણ દૃષ્ય વિષયમાં સ્નેહરહિત થયાં છે તે સદા મુક્ત છે.' હે નિઃસ્વાર્થ પ્રીતિવાળા! તું લખે છે કે 'આ જગત્‌માં મેળવવા યોગ્ય ચાર પદાર્થ છે. તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે. તો આ કામ પણ મેળવવા યોગ્ય વિદ્વાનોએ ગણ્યો છે, તેમ જ તેને પુરૂષાર્થરૂપ ગણ્યો છે. વળી કહ્યું છે કે धर्मार्थकाममोक्षाणाम् यस्यैकोऽपि न विद्यते । अजागलस्तनस्यैव तस्य जन्म निरर्थकम् ॥ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારમાંથી એક પણ જેણે જગત્‌માં જન્મ ધરીને સિદ્ધ કર્યું નથી તેનો જન્મ બકરીના ગળામાં રહેનાર સ્તનની પેઠે નિરર્થક છે. તો આ વચનથી એક કામ પ્રાપ્ત કરવાવાળાથી પણ જન્મ સા-

થંક ગણાય છે, એટલે હવે અન્યપદાર્થને પ્રાપ્ત કરવાની શી અગત્ય છે વ-
ગેરે.' આ તારૂં લખાણ વિશેષ વિચારથી સદ્વિચારવાન્ પુરૂષોને પ્રમાણ-
રૂપ જણાતું નથી. કારણ કે અનાયાસ પ્રાપ્ત પદાર્થને પ્રાપ્ત કરવા પ્રયત્નની
અગત્ય નથી, તેથી તે પ્રાપ્ત કરવાનું પ્રયત્ન પુરૂષાર્થ ગણાય નહિં. જ્યારે
કામ શબ્દનો કામના એટલે ઇચ્છાઓ એવો અર્થ ગ્રહણ કરીએ ત્યારે તે
ઇચ્છાઓનો પ્રાણિમાત્રને પ્રયત્નવિના સ્વભાવ અથવા કર્મજન્મ સંસ્કારથી
જ યથાકાળે પ્રવાહના જળનીપેઠે આપી પ્રાપ્ત થાય છે; જેથી તે અર્થમાં
પણ કામ શબ્દને પુરૂષાર્થરૂપ ગણાય નહિ. અને કામ શબ્દથી ચિત્તની ચં-
ચળતારૂપ વિક્ષેપ એવા અર્થનું ગ્રહણ કરીએ તો તે પણ વિનાપ્રયત્ન પ્રા-
પ્ત થતો જણાય છે. વળી કામ શબ્દથી સ્ત્રી વિષયવાસના એવા અર્થનું ગ્ર-
હણ કરીએ તો તે પણ પ્રાપ્ત હોય છે;-જેથી પુરૂષાર્થરૂપ પદાર્થમાં જે કા-
મની ગણના કરી છે તે આત્મકામ જે ધર્મ અર્થદ્વારા પ્રાપ્ત થઈ મોક્ષને
પમાડનાર છે તે કામનું ગ્રહણ કરવું ઘટે છે. તે કામ તો ઉપરના ત્રણે
પ્રકારના દોષરૂપ અર્થની નિવૃત્તિ થવાથીજ પ્રાપ્ત થવો સંભવે છે. માટે
હે સજ્જન શિરોમણિ! યથાર્થ વસ્તુવિવેકદ્વારા પ્રાપ્ત થતા સદ્વિચારને ગ્ર-
હણ કર્યાવિના, અને વિષયાસક્તિ અર્થાત્ વિષયમાત્રમાં સુખના ભાનવડે
થતી અંતરની પ્રીતિ જેને શાસ્ત્રમાં સંગ પણ કહે છે તેની નિર્મૂળ નિવૃ-
ત્તિ થયાવિના, વાસ્તવ ધર્મ, અર્થ, કામ, મોક્ષ, કદાચિત્પણ પ્રાપ્ત થનાર
નથી, એમ મને સમજાય છે. માટે જો મારા વિચારને તારી બુદ્ધિ યોગ્ય
વિચારવાળી ગણતી હોય તો સર્વથા આ નિંદ્ય કામની નિવૃત્તિ કરવા આ-
પણે નિરંતર યત્નવાળા થવું જોઇએ.

પદાર્થમાં પ્રીતિનું અંકુર જણાવાથી નિરંતર ઇચ્છા થાય છે, અને
તેથી ચિત્ત ચંચળ રહે છે, તેથી કામનાનું કારણ રાગ પણ ગણાય છે.
માટે કારણની નિવૃત્તિથી કાર્યની નિવૃત્તિ થાય એ નિયમથી રાગ એટલે
વિષયાસક્તિ તે જો ઘટે તો ઇચ્છા જે કામના તે પણ ઘટે. વિષયાસ-
ક્તિરૂપ રાગ સંયમવિના ઘટતો નથી. સંયમ એટલે ધારણા, ધ્યાન તથા
સમાધિ. ત્યાં બાહ્ય વિષયોમાં ભટકતા ચિત્તનું હૃદયકમળમાં ઘણો કાળ
સ્થિર રહેવું અથવા એક જ ધ્યેયના ચિંતનમાં લાગી રહેવું તે ધારણા છે.
યત્કિંચિત્ વિજાતીય વૃત્તિના વ્યવધાનપૂર્વક સજાતીય વૃત્તિઓના પ્રવાહને ધ્યાન
કહે છે; અને વિજાતીય વૃત્તિના વ્યવધાનથી રહિત કેવળ સજાતીય વૃત્તિના

પ્રવાહને સમાધિ કહે છે. આ પ્રકારનો સંયમ ચિત્તવૃત્તિના નિરોધ વિના સિદ્ધ થતો નથી. તેથી યોગસાંખ્યાદિ શાસ્ત્રમાં વારંવાર ચિત્તની ચંચળતા હેતુ-રૂપ કામનાનો જય કરવા અર્થે વૃત્તિનિરોધ કરવાના જ ઉપાયને વિશેષે કરીને સાધનરૂપે વર્ણવ્યા છે. તેથી વિવેકિ પુરૂષે તે ઉપાયને પ્રીતિવડે સેવવા જોઇએ.

હે કલ્યાણેચ્છક ! પોતાની હિતની ઇચ્છા રાખનાર પુરૂષે કામનાના કારણરૂપ વિષયાસક્તિનો ત્યાગ કરવો ઘટે છે એટલું જ નહિ, પણ વિષયેચ્છાવાળા રાગિ મનુષ્યોનો પણ સંબંધ સર્વથા તજવો યોગ્ય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે नकामचारित्त्वंरागोपहतेशुकवत् । વિષયોમાં જેને પ્રીતિ છે એવાનો સંગ કરવાની ઇચ્છા રાખવી ઘટિત નથી, કારણ કે મધુર બોલનાર તથા સારા રૂપવાળા પોપટને તે વિષયની પ્રીતિવાળાં મનુષ્યો પાંજરામાં જેમ પૂરી રાખે છે તેમ વિષયાસક્તિવાળા પ્રાણિ આપણને પણ વિષય લાલસામાં નાંખી બંધન પ્રાપ્ત કરે છે.

વિષયાસક્તિરૂપ રાગ તે વસ્તુતઃ કામનાથી ભિન્ન નથી. કારણ કે રજોગુણની પ્રધાન પ્રવૃત્તિનું પ્રથમ કાર્ય સુખેચ્છા છે. તેથી વિષયમાં પ્રીતિ, અને તેથી ચિત્તમાં ચંચળતારૂપ કંપની ઉત્પત્તિ થાય છે; અને પછી વિવિધ ઇચ્છારૂપ કામનાનો પ્રવાહ થાય છે. આ જોતાં એ સંપૂર્ણ કામ—રાગ—રજોગુણનું પ્રધાન કાર્યજ છે, અને તેથીજ શાસ્ત્રમાં પણ कामएष क्रोधएषरजोगुणसमुद्भवः ઇત્યાદિ વચનથી કહે છે કે કામ ક્રોધ એ રજોગુણથી ઉત્પન્ન થાય છે. આ કથનથી એ નિશ્ચય થાય છે કે સંપૂર્ણ દોષરૂપ કાર્યની ઉત્પત્તિનો હેતુ રજોગુણ છે. માટે તે રજોગુણની નિવૃત્તિ કરવા અકામપણાની ઇચ્છા રાખનાર પુરૂષોએ, નિરંતર ઉત્સાહપૂર્વક યત્ન કરવું જાઇએ. રજોગુણનું અતિક્રમણ કર્યાવિના સત્વગુણની યથાર્થ પ્રધાનતા અંતઃકરણમાં થતી નથી. અને સત્વગુણની પ્રધાનતા થયાવિના સર્વ દુઃખની નિવૃત્તિનો હેતુ જે જ્ઞાન તે પ્રાપ્ત થવા સરખી યોગ્યતા આવતી નથી. કારણ કે શાસ્ત્રે પણ सत्वात् जायते ज्ञानं ઇત્યાદિ વચનોથી સત્વગુણની પ્રધાનતાવડે જ જ્ઞાનની પ્રાપ્તિ વર્ણવી છે. આ પ્રકારે જોવાથી સર્વ સુખનો હેતુ જ્ઞાન છે. જ્ઞાન સત્વ પ્રધાન અંતઃકરણવિના થતું નથી. સત્વની પ્રધાનતા રજોગુણના અતિક્રમણવિના થતી નથી, અને રજોગુણનું

અતિક્રમણ યથાર્થ સાધનવિના થતું નથી. જ્યારે યોગ્ય સંયમાદિ ઉપાયવ
રજોગુણનું રૂડે પ્રકારે અતિક્રમણ થાય છે ત્યારે જ આ સંપૂર્ણ પ્રકારે
નિજ વિષયકામનાનો વિનાશ થાય છે. માટે હે મિત્ર! સર્વ અનર્થના ગ
ળરૂપ રજોગુણનું પ્રધાન કાર્ય હોવાથી આ કામનાજ જય કરવા યોગ્ય છે
કારણ કે વિષયવાસનાનુસાર વિષયોના ભોગથી કામના મટતી નથી, મા
તેનો ઉપાયવડે નિગ્રહજ કરવો ઉચિત છે. વિષય ભોગથી તો કામના નિ
રંતર વધતીજ જાય છે. શાસ્ત્રમાં પણ न जातु कामः कामानामुपभोगे-
न शाम्यति । हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ઇત્યાદિ વચનોથી કહે
છે કે અગ્નિ જેમ હવિષ્યથી શમતો નથી, પણ ઉલટો વધે છે તેમ કામી
પુરૂષોની વિષયવાસના વિષયના ભોગોથી શમતી નથી, પણ વધતીજ જાય
છે; તેથી વિવેકિ પુરૂષના અંતઃકરણમાં જ્યારે જ્યારે કોઈપણ અપ્રાપ્ત
પદાર્થની ઇચ્છા ઉત્પન્ન થાય ત્યારે ત્યારે તેને કોઇ પ્રકારના ઉપાયથી પણ
તૃપ્ત કરવા યત્ન કરવા ન જવું, પણ પ્રથમ યોગ્યાયોગ્ય વિચાર કરવો,
અને યથાર્થ વિચાર કરતાં તે ઇચ્છનાર્થ પ્રાપ્ત કરવા યોગ્ય જ છે એમ
જણાય તો યથાર્થ વિહિત ઉપાયથી તે પ્રાપ્ત કરવો, અને અયોગ્ય જણા
ય તો તો તત્કાળ તેને દાબવાનો યત્ન કરવું.

હે સદ્વિવેકવાળા! એક પક્ષથી યથાર્થ જોતાં આ સંપૂર્ણ નામરૂપ
યુક્ત પદાર્થ વિષય છે, અને અભિમાની જીવાત્મા વિષયી છે; અને બીજા
પક્ષથી વ્યવહારમાં જોતાં એમ મનાએલું જામે છે કે પ્રાણિમાત્ર પર
સ્પરમાં પોતાને વિષયી (ભોક્તા) જાણે છે, અને પોતાથી ઇતર સર્વ પ્રા
ણિ પદાર્થને વિષય માને છે. પણ ખરૂં જોતાં તો એમજ છે કે જીવા
ત્માની અપેક્ષાથી શરીરાદિ સંપૂર્ણ પદાર્થ વિષય છે; પણ વ્યવહારમાં તો
સ્ત્રીઓ પુરૂષને પોતાનો વિષય ગણે છે, અને પુરૂષ સ્ત્રીઓને વિષય ગણે
છે. અને એ જ પ્રમાણે પ્રત્યેક પોતપોતાના સુખ દુઃખના હેતુઓને વિ
ષયરૂપ ગણે છે. વિષય તથા ભોક્તાનો સંબંધ ક્રિયાથી થાય છે, પશ્ચાત્
તે સંબંધ અન્ય ક્રિયાને ઉત્પન્ન કરે છે, અને ક્રિયાથી જ પુનઃ છૂટે છે.
માટે જગત્‌માં ક્રિયા જેમ સુખનો હેતુ છે તેમ દુઃખનો પણ હેતુ છે
એ ક્રિયા આંતર તથા બાહ્ય બે ભેદવાળી છે. ત્યાં અંતઃકરણમાં વાસનાથી
જે ક્રિયા પ્રકટ થઇ વૃત્તિને ઉપજાવે છે તે આંતરક્રિયા; અને તે વૃત્તિથી જે
બાહ્ય ઇંદ્રિયોમાં ક્રિયા પ્રકટે છે તે બાહ્યક્રિયા છે. અંતઃકરણમાં યત્રાત

આરંભની ક્રિયા જે વૃત્તિનું કારણ છે તે રજોગુણ પોતેજ છે, અને વૃત્તિ એ કાર્ય છે. તેનેજ કામના કહે છે. શાસ્ત્રમાં પણ अप्राप्तविषयस्यप्राप्तिसाधनेचित्तवृत्तिभेदः कामः । ઈત્યાદિ વચનથી કહે છે કે 'અપ્રાપ્ત વિષયને પ્રાપ્ત કરવાનાં સાધન વિષયક, ચિત્તની જે ભિન્ન ભિન્ન પ્રકારની વૃત્તિ તે કામ છે.' આ પ્રકારે કામના જે વિવિધ વૃત્તિ તે સંપૂર્ણ બાહ્ય ક્રિયાનું કારણ છે.

બહાર ઇંદ્રિયોની જે જે ક્રિયા થતી જણાય છે તેનું કારણ કામના જ છે, એ વાર્તા શાસ્ત્રમાં પણ કહે છે. अकामस्य क्रिया काचित दृश्यते नेह कर्हिचित् । यद्यद्धि कुरुते किञ्चित्, तत्तत्कामस्य चेष्टितम् ॥ "આ જગતમાં કોઇ પણ સ્થાને કોઇ પ્રકારની પણ ક્રિયા કામના રહિત પુરૂષથી થતી જોવામાં આવતી નથી, તેથી પ્રાણી જે જે કાંઇ કરે છે તે તે સર્વ કામની જ ચેષ્ટા છે; આ રીતે ક્રિયામાત્ર કામનાજન્ય છે. આથી આંતર ક્રિયાકામનાનાકારણરૂપ અને વૃત્તિજન્ય બાહ્યક્રિયા કામનાના કાર્યરૂપ કહેવી ઘટે છે. વૃત્તિ જે જે વિષયની અપેક્ષાથી વિષયાકાર પરિણામ થાય છે તે તે પ્રત્યેક વિષયેચ્છા કામ શબ્દથી ઓળખાવવામાં આવે છે. શાસ્ત્રમાં पुंसो या विषयापेक्षा स काम इति भण्यते ઈત્યાદિ વચનોથી કહે છે કે 'પુરૂષની જે વિષયપર આસક્તિ છે તે કામ કહેવાય છે; આ કામ એટલે વિષય તે ત્રણ પ્રકારના છે; બાહ્ય, આભ્યંતર અને વાસનામય. ત્યાં ગૃહ, ધન, સ્ત્રી, પુત્ર, ક્ષેત્ર વગેરે તથા અન્ય શરીરસ્થ શબ્દાદિ વિષયો એ બાહ્ય કામના વિષય છે, અને શરીર તથા તેના ભીતર રહેલા અંતઃકરણાદિ પદાર્થ માત્ર આભ્યંતર કામના વિષય છે; અને સ્વપ્ન હેતુરૂપ કામના વિષય તે વાસનામય વિષય છે.

હે સુખસાધક મિત્ર! આ પ્રકારે વિષય તથા વિષયમાત્રમાં પ્રવૃત્તિનો હેતુ જે કામ શબ્દથી જાણતા આવીએ છીએ તે જ યોગ્ય હોવાથી સુખ પ્રાપ્ત કરનાર છે, અને અયોગ્ય હોવાથી દુઃખ પ્રાપ્ત કરનાર છે. માટે યોગાયોગ કામના સ્વરૂપને પણ સાધક પુરૂષે અવશ્ય જાણવું ઘટે છે. તે પણ આગળ પ્રસંગ આવવાથી હું તને લખીશ. હવે કામના જે નાના પ્રકારની ઇચ્છાઓ, તે વિષયની સમીપતાવડે અથવા વિષયના અવલોકન, સ્મરણ અથવા શ્રવણથી પ્રતીત થતી જણાય છે. તેથી વિષય

# ફળ હેતુકલક્ષણા.

(જુઓ પૃષ્ઠ ૪૪ મું.)




---

* મહામહોપાધ્યાય મહેશચન્દ્ર ન્યાયરત્નના મત પ્રમાણે ઉપાદાન લક્ષણાના શુદ્ધા અને ગૌણી—એવા ભેદ પડતા નથી—તે કહે છે કે ઉપાદાનલક્ષણા હમેશાં શુદ્ધાજ રહે છે.

## शब्द शक्तिओ.

(સાંધણુ ગયા અંકથી.)

જેવું હળખેડુનનું અસંત અજ્ઞાન સુચવવામાં છે. અને 'બળદ' પદ 'હળ ખેડુત'નો અર્થ સુચવવામાં પોતાના વાચ્ય અર્થનો ત્યાગ કરે છે, તેથી આ દૃષ્ટાંતમાં ફળહેતુક ગૌણી સારોપા લક્ષણલક્ષણા છે.

### ૧૬ બળદ બોલ્યો.

અહીં 'બળદ' પદનો લક્ષ્યાર્થ બનાવનારૂં 'હળ ખેડુત' પદ મૂકી દીધું છે. અને 'બળદ' પદનો લક્ષ્યાર્થ બળદ જેવો અસંત અજ્ઞાન હળ ખેડુત છે તેથી આ ઉદાહરણ ફળહેતુક ગૌણી સાધ્યવસાનિકા લક્ષણલક્ષણાનું છે.

### (૫) ફળ લક્ષણાના અધિક પ્રકાર.

આગળ ફળલક્ષણાના આઠ પ્રકાર ગણાવ્યા છે; તેમાં ફળરૂપ વ્યંગ્ય અર્થ વખતે સ્પષ્ટ અથવા ગૂઢ હોય છે. જો વ્યંગ્યાર્થ ગૂઢ હોય તો તે ગૂઢ વ્યંગ્ય ફળહેતુક લક્ષણા કહેવાય છે અને વ્યંગ્યાર્થ સ્પષ્ટ હોય તો તે અગૂઢવ્યંગ્ય ફળહેતુક લક્ષણા જાણવી.

ફળરૂપ વ્યંગ્ય જ્યારે સ્પષ્ટ હોય ત્યારે બધાં માણસ તે સમજી શકે છે જેમ કેઃ—

ચોપાઇ.

જો લક્ષ્મીનો પરિચય હોય, (તો) જડ પણ વિદગ્ધ ચરિતો જોય;
શિખવે છે લલિત વિલાસ, કામિનીનો યૌવનમદ ખાસ.

અહીં 'શીખવે છે,' એ પદનો મુખ્ય અર્થ 'ઉપદેશ કરે છે' એ છે. પરંતુ એ અર્થ લેવાં બાધ આવે છે, તેથી 'ખુલા કરે છે' એ અર્થ લેવો પડે છે. અને આ અર્થ 'શીખવે છે' એ પદના અભિધેય અર્થ જેટલોજ સ્પષ્ટ છે.

ફળરૂપ વ્યંગ્ય ગૂઢ હોય તો તે ઝટ સમજી શકાતો નથી. કાવ્યોના અભ્યાસથી બુદ્ધિ પરિપક્વ થઇ હોય, તોજ તે સમજી શકાય છે જેમકેઃ—

દ્રુત વિલંબિત.

બહુ કિધો ઉપકાર હું શું કહું ?
સુજનતા દરશાવી તમે બહુ;

સુખ વિષે શત વર્ષ સખા! કરો
વળી કૃતિ બહુ આવી રૂડી કરો.

આ પ્રમાણે ફળહેતુક લક્ષણાઓ સોળ થઇ; તે દરેકના વળી બે બે પ્રકાર છેઃ—(૧) ધર્મિગત ફળાતિશય, અને (૨) ધર્મગત ફળાતિશય.

પ્રયોજનરૂપ વ્યંગ્ય જો ધર્મિમાં સૂચવાતો હોય તો તે ધર્મિગત ફળાતિશય લક્ષણા કહેવાય; પણ જો ધર્મમાં ફળરૂપ વ્યંગ્યનું સૂચન થાય, તો ત્યાં લક્ષણા ધર્મગતફળાતિશય છે. ઉદાહરણઃ—

### ચોપાઈ.

સ્નિગ્ધ-શ્યામ રૂચિયુત વાદળો, મેઘ ઉપરથી બગલાં પળે,
વાયુ જળકણ સાથે વહે—મેઘ મિત્ર મદ-ટહુકા કહે;
ભલે થાઓ એ, હું છું રામ, કઠોર મનનો, રહીશ તમામ,
રે! સીતાનું તો શું થશે? રે! રે! દેવિ! ધીરી થજે.

'હું રામ છું' આ વાક્યમાં 'રામ' પદ દ્રવ્યના સંકેતથી કોઈ એક વ્યક્તિને બતાવે છે. પરંતુ પ્રકરણ ઉપરથી એમ કહેવાનો હેતુ જણાય છે કે લક્ષ્યાર્થ દાશરથિ રામરૂપ ધર્મિમાં અત્યંત દુઃખ સહન કરવાને જોઈતા ધૈર્યરૂપ ફળાતિશય છે.

(૨) 'ગંગા ઉપર ગોશાળા છે' અહીં ગંગાનો લક્ષ્યાર્થ તટ વગેરે છે, અને શીતત્વ, પાવનત્વરૂપ ધર્મનો અતિશય એ ફળ છે.

### (૬) પદગત અને વાક્યગત લક્ષણાઓ.

ઉપર આઠ પ્રકારની રૂઢિહેતુક અને બત્રીશ પ્રકારની ફળહેતુક લક્ષણાઓ કહી તે દરેકના વળી બે બે પ્રકાર છે;(૧)પદગત, (૨)વાક્યગત, ઉદાહરણ;-૧ (પદગત) 'ગંગા ઉપર ગોશાળા છે' અહીં 'ગંગા ઉપર' એ પદમાંજ લક્ષણા રહેલી છે.

૨ (વાક્યગત.)

બહુ કિયો ઉપકાર હું શું કહું? પ્ર. ઈ.

આ પ્રમાણે મળીને ૮૦ પ્રકારની લક્ષણાઓ છે.

## ૯ વ્યંજના.

### (૧) વ્યંજના અને તેના પ્રકાર.

જ્યારે અભિધા, લક્ષણા, અને તાત્પર્ય વૃત્તિઓ પોત પોતાનો અર્થ બતાવી વિરામ પામે છે, ત્યારે વાચ્ય, લક્ષ્ય, અને તાત્પર્ય એ ત્રણે અ-

ર્થથી ભિન્ન કોઇ ચમત્કારિ અર્થનું ભાન શબ્દ અથવા અર્થની જે શક્તિથી થાય છે, તે વ્યંજના.

વ્યંજનાનાં, વ્યક્તિ, વ્યજન, ગમન, ધ્વનન, પ્રસાયન ઈત્યાદિ અનેક નામો છે.

વ્યંજના બે જાતિની છેઃ—(૧) શાબ્દી, અને (૨) આર્થી.

શબ્દમાં રહેલી વ્યંજના શાબ્દી, અને અર્થમાં રહેલી આર્થી વ્યંજના કહેવાય છે. શાબ્દીનું ઉદાહરણ—

મનહરે છંદ.

કુળવાન કવિત્તના નિધિનો પવિત્ર પુત્ર,
જે અનેક ફૂળવતી જનિતાનો જાત છે;
કળાવાળો કૌમુદીનો કરનાર રત્ન રૂપ,
ભારતી ભૂષણ જેનો ભવવિષે ભ્રાત છે;
જેના પિતા તણા વ્હાલા પેટમાં સહસ્રમુખ,
પુરાણને આદિકવિ, કૃમિનો પ્રખ્યાત છે;
તન મન તાપહર વાતથી રીઝાવનાર,
આવ્યો એક કવિ એવી પ્રસરેલી વાત છે.

અહીં પ્રકૃત અર્થ કવિ વિષયક છે, પરંતુ શબ્દ વ્યંજનાથી મેઘ વિષયક પણ છે.

આર્થીનું ઉદાહરણઃ——

ઇન્દ્રવિજય.

કાળ વસંત તણો ભર,—કોપ મનોભવ આ ઉરમાં અતિ ધારે—
મંદ સુમંદ વહી લહરી સુસમીર તણી રતિ ખેદ નિવારે—
કેલી તણું વન આ પણ વંજુલ કુંજ વડે નિજકાંતિ વધારે—
કંથ વસે દૂર દેશ વિષે—ત્યમ હે સખિ શું કરવું આકુળારે. ૧

'અહીં મારા પ્રિયતમને જેમ બને તેમ જલદી મોકલ' એવું કોઇ સ્ત્રી પોતાની સખીને સૂચવે છે.

શાબ્દી વ્યંજનામાં શબ્દ એક અર્થનો આશ્રય કરી અન્ય અર્થની પ્રતીતિ કરાવે છે અને આર્થીમાં શબ્દવડે જણેલો અર્થ અન્ય અર્થનું વ્યંજન કરે છે તેથી વ્યંજનામાં શબ્દ અને અર્થ એક બીજાને સાહાય્ય કરે છે.

## (૨) સંયોગાદિ બાબતો.

કોઇ કોઈ વાર પદોના અનેક અર્થ થાય છે; તેમાંથી કોઇ વાક્યમાં એવા પદનો કોઇ એક અર્થ લેવો એ નીચે લખેલી બાબતોથી નિશ્ચિત થઈ શકે છેઃ—૧ સંયોગ, ૨ વિપ્રયોગ, ૩ સાહચર્ય, ૪ વિરોધિતા ૫, અર્થ, ૬ પ્રકરણ, ૭ લિંગ, ૮ અન્યશબ્દનું સાંનિધ્ય, ૯ સામર્થ્ય, ૧૦ ઔચિતી, ૧૧ દેશ, ૧૨ કાળ, ૧૩ વ્યક્તિ, ૧૪ ચેષ્ટા, ૧૫ ઉચ્ચાર.

૧ સંયોગ એટલે અન્ય પદાર્થનો સંબંધ અથવા સંગ. શંખ ચક્રવાળા હરિ. હરિ પદનો અર્થ, વિષ્ણુ, વાનર અને સિંહ છે; તેમાંથી શંખ ચક્ર સાથે વિષ્ણુનેજ સંબંધ છે, તેથી આ દૃષ્ટાંતમાં હરિ એટલે વિષ્ણુ.

૨ વિપ્રયોગ એટલે અન્ય પદાર્થના સંબધનો અભાવ અથવા વિયોગ. જેમ શંખ ચક્ર વિનાના હરિ–અહીં પણ હરિનો અર્થ વિષ્ણુજ થાય છે; કારણ કે વાંદરા અથવા સિંહની સાથે શંખચક્રનો કંઇજ સંબધ નથી, તેથી તેમનાથી તેઓનો વિયોગ બતાવવાનું કંઇ પ્રયોજન નથી.

૩ સાહચર્ય એટલે અન્ય પદાર્થની સહકારિતા; જેમ કે, ભીમ અને અર્જુન. અહીં ભીમની સાથે હમેશાં ફરનાર પૃથાનો પુત્ર અર્જુન; સહસ્રાર્જુન નહિ.

૪ વિરોધિતા એટલે અન્ય પદાર્થ સાથેનું વૈર; જેમ કર્ણ અને અર્જુન. અહીં કર્ણ એટલે કાન નહિ, પરંતુ અર્જુનનો શત્રુ અંગરાજ.

૫. અર્થ એટલે નિર્દિષ્ટ ક્રિયાનું પ્રયોજન. જેમ. સ્થાણુને વંદન કરવું. અહીં સ્થાણુ એટલે શંકર. થાંભલાને વંદન કરવાનું પ્રયોજન શું ?

૬ પ્રકરણ એટલે પ્રસ્તુત વિષય અથવા પ્રસંગ; જેમ, હે દેવિ, ધૈર્ય રાખો. અહીં દેવિ એટલે રાણી; સ્વર્ગમાં રહેનાર દેવતા નહિ.

૭ લિંગ એટલે નિર્દિષ્ટ ધર્મ,- મકરધ્વજ કોપ્યો. અહીં મકરધ્વજ એટલે કામદેવ; સમુદ્ર નહિ. 'કોપ કરવો' એ કામદેવનું લક્ષણ છે.

૮ અન્ય પદનું સાંનિધ્ય એટલે સમાન વિભક્તિવાળા અન્ય પદની સમીપતા. 'પુરારિ દેવ' અહીં સમાન વિભક્તિવાળા દેવ શબ્દની સમીપતાથી પુરારિનો અર્થ શંકર (પુર નામના રાક્ષસના શત્રુ) થાય છે.

૯ સામર્થ્ય એટલે નિયત શક્તિ. જેમ મધુથી મત્ત થયેલ કોયલ. મધુ શબ્દના અર્થ વસંત, અમૃત, મધ ઈત્યાદિ છે; પરંતુ કોયલને ઉન્મત્ત

કોઇ શબ્દના એકથી વધારે અર્થ થતા હોય, તેમ છતાં પૂર્વ પાઠમાં કહેલા સંયોગાદિ કોઈ કારણથી કોઇ એક અર્થનો નિશ્ચય થયા છતાં અન્ય કોઈ અર્થની પ્રતીતિ કરાવનાર વ્યંજના અભિધાશ્રયા અથવા અભિધા મૂલા કહેવાય છે. ઉદાહરણ:—

મનહર.

જોઇ મધ્યે મરજાદ સદાય તે રાખી રે'છે,
શ્રવણમાં શબ્દ તેના આનંદને આપે છે;
સર્વતઃ ભદ્રપદની રચનામાં પ્રવિણ છે,
ચ્યુત બિંદુ આદિ કેવી રચનાઓ સ્થાપે છે!
કેવા વર્ણ રચનાથી રચે છે ધનુઃ પ્રબંધ
જે જોઈ જનને મન મોદ મહા વ્યાપે છે,
તે કવીન્દ્ર કેરા જશ વનને ભુવન વિષે
ઠામ ઠામ લોક હાલ અપાર આલાપે છે.

અહીં પ્રકરણ ઉપરથી અભિધેય અર્થ કવિવિષયક છે; પરંતુ વ્યંજનાથી તે અર્થ સાથે 'મેઘ વિષયક' અર્થ પણ સ્પષ્ટ છે.

જે પ્રયોજનને લીધે લક્ષણાનો આશ્રય લેવો પડે છે, તેનુ ભાન કરાવનારી વ્યંજના લક્ષણાશ્રયા છે. ઉદાહરણ:—

ગંગા ઉપર ગોશાળા છે.

અહીં 'ગંગા ઉપર' એ પદનો 'જળમય આપદાર્થ ઉપર' એવો કંઈ અર્થ કરી અભિધા વિરામ પામી; લક્ષણાથી તટાદિ અર્થનું સૂચન થયું; પછી જે વ્યંજના વડે અસંત શિતળતા આદિ ફળનું બોધન થાય છે, તે લક્ષણાશ્રયા જાણવી.

'હું તો જઇશ' અહીં 'તો' અવ્યય 'તમારી ઇચ્છામાં આવે તે તમે કરો' એવા કોઇ અર્થની પ્રતીતિ કરાવે છે તે વ્યંજનાથી.

## (૪) આર્થી વ્યંજના.

અર્થનો આશ્રય કરી રહેલી વ્યંજના તે આર્થી; તેથી વાચ્ય લક્ષ્ય અને વ્યંગ-એ ત્રણ અર્થોના આશ્રમ કરી રહેનારી વ્યંજનાના પણ ત્રણ પ્રકાર છે:—

(૧) વાચ્યાર્થી વ્યંજના, (૨) લક્ષ્યાર્થી વ્યંજના, (૩) વ્યંગ્યાર્થી

વ્યંજના; ઉદાહરણ:—

### છન્દ વિજય.

કાળ વસંત તણો બર—કોપ મનો જવ આ ઉરમાં અતિધારે
મંદ સુમંદ વહી લહરી સુમનીર તણી રતિ ખેદ નિવારે
ફેલી તણું વન આ પણ મંજુલ કુંજ ધરે નિજ કાંતિ વધારે
કંથ વસે દૂર દેશ વિષે-કંથ હે સખિ શું કરવું આહુણારે

અહીં વાચ્યાર્થ ઉપરથીજ એવું સ્પષ્ટ ધ્વનન થાય છે કે 'ગમે તે પ્રકારે સત્વર મારા પ્રિયતમ સાથે મારો મેળાપ કરાવ.' તેમજ—

### ચોપાઈ.

ઘરમાં કંઇ કરવાનું નથી, માડી તેં એ વાણી કથી;
કહે હવે શું કરવું કામ, રહેશે નહીં દિન આમે આમ.

અહીં પણ વાચ્યાર્થ ઉપરથીજ કોઈ તરૂણીપોતાના પ્રિયતમને મળવાને કંઈ નિમિત્તે બહાર જવા ઇચ્છે છે એ સ્પષ્ટ છે.

### ચોપાઈ.

મારૂં સારૂં ક્ષણ ક્ષણ કરે, મારે લીધે દુઃખડું ધરે;
સ્નેહ સુજાણે વરતું જેહ, સખિ! તેંનો કીધું છે સેહ.

અહીં 'મારા પ્રિયતમને બોળાવી મારૂં અહિતકર્યું છે, એવા વિપરીત લક્ષ્યાર્થ ઉપરથી અત્યંત અપરાધ કર્યો છે ઇત્યાદિ ફળ છે.

### ગીતી.

જો નિશ્ચલ! વિણ ચાલ્યા, કમળ પત્ર પર બકપંક્તિ રાજે,
વિમળ મરકતને પાત્રે શંખશુક્તિ સમ રહી એ છે છાજે;

અહીં બગલાની સ્થિરતા ઉપરથી નિર્જનતાનું ધ્વનન થાય છે; અને તે નિર્જનતાનો આધાર એકાંત ઉપર છે, તેથી વ્યંગ્યાર્થ ઉપરથી કોઈ સ્ત્રી પોતાના પ્રિયતમને એ સંકેત સ્થાન છે, એવું વ્યંજનાથી સૂચવે છે.

(સંપૂર્ણ.)





ह्रीं

# મહાકાલ.

( માસિક. )

पुस्तक १ लु फागण वद १४ अंक ५ मो

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्य ॥
सर्वेभ्य सर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्य ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર.

उपाधिबाधकवर्गः


જામનગર

ગુજરાત ગેઝેટ પ્રેસમાં. મી. છ. પંડ્યાએ છાપ્યુ.

સંવત્ ૧૯૪૫ [illegible] સને ૧૮૮૯.

વાર્ષિક ઉપહાર રૂ. ૨ અગાઉથી.




ટપાલ ખર્ચ ૨-૮-૦

છૂટક નકલ



# अनुक्रमणिका.

विषय.



---

લોકોનું અહિત કરનાર ક્ષુદ્ર ગ્રંથો લખી તથા તેને સર્વોત્કૃષ્ટ માની પોતાની દૂષિત રૂચિને ગમતાં ન હોવાથી લોકોનાં શ્રેયસ્કર, સાક્ષાત્ ઇશ્વરે ધારણ કરેલા વ્યષ્ટિ લીલા વિગ્રહના શ્રીકર કમલથી લખાયેલા ઉપનિષદ્રૂપ ગ્રંથોમાં દોષદર્શન કરી તેની ઉપેક્ષા કરી પોતાનું અહિત કરનાર મતિમંદની–વિદ્વાન્‌માં ગણના કરે છે. કેટલાક, તર્ક, વિતણ્ડા કરવામાં કુશળ તિવિધ ઈષણાથી દૂષિત અંતઃકરણવાળા યતિઓને મહાત્મા માની તેમને વિદ્વાન્ સંજ્ઞા આપે છે. કેટલાક, "Utility" (પારકાનું હિત) સમજી ઘોડા વગેરે નિરપરાધી, પોતાની ચાકરી બજાવી ઉતરેલાં પ્રાણીઓને કાનમાં ખીલ ઠોકી મારી નાંખનાર તામસી અધમને તથા એવા અધમને ઈષ્ટ માનનાર માણસોને વિદ્વાન્ સમજે છે. કેટલાક, વેદાદિ સત્‌શાસ્ત્રોપર અશ્રદ્ધા કરી શાસ્ત્રોને ખોટા માનનારને તથા "સુરાપાન કરવું, અનુચિત રાજસી તામસી વિદેશોમાં મુસાફરી કરવા જવું, આ લોકથી અન્ય લોક જેવા કે સ્વર્ગનરકાદિ નથીજ" ઇત્યાદિ પોતાના જ્ઞાન ભંડારને અજ્ઞ લોકો આગળ દયાથી ખુલ્લો મુકી વેહેંચી આપનારને વિદ્વાન્ માનતા દેખાય છે. એવા લોકોને માટે યમરાજાએ શ્રુતિમાં કહ્યું છે કે ધનના મોહથી મૂઢ બનેલા,

न साम्परायः प्रतिभाति बालम्
प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् ।
अयं लोको नास्ति पर इति मानी
पुनः पुनर्वशमापद्यते मे ॥

પ્રમાદાદિ દોષવાળા નાદાનો, પરલોકને ન માનવાથી તેની પ્રાપ્તિનાં સાધનો જાણતા નથી; આજ લોક છે અને એથી અન્ય લોક નથી એમ માનનાર એ લોકો પુનઃ પુનઃ મારી યાતનાને પામે છે. વિચાર કરી જોઇએ તો એવા ઘણાખરા લોકોએ ડાહપણ વિદ્યાનું રૂડે પ્રકારે અધ્યયન કર્યું હોતું નથી, અને જે જરાતરા તેઓ શીખ્યા હોય છે તેને, પણ તેઓને વિશેષ અનુભવ ન હોવાથી, તેઓ રૂડે પ્રકારે વાપરતા હોય એમ જણાતું નથી. તેથી તેઓને સુખનાં સાધનથી પણ દુઃખ પ્રાપ્તિ થતી પ્રતીત થાય છે, એટલુંજ નહીં, પણ તેઓ આ જન્મમાં શદ્રત્વનેજ પામેલા દેખાય છે તથા ઉત્તર જન્મે તો ઉપરની શ્રુતિ પ્રમાણે યમયાતના તેમનાં સાંકડાં કપાળમાં લખેલીજ સમજવી. સ્થૂળ દૃષ્ટિથી જોઈએ તોપણ તેઓ-

નાં વાક્યો તેમના અનુભવના વિષયમાં ઘણું ઘણું તો પ્રમાણ ગણાય. તેથી બહાર તો સાફ અંધારૂંજ હોવું ઘટે છે. તેઓ સ્ત્રી તથા શુદ્રને માટે મુખ્યત્વે કરી રચાયેલાં પુરાણો પણ અવિરોધિ રીતે સમજી શકતા નથી, તો પુરાણ ન્યાય મિમાંસા આદિ ગ્રંથોને આધારે, શ્રીસદ્ગુરુની કૃપાથી જેનું રહસ્ય પ્રકાશિત થાય છે એવા વેદને તો તેઓ અવિરોધિ રીતે ક્યાંથી સમજી શકે ? અર્થાત્ વેદાદિમાં તેઓને વિરોધ લાગે એજ વાસ્તવિક છે; નહિ લાગે તો આશ્ચર્યકારક ગણાય. તેમાં એ વળી કેટલાક તો ગાડરીઆ પ્રવાહની માફક વેદાદિ ખોટા છે એમ કહે છે. અને તેમના આગેવાનોમાં કોઇ તો વળી એવો પણ વિચાર કરે છે કે "સુરાપાન કરવું ઇત્યાદિ આપણા ધારેલા વિચારો લોકમાં કેવી રીતે મનાય ? લોકોને વેદાદિ ઉપર ઘણી શ્રદ્ધા છે. તેમાં એ વળી વેદને બધાનું મૂળ માને છે. માટે વેદને કોઇપણ સદસદ્યુક્તિથી ખોટા ઠેરવાય તો આપણો જય છુસા. પણ વેદ ઈશ્વર પ્રણીત જ્યાં સુધી મનાય છે ત્યાં સુધી લોકો આપણા ઉપદેશનું શ્રવણ પણ નહીં કરવાના; માટે બધી રીતે એજ નિશ્ચય થાય છે કે વેદને મનુષ્યકૃત ઠેરવવો. અને તેમાં એ વળી અજ્ઞાન મનુષ્યકૃત ઠેરવાય તો સત્તરઆના. માટે હવે તો એજ ઉદ્યમ કરવો !!" આવો વિપરીત તર્ક કરી વિચાર કરનાર સત્શાસ્ત્રોને મિથ્યા કહેનારને કોણ વિદ્વાન્માં ગણે ? તેમના જાતિભાઇજ. તેથી કેટલાક એવા પક્ષપાતનાને યોગ્ય માણસને પણ વિદ્વાનુંમાં ગોઠવી દેતા દેખાય છે, કેટલાક, વ્યાસ પીઠપર બેસી પુરાણોના ખરા ખોટા અર્થ કરી અન્યને સમજાવનાર અનુભવીને, કેટલાક, સભાઓ ભરી ભાષણ કરનારને, અંતરમાં એક મત ખરો માની "બાપનો કૂવો તે બુડી મારવાનો" સમજી પોતે તે મતથી અન્યમતના આલંબન કરનારનાં કુળમાં ઉત્પન્ન થયા માટેજ તે પોતાને ખરા લાગેલા મતનું બહાર લોકને દેખાડવા ખંડન કરી પોતાની શક્તિ તથા આયુષ્યને ક્ષીણ કરનાર દુઃખી ભિક્ષુકોને વિદ્વાન સમજતાં દેખાય છે. એ વગેરે આ કલિકાલમાં અજ્ઞ પ્રજાથી ઘણા અજ્ઞ લોકો વિદ્વાનુંમાં ગણાઇ જાય છે, તેથી ખરા વિદ્વાન્ શોધી કાઢવા સાધકશોધકને અત્યંત કઠિણ પડે છે. શાસ્ત્રદૃષ્ટિથીએ સર્વ અવિદ્યામાંજ સપડાયેલા હોવાથી અવિદ્વાન્જ છે.

લોકોમાં પણ એમ મનાય છે કે વિદ્યા સામર્થ્ય આપનાર છે, અર્થાત્ જેનાથી સામર્થ્ય આવે તે વિદ્યા. ત્યાં કોઇ પ્રકારનું કેટલુંક સામર્થ્ય

તો હજામ-સુથાર વગેરે લોકોમાં પણ હોય છે. પણ તેઓ કંઇ વિદ્વાન્‌માં ગણાય નહીં. બેકને પણ કહ્યું છે Knowledge is power—વિદ્યાએજ સામર્થ્ય છે અર્થાત્ સામર્થ્ય આપનાર છે. તેથી જે વિદ્યા નિરતિશય સામર્થ્ય આપે તેજ વિદ્યા. નિરતિશય સામર્થ્ય આવવા માટે નિરતિશય જ્ઞાન હોવું જોઇએ. તેથી જે સર્વ શક્તિમાન્ છે, સર્વજ્ઞ છે અને તેથી ક્લેશ માત્રથી નિવૃત્તિ જેણે કરી છે તેજ પુરૂષ વિદ્વાન્ છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે विद्या हि का ब्रह्मगतिप्रदा या વિદ્યા તે શું તો જે સત્, ચિત્ આનંદ સ્વરૂપ બ્રહ્મભાવને પમાડે છે તે. માણ્ડુક્યોપનિષદ્‌માં કહ્યું છે કે सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद सोश्नुते सर्वान्कामान् ઇત્યાદિ—સત્‌રૂપ જ્ઞાન સ્વરૂપ, અનાદિ સિદ્ધ બ્રહ્મને જે જાણે છે અર્થાત્ જેને એ પરમ તત્વનો અપરોક્ષ અનુભવ થયો છે તે સર્વ કામને પામે છે અર્થાત્ સર્વ શક્તિમાન્ થાય છે. स यदि पितृलोककामो भवति संकल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति, તેને પિતૃલોકની ઇચ્છા થાય છે તો તેના સંકલ્પ

ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः ।
तस्याभिध्यानात्तृतीयं देहभेदे विश्वैश्वर्यं केवल आप्तकामः ॥

માત્રથી પિતૃલોક પમાય છે અર્થાત્ તે પુરૂષો સિદ્ધ સંકલ્પના હોય છે, જ્યોતિરૂપ બ્રહ્મ તત્વને અપરોક્ષ રીતે જાણવાથી બંધનરૂપ બેડીમાત્ર નાશ પામે છે અર્થાત્ તે સર્વ પ્રકારના બંધનથી રહિત હોય છે, તથા દોષ માત્ર નષ્ટ થયેલા હોવાથી જન્મ મૃત્યુરૂપ દુઃખથી તેઓ સદા રહિત હોય છે; તે તત્વનાં સાક્ષાત્કારથીજ તેઓ સકલૈશ્વર્ય સંપન્ન થાય છે. તેઓ કૃતકૃત્ય થયેલા હોવાથી કોઇપણ પ્રકારની કામનાથી તેઓ રહિત હોય છે ઇત્યાદિ વેદ વાક્યથી સ્પષ્ટ સમજાય છે. માટે તેઓ સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ હોય છે એ નિઃસંશય છે. શ્રીમત શંકરાચાર્ય પણ પોતાના શારીરક ભાષ્યમાં વિદ્યા માટે કહ્યુંછે કે तमेतमेवं लक्षणं अध्यासं पण्डिता अविद्या इति मन्यन्ते; तद्विवेकेन च वस्तुस्वरूपावधारणं विद्यामाहुः ઉક્ત પ્રકારનો અર્થાત્ જડમાં ચેતનનો તથા ચેતનમાં જડનો જે અધ્યાસ છે તેને આત્મજ્ઞ પુરૂષો અવિદ્યાજ સમજે છે તથા જડ ચેતનના વિવેકથી પર બ્રહ્મરૂપ જે ખરૂં તત્વ એનો

સાક્ષાત્કારનેજ વિદ્યા કહે છે. આ વગેરે અનેક પ્રમાણોથી સિદ્ધ થાય છે કે જે વિદ્યાથી સર્વતત્વ તથા સર્વશક્તિમત્વ આવે તેજ વિદ્યા છે. અન્ય સકલ અવિદ્યા છે. અને એ વિદ્યાને પામેલા મહાત્માજ મુખ્ય વિદ્વાન્ છે, અન્ય સર્વ અવિદ્યાના ઉપાસક હોવાથી અવિદ્વાન્ અથવા અજ્ઞાની છે. એજ વિદ્યાને બ્રહ્મ વિદ્યા, પરાવિદ્યા-ઇત્યાદિ સંજ્ઞાઓ આપી શાસ્ત્રકારોએ વર્ણન કરી છે. અથર્વ વેદના મુણ્ડકો પનિષદ્માં સ્પષ્ટ કહ્યું છે કે द्वे विद्ये वेदितव्ये इति हस्म यद्ब्रह्मविदो वदन्ति परा चैवापराच ॥ तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदो ऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छंदो ज्योतिष मिति । अथ परा यया तदक्षरमधिगम्यते ॥ બે વિદ્યાજ જાણવા જેવી છે જેને તત્વવેત્તા પુરૂષો અપરા અને પરા કહી વર્ણવે છે. અપરા વિદ્યામાં ચાર વેદ, ષડ્વેદાંગ—ન્યાય—સ્મૃતિ વગેરે સમગ્ર શાસ્ત્રો અને પરા વિદ્યા તે કે જેથી તે સર્વ વ્યાપી નાશરહિત તત્વ અર્થાત્ બ્રહ્મ અપરોક્ષ જણાય છે. માટે બ્રહ્મવિદ્યાજ સર્વજ્ઞત્વ તથા સર્વ શક્તિમત્વ આપનાર છે. સર્વાર્થ પ્રકાશ વેદથી પણ તે અધિક જ્ઞાન આપનાર છે, કેમકે તે અતીત અનાગત વગેરે સમગ્ર વસ્તુ પ્રત્યક્ષ થાય એવું સામર્થ્ય આપે છે. એજ વિદ્યાથી અશ્રુત પદાર્થનું શ્રવણ થાય છે, અજ્ઞાત પદાર્થનું જ્ઞાન થાય છે. येनाश्रुतं श्रुतं भवति अमतं मतमविज्ञातं विज्ञातमिति ઇત્યાદિ ડિંડિમ શ્રુતિએ વગાડ્યોજ છે. એજ વિદ્વાન્ મહાત્મા સર્વથી શ્રેષ્ઠ છે. ચતુર્વેદને રૂડે પ્રકારે જાણનાર, ઇતિહાસપુરાણમાં અત્યંત નિપુણ, પિત્ર્યશાસ્ત્ર, રાશિશાસ્ત્ર, નિધિશાસ્ત્ર, વ્યાકરણાદિ ષડ્વેદાંગ, દેવવિદ્યા, મંત્રવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પવિદ્યા, જનવિદ્યા આદિ સમગ્ર વિદ્યામાં નિપુણ શ્રી નારદ પણ બ્રહ્મ વિદ્યાને માટે શ્રી સનત્કુમાર પાસે ગયા હતા ઇત્યાદિ આખ્યાન ઉપનિષદ્માં ગાજી રહ્યાં છે. માટે આથી એ સિદ્ધ થયું કે આટલી બધી વિદ્યાથી પણ સાતિશય જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને નિરતિશય જ્ઞાન આપનાર તો એક બ્રહ્મવિદ્યા છે. એટલી વિદ્યાથી પણ શોક મટતો નથી. સમગ્ર ક્લેશની નિવૃત્તિ કરનાર માત્ર બ્રહ્મવિદ્યા છે. तमेव विदित्वा ऽति मृत्युमेति नान्यः पंथाविद्यते ऽयनाय તેજ પરમતત્વના અપરોક્ષાનુભવથી મૃત્યુનું અતિક્રમણ થાય છે,

અન્ય કોઇ ઉપાય નથી, तरति शोकमात्म वित्, આત્મજ્ઞ પુરૂષ શોકનું અતિક્રમણ કરે છે જે કાળે અથવા જે દશામાં, સમગ્ર પદાર્થ વસ્તુતા

यस्मिन् सर्वाणि भूतान्यात्मैवा भूद्वि जानतः ।
तत्रकोमोहः कः शोक एकत्वमनुपश्यतः ॥

વિદ્વાનને પોતારૂપજ અપરોક્ષ રીતે જણાય છે તે કાળથી તે પુરૂષને શોક તથા મોહાદિની વાત શી કરવી ? અર્થાત્ આનંદને આચ્છાદન કરનાર તથા સર્વજ્ઞતાનું આવરણ કરનાર શોક મોહરૂપ પદાર્થ તો વેગળાજ રહે છે–ઇત્યાદિ શ્રુતિઓ તે મહાત્મા પુરૂષને આનંદરૂપ કહી વર્ણન કરે છે. એજ પુરૂષ અપ્રતિમ, જગતના આચાર્ય છે. नतस्य प्रातिमाऽस्ति यस्य नाम महद्यशः ॥ એજ પુરૂષ સંજ્ઞાને યોગ્ય છે. ગાર્ગી સભામાં અન્ય ક્ષુદ્ર લોકો આગળ વસ્ત્ર વિનાજ ગઇ હતી કેમકે તે બધી સ્ત્રીઓનોજ મેળો હતો, માત્ર યાજ્ઞવલ્ક્ય મુનિની પાસે આવી ત્યારેજ વસ્ત્ર ધારણ કરવું તેને યોગ્ય લાગ્યું હતું. કેમકે તે મરદોની સભામાં યાજ્ઞવલ્ક્ય માત્ર પુરૂષ હતા, અન્ય તો સ્ત્રીજ હતા. સ્મૃતિરૂપ મનાતી શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ સ્થિતપ્રજ્ઞને શોકમોહાદિથી રહિતજ કહ્યા છે. તેમ એવા પુરૂષોનો દેહ છુટીજ જાય છે એટલે આત્મસાક્ષાત્કારવાન પુરૂષો આ લોકમાં નથી એવું અનુમાન પણ પ્રમાણ વિનાનું છે. શ્વેતકેતુ પ્રતિ શ્રી ઉદ્દાલક ઋષિએ કહ્યું છે કે तस्यतावदेव चिरं यावन्न विमोक्ष्ये अथ संपत्स्ये ब्रह्मैव सन् ब्रह्माप्येति ॥ વિદેહમુક્તિ થાય એટલોજ તેમને વિલંબ છે–પછી બ્રહ્મરૂપ થયેલા તે મહાત્મા સ્વસ્વરૂપાકાર થઇ રહે છે. આથી જીવન્મુક્તિ સિદ્ધ થાય છે. આ સર્વ પ્રમાણોથી એજ સિદ્ધ થયું કે વિદ્વાન્–સંવેત્ત સર્વશક્તિમાન હોય છે. દુઃખમૂલથી રહિત હોય છે, આ અપ્રતિમરૂપ, સર્વેતો વિખ્યાત, જગતના આચાર્યરૂપ, તથા પુરૂષ સંજ્ઞાને યોગ્ય હોય છે. એજ સર્વજ્ઞ મહાત્મા શ્રી સદ્ગુરૂ પદને યોગ્યજ હોય છે. અન્ય અંધો શું બ્રહ્મવિદ્યા આપી શકવાના છે? એજ વિદ્વાનના સંગને શાસ્ત્રમાં સત્સમાગમ કહ્યો છે. એવા સમર્થ પુરૂષો પૂર્વે અનેક હતા, હાલ પણ છે હવે પછી પણ થવાના. પૂર્વે ઉશનાના પુત્ર નચિકેતાને યમે એ વિદ્યા આપી હતી. એજ વિદ્યા માટે સુકેશા, ભારદ્વાજ વગેરે પિપ્પલાદઋષિને પૂછ્યા

ગયા હતા, એજ વિદ્યા સર્ગના આદિકાળમાં બ્રહ્માએ અથર્વને કહી હતી, અથર્વે એજ સર્વ વિદ્યાની શિરોમણીરૂપ બ્રહ્મવિદ્યા અંગીરાને કહી હતી તથા તેજ વિદ્યા ભારદ્વાજ દ્વારા અંગીરસને પ્રાપ્ત થઈ હતી. એજ નિત્યાનંદ આપનાર બ્રહ્મવિદ્યા, યાજ્ઞવલ્કયે મૈત્રેયીને, ચૂડાલાએ શિખરધ્વજને, જનકે શુકદેવને, વરુણે ભૃગુઋષિને, સનત્કુમારે નારદને—એ વગેરે અનેક જીવન્મુક્ત પુરુષોએ પોતાના શિષ્ય-પુત્રાદિને આપી હતી. હાલ પણ ઉપાધિનો બાધ કરી શ્રેયના સાધનમાં તત્પર અધિકારીઓને, ઉત્તરકાળે ફળ આપનાર કર્મને કરનાર ધીરોરૂપ જીવોને કર્મ કરવામાં આ મર્ત્ય લોકરૂપ ક્ષેત્રમાં રહીને પુરુષ માત્રમાં સિદ્ધરૂપ અર્થાત્ પુરુષોત્તમ મહાત્મા એજ વિદ્યા આપતા હશે, તથા ઉત્તરકાળે પણ આપવાના. સૃષ્ટિનો એક ક્ષણ પણ એવો નથી કે જ્યારે એવા મહાત્માની આ વીરક્ષેત્રમાં સ્થિતિ ન હોય. પણ અજ્ઞાની અંધ લોકો તેમને ઓળખી શકતા નથી એજ તેમનાં દુષ્ટ પ્રારબ્ધનું ફળ શુદ્ધાંતઃકરણવાળા, વિવેકીજ એવા મહાત્મા પુરુષને જોવા તથા જાણવા સમર્થ થાય છે.

કોઈ એવી શંકા કરે કે જીવ સર્વજ્ઞ થાય તો તેના લખેલા ગ્રંથોમાં એકાર્થતાજ હોવી જોઇએ, તો તેનું સમાધાન એકે પ્રથમ તો તત્વવિત્ના ગ્રંથોમાં એકાર્થતા નથી એ સિદ્ધ થવું જોઇએ. અને સર્વજ્ઞતા પણ બે પ્રકારની છે. ઇશ્વર લીલાવિગ્રહ ધારણ કરે છે તે વખતે તેઓ સર્વ કાળે સર્વજ્ઞ હોય છે અર્થાત્ કોઈ પણ પદાર્થ જાણવાની ઇચ્છા થતાંજ તે પદાર્થનું તેમને જ્ઞાન થાય છે, કેમકે તેમના અંતઃકરણમાં આવરણનો અત્યંતાભાવજ છે. અને કેટલોક કાળ જીવરૂપે રહેલા પુરુષો સાધન સંપન્ન થવાથી ચિત્તવૃત્તિની એકાગ્રતા દ્વારા સર્વજ્ઞપણાને પામ્યા હોય છે તેથી તેમનામાં કેટલોક કાળ જીવત્વની અર્થાત્ આવરણની સ્થિતિ હતી તેથી તેવા પુરુષને કોઇ પણ અતિત અનાગત પદાર્થ પ્રત્યક્ષ થવા ચિત્તવૃત્તિની એકાગ્રતારૂપ સંયમ કરવો પડે છે. તેઓને અભ્યાસના બળથી સંયમ કરતાં જરાએ વિલંબ થતો નથી. પણ કહેવાનું તાત્પર્ય એટલુંજ કે ઈશ્વરાવતાર રૂપ પુરુષથી લખાયેલા ગ્રંથો તથા તેમનાં વાક્યો સંપૂર્ણ અંશે પ્રમાણ હોય છે; અને કેટલોક કાળ જીવત્વની સ્થિતિમાં રહી જીવન્મુક્ત થયેલાના વાક્યો સંયમથી અથવા તેથી પ્રાપ્ત થતી સિદ્ધ સિદ્ધિઓના બળેથી લખાયેલાં હોય તે અથવા ઇશ્વરથી બોધિત થયેલા અર્થના અધિ-

રેથી વાગો પ્રમાણ રૂપ છે. પાતંજલ સૂત્ર પરના શ્રીવ્યાસ ભાષ્યમાં કહ્યું છે કે यथामुक्तस्य पुर्वाचन्धनकोटिःसंभाव्यतेनैवमीश्वरस्य यथा वा प्रकृति लीनस्योत्तरा बन्ध कोटिःसम्भाव्यते नैवमीश्वरस्य सतु सदैव मुक्तःसदैवेश्वरः જેમ જીવ ન્મુક્તની પૂર્વે બદ્ધાવસ્થા હતી તેમ ઈશ્વરની કદાપિ નહોતી તથા જેમ પ્રકૃતિલીન પુરૂષને ઉત્તર જન્મરૂપ બંધ થાય છે તેમ પણ ઇશ્વરને નથી; અર્થાત્ જીવન્મુક્ત તથા ઈશ્વરમાં માત્ર એજ અંતર છે કે જીવન્મુક્તની પૂર્વે બદ્ધાવસ્થા હતી એટલે આવરણ હતું. પુરાણોમાં પણ એજ અર્થ દેખાય છે. દ્રોણાચાર્યે અશ્વત્થામાના મૃત્યુ વિષે પ્રથમ જાણ્યું નહોતુ તેથી ધર્મરાજાને પૂછવું પડયું હતું, પણ પછી પોતે સંયમ કરી જોયું ત્યારે તત્કાળ યથાર્થ વસ્તુનું જ્ઞાન થયું હતું. આથી જીવન્મુક્ત સર્વજ્ઞ હોય છે એતો નિઃસંશય સિદ્ધ થાય છે.

કેટલાંક હાલનાં મુર્ખ વેદાંતી એવું સમજે છે કે આ જગત્ ભ્રમરૂપ છે એવું પરોક્ષજ્ઞાન તેજ સર્વજ્ઞપણું. પણ તે પ્રમાણ વિનાનું છે. જીવન્મુક્તની યથાર્થ સ્થિતિ તેઓ સમજતાં નથી તેમાં વળી પ્રમાદગ્રસ્ત હોવાથી સાધન સિદ્ધ કરવા સાધક કોટિમાં પ્રવેશ કરવો તેમને ગમતો નથી; તથા તેમનાથી નાશ્તિન લોકો તેમને-યથાર્થ સર્વજ્ઞ સર્વ શક્તિમાન્ આદિ શ્રેષ્ટ ગુણ વાળા ન છતાં સિદ્ધ માને એટલે તેઓ પોતાને કૃતકૃત્ય થયેલા માની ઉત્તમ સુખની હાનિને સહન કરી અનેક દુઃખ ભોગવે છે, તથા અન્ય અસંખ્યને વિપરીત માર્ગેચઢાવી દઇ તેમનું અહિત કરે છે. તથા પોતે બધા પર પરીક્ષક નહોવાથી પરીક્ષા કર્યા વિનાજ-શિષ્ય બુદ્ધિ બાંધી દઇ તેમનાં કરેલાં પાપના ભાગીદાર થાય છે. માટે એવાને સિદ્ધ અથવા વિદ્વાન્ સમજી લોકોએ ઠગાવું અથવા તેમના ઉપરથી અનુમાન કરી શાસ્ત્રોપર અશ્રદ્ધા કરવી ઘટતી નથી. ઉપર કહેલા ગુણો જ્યાં જેવામાં આવે ત્યાંજ વિદ્વાન્ સંજ્ઞા આપી તેમને સદ્ગુરૂ કરવા ઘટે છે.

અપૂર્ણ.

## ॥ ॐ श्री ॥

# વિરોધ શમન.

नत्वादौश्रीमहाकालं रुद्रमुख्यांश्चश्रद्धया ।
अर्पयामि निबन्धार्घ्यं शंमेकुर्वन्तु ते सदा ॥

આરંભમાં શ્રી મહાકાલ ભગવાનને તથા રૂદ્રગણોમાં મુખ્યને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને, આ નિબંધરૂપ અર્ઘ્યશ્રદ્ધા પૂર્વક અર્પણ કરૂં છું; જેનો સ્વીકાર કરતાં તે શ્રી મહાકાલ ભગવાન્, તથા રૂદ્ર મુખ્યો મારૂં કલ્યાણ કરો.

આ જગત્‌માં મનુષ્ય માત્રની પ્રવૃત્તિનો મૂલહેતુ જો જોઈશું તો સર્વ ક્લેશની નિવૃત્તિ, તથા સર્વ સુખની પ્રાપ્તિની ઈચ્છા એ જણાશે. આ ઈચ્છા અન્ય સર્વ મનુષ્યોનાં અંતઃકરણમાં તો અન્ય રૂપમાં હોય છે, પરંતુ શ્રી ગુરુ ઇશ્વરની કૃપાના પાત્ર એવા સાધકોના અંતઃકરણમાં તો સાક્ષાત્ આવાજ રૂપમાં હોય છે. યદ્યપિ ઉચ્ચ અધિકારને પામેલા સાધકોના અંતઃકરણો તો ક્રમે કરીને નિષ્કામ થવાના વળણ ઉપર હોવાથી, તેમના અંતઃકરણમાં તો આ ઇચ્છા પણ ઉદ્ભૂત રૂપમાં હોતી નથી, તથાપિ તેમની પ્રવૃત્તિ તો આ સર્વોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવા તરફજ હોય છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવાને શ્રી સદ્ગુરૂદ્વારા અનેક અનેક સત્ક્રિયા રૂપ તથા સદ્વિચાર રૂપ યુક્તિઓ અધિકાર પરત્વે ગ્રહણ કરવાની આવશ્યકતા છે. આ યુક્તિઓ અનંત હોવાથી તેમને આ સ્થળે વર્ણવવાનો ઉદ્દેશ નથી. આ સ્થળે તો અવિવાજન્ય ક્લેશોની નિવૃત્તિની ઇચ્છાવાળા સર્વે સાધકોને સમાનપણે ગ્રહણ કરવા યોગ્ય, અંતઃકરણમાં અનેક પ્રસંગે ઉઠતી વિરોધ વૃત્તિને સમાવવા અર્થે, સદ્વિચારરૂપ કેટલીએક યુક્તિઓ, જે શ્રી સદ્ગુરૂદ્વારાજ જાણી શકાય એવી છે, તે મનન કરવા માટે આ સ્થળે વર્ણવી છે.

અંતઃકરણમાં સામા માણસને માટે વિરોધી વિચારો આવવા અથવા ક્રોધ ઉત્પન્ન થવો એ રજોગુણનું કાર્ય છે. આ કાર્ય અનાદિકાળથીજ સાત્વિક શિવાય સર્વ અંતઃકરણોમાં ન્યુનાધિક અંશે ઉત્પન્ન થતું આવે તથા થાય છે; તથાપિ આ વર્તમાન ક્લેશ પ્રધાન કલિયુગમાં રાજસ તથા તામસ અંતઃકરણના મનુષ્યોની સંખ્યા ઘણીજ હોય છે; તથા સાત્વિક અંતઃકરણ—

નાની સંખ્યા તેમના પ્રમાણમાં ઘણીજ થોડી હોય છે. આનું પરિણામ આપણને પ્રત્યક્ષ છે. એકજ ઘરમાં વસનારા તથા એકજ કુટુંબમાં ગણાતા એવા ધણી ધણીઆણીને, મા બાપ તથા છોકરાંઓને, ભાઇ બેનોને, સાસુ વહુઓને, નણંદ ભોજાઇઓને, દેરાણી જેઠાણીઓને, કાકા ભત્રિજાઓને, તથા શેઠ ચાકરોને પરસ્પર અણબનાવ નિરંતર થયાજ કરે છે. એકજ પોળમાં વસનારા પાડોશીઓને પણ અનેક ક્ષુદ્ર કારણોથી પરસ્પર કલહ થયાજ કરે છે. એકજ જ્ઞાતના સંબંધીઓમાં પણ તેજ પ્રમાણે કલહ થયા કરે છે. તેજ પ્રમાણે એકજ વર્ણના, એકજ નગરના, તથા એકજ દેશના લોકોમાં પણ સંપ હોતો નથી. જો એકજ ઘર, કુટુંબ, પોળ, જ્ઞાત, વર્ણ, નગર, તથા દેશના સજાતીયમાં ગણાતા મનુષ્યોને પણ પરસ્પર બનતું નથી, તો ભિન્ન ઘર, કુટુંબ, વર્ણ, વગેરેથી વિજાતીયમાં ગણાતા મનુષ્યોમાં તો સંપ હોવાની આશાજ શી? એકજ ઉપરીના હાથ નીચે કામ કરનારા કારકુનો, તથા શીપાઇઓને, એકજ રાજ્યના વ્યવસ્થાપક મુખ્ય અધિકારિઓને, રાજા તથા પ્રજાને, તથા તે બંનેને રાજ્યના અધિકારિઓ સાથે પરસ્પર બનતું નથી. સાંપ્રત કાળમાં એકજ શેહેરના હિતના રક્ષણ અર્થે સ્થપાએલી સભા, જેને મ્યુનિશિપલ બોર્ડ કહે છે, તે સભાને શોભા આપનારા સંભાવિત ગૃહસ્થોને પણ પરસ્પર બનતું નથી, જેનું પરિણામ એ શેહેરના ઉત્તરોત્તર અહિતમાંજ નિવડે છે. રેલને ગાડી વગેરે એકજ વાહનમાં બેશી પ્રવાસ કરનારા પ્રવાસીઓ, જેમને પરસ્પર રાગદ્વેષ કરવાનું કાંઇજ કારણ નથી, તથા જેઓનો સંબંધ અત્યંત થોડા વખતનોજ છે, તેમને પણ જાણે કાંઇ ભાગ વેહેંચવાના રહી જતા હોય તેમ પરસ્પર કલહ કર્યા વિના ચાલતું નથી. ભિન્ન ભિન્ન ધર્મ, પંથ, મતના—આચાર્યોને તથા તેમના અનુયાયીઓને પરસ્પર બનતું નથી. એક બજારમાં દુકાન માંડનારાઓને તથા ભિન્ન ભિન્ન પદાર્થોના વ્યાપાર કરનારાઓને, પરસ્પર બનતું નથી. બજારમાં શાક, દાણો, કાપડ વગેરે લેવા જનારા પુરૂષોને દુકાનદારો સાથે એક અર્ધી પાઇ માટે પણ વિરોધ થયા વિના રહેતો નથી. ભાડાની ગાડીમાં બેશી જનારાને પૈસા ચુકવતાં ગાડીવાન સાથે કલહ થાય છે. ધોબીને લુગડાં ધોવા આપતાં ધોબી સાથે પણ લુગડાંની સફાઇ વગેરે અનેક કારણોથી કજીઓ થયા વિના રહેતો નથી. તેજ પ્રમાણે. સોની લુહાર, સુથાર, કડીયા

વગેરે અનેક કારિગરો સાથે કામ પડે ત્યારથી તે તે કામનો અંત આવે ત્યાં સુધીમાં કોઈ પણ વખતે કોઈ પણ કારણથી વિરોધ થયા વિના રહેતો નથી. લગ્નાદિ માંગલિક પ્રસંગો તો કલેશ થયા વિના સમાપ્ત થાય તો જાણે અપૂર્ણતા રહી ગઇ એમ થાય છે. આ પ્રમાણે માતા, પિતા, સ્ત્રી આદિ અત્યંત નિકટ સંબંધીઓથી માંડીને તે અત્યંત દૂરના સંબંધીઓ સુધીના સર્વ મનુષ્યોમાં પરસ્પર કલહ થયાંજ કરે છે. મોટાં મહાભારત કાર્યોમાં તો કદાચ અનેક કારણોને લીધે વિરોધ થવો સંભવે પણ ખરો. પરંતુ પ્રજાના દુર્દૈવને લીધે હાલ કલિનું પ્રબળ એટલે સુધી વધી પડયું છે કે એક ક્ષુદ્ર કાર્ય પણ એવી રીતે તો ભાગ્યેજ થાય કે જેમાં સંબંધવાળાં બે માણસોનાં અંતઃકરણમાં પરસ્પર વિરોધ આવ્યાવિના રહે. આ નિયમ સત્વપ્રધાન વૃત્તિવાળાં તથા સત્વ ની મર્યાદામાં રહેનાર સત્વરજમિશ્ર વૃત્તિવાળાં મનુષ્યોને માટે નથી. પરંતુ જનસમૂહના પ્રમાણમાં આવાં મનુષ્યો તો ઘણાંજ થોડાં હોય છે; તથા ઘણો ભાગ તો રજઃ પ્રધાન, રજતમ મિશ્ર, તથા તમઃ પ્રધાન વૃત્તિનો હોવાથી ઘણું કરીને સર્વ પ્રજામાંજ કલહ વ્યાપી રહ્યો છે. અર્થાત્ આ સંસારના વાસ્તવ સ્વરૂપનો નિશ્ચય કરી તદનુકુલ વર્તવું એનેજ કર્તવ્ય માની બેઠેલા સૂક્ષ્મ વિચારવાન્ દ્રષ્ટાને તો પરમાત્મા જેમ આ વિશ્વને અંતર્ બહિર્ વ્યાપી રહ્યા છે, તેમ વિરોધ અથવા કલહ પણ જાણે સર્વત્ર વ્યાપી રહ્યો હોય એમ જણાય છે. આ કલહ પ્રાપ્ત તથા ઉત્તર સુખનો નાશ કરે છે તથા ઉત્તર કાળે દુઃખરૂપ અનેક ફળોને આપનાર અનેક બીજોને રોપે છે. આવા કલેશ વ્યાપ્ત જન સમૂહમાં રહેતાં છતાં, સર્વ કલેશથી રહિત સ્થિતિનો અનુભવ કરવારૂપ દુર્ઘટ કાર્ય મોક્ષના સાધકોનું છે. આ કાર્ય કેટલું કઠિન છે એતો અનુભવથીજ જણાય છે.

આ લખાણમાં "કલેશ" અથવા "વિરોધ" શબ્દનો અર્થ દ્વેષ, ક્રોધ, અન્યના અહિતની ઈચ્છા એવા વિવિધ કારણોથી થતો અંતઃકરણમાં સંતાપ. કલહ, કંકાસ, લડાઇ વગેરે શબ્દથી વર્ણન કરાતી ચિત્તની સ્થિતિ છે; તથા "કલેશ રહિત" સ્થિતિ તે એ સર્વથી રહિત ચિત્તની અવિકૃત સમ તથા સાવધ સ્થિતિ છે, જે સ્થિતિમાં આવેલો સાધક મહાત્મા અન્યને અભિન્નવત્ પ્રતીત થતી આ અંતઃકરણ ઉપાધિનો પણ દ્રષ્ટા થઇને રહે છે. તેમજ આ ત્રિગુણમયી, તથા ત્રિગુણના વિવિધ અંશોના સંયોગી કારણથી

ઉત્પન્ન થયેલા અન્ય અનેક ગુણમયી આ મહામાયાના કાર્યરૂપ જગત્‌માં કાંઈ પણ થવું અસંભવ નથી, એવું જાણનાર તે મહાત્મા આ જનસમૂહમાં ઉત્પન્ન થતા અનેક કલહોને, તથા સાક્ષાત્ પોતાની સાથેજ દ્વેષ રાખનારા, ક્રોધ કરનારા, તથા વિરોધ કરનારા, પામર જીવોની વૃત્તિને, એ સર્વ અત્યંત સ્વાભાવિક છે એમ જાણી પોતે આશ્ચર્ય પામતો નથી; ક્લેશજન્ય અનેક સંકલ્પ વિકલ્પોને અધીન થતો નથી; પરંતુ અવિકૃત સમચિત્તથી એ સર્વને તટસ્થ રહીને જોયા કરે છે આવી આ રૂઢ સ્થિતિ સર્વને પ્રાપ્ત થવી દુર્લભ છે. એવી સ્થિતિ શ્રીગુરુ પરમાત્માના અકળ સામર્થ્યવાળા અનુગ્રહથીજ પ્રાપ્ત થઈ શકે છે. તો આવી ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરવાને સાધકે પોતાના અંતઃકરણને કેવા નિયમમાં પ્રવર્તાવવું જોઈએ એ જાણવું આવશ્યક છે.

પ્રથમ તો સંપૂર્ણ વિરોધનું મૂળ પદાર્થના અનુકૂળઃ તથા પ્રતિકૂળ એવા બે ભેદ પાડનાર ઘણા કાળથી દૃઢ બંધાયલી કોઈક આધ્યાસિક વૃત્તિ છે. તે વૃત્તિના અભિમાનીરૂપ સ્ત્રી પુરુષોએ પોત પોતાના અંતઃકરણમાં અમુક પદાર્થોને પોતાને અનુકૂળ, તથા અમુક પદાર્થોને પોતાને પ્રતિકૂળ માની લીધેલા હોય છે. જેમ કે,

૧ જગત્‌ની ઉત્પત્તિતો અમુક પ્રકારેજ થયેલી છે, સર્વથી સારો ધર્મ અથવા પંથતો આજ છે, રાજાપ્રજાના પરસ્પર ધર્મ તો આવાજ જોઇએ, રાજ્ય વ્યવહારનીનીતિ તો આવીજ જોઇએ, સ્ત્રી પુરુષોના પરસ્પર ધર્મ તથા સ્વતંત્રતાતો અમુક પ્રકારનાંજ જોઈએ, ગૃહવ્યવહારની, તથા લોકવ્યવહારની નીતિનો આવીજ જોઇએ, કેળવણી તો આવાજ પ્રકારની આપવી જોઇએ. એ વગેરે પોતાના તથા અન્યના અંતઃકરણમાં રહેલા, તથા અનેક ગ્રંથોમાં પ્રતિપાદન કરેલા, સર્વ વિષયો સંબંધી અમુક નિશ્ચયોને અનુકૂળ માની લીધેલા હોય છે.

૨ તેમજ મિષ્ટાદિ પદાર્થો, શ્વેત રક્તાદિ વર્ણો, નાટકોના દેખાવો, લગ્નાદિ માંગલિક પ્રસંગે નીકળતા વરઘોડા તથા સ્વારીઓ તથા એ શિવાય અનેક મોહક તથા દર્શનીય રૂપના પદાર્થો, અત્તર વગેરે સુગંધો, સંગીત તથા સ્ત્રી બાલકાદિ સ્નેહનાં પાત્રમાં ગણાતાં મનુષ્યોના પ્રિય શબ્દો, પોતાની સ્તુતિ; શત્રુની નિંદા વગેરે શબ્દો સુકો-

મળ સ્પર્શ એ વગેરે જ્ઞાનેંદ્રિયવડે ગ્રહણ કરાતા અનેક વિષયોને અનુકૂળ માની લીધેલા હોય છે.

૩ તેજ પ્રમાણે ગાડી ઘોડે ફરવું ભાષણો આપવાં, ગાયન કરવાં, અનેક કળાઓમાં નિપુણતા મેળવવી, કસરત કરવી ફરવા જવું, વગેરે પંચ કર્મેંદ્રિયોવડે પોતાથી તથા અન્યથી કરાતી વિવિધ ક્રિયાઓને અનુકૂળ માની લીધેલી હોય છે.

૪ તથા વર્ણ, આશ્રમ, વગેરે વિષયો સંબંધી પોતાના જેવાજ નિશ્ચયો-ને અનુકૂળ માનનારા, શબ્દ, સ્પર્શ, રૂપાદિ ભોગના વિષયો ભોગવ-વામાં પણ પોતાના જેવીજ રૂચિવાળા, પોતાના જેવીજ ક્રિયા કર-નારા, તથા અનુકૂળ મા નારા, તથા એ વગેરે અનેક પોતાને અ-નુકૂળ ગુણવાળાં મનુષ્યોને પોતે અનુકૂળ માની લીધેલા હોય છે.' અને પોતે અનુકૂળ માનેલા વર્ણાશ્રમ ધર્મ વગેરેના અનેક નિશ્ચયો ભોગના પદાર્થો, તથા ક્રિયાઓથી વિરોધી સર્વ નિશ્ચયો, પદાર્થો તથા ક્રિયાઓને, તેમજ એ સર્વ અનુકૂળ માનેલા વર્ણાશ્રમ ધર્મના નિશ્ચયોના પાલન કરવામાં, પદાર્થોના ભોગ કરવામાં, તથા અનુકૂળ માનેલી ક્રિયાઓ કરવામાં વિઘ્નરૂપ થઇ પડનાર, અર્થાત્ ઇચ્છિત અર્થની સિદ્ધિના પ્રયત્નમાં પ્રતિબંધરૂપ થઇ પડનાર તથા પોતે વિરોધી માનેલા નિશ્ચયોને પાળનાર, પદાર્થોને ભોગવનાર, તથા ક્રિ-યાઓને કરનાર માણસોને પ્રતિકૂળ માનેલા હોય છે.

સ્વલ્પમાં પોતાની વૃત્તિને જે રૂચે તે અનુકૂળ તથા જે ન રૂચે તે પ્રતિકૂળ માની લીધેલું હોય છે.

આ પ્રમાણે અનુકૂળ માની લીધેલા વિચારો, ભોગના પદાર્થો ક્રિયા-ઓ તથા મનુષ્યો પ્રતિ અંતઃકરણનું જે અનુકૂળ વલણ તેને સ્નેહ અ-થવા આસક્તિ કહીએ છીએ. તથા પ્રતિકૂળ માનેલા વિચારો, ભોગના પદાર્થો. તથા. ક્રિયાઓ. પ્રતિ: મનનું જે પ્રતિકૂળ. વલણ તથા. પ્રતિકૂળ. મા-નેલાં મનુષ્યો પ્રતિ દ્વેષ, તેમને દુઃખ થાય, સુખ ન થાય, અથવા અહિત થાય એવી ઇચ્છા વગેરે પ્રતિકૂળ વલણ તેને વિરોધ કહીએ છીએ. તે-મની સાથે સરલ અંતઃકરણથી ન વર્તવું, અપેક્ષા રાખવા, અથવા ઘ-ણું જ. ખોટું બોલવું, ખોટું ચલાવવું, પ્રીતિના સર્વ પ્રકારના ચિન્હમાં ઘ-ટાડો કરવો, રીસ ચઢાવવી, અર્થાત્ વક્ર સ્વભાવ રાખવો, બોલવું તે

પણ મેહેર્યાં ઓઠાંનું કાળકું કરાણું અર્થાત્ દગ્ધ વચનવાળું, સામાને ક્રોધ ઉત્પન્ન કરે એવું તથા આપણને મહા દુઃખ ઉત્પન્ન કરે એવું, તથા એ વગેરે સર્વ પ્રકારની પ્રતિકૂળ વર્તણુકને આ સ્થળે વિરોધ કહીએ છીએ.

પૂર્વે દર્શાવ્યા પ્રમાણે આ જગતમાં ક્ષણે ક્ષણે સામા માણસ સાથે વિરોધના પ્રસંગો આવે છે, ક્લેશ નિવૃત્તિના સાધકને અનુભવિ પ્રેરક શ્રી સદ્ગુરૂની સહાયતાથી, પ્રાણાયામ તથા ધારણા ધ્યાનાદિ ક્રિયા, નિત્યાનિત્ય વિવેક, તથા લય ચિંતનાદિ વિચાર, તથા ભક્તિરૂપ ત્રણ પ્રકારના યોગની વિવિધ યુક્તિઓવડે સર્વ પ્રકારની ક્લેશાત્મક વૃત્તિઓનો લય કરવાનો છે. તેમાં વિવિધ પ્રસંગે ઉદય પામતી આ વિરોધ વૃત્તિનો પણ લય કરવાનો છે. તો જે સાધક ક્રિયા તથા ઉપાસનાની કેટલીએક યુક્તિઓથી સંપન્ન હોય, તેણે આ વિરોધવૃત્તિનો લય કરવાઅર્થે કેવા વિચારોનો આશ્રય કરવો તેનું સ્વરૂપ યથામતિ દર્શાવવું એ આ પ્રસ્તુત નિબંધનો વિષય છે.

(અપૂર્ણ)



## मुक्तावलि.

(એક નવી વાર્તા)

## પહેલું મોતી.

### દોહરા.

સદ્ગુરુવર શ્રીનરહરિ, ભવભય લય કરનાર;
તનથી મનથી વચનથી, વંદું વારંવાર. ૧
કાવ્યદાતા વિમલા વરદ, સરસ શારદા માત;
અંતરમાં સ્મરીને રચું, જન મન રંજન વાત. ૨
અવનીમાં આગળ થયા, વળી હેયાત છે હાલ;
વળી થશે તે સર્વ કવિ, સરસ્વતીના બાળ. ૩
તે સઉ કવિજન વૃંદ પર, બંધુભાવ ધરિ સાર;
આરંભે તે સર્વનો, મનથી કરૂં સત્કાર. ૪

નીતિ પ્રીતિ બે નદી, ગંગા યુમના રૂપ;
સરસ્વતી કવિ-વાણિ છે, ત્રીજી નહિ અનૂપ. ૫
તે ત્રણના સંગમતણી, પ્રયાગ-ભૂમિ વાત;
આ છે, અણસારે લહો, શ્રોતાજનો સાક્ષાત. ૬
સુર નર મુનિ મન ભાવતો, ભરત-ખંડ કે'વાય;
જ્યાં જન્મેલા જનથકી સહુ શુભ સાધન થાય. ૭
ચાર દિશાએ ચાર જ્યાં, હરિ-હર કેરાં ધામ;
બીજાં પણ બહુ તીર્થ, જ્યાંહરિયાં ઠામે ઠામ. ૮
એના ઉત્તમ દેશમાં, પૂર્વદિશા મોઝાર;
નિધિપુર નામે નગર સહુ, નગરતણું સરદાર. ૯
સ્વર્ગથકી પણ સોગણી, શોભા તેની સાર;
દેવો દિલ લોભાઇને, ત્યાં ધરતા અવતાર. ૧૦
અમરપુરતણી અપ્સરા, તજી ઇન્દ્ર-દરબાર;
પૃથ્વી પડપર અવતરી, થઇ નિધિપુરમાં નાર. ૧૧
વિષ્ણુ પણ વૈકુંઠ તજી, લક્ષ્મી લઇને સાથ;
નિધિપુરમાં આવી વસ્યા, હેતે કમલા નાથ. ૧૨
નગરવાસીના હૃદયમાં, વસિયા વિષ્ણુ આપ;
પણ લક્ષ્મી પ્રત્યક્ષ ત્યાં, વસતી પૂર્ણ પ્રતાપ. ૧૩
તજી કૈલાસ ઉમા સહિત, વસતા ત્યાં શિવરાય;
એવી વન ઉપવન તણી, અનુપમ હતિ શોભાય. ૧૪
બ્રહ્મલોક તજી ત્યાં વસ્યા, બ્રહ્મા પણ ધરિ નેહ;
વિધવિધ દ્વિજજનરૂપ ધરિ, એમાં નહિ સંદેહ. ૧૫
નગર-વાસિ સઘળી પ્રજા, વર્ણાશ્રમના ધર્મ;
પુરા પ્રેમે પાળતી, સમજી સઘળા મર્મ. ૧૬
વિપ્રો ચારે વેદના, લહી વેદનો મર્મ;
નિશદિન કરતા નિયમથી, યથાશાસ્ત્ર ષટ્ કર્મ. ૧૭
રણ-રંગીલા રાજવી, ગો બ્રાહ્મણ પ્રતિપાલ;
પવિત્ર રજપૂતો હતા, રંક જનોની ઢાલ. ૧૮
કુબેર જેવા જોગને, ભુવને ધન-ભંડાર;
(નેવા) શા'વટવાળા શેઠિયા, ત્યાં કરતા વ્યાપાર. ૧૯

બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્યની, સેવામાં ધરિ નેહ;
રે'વા અંદર સમજતા, શૂદ્ર સફળ નિજ દેહ. ૨૦
પ્રજા વર્ણવી પુરતણી, પણ પુરનો દેખાવ;
હવે વર્ણવું તે સુણો, શ્રોતાજન ધરિ ભાવ. ૨૧
લક્ષ્મીના કરના કમળ, જેવું ગોળાકાર;
પુર નૌતમ નિધિપુર હતું, વસુધાનો શણગાર. ૨૨
કે લક્ષ્મીના ભાલનો, ચાર ચાંદલો હોય;
તે આકારે ઓપતું, નગર નિધીપુર સ્હોય. ૨૩
વન ઉપવન કેરી ખુબી, મુખે ન વર્ણી જાય;
પણ નિજ નજરે નિરખતાં, સહજ સમાધી થાય. ૨૪
વૃક્ષ, વેલ, ને પુષ્પ તો, સકળ વાડીમાં હોય;
પણ રચના આ કેરી છટા, કળી શકે નહીં કોય. ૨૫
કોટ નગરનો કારમો, પર્વત સમ મજબૂત;
સબળ બુરજમાં ધીર, દઢ રક્ષકજન રજપૂત. ૨૬
વજ્યું વર્તુલાકાર શું, વજ્ર ઇન્દ્રનું આપ;
કોટ કઠોર વિલોકિને, ઉરમાં પડતી છાપ. ૨૭
દશ દરવાજા નગરના, નિરખી થાય વિચાર;
નગર તણી કીર્તી દશે દિશ, વિચરી તે દ્વાર. ૨૮
રાજમાર્ગ રળિયામણા, પુરમાં દિસે અનેક;
સ્ફટિક શિલાજડે રચ્યા; વધનો કરી વિવેક. ૨૯
રાજમાર્ગની બાજુએ, અનુપમ ઉચ્ચ અવાસ;
એક ઓળમાં નિરખતાં, અંતર ધરે ઉલ્લાસ. ૩૦
નગર મધ્ય મણિ–ચોકમાં, રાજમ્હેલની નોખ;
નિરખી નયન સફળ થને, આજબ ઝરોખા, ગોખ. ૩૧
રાજમ્હેલના શિખરપર, ધજા ફરકતી લાલ;
શ્વેત ચંદ્ર તે મધ્યમાં, જાણે ઉગે હાલ. ૩૨
ચંદ્રવંશ ચુડામણી, રાજનો અધિકાર;
ધજા ઉપરનો ચંદ્ર એ, સુચન કરતો સાર. ૩૩
નગર વિષે વિધવિધ રચને, હતાં અદાર બજાર;
સમૃદ્ધિ શોભા તે તણી, કથતાં ના'વે પાર. ૩૪

મહાલક્ષ્મિનો હાથ જે, શાસ્ત્રે કળા અઢાર;
તેહ તણી કાર્યેજિગો, બની આધાર બન્નર. ૩૫
આવક ઉત્તમ નગરનો, અમરસેન નરપાલ;
ધીર વીર ધર્મી અને, દિલનો ઘણો દયાલ. ૩૬
કોઇ ન રંગાડે રંકને, એવી એની આણ;
અદલ ન્યાય તે આપતો, પરખી વાંક-પ્રમાણ. ૩૭
અનેક રાજા માંડલિક, દેતા તેને માન;
પણ સાધુ દ્વિજ પાસ તે, નમતો તજી અભિમાન. ૩૮
ક્ષાત્ર ધર્મ તે પાળતો, ગણતો હરિહર એક;
યજ્ઞ યાગ કરતો સદા, ઉરમાં ધરિ દૃઢ ટેક. ૩૯
તેને હતી બે રાણીઓ, પૂર્ણ સતી રતિરૂપ;
સરખી ગણતો તેઉભયને, ધર્મ ધુરંધર ભૂપ. ૪૦
ડાબી કે જમણી છતાં, આંખ ન અપ્રિય હોય;
ગણતો નૃપ સમ ગણિ બે, અધિક ન્યૂન નહિ કોય. ૪૧
તે બે પ્રેમે સેવતી, પતિને ગણિ પરમેશ;
શોક્યો પણ સાથે રહી, કદી ન કરતી ક્લેશ. ૪૨
નિજ પતિ રીઝે, જે રીતે તેવાં કરતી કામ;
અદેખાઇ અળગી કરી, ઓપાવ્યું પતિ-ધામ. ૪૩
કુત્સી કુમતિ વિરોધ તજી, ભાગ રે' જ્ઞાની પાસ;
તે રીતે બે સુંદરી, વસી નૃપતિને વાસ. ૪૪
બે શોક્યો નિજ દેહનું, ધરતી નહિ અભિમાન;
પણ પોતાના ઉરનું, ગણતી પતિને સ્થાન. ૪૫
મતિદેવી મોટી પ્રિયા, અમરસેનની એક;
બીજી નીતિ દેવી જે, નારી પૂર્ણ વિવેક. ૪૬
મતિ દેવીથી પાટવી, વિષ્ણુસેન સુકુમાર;
નીતિ દેવીથી જન્મિઓ, શિવસેન સરદાર. ૪૭
જુગની જોડી કુંવરની, નિરખી ઉર હરખાય;
જુગલ રૂપ ધરિ કામ શું, જન્મ્યો ભૂતળમાંય. ૪૮
કે અશ્વિની કુમાર બે, ઉતર્યા અવની માંય;
જોતાં જોડી કુંવરની, વિરહે એવા થાય. ૪૯

ક્ષત્રિયના સંસ્કાર સઉ, થયા પછી વિધાય;
ભણિયા બન્ને ભાઇઓ, આરાધી ગુરૂરાય. ૫૦
શસ્ત્ર અસ્ત્ર વિદ્યા ભણ્યા, ધનુર્વેદના ધીર;
બનિયા બન્ને ભાઇઓ, વીરતણા મ્હાવીર. ૫૧
વીશ વર્ષ કેરો થયો, વિષ્ણુસેન કુમાર;
વર્ષ થયાં શિવસેનને, વિગતે કરી અઢાર. ૫૨
રાજસભામાં પુત્રથી, પુરો શોભે રાય;
પુરની સકળ પ્રજા વિષે, ધન્યભાગ્ય કે'વાય. ૫૩
નિષ્કંટક નિજરાજ્ય છે, સતી ઉભય નિજનાર;
પુત્ર પ્રતાપી ઉભય છે, પ્રજા સુધર્મી સાર. ૫૪
દેશ ભર્યો આબાદિયે, ધને ભર્યો ભંડાર;
ભરી દિશા દશ કીર્તિથી, ઉરે ભર્યો પ્રભુપ્યાર. ૫૫
શાસ્ત્રે ભરિયા શ્રવણ બે, ન્યાય ભર્યો દરબાર;
અમરસેનનો એરિતે, સુખે ભર્યો સંસાર. ૫૬
એક કામ સંસારમાં, સુધરવું અતિ મુશ્કેલ;
ઇશ્વર કરૂણાથીજ સઉ, કામ સુધરવાં સ્હેલ. ૫૭
સુખે સુધરિ સંસાર આ, જો પરમાર્થ સધાય;
તો આ માનવ દેહની, સહજ સફળતા થાય. ૫૮
ઇશ્વર તણી કૃપાતણું, અમરસેન નૃપ પાત્ર;
એનામાં આવી ઠર્યાં, આ જગનાં સુખ માત્ર. ૫૯
પણ સુખ આ સંસારનાં, અસ્થિર છે નિરધાર;
પ્રભુ કેરી ઇચ્છા ઉપર, તેહતણો આધાર. ૬૦
પણ સજ્જન સુખ દુ:ખમાં લહી પ્રભુનો મહિમાય;
સાક્ષી રૂપે થઇ રહે, તે વિરલા મહિમાંય. ૬૧

## ઇતિ પહેલું મોતી.

---

## બીજું મોતી.

### મિશ્ર ચોપાઇ.

અમરસેન કેરો અધિકાર, ચાલે છે નિધિપુર મોઝાર;

સુખમાં રે'છે સર્વ પ્રજાય, દિવસ આમ છે ચાલ્યા જાય. ૧
એક સમય દિન દશરા તણો, આવ્યો પુરમાં ઉત્સવ ઘણો;
નરનારીને મન ઉત્સાહ, પ્રસર્યો છે આનંદ પ્રવાહ. ૨
વિધવિધ વસ્ત્રાભૂષણ સજી, સહુકો મ્હેનત બીજી તજી;
ઘર શણગારે હેતે ઘણું, વળી ઓપાવે છે આંગણું. ૩
ઘર ઘર મંગળ તોરણ કર્યા, દીપક કરવા પાત્રો ધર્યા;
આંગણિયે સુંદર સાથિયા, સ્નેહે સુંદરિએ થાપિયા. ૪
બીજાં વિધવિધ વિરચી ચિત્ર, શોભા કીધી પરમ વિચિત્ર;
બાળક બહુવા શણગારિયાં, કામિનિયે કટિપર ધારિયાં; ૫
સહુને મન સમજ્યે આનંદ, શિશુને વિણ સમજ્યે સુખ-કંદ.
શિશુને ખુશિ કરવા કે'માત, નૃપ-અસવારી કેરી વાત; ૬
ચઢશે રાજા હળસહ આજ, દીવા પેલાં પડતાં સાંજ.
ધામ ધૂમ થાશે તે સમે, જે જોવી તુજને છે ગમે; ૭
રથ ઘોડાને હાથી ઘણા, શણગાર્યામાં નહિ રે'મણા.

સહુ અસવારી પાછળ રાય, કુંવર સહિત જે સમયે જાય; ૮
તે સમયે તું કર જોડજે, જય મ્હારાજા મુખ બોલજે.
હસતું બાળક હા મુખ કહે, માતા સુખ મનમાંમહુ લહે; ૯
જુવાન બાળક વૃદ્ધ તમામ, સઘળાં સુખ ભોગવતાં આમ.
એક પહર અવસારી મ્હેલ, શિવસેન નિકળ્યો તજી મ્હેલ; ૧૦
સંગે પ્રધાનનો સુત એક, બીજો કોઈ મળે નહિ નેક.
સાદો વેષ ધરિ ચાલિયો, ઉપવનનો મારગ ઝાલિયો. ૧૧
મારગની શોભા નિરખતો, લોકયોક નિરખી હરખતો;
પ્રજા તણો નૃપ ઉપર પ્રેમ, નિરખી ઉપજે તેને રે'મ. ૧૨
જોતાં જોતાં આગળ ગયો, ઉપવન અંદર આવી રહ્યો;
આવ્યું એક સરોવર તહીં, નિર્મળ જળ ભરિયું જે મહીં. ૧૩
તીરે પંખી કરે કલોલ, પુષ્પ છોડ છે ઓળાઓળ;
ઉપવન વચ્ચે સર આટલું, જાણે નિર્મળ છે ચાટલું. ૧૪
આસોપાલવ આંબા ઘણા, લલિત લિંબુડીમાં નહિ મણા;
રોગ હરણ વૃક્ષો લીંબડા, વળિ કોઈક કો સ્થળ વડ વડા. ૧૫
કોસ્થળ પીળું પડતું ઘાસ, કોસ્થળ ઘોળો શોભે કાશ;

કોરથળ અરડૂસી ઓપતી, આંબલિઓ પણ છે શોભતી. ૧૬
કાચાં બોર સહિત બોરડી, કોરથળ આવે નજરે ચડી;
ખાઉખચડા ઉભા ખીજડા, ખાખરડા, કોરથળ છે ખડા. ૧૭
નિજ ફળ વિણ ઉભી જાંબુડી, લાગે અટેવી દુઃખમાં બુડી;
કો લીલાં કો કરમઇ જતાં, કો નિર્મૂલ, થયાં કો છતાં. ૧૮
ઇશ્વર માયાનો દાખલો, જંગલ પણ આપે છે ભલો;
નિરખી વન પામ્યો મનચેન, સરતીરે ચાલ્યો શિવશેન. ૧૯
વિચાર કરતો ચાલ્યો નેહ, સાગી તેડે પોચ્યો એહ;
પ્રધાન સુત છે આણી તીર, વન નિરખી બનિયો તે સ્થીર. ૨૦
સામે તીર કુંવર જ્યા ગયો, ત્યાં ખુબિ નિરખી ચકિતજ થયો;
મોરડીઓ ઉભી છે પાસ, નાચે મોર ધરી ઉલ્લાસ. ૨૧
કળા કરી છે મનહર ઘણી, કુંવર જુવે છે ખુબિ તે તણી;
એવામાં ચમકારો થયો. કુંવર ચોંકિ જાગ્રત થઇ ગયો. ૨૨
દૃષ્ટિ નાંખિ ઉત્તરમાં યદા, પુરૂષ એક દેખ્યો છે તદા;
શિરપર છુટા મેલા કેશ, ફરી કંથા ધરી વિશેષ, ૨૩
ચાર તરફ લગડ ગોતરા. માંસ લગ્યા તે પર ફેચરા;
ભાલે ભસ્મ ધરી છે ઘણી, સ્વેત છટા છાજે તે તણી. ૨૪
નેત્ર લાલ છે અગ્ન જ્વાલ, મુખમુદ્રા ભાસે વિકરાલ;
ભ્રૂકુટિમાં સિંદૂર છે બહુ, શિંગોડા-આકારે સહુ. ૨૫
સોટો સાબર સિંગાતણો, બહુ ફાંટાળો શાલ્યો ઘણો;
કો જાણે જાદુનું ઝાડ. આવી ઉભું થઇને હાડ. ૨૬
અવર કરે ખપ્પર છે ધર્યું, તે પણ નર મસ્તકનું કર્યું;
અધિક અમંગળ ભાસે વેષ, મુખેથી બદે ઓ ગુરૂ આદેશ. ૨૭
ચાલે ભય ઉપજાવે તેમ, જાણે હરશે કુશળ ક્ષેમ;
જાણે શંભુ અઘોર સ્વરૂપ, વિચિત્ર એનું રૂપ નિરૂપ. ૨૮
પુરૂપ ભયંકર રૂપે તેહ, શિવશેન તરફ. નિઃસંદેહ;
હસકે હસકે આવી વદ્યો, 'ભિક્ષા કહું હમકો આપ દ્યો.' ૨૯
નમન કરી બોલ્યો શિવસેન, અત્રે મુજ પાસે કંઇ છેન;
આ મુદ્રા મુજ કરની જેહ, તમને હું આપું છું એહ. ૩૦

## શબ્દ શક્તિઓ.

(સાંધણુ ગયા અંકથી.)

### (૫) આર્થી વ્યંજનાનાં હેતુ.

વાચ્ય, લક્ષ્ય, અને વ્યંગ્ય—એ અર્થો વ્યંજના વડે કોઇ ચમત્કારિ અર્થની પ્રતીતિ કરાવે છે, ત્યારે આ દશ પદાર્થોની વિલક્ષણતાઓ તેમને સાહાય્યક હોય છે;—

૧. વક્તા, ૨. બોધવ્ય, ૩. વાક્ય, ૪. વાચ્ય, ૫. અન્યસંનિધિ, ૬ પ્રકરણ, ૭ દેશ, ૮. કાળ ૯. કાકુ, અને ૧૦. ચેષ્ટા

વક્તા એટલે બોલનાર; તેની વિલક્ષણતા-જેમ;

ગીતિ.

સખિ! મોહું બેડું લઇ, આવી છુ હું શ્રમથી શ્વાસભરી-
પરસેવાથી ભીની, થાકી પાકી ક્ષણભર બેસુ ઠરી.

અહીં નાયિકા કોઈએ પુછ્યા વિના સખીનેપોતાની સ્થિતિનો ખુલાસો કરે છે તે ઉપરથી તે પોતે ગુપ્ત રીતે કરેલી રતીને છુપાવે છે, એ અર્થ વ્યંજનાથી પ્રતીત થ.ય છે.

૨. બોધવ્ય એટલે જેને કંઈ કહેવાનું હોય તે, (સાંભળનાર); તેની વિલક્ષણતા; જેમ—

ગીતિ.

ઉજાગરો, દુર્બળતા, ચિંતા, આળસ ને બહુ નિશ્વાસ-
હું-અભાગિણી-લીધે,અહહ! તને પણ, સખિ! બહુ દે' ત્રાસ.

અહીં બોધવ્ય દૂતી છે, અને તેણે પોતાના પ્રિયતમને ભોગવ્યો, એ વાત જાણી નાયિકાએ તેને આ મેણું માર્યું છે.

૩. વાક્યમાં અભિપ્રાય સૂચક કોઈ વિશેષણ હોય તો તે વાક્યની વિલક્ષણતા સમજવી; જેમ—

ગીતિ.

ત્યારે મુજ ગાલોપર, ચોંટેલી દૃષ્ટિને ન લઇ ચાલ્યો,
હું હજી ન તે દૃષ્ટિ મુજ—ઓ ને એ હું—એ ને એ ગાલો.

આ નાયક પ્રતિ નાયિકાની ઉક્તિ છે, 'જ્યારે મારી સખી અહીં

હતી, અને મારા ગાલ ઉપર તેનું પ્રતિબિંબ પડતું હતું, ત્યારે તારી દૃષ્ટિ મારા તરફજ હતી. હાલ મારી સખી અહીંથી ગઇ છે, અને તારી દૃષ્ટિ પણ ન્યારીજ થઇ ગઇ છે. અર્થાત્ મારા કરતાં મારી સખી ઉપર તું અધિક પ્રીતિ રાખે છે' એ ભાવ 'ત્યારે' અને 'હાલ' એ બે પદ વિશેષ ઉપરથી પ્રતીત થાય છે.

૪ વાચ્યની વિલક્ષણતા; જેમ—

### હરિગીત.

> ઉદ્દેશ આ રસભરી રંભા હારથી સોહામણો,
> રંમણી વિલાસ ખિલાવતો શુભ કુંજ આ રેવા તણો;
> વળી અહીં રૂડા તુજ સુરત સંહૃત, તન્વિ! વાયુ વાય છે,
> સહસા પ્રકોપ કરી મનોભવ જેની આગળ ધાય છે.

'આ સ્થાન યોગ્ય છે, માટે રતિ અર્થે અહીં પ્રવેશ કર' એવો અર્થ અહીં પ્રતીત થાય છે.

૫. બોધવ્યથી અન્ય કોઇની સમીપતા તે અન્યસન્નિધિ; અને વ્યંગ્યાર્થનો બોધ તેને થાય એવી અપેક્ષા, તે તેની વિલક્ષણતા. જેમ.

### ગીતિ.

> કઠોર મનની સાસુ, યોજે મુજને ગૃહભારે સકળા,
> ક્ષણભર સંધ્યા કાળે, જો વિશ્રામ મળે ન મળે કંઈ વા.

કોઈ સ્ત્રી આ વચન પોતાની સખીને કહે છે, તે વખતે તટસ્થ રહેલા પોતાના પ્રિયતમને સંધ્યાકાળ સંકેત સમય છે, એ ભાવ સૂચવે છે.

૬. પ્રકરણ એટલે પ્રસ્તાવ; જ્યારે પ્રકરણનો વિષય વ્યંગ્યાર્થ હોય, ત્યારે તેની વિલક્ષણતા સમજવી; જેમ—

### ચોપાઈ.

> એક પ્રહરમાં આવે આજ, મેં સુણિયું તારા શિરતાજ
> આમ કેમ ઉભી રહી? અલી, કર કરવાનું જે કંઇ ભલી!

તેં પતિની સેવા કરવા કંઇ પણ સામગ્રી તૈયાર રાખી નથી એથી

વાચ્યાર્થ છે; પણ ઉપપતિ પાસે જવા તૈયાર થઇ છું તે હાલ યોગ્ય નથી, એ વ્યંગ્યાર્થ છે.

૭. દેશની વિલક્ષણતા,—જેમ—

ઉપજાતિ.

બીજા સ્થળે ફૂલ વિણો જઇને,
બેની! વિણું હું અહીંઆં રહીને;
જવા દુરે છુ નહિ હું સમર્થ.
દયા કરો જોડી કહું હું હસ્ત.

આ ઉક્તિથી પ્રિયતમને મળવા યોગ્ય આ વિવિક્ત પ્રદેશ છે, માટે તેને અહીં મોકલ, એવું કોઈ સ્ત્રી પોતાની વિશ્વાસુ સખીને સૂચવે છે.

૮. કાળની વિલક્ષણતા-

ચોપાઇ.

ગુરૂજન પરવશ પ્રિય! શું કહું, મંદભાગ હું તમને બહુ;
જશેં પ્રવાસે ચાલો આજ; જાણો છો પોતે જે કાજ ??

અહીં આજ એટલે વસંત ઋતુમાં જો આપ જશો તો હું નક્કી નાશ પામીશ; આપને જે ઘટે તે કરો ઇત્યાદિ અર્થનું ભાન થાય છે.

૯ કાકુ એટલે ધ્વનિનો વિકાર, તેની વિલક્ષણતા, જેમ.—

હરિગીત.

એ દશામાં પાંચાળી દેખી સભામાં, વનમાં વળી—
વસિયા ઘણું વ્યાધો વિષે અંગે વનિ-પટને ધરી;
આરંભ અનુચિત આદરી છુપ્યા વિરાટ-નિવાસમાં,
હું-ખિન્ન-માં ગુરૂ ખિન્ન છે, નહિ આજ પણ કુરુ રાજમાં?

અહીં મારા ઉપર ખેદ કરવો યોગ્ય નથી, પરંતુ કૌરવો ઉપર કરવો યોગ્ય છે, એ અર્થ કાકુથી સ્પષ્ટ થાય છે.

૧૦ ચેષ્ટાની વિલક્ષણતા; જેમ.—

સોરઠો.

મળવાને આતુર, ચતુરાએ વિટને લહી,
બીડયું કમળનું ફૂલ, નેત્ર વડે હસી હાર્દ કહી.

## अनुक्रमणिका.



---

## જાહેરખબર.

આ મહાકાળના ઉપાસક થવાની ખાસ વિધિ કોઈને કરવામાં નહિ આવે. માટે જેને એના ઉપાસક થવાની ઇચ્છા હોય, તેણે પત્રદ્વારા 'ગુજરાત ગેઝેટ' ઓફિસમાં મહાકાળના મેનેજરને પોતાની ઈચ્છા જણાવવી.



॥ ॐ ॥

## બોધક પદ. રાગ ધનાશ્રી.

સેવો સદા મહાકાળ સુજનો, સેવો સદા મહાકાળ. ટેક,
ફરિ ફરિ જગમાં હાથ ન આવે, મહા મૃત્યુંજય દ્વાલ, સુજનો૦
અવરે ઉપાસી દુઃખની ફાંસી,—ધરિ, મરવે શો માલ, સુજનો૦
સુખને શત દિવસ ઈચ્છો છો, તો શિદ ખોવો તાલ, સુજનો૦
વિધ વિધ સેવ્ય વિધીહીન થઈને, કાં થઈ રહો કંગાલ, સુજનો૦
સદ્‌ગુણ સર્વ હૃદય ધરવાને, ત્યજવા સર્વ કુચાલ,— સુજનો૦
નિજપદ સુખને પ્રેમે મળવા, ટળવા માયા જાળ, સુજનો૦
શમાવવા ઈચ્છો શાંતિથી, ત્રિવિધિ તાપની જ્વાળ, સુજનો૦
જો ચહો આ દુઃખરૂપ સંસારે, સત્વર થાવા ન્યાલ, સુજનો૦
જીવતણા આધાર અને જે,—છે જગના પ્રતિપાલ, સુજનો૦
સાચાવિણ સુખ કદિં ન આવે, કાઢો દશ દિશ ભાળ, સુજનો૦
નિર્ભય નિરમળ થાઓ સવેળા, કાં વેઠો ઉર ફાળ, સુજનો૦
જન્મ મરણ દુઃખથી ઉગરવા, ટાળો પડિપુ સાલ, સુજનો૦
દેવી દેવ તણું જે દૈવત, વિશ્વંભર વિકાળ, સુજનો૦
ક્લેશ અવિદ્યાદિથી છૂટવા, ધરિ અંતરમાં વ્હાલ, સુજનો૦
અનંત આદિ રહિત સ્વરૂપ આ, પ્રકટપણે છે હાલ, સુજનો૦



## श्रीअलङ्कारमञ्जूषा.

### अथ मङ्गलम्.

#### श्लोकः

नमस्ते योगवेदान्तचन्द्रसूर्याक्ष सिद्धिद ।
श्रीसिहार्य विराडात्मन् प्रसीद त्वं परात्पर ॥ १ ॥

### શાર્દૂલવિક્રીડિત છંદ.

સીધી શક્તિ વિમુક્તિ અર્પિ અધિકો આનંદ વર્ષાવતી,
આશીર્વાદ રૂપે નૃસિંહ-મુખથી જે છે સદા આવતી;
હું તે ઉજ્વળ કોમળા મનહરા વાણી વખાણી મુખે,
જોડી પાણિ સુભાવ આણિ ઉરમાં યત્ને પ્રવેશું સુખે. ૨

## इति मङ्गलम्.

## यन्त्र-कथन.

### દોહરો.

ગુણિજનને ગુણકારિણી, શિશુહિત કરણિ ખચસ;
ગમણ અલંકારે ભરી, મનહર નિર્મુ મઞ્જૂસ. ૧

## ग्रन्थकारनी नम्रता.

### કવિત.

શારદાએ સોંપેલ છે, સ્નેહથી સુવર્ણ પૂર્ણ,
અર્પે પણ એજ દિવ્ય, દેવીએ દીધેલ છે;
અસલ, સુવર્ણતણા, કુશળ કારિગરોએ,
પ્રબળ કળાથી ભલાં, ભૂષણ ઘડેલ છે;
સકળ સમેટી તે હું, પેટી વિષે પધરાવું,
એમાં મુજ કૌશલનો, કહો કશો ખેલ છે ?
અજવાળે મ્હાલનારે, મોરચો કહો શો માંડ્યો ?
દીવામાં બળે છે તેતો, દૈવત દીવેલ છે. ૧

### સોરઠો.

વળિ જો દેખો દોષ, સજ્જન રોષ ન રાખશો;
એકજ ઇશે અદોષ, એમ-સમજી ઉર સાંખશો. ૨

## 'અલંકાર' નો અર્થ.

અલમ્ + કૃ='અલંકૃ' ઉપરથી અલંકાર શબ્દ થયેલો છે. અંલ પૂર્ણ, આપવા જેટલું જોઇએ તેટલું. કૃ=કરવું. 'અલમ્' શબ્દ અવ્યય છે.

એ ક્રિયાવાચક ધાતુ છે. સાધારણ રીતે દરેક વસ્તુમાં કેટલેક અંશે સ્વાભાવિક શોભા રહેલી હોય છે. તે સ્વાભાવિક શોભાને પૂર્ણતાએ પહોચાડવાને માટે કેટલાંક કૃત્રિમ સાધન યોજવાં પડે છે. તે સાધનના સમુદાયમાંનું પ્રત્યેક સાધન અલંકારને નામે ઓળખાય છે. 'અલંકાર'નો સાધારણ અર્થ 'મૂળ શોભામાં વધારો કરનાર' એવો છે.

દોહરા.

સ્વાભાવિક શોભા વિષે, વૃદ્ધિ કરે અશેષ;<br>
અલંકાર તે જાણવા, સુણજો વધુ વિશેષ. ૧

હવે અલંકારનો વિશેષ અર્થ દર્શાવીએ. જેમ જરિયાનનું ચીર, કસબી કંચુકી, ચીનાઇનો ચણિયો, ઇત્યાદિ વસ્ત્રો, તથા હીરાના હાર, મોતીની માળા, કનકના કંકણ, ઈત્યાદિ ઘરેણાં સુંદરીના શરીરની સ્વાભાવિક શોભામાં વધારો કરનાર અલંકાર છે તેમજ શબ્દના તથા અર્થના વિવિધ અલંકાર સરસ કવિતાની શોભામાં વધારો કરનાર અલંકાર છે. આ કવિતાની શોભામાં વધારો કરનાર અલંકારનું નિરૂપણ આ અલંકાર મંજુષામાં કરવામાં આવશે.

## કાવ્યના અલંકારની વ્યાખ્યા.



હરિગીત છંદ.

જે શબ્દને વળિ અર્થના છે ધર્મ અસ્થિર ઓપતા,<br>
શોભા વધારી શબ્દને વળિ અર્થની, અતિ શોભતા;<br>
સત્કાવ્યના રસ આદિને કરા અધિક આપી પોષતા,<br>
છે, તે અલંકારે કુશળ કવિ વર્ણિને સંતોષતા. ૨

આ સૂચક હરિગીત ઉપરથી પ્રથમ તો અલંકારના ૧ શબ્દાલંકાર તથા ૨ અર્થાલંકાર એવા બે મુખ્ય ભેદ સૂચવાય છે. તેમાં પ્રથમ તો મનુષ્યને શબ્દનો અનુભવ પ્રાપ્ત છે અને ત્યાર પછી અર્થનો અનુભવ થાય છે; આ કારણથી પ્રથમ શબ્દાલંકારનું નિરૂપણ કરવું યોગ્ય છે.

## अथ शब्दालंकार संग्रह.

ઉપર લખેલા હરિગીત છંદ ઉપરથીજ તારી કહેલી શબ્દાલંકારની વ્યાખ્યા અત્રે આપીએ છીએઃ—

## શબ્દાલંકારની વ્યાખ્યા.

---

(૨) क. શબ્દાલંકાર—કવિતાના રસ આદિને (અર્થાત્ રસને તથા રસાભાસને) પુષ્ટિ આપનાર તથા શબ્દની શોભામાં વધારો કરનાર શબ્દના જે અસ્થિર અથવા અનિત્ય ધર્મ તે શબ્દાલંકાર કહેવાય.

શંકા—આ સ્થળે શબ્દાલંકારને શબ્દના **અસ્થિર અથવા અનિત્ય** ધર્મ શાથી કહ્યા?

**સમાધાન**—જેમ મનુષ્યના શૌર્ય, ધૈર્ય આદિ ગુણ તેનામાં નિત્ય રહે છે તેમ તેના શરીર ઉપર પહેરવાના અલંકાર અર્થાત્ ઘરેણાં નિત્ય પહેરેલાં રહેતાં નથી; કોઇવાર મનુષ્ય પોતાના અલંકાર પહેરે છે, અને કોઇવાર ઉતારી પણ મહેલે છે. તેવીજ રીતે માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ એ કાવ્યના ત્રણ ગુણમાંનો એક પણ કાવ્યમાં નિત્ય રહેવો જોઇએ; પણ અનુપ્રાસ આદિ કાવ્યના શબ્દાલંકાર કાવ્યે નિત્ય ધારણજ કરી રાખવા જોઇએ એવી કાંઇ આવશ્યકતા નથી એવો સંસ્કૃત કવીશ્વરોનો અભિપ્રાય છે. સંક્ષેપમાં જાણવું જે કાવ્ય કોઇવાર અલંકાર યુક્ત પણ હોય અને કોઇવાર અલંકાર વિનાનું પણ હોય. (કોઇવાર અલંકાર વિના ચલાવી લેવાય પણ ગુણ વિના તો ચાલેજ નહીં.) આ કારણને લીધે શબ્દાલંકારને શબ્દના **અસ્થિર અથવા અનિત્ય** ધર્મ કહ્યા.

## શબ્દાલંકારનું કોઈ એક ઉદાહરણ.

---

### દોહરો.

જય જય જય તું સમજ જય, અભય કરી ભલ આપ;<br>
શુભદ વચન આ અચલ કરિ, સકલ હૃદયમાં સ્થાપ. ૧

'શ્રી સુરેશચરિત.'

આ દોહરામાં 'મ' છવાર, 'સ' ચારવાર, 'ભ' બેવાર, 'દ' બેવાર, 'ય' બેવાર, આવ્યો છે. તે બોલતી વખતે આ દોહરો બીજા સાધારણ દોહરા કરતાં વધારે શોભાયમાન લાગે છે. અથવા મકા सरस्वती स्तव-માંનો-નારાચ છંદઃ—

ત્રિલોકલોકતારિણી કવીમનો-નિવાસિની,
સમક્ષ અક્ષમાલધારિણી અહેન્દ્રભાસિની;
અનેક રૂપિણી અરૂપિણી સદા વિશારદે,
સુકાવ્યસિન્ધુપારદે નમામિ દેવિ શારદે. ૧

આમાં પણ એકનો એક અક્ષર અનેકવાર આવવાથી શબ્દની શોભા વધ્યાં છે.

શંકા—એકનો એક અક્ષર અનેકવાર આવવાથી જે અલંકારો થાય તેમને ખરું જોતાં 'અક્ષરાલંકાર' અથવા 'વર્ણાલંકાર' કહેવા જોઈએ; પણ અહીં તેમને શબ્દાલંકાર કહ્યા તેનું શું કારણ?

સમાધાન—

દોહરો.

તયય કયય સય રય પયય, ચયય નયય લય લાય;
વયય અય ખયય જયય છય, દયય ગયય ગય ગાય. ૧

આ દોહરામાં 'ય' અનેકવાર આવ્યો છે, પણ તયય, કયય,-આદિ અર્થહીન અક્ષરના સમૂહને શબ્દ ન કહેવાય; અને કાવ્યશાસ્ત્ર તો અર્થાત્મક શબ્દનો આધાર કરનારું શાસ્ત્ર છે. આ કારણથી અર્થ સૂચક શબ્દોમાં એકજ અક્ષર વારંવાર આવે તોજ અલંકાર થાય છે; માટે અહીં 'વર્ણાલંકાર' અથવા 'અક્ષરાલંકાર' નામ ન આપતાં 'શબ્દાલંકાર' એવું નામ આપવામાં આવ્યું છે.

શબ્દાલંકાર સંબંધમાં સર્વથી પ્રથમ વિચારવા યોગ્ય અનુપ્રાસનો સમુદાય છે.

## અનુપ્રાસ વર્ગ.

(અનુ + પ્ર + ('અસ=નાંખવું' એ ધાતુનું રૂપ) આસ)=અનુપ્રાસ જે રીતે રસ વગેરેમાં વધારો થાય તેવી રીતે અથવા તો રસોત્પત્તિને અનુકૂળ થાય એવી રીતે શબ્દોને લાવી લાવીને નાંખવા અથવા ગોઠવવા તે.

## અનુપ્રાસની સામાન્ય વ્યાખ્યા.

દોહરા.

સ્વર જૂદા પણ શબ્દનું, જો સરખાપણું હોય;
તો ગુણિજન તેને ગણો, અનુપ્રાસ સઉ કોય. ૩

આ સ્થળે શબ્દનો અર્થ અવાજ લીધેલો છે માટે કહેવાનો આશય એ છે કેઃ—જૂદા જૂદા સ્વરો આવ્યા હોય તો હરકત નહીં, પણ જે કવિતામાં વાપરેલા શબ્દના અન્ય (વ્યંજનમય) ભાગ સરખા હોવાથી બોલતી વખતે લગભગ સરખો અવાજ કાને પડે તો પણ તે કવિતામાં અનુપ્રાસ છે એમ જાણવું.

શંકા—કોઈ સ્થળે સ્વરનું સરખાપણું હોય તો તે સ્થળે કયો અલંકાર થયો કહેવાય?

સમાધાન—સ્વરનું સરખાપણું વ્યંજનના સરખાપણા જેટલું સાંભળનારના મનમાં અસર કરનારૂં નથી માટે અસલના સંસ્કૃત સાહિત્યકારોએ સ્વરના સરખાપણાને અલંકારમાં ગણ્યુંજ નથી. પરન્તુ ઘણા સંસ્કૃત તથા પ્રાકૃત કવિયોએ પણ દીર્ઘાક્ષર અને હ્રસ્વાક્ષર કવિતાઓ રચિને પોતાનું ચાતુર્ય દર્શાવેલું છે, માટે અમો સ્વરના સરખાપણાને અલંકાર તરીકે માન્ય રાખી 'સમસ્વર' એ નામનો અલંકાર હવે પછી તેના ભેદ સહિત નિરૂપીશું. અપૂર્ણ.

## हृदयनिवेदन.

રાગ પરજ.

દયા આણી હવે તાણીરે, આ ભવની પિલાવો ન ઘાણીરે; ટેક.
પ્રાત થતાં ઉઠી અંતરમાં કરતો કુતર્ક હજાર;
ન્હાઉં ધોઉં સંધ્યા પૂજા કરૂં, પણ મન ભમતું બજાર. દયા. ૧

બહુ વિધ કામના અંતર માણું, જાણું ન મૂઢ લગાર;
શ્રવણે પોકો પડી, સુણું પણ, તોય ન ચેને ગુમાર. દયા. ૨
કંચન પરવત રચવા ચહું પણ, અચવાના સુગ ઉંચાર;
જાણું ખરો પણ ખરેખર થઇને, વર્જન કરે નિત્ય ભાર. દયા. ૩
તૃષ્ણા સદા રે' જર જોડતી. (જપમ) ગીતાનો[1] પરિવાર;
ઘણોક રચું ઘર બાર અને, એક નૈતમ લાવું નાર. દયા. ૪
કાળાં કર્મો નિશદિન કરતો, વેગળો મૂકી વિચાર;
પામર નરને ફસાવવા બહુ, જાળ રચિ નિરધાર. દયા. ૫
એ વિણુ અગણિત અપરાધો છે, જાણો આણો પાર;
મુજ પુરૂષાર્થે પાર ન પામું, સામું જુઓ કરો વ્હાર. દયા. ૬
શાસ્ત્ર કહે થઇ દીન ભજે ગુરૂ, તે જનના પોબાર;
દીનપણું મુજમાં પ્રભુ છે નહિ, હું તમનો ભંડાર. દયા. ૭
ઇષ્ટ વિયોગની પીડા ન જાણે, ભોગે બને હુંશિયાર;
હું જાણું કહી બકવા માંડે, જાણે ન નિજ આધાર. દયા. ૮
અર્પું છું અભિમાન સહિત મુજ, અંતર ચરણે સાર;
પાત્ર કરો પછિ પૂર્ણ ભરો પ્રભુ, વર્ષાવિ અમૃત ધાર. દયા. ૯
સતી પતિમાં મગ્ન રહે જ્યમ ધ્યાતા ધ્યેયાકાર;
ત્રિ, ત, આદિ અનાદિનું ભેળું, ગુણ સાગર મોઝાર. દયા. ૧૦

---

૧. 'ગીતાનો પરિવાર' એ શબ્દોના સંબંધમાં એક ગુરૂ અને તેના શિષ્યની વાર્તા નીચે પ્રમાણે છેઃ—એક સાધુ પોતાના શિષ્ય સહિત એક મઠમાં રહેતો હતો; તે સાધુને એક વાર ચારે ધામની યાત્રા કરવાનો ઉત્સાહ થયો. તેણે પોતાના ચેલાને કહ્યું કે હું યાત્રાએથી આવું ત્યાં સુધી આપણા મઠની તું સારી રીતે સંભાળ રાખજે. ત્યારે ચેલાએ ગુરૂને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને કહ્યું કે આપનો પ્રતાપી છો માટે આ મઠનું ખરચ પૂરૂં થાય છે; પણ આપના ગયા પછી મારાથી મઠ શી રીતે નિભાવી શકાશે. ગુરૂએ કહ્યું કે ભાઈ, એ વાતની તારે કાંઇ ફિકર ચિન્તા કરવી નહીં; પરમેશ્વર શેખ ગામને કાપડ, ચોપડ અને અન્ન એટલાં વાનાં ગમે સાંથી મોકલે છે; માટે લે આ ગીતાજીનો ગુટકો, તેનો હમેશાં પાઠ કરજે એટલે સૌ સારા વાનાં થશે, પરન્તુ એ ગુટકો ખોઇ નાખીશ

નહીં. કેમકે એ ગુટકો મારા બડા ગુરૂજીએ આપ્યો છે અને , ખુદ કાશી ક્ષેત્રમાં લખાવેલો છે. આ પ્રમાણે શિષ્યને શીખામણ તથા ગીતાજીનો ગુટકો આપી ગુર તો યાત્રાએ જવાને વિદાય થયા. શિષ્ય પણ ગુરૂની શિખામણ પ્રમાણે પાઠ કરે અને સેવક સતી કાંઇ આપે તેનો પ્રસાદ લે; આ પ્રમાણે કેટલાક દિવસ ગયા એટલામાં તો રાત્રે મઠમાં ઉંદરડાઓએ દોડાદોડ કરવા માંડી, અને પેલા ગીતાજીના ગુટકાને બે ચારેક ચાંચો મારી. સવારમાં ચેલો નાહીને પાઠ કરવા બેઠો ત્યાં ગીતાજીને ઉંદરડાએ ચાંચો મારેલી નજરે પડી. આથી ચેલો મહા વિચારમાં પડયો કે મારા ગુરૂજીના પણ વડા ગુરૂની પ્રસાદી રૂપ આ પવિત્ર ગીતાજીને દુષ્ટ ઉંદરડાઓ દમવા લાગ્યા; આજ તો જાણે બે ચાર ચાંચો મારી પણ કાલતો એ પાપી ઉંદર મારાં ગીતા માતાના ચુરે ચુરા કરી નાંખે અથવા ઘસડીને લેઇ જાય તો પછી ગુરૂજી પરદેશ અને આપણે આધાર શો? માટે કાંઈ પણ ઉપાય શોધી કાઢવો કે જેથી ગીતા માતાનું રૂડે પ્રકારે રક્ષણ થાય. ચેલાએ ઉંડો વિચાર કરી શોધી કાઢયું કે એક બિલાડી પાળવી, જેથી ઉંદરને આ મઠમાંથી પલાયન કરી જવાની જરૂર પડે, બીજેજ દિવસે ચેલાએ એક બિલાડી પાળી. રોજ મનીબાઇને દૂધ પીવાં જોઈએ. ચેલે વિચાર કર્યો કે હવે દૂધની જરૂર તો પડે છે, અને કોઇ વાર વખત બે વખત દૂધ મળી આવતું નથી માટે જો ગાય માતાજી રાખ્યાં હોય તો—ભલા! ગાયની સેવા થાય અને ઠાકોરજીને ભોગ ધરાવાય તથા થોડુંક દૂધ આ ગીતા માતાની ચોકી કરનાર બિલાડી પણ પામે. આ વિચાર પણ પેલા ચેલાએ બીજેજ દિવસે અમલમાં આણ્યો. ગુરૂજીએ થોડા ઘણા રૂપૈયા લુગડાં લત્તાને માટે આપ્યા હતા, તેની એક ગાય લેઇ આવ્યો. હવે પ્રાતઃકાળ થતાં ગાય માતાની ખટપટમાં પેલો ગીતા માતાનો ભક્ત ચેલો હર રોજ પડતો. ગીતાનો પાઠ કરવાનો સમય તો હવે ગાયના છાણ ગમાણના કામમાં જવા લાગ્યો. હવે એ ચેલાને ગાયની ટહેલ કરનાર માણસની જરૂર જણાઇ કેમકે ગાયને કેટલાંક વાછડાં પણ સમય જતાં થતાં હતાં. ચેલાએ મઠ અંદરનો કેટલોક સરસામન વેચી એક ઘરબારી સાધુની છોકરી સાથે લગ્ન કર્યું અને સંસાર માંડયો. બારે વર્ષે યાત્રા કરીને, ગુરૂ આવીને મઠના બારણા આગળ આવ્યા તો ચાર પાંચ છોકરાં રમે છે અને કોલા હલ મચાવે છે. ગુરૂ તો વેગળેથી મઠના અંદરના

# मुक्तावली,

(એક સરલ નવી વાર્તા.)

(ચાલુ ગયે પાને થી.)

નમન-કરી બોલ્યો શિવસેન, અત્રે મુજ પાસે કંઈ છે ન;
આ મુદ્રા મુજ કરની જેહ, તમને હું આપું છું એહ. ૩૦
'શંકર તોકુ રખે આબાદ', જોગી બોલ્યો ધરિ આલ્હાદ;
વગાની કરવા લાગ્યો ગાન, કુંવર સુણે છે દઈને ધ્યાન ૩૧

જોગી.— પદ ૧.

(હે હંસા યે પિંજરા નહીં તેરાજી;—એ રાગ)

હે બાબુ, અલખ ફકીરી હમારીજી,
નહિ દુનિયાસેં યારી, હે બાબુ, અલખ ફકીરી હમારીજી. ટેક
જર જોરૂપેં નજર ના હમારી, હજુરસેં દિલદારી, હે બાબુ૦ ૧
હમ અવધુત કહોજી કરે ક્યા, યહ અંગુઠી તુમારી. હે બાબુ૦ ૨
ભિક્ષા અરૂ ભગવાન બિનાહમ, બૈઠેહૈ સબ જારી. હે બાબુ૦ ૩
કોદિન ફલજલ ભક્ષ કરે હમ, કબહુ અભક્ષ્યાધારી. હે બાબુ૦ ૪
કબહુ રહે હમ ગહિ કે સમાધી, કેવળ હો નિરાહારી. હે બાબુ૦ ૫
સચ્ચા ક્ષત્રિયસેં યાચે હમ, સોહે શીશ ઉતારી. હે બાબુ૦ ૬
અભખ ભખે પુનિ પાપ ન લાગે, મેરી ભિક્ષા દિક્ષા ન્યારી. હે બાબુ૦ ૭

---

માગમાં નજર નાંખે છે તો ચેલાજી ગીતાના પાઠમાં બેઠા છે અને બાયડી ચુલામાં લાકડાં સંકોરતી જાય છે અને કહેતી જાય છે કે 'નરદમ લીલી તડી લાવ્યા ને પઇસા બરબરા આપીઆવ્યા અને પાઠ કરે લારે વળી ગીતાજીનો; બજારમાંથી કાંઇ વસ લાવતાં પણ આવડે નહીં'. આવો તાલ મચ્યો છે એવામાં ગુરૂને ચેલાએ ઘરના બારણામાં ડોકીયાં કરતાં દીઠા. ચેલો બારણે આવ્યો અને ગુરૂને પગે લાગી કહે 'પધારીએ મહારાજ' ગુરૂએ પૂછ્યું ભાઇ આ બધી ઉપાધિ ક્યાંથી થઇ? ચેલાએ જવાબ દીધો કે 'મહારાજજી એ તો સઘળો ગીતાજીનો પરિવાર છે અને આપનો પ્રસાદ છે. ગુરૂએ કપાળે હાથ દીધો અને ફરીને કોઇ બીજે દેશ તીર્થ કરવા નીકળી પડ્યા કેમકે હવે તો મઢનું સ્થળ ઘર થઇ ગયું હતું.

## ( ચોપાઈ ચાલુ. )

કુંવરે સુણિ જોગીની વાણ, વિચારિ બોલ્યો તેહ સુજાણ:—<br>
ક્ષત્રિયવટ છે મારો ખરો, શિર આપું છું તજી ખરખરો. ૩૨<br>
જણાવ છો કો મોટા જતી, ભસ્મે ન છુપે આગ્નેય રતી;<br>
કરું શિવાર્પણ મારી દેહ, એમાં હું ન ધરું સંદેહ. ૩૩<br>
કુંવર યોગિ વચ્ચે થઇ વાત, તે સુણિ ગયા મુસાફર સાત;<br>
તે સાતે નિધિપુરમાં ગયા, વાત કરી દિલ લાવી દયા ૩૪<br>
ચોકિદારને સઘળું કહ્યું, મુસાફરે જે જે નિરખિયું;<br>
છોકરવાદી કોઇ જુવાન, અઘોરિને દે છે શિરદાન. ૩૫<br>
મારે ધસિ તે સામે જાવ, નહિ તો બનશે ઘોર બનાવ;<br>
ઠેકાણું પૂછી નિરધાર, ચોંપે ચાલ્યો ચોકીદાર. ૩૬<br>
પુરમાં પણ પ્રસરી આ વાત, 'અઘોરિએ કીધો જનઘાત';<br>
જે જે જનને ફાવે જેમ, વાત વધારી કરતા તેમ. ૩૭<br>
દસરાની અશવારી ચઢી, રાણે સુત ન દિઠો તે ઘડી;<br>
સેવકને કે' ક્યાં શિવશેન?, પડે ન પૃથ્વીપતિને ચેન. ૩૮<br>
સેવક ખોળ કુંવરની કરે, રાજા મનમાં ચિન્તા ધરે;<br>
ચોકીદાર તણો સરદાર, એવામાં આવ્યો તે ઠાર. ૩૯<br>
મુસાફરે જે આપીભાળ, જણાવી તેણે તે તત્કાળ;<br>
ક્ષત્રિયનો સુત કોઇ જુવાન, અઘોરિને દે છે શિરદાન. ૪૦<br>
ચોકિદાર છે ચોંપે ગયો, મેં આવી વૃત્તાન્તજ કહ્યો;<br>
એ વિણ આપ કૃપાથી આજ, છે સુખિ સઘળો લોકસમાજ. ૪૧<br>
સુણિ આ વાત થયો સંતાપ, વળિ કુંવર નથિ જડતો આપ;<br>
રાયનેત્રમાં આવ્યું નિર, જડે નહીં શિવસેન સુધીર. ૪૨<br>
આ સઘળી જે નિપજી વાત, રણિવાસમાં તે થઇ ખ્યાત;<br>
રાણી બે થઇ વ્યાકુલી, શરીરકેરી શુદ્ધિ ટલી. ૪૩<br>
ભલ અરરતા કરિવિલાપ, રાણીઓ માંડ્યો સંતાપ;<br>
અસવારીની ખ્યારી અહીં, શું નિપજ્યું સરતીરે તહીં. ૪૪<br>
સુણિ શિવસેન તણા દૃઢ બોલ, યોગી ઉર હરખ્યો અણતોલ;<br>
પછી વદ્યો મુખથી તે યતિ, કુંવર તારી છે નિર્મલ મતિ. ૪૫<br>
સાચો રાજકુંવર રણધીર, સાચો ટેક તાહરો વીર;

પ્રસન્ન હું તુજપર બહુ થયો, માગ્ય! માગ્ય!! સુત વર ઉચ્ચર્યો. ૪૬
રાજકુંવર ત્યાં કરી પ્રણામ, વિનય વડે વદિયો તે ઠામ.
બાળપણામાં મુજને માત, કહેતી અઘોરીઓની વાત. ૪૭
ચમત્કાર તેમાં આવતા, જે મુજ ઉરમાં અતિ ભાવતા;
તમો અઘોરી મુજને આજ, મળિયા છો પોતે મહારાજ. ૪૮
ચમત્કાર દેખાડો મને, એટલિ અરજ કરૂં આપને;
આ સુણી જોગી ખડખડ હસ્યો, 'ભોળા પુતળું' મુજ ઉર વસ્યો. ૪૯
વદી એટલું યોગી કહે, શું તું મને અઘોરી લહે?
હશે હાય ત્યમ તું જાણજે, અંદેશો ઉર નવ આણજે. ૫૦
અઘોરીઓની માયા જેહ, તને બતાવું નિઃસંદેહ;
અડદતણા કણ લેજે હાથ, સ્મશાનમાં જજે વિણ સાથ. ૫૧
સત્ય ગુરુનો સત્ય પ્રતાપ, મુખેથી વદજે થિર થઇ આપ;
મંત્ર વદે ત્યમ કણ નાંખજે, નિશ્ચય હૃદય વિષે રાખજે. ૫૨
સ્મશાન ભુમિમાં અડદજ સાત, પડતાં થાશે બહુ ઉત્પાત;
પણ મુજને તું સંભારજે, સંભારીને નિર્ભય થજે. ૫૩
સકળ મશાણી જાદુ જેહ, તું નિજ નજરે નિરખિશ તેહ;
તારા મનનો સંશય જશે, અંતે સઉ શુભ તારૂં થશે. ૫૪
કાળી ચોદશ કેરે દીન, પ્રયોગ કરવો કુંવર પ્રવીણ;
પછી ચાલશે આખું વર્ષ, કૌતક નિરખી પામો હર્ષ. ૫૫
જ્યારે જોવા ઈચ્છા થાય, પ્રયોગ કરજે સ્મશાન માંય;
ચમત્કાર વિધ વિધના થશે, પણ હરકત તુજને નહિં હશે. ૫૬
કુંવર કહે પછિ જોડી હાથ, કૃપા કરો મુજ ઉપર નાથ;
નામ આપનું મુજને કહો, સેવક જાણી કરમુજ ગૃહો. ૫૭
તવ યોગી મુખ બોલ્યો વાણ, આ દેહ તણું નામ પ્રમાણ;
'ભસ્મેન્દ્ર' યતિ કે' છે લોક, 'ભસ્મનાથ' પણ કે' છે કોક. ૫૮
સંકટમાં દેતાં મુજ નામ, તને મળિશ આવી સઉ ઠામ;
કુંવર યોગિને નમિયો ત્યાંય, યોગી અદૃશ્ય થયો છે ત્યાંય. ૫૯
કુંવર તહીંથી આવ્યા તહીં, પ્રધાન સુત ઉભો' તો જહીં;
પ્રધાન સુત ત્યાં પૂછે વાત, 'વાત કરી શી યોગી સાથ'. ૬૦
સકળ ભેદ નૃપસુત મન કહે, પ્રધાન સુત મન શંકા ગ્રહે;

જેવું તેવું કરી સમાધાન, ઘર તરફ઼ાં આવ્યો ગુણવાન. ૬૧
પ્રધાન સુતને નૃપ સુત જ્યાંય, બન્ને આવે મારગ માંય;
ચોકીદાર મળ્યો તે હાર, નૃપ સુતને નમિયો તે વાર. ૬૨
નૃપ સુત કે' તું ક્યાં જાય છે, ચોકીદાર કે' ખુન થાય છે.
અઘોરિ કો જનને ખાય છે, માટે સેવક ત્યાં ધાય છે. ૬૩
કુમાર ચિત્ત વિષે ચેતિયો, પોતે જઇ પુરમાં પ્હોંતિયો;
રાજા આવ્યો જાણી કુમાર, ઉરમાં હરખ્યો અપરંપાર. ૬૪
રાણિ બન્ને થઇ રળિયાત, માત તાત પુછે છે વાત;
વિના કહે તું ફરવા ગયો, અમને અતી અજંપો થયો. ૬૫
અઘોરી કોઈક જણને, ખાય, એવી વાત થઈ પુરગાંય;
અમને અતિ અંદેશો થયો, (કે) રખે હોય તું સપડાઇ ગયો. ૬૬
માત તાતને કહે કુમાર, અમને ભય નથી થયો લગાર;
વિઘ્નતણી નથિ થઇ કંઇ વાત, પ્રધાન પુત્ર હતો મુજ સાથ. ૬૭
સરતીરે ફરતા'તા અમો મિથ્યા ફિકર ધરોછો તમો;
અઘોરિ કો' નરને ખઇ જાય, એવું અમે ન દીઠું ત્યાંય. ૬૮
કો મૂર્ખે ગપ મારી હશે, ખરી ખબર હમણાં આવશે;
ચોકીદાર તણો સરદાર, ફરી ખબર લઇ આવ્યો દ્વાર. ૬૯
રાણી વાસમાં દાસી સાથ, કા'વ્યું નૃપને જોડી હાથ;
અઘોરિતો કો ઠામે નથી, વાત જુઠ્ઠી કો મૂર્ખે કથી. ૭૦
સઉનો ઉરથી અંજપો ગયો, સજી કુંવર સાથે નૃપ ગયો;
ચઢિ અસ્વારી દશરાતણી, અટકીતીને ઉલટી ઘણી. ૭૧
સઉને મન અધિકો આનંદ, રાજાને ઉગ્યો સુખચંદ;
કુંવર સહિત શમી પૂજા કરી, મ્હેલ તરફ નૃપ આવ્યા ફરી, ૭૨
નિરખી અસ્વારી પુરલોક, ઉરમાં બનિયા સર્વ અશોક;
દશરા કેરો ઓચ્છવ જેહ, પૂર્ણ થયો સુખકારક તેહ. ૭૩

# ત્રીજું મોતી.

## ભુજંગી છંદ.

દશેરા પછી દિવ્ય આલ્હાદકારી, ગઇ પૂર્ણિમા પૂર્ણ આનંદકારી;
જુએ કાળરાત્રિ તણી વીરવાટ, ચમત્કાર જોવા રચે ચિત્ત ઘાટ. ૧
વિચારે સદા ચિત્તમાં શિવસેન, રૂડાં કૌતુકો જોઇ પામીશ ચેન;
યદા જાગીને આજરો એ મશાણ વિલોકીશ આશ્ચર્ય તો હું પ્રમાણ. ૨
દિવાળી તિથિ આવી ને કાળ રાત્રી, રહી આવી જે સર્વ જાદુનિ ધાત્રી;
વિતી રાત અર્ધી તદા તે કુમાર, છુપી છાની રીતે ગયો મ્હેલ બ્હાર. ૩
બધા બંધ થાતાં પુરદ્વાર રાતે, ફરીને ઉઘાડાં થતાં તે પ્રભાતે;
પરન્તુ ઉઘાડું રહેતુંજ એક, ગયો દ્વાર તે રાયનો પુત્ર નેક. ૪
તજીપૂર જ્યાં દૂર આવ્યું સ્મશાન, ગયો ભૂપનો પુત્ર ત્યાં ધૈર્યવાન;
મહારાત અંધારિ ઓઢી ગયેલી, સુતા જેવી સર્વત્ર સૃષ્ટિ થયેલી. ૫
કરે શબ્દ ત્યાં ઘુડ કાંતો શિયાળ, દિસે છે દિશા માત્ર ભારે કરાળ;
કરે વાયુ સુસ્વાટ તે ઘોર ભાસે, ભયે ચિત્ત જાણે હશે ભૂત પાસે ૬
વળી ફાવડી કોઈ ઠામે ફરે છે, મુખે લાળનો આગ જેવી ઝરે છે;
વળી અગિયા તત્ર આવી ચઢે છે, લહું અગ્નિકેરા કણો શું ઉડે છે ૭
ચિતા ભસ્મને વાયુ વેગે ઉછાળે, પડે નેત્રમાં ભ્રાંતિ તે જોઇ કાળે;
તદા રાતી અંધારિ ને મીંચી આંખે, તમઃપુંજને મેલની વૃત્તિ ઝાંખે. ૮
ચિતાનો વ ા શેષ અંગાર ત્યાં છે, બહુ વાયુથી તે પ્રકાશી રહ્યા છે;
પળે રાખ તે પ્હેલ વાયુ ઉડાવે, પછી કોણ અંગાર દીપ્તિ છુપાવે. ૯
નદી નાની નીલાંગારા નામ વાળી, રહી વાયુથી નીર પોતે ઉછાળી;
ન મેળાં તહીં નેત્રથી તો ભળાય, પરન્તુ થતો શબ્દ કર્ણે સુણાય. ૧૦
ડરી દેડકાં વાયુ કેરે ઝપાટે તજી દેઇ ડ્રૂં ડ્રૂં પડ્યા છે ઉચાટે;
બધું બીતિ દાઇ જણાતું મશાણ, બીજો કોઇ તો દેખિ છાંડેજ પ્રાણ. ૧૧
પરન્તુ મહાશુર છે શિવસેન, ડરાથી કદાપી ડરે તે ડરેન;
હશે પ્રેતભૂમિ વિષે ધીર ધારી, ખરી રાખી હૈયા વિષે હોંશિયારી. ૧૨
યતી ભસ્મનાથે બતાવ્યો હતો જે, મુખે મંત્ર ઉચ્ચારિયો આદરે તે;

પછી [1]માપ નાખ્યા તહીં શીરમંતે, ચમત્કાર બાસ્યો તહ પૂર્ણ તેને. ૧૩
ઉઠ્યો શબ્દ શ્મશાનમાં એક મોટો, વળી બાસિયો વીજળીનો સીસોટો;
પછી સિન્દુરે રક્ત વેશે કરાળ, ઉભો પાસ ત્યાં આવીને ક્ષેત્રપાળ. ૧૪
વદ્યો રાયના પુત્ર સામું નિહાળી મહાકાલ રક્ષો તને વિઘ્નટાળી;
મહાકાલ કન્તા મહાદેવિ કાલિ, હરો ભીતિ તારી તને નિત્ય પાળી.૧૫
મહા યોગી મત્સ્યેન્દ્રનાથે કહેલો, તું છે શિષ્ય હું સર્વ જાણું છું પ્હેલો;
અમે આવીયો તું ચમત્કાર જોવા, કરી ખાતરી સર્વ સન્દેહ ખોવા. ૧૬
ભલા રાયના પુત્ર! હું ક્ષેત્રપાળ, બનાવીશ જાદુ તણી સર્વ જાળ;
મહાયોગિ મત્સ્યેન્દ્ર આદેશ આપે, નહીં વિશ્વમાં તેહને કો ઉથાપે. ૧૭
કહી એટલું ઉત્તરે ક્ષેત્ર-પાળે, કરી દૃષ્ટિ પોતે પછી તેહ કાળે;
કરેથી વગાડી વળી સાન તાળી, વદ્યો એો ચમત્કારિ કાળી કરાળી. ૧૮
તદા યક્ષ ગન્ધર્વનો સાથ આવ્યો, બહુ રાયના પુત્રને ચિત્ત ભાવ્યો.
વળી કિંનરો સર્વ તે ઠામ આવ્યા, બહુ ભૂત આકાર અદ્ભુત લાવ્યા. ૧૯
તહીં ડાકિની શાકિની ને ચુડેલો, તથા મેલડીનો બન્યો ખુબ મેળો;
તથા ઝોંપડીને વળી ઝાંપડાઓ, વળી આવીયા છે ઘણા વ્યંતરાઓ. ૨૦
વળી આવિ શીકોતરી ત્યાં ઉભી છે, ખરી દેખવા યોગ્ય જામી ખુબી છે;
કુદે કોઇ નાચે વળી કોઇ ગાય, ખુશી રાયનો પુત્ર તે જોઇ થાય. ૨૧
બીજા બીકણોને ચુરી બાય ભીતિ, તહીં વીરને તો ખુશીની પ્રતીતિ;
લઘુ અગ્નિ પાણી વડે ઓલવાય, રમે વીજળી નિત્ય વાદળ માંય. ૨૨
બીજા માનવી જ્યાં છળી જાય છેક, ન ક્ષત્રિય તો ત્યાં ચળે ચુકી ટેક
વળી યોગી મત્સ્યેન્દ્રની સ્હાય પામ્યો, મુજો સર્પને ગ્રીષ્મની મધ્ય જામ્યો. ૨૩
વિશેષે ચમત્કાર પામ્યો પ્રહર્ષે, ટળ્યો સર્વ શંકા તણો આજ સ્પર્શે,
સ્મર્યા સ્નેહથી સ્વામી મત્સ્યેન્દ્રનાથ, બહુ માની આભારને જોડીહાથ. ૨૪
પછી બોલીયો પ્રેમથી ક્ષેત્રપાળ, જવા આપ આજ્ઞા હવે ભૂપ-બાળ;
યતીરાજ મત્સ્યેન્દ્રનો દાસ હું છું, વળી તેજ યોગીન્દ્રનો શિષ્ય તું છું ૨૫
મહાદેવની મૂર્તિ મત્સ્યેન્દ્રનાથ, અમો દાસના દાસ છીએ અનાથ,

---

1 માપ=બકરું

અધિવિશ્વ વિભૂતિ છે નાથ—દાસ, કરીને શુદ્ધ હું ગયો છું સનાથ. ૨૬
પછી આપી આશા મદા રાજ—રંગને, થયું સર્વ અદૃશ્ય દેખ્યું હતું તે,
ફરીને વળી બોલિયો ક્ષેત્રપાળ. બહુ રાત્રિ અંધારી છે આજ બાળ. ૨૭
કશું વિઘ્ન બાધે તને માર્ગમાંય, તદા નાથ ભસ્મેન્દ્રનો કોપ થાય;
હું તો મોકલું તારાંશ મહેલ માંહી, તુંતો મીંચ ચક્ષુ ગૃહે જાતું ચાહી. ૨

# ભક્તિભાનુ.

## પ્રથમરશ્મિ.

## પ્રસ્તાવના.

અથ મંગલમ્.

### વસંતતિલક વૃત્ત.

શ્રી મંગલેશ ચરણામ્બુજ ભક્તિ ભાવે,
નિત્યે સ્મરૂં ત્રિવિધિ તાપ કદી ન તાવે;
અન્તે શમું પરમ મંગલ તત્વ રૂપે,
સૂચું નહીં ભવ રૂપી ભયદાઇ કૂપે.

આ રશ્મિમાં અર્થાત્ આ પ્રકરણમાં 'ભક્તિ' નો અર્થ કે વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કરવામાં નહિ આવે. સાંપ્રતકાલમાં ભક્તિના સંબંધમાં કેટલાક ધ્યાન ખેંચે એવા વિષયો વર્તે છે; સાંપ્રતકાળમાં ભક્તિનું મૂળરૂપ ભાગ્યેજ કોઈ સમજે છે; સાંપ્રતકાળમાં ભક્તિ અને તત્વજ્ઞાન એ પ્રતિપક્ષીઓ ગણાય છે; આ શિવાય બીજા અનેક અનર્થોની પરંપરા મારા અવલોકનમાં આવી છે. તે સર્વનું વિવેચન કરીને આ રશ્મિમાં તો મારા આ ગ્રન્થના ઉદ્દેશનુંજ પ્રખ્યાપન કરવાની મારી ઇચ્છા છે. મારી આ ઇચ્છા કેટલે અંશે સફળ થશે એ હું અત્રે કહેવા સમર્થ નથી; મારી ભક્તિના પરમ વિષય શ્રીમન્મંગલેશ્વરનાથ આશ્રય ઉપર આધાર રાખીને આ ગ્રન્થ રચના રૂપ કાર્યમાં પ્રવૃત્ત થાઉં છું.

'धीमहि, यजामहे' ઈત્યાદિ પદો આપણને વેદમાં વારંવાર દૃષ્ટિગોચર થાય છે. ઉપનિષદ્‌ના સમૂહમાં શ્રદ્ધાવાચક પદો અને વાક્યો તથા કોઇ કોઇ સ્થળે 'શ્રદ્ધા' એ પદ દૃષ્ટિએ પડે છે. માટે પ્રત્યેક પારમાર્થિક યત્નમાં શ્રદ્ધાની જરૂર વેદના સમયથી અર્થાત્ અનાદિથી જાણવામાં આવી છે. શ્રદ્ધા એ વેદના લક્ષ્ય જ્ઞાનની સાધન પરંપરામાના એક મુખ્ય સાધન તરીકે ગણેલી છે; અને તે યોગ્યજ છે. વેદાન્ત દર્શનમાં શ્રદ્ધાને આત્મજ્ઞાનના લાભને અર્થે શ્રવણાદિ વ્યાપારમાં પ્રવેશતાં પહેલાં પ્રાપ્ત કરવા યોગ્ય ષટ્સમ્પત્તિમાંની એક સંપત્તિ ગણેલી છે. પાતંજલ દર્શનમાં પણ ઇશ્વરના વિષે શ્રદ્ધાની આવશ્યકતા ગણેલી છે. માત્ર જે દર્શનો નિરીશ્વરવાદી છે અથવા જે દર્શનો ઈશ્વરના અસ્તિત્વ વિષે શંકાશીલ રહે છે તેજ દર્શનોમાં શ્રદ્ધાના સંબંધમાં કાંઇ પણ દર્શાવવામાં આવ્યું નથી; જો કાંઇ પણ શ્રદ્ધાના સંબંધમાં એ દર્શનોમાં દર્શાવવામાં આવ્યું હોત તો શ્રદ્ધાનું ઉન્મૂલન માત્ર છે. આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે ષટ્ દર્શનના વ્યૂહ બંધાયા ત્યાં લગી તો વિશ્વાસ સૂચક 'શ્રદ્ધા' શબ્દનો ઉપયોગ કરવામાં આવતો હતો.

હવે હાલના સમયમાં જે ભક્તિમાર્ગ કહેવાય છે તેનું બીજ કયે સમયે રોપાયું એ પ્રશ્નના સંબંધમા વિચાર કરતાં જણાય છે કે પુરાણોના ઉત્પત્તિ કાળ પહેલાં 'ભક્તિ' સિદ્ધાન્તનું બીજરોપાયું હોવું જોઈએ કેમકે ભક્તિ સિદ્ધાન્તનાં પ્રથમ શાસ્ત્રો પુરાણ છે. શાસ્ત્રોના સંબંધમાં હમેશાં એમજ હોય છે કે પ્રથમ 'વિષય' અને પછી તે 'વિષય' સંબંધી શાસ્ત્ર ઉત્પન્ન થાય છે. જેમકે ભાષાના સંબંધમાં જોશો તો પ્રથમ ભાષા થઇ અને પછીથી તેનું વ્યવસ્થાપક શાસ્ત્ર વ્યાકરણ થયેલું છે એમ અનેક વિદ્વાનોના અનુભવ ઉપરથી સિદ્ધ થયું છે આજ પ્રમાણે ભક્તિના સંબંધમાં પણ માની શકાય છેઃ—પ્રથમ ભક્તિ-સિદ્ધાન્તનું બીજક રોપાયલું અને પછી તેની વૃદ્ધિ કરનારાં પુરાણ શાસ્ત્રો થયેલાં છે. પણ કેટલાક[1]

---

૧. ડોક્ટર લોરિન્સર, પ્રોફેસર લેસન અને પ્રોફેસર ઉવેબરનો મત એવો છે કે આર્યભૂમિમાં જે ભક્તિસિદ્ધાન્ત ગાજે છે તે ખ્રીસ્ત ધર્મનું એક પ્રકારનું પ્રતિબિંબ છે. આ મતની અવસ્તુતા ઉપરના લખાણ પરથી જણાઈ આવશે.

પાશ્ચાત્ય વિદ્વાનો તો આખો ભક્તિસિદ્ધાન્ત પશ્ચિમની પ્રજાને માટે પચાવી પડવા તત્પર થઇ ગયા છે. તેઓ દર્શાવવા માગે છે કે ભક્તિસિદ્ધાન્ત એ ખ્રિસ્તિ ધર્મના ભક્તિસિદ્ધાન્ત ( Doctrine of faith) માંથી પ્રાદુર્ભાવને પામેલો છે. પણ આમ માનવાને સબળ કારણો નથી. પુરાણની ઉત્પતિ શક પ્રવર્તક વિક્રમાદિત્યની પહેલાં છે. કેમકે જો તેના પછીથી પુરાણોની ઉત્પત્તિ થઇ હોય તો વિક્રમ અને શાલિવાહન જેવા મહારાજાઓના સંબંધમાં કોઇ પણ જગોએ યથાસ્થિત ઇતિહાસ પુરાણોમાંથી જડવો જોઇએ. જીસસ ક્રાઇસ્ટ તો વિક્રમાદિત્ય પછીથીજ થયો છે એ તો વિક્રમ સંવત્ અને ઇસ્વિસન સરખાવતાં સહજ માલમ પડી આવે છે. જો આમ છે તો આર્યદેશીય ભક્તિસિદ્ધાન્ત ખ્રીસ્તિમતના સિદ્ધાન્તનુ સંતાન છે એમ શી રીતે માની શકાય? માટે હુ જે નિર્ણય સ્વીકારૂં છું તે એ છે કે-વેદના શ્રદ્ધાસિદ્ધાન્ત પછી પણ વિક્રમાદિત્યના પહેલાં તથા તેથી ક્રાઇસ્ટના પણ પહેલાં આપણા આર્ય મંડલમાં પ્રસરેલો ભક્તિસિદ્ધાન્ત પ્રાદુર્ભાવને પામ્યો છે. જીસસ ક્રાઇસ્ટે જે વિશ્વાસી મત ચલાવ્યો તે વખતે ભારત વર્ષના ભક્તિસિદ્ધાન્તની છાયા હોય એમ માનવાનું કારણ ઉપર દર્શાવેલાં કારણમાંથી જડી આવે છે; પણ આર્યોનો ભક્તિસિદ્ધાન્ત કોઈ પણ રીતે ખ્રીસ્તિ ધર્મનું પ્રતિબિંબ નથી; ડોક્ટર મ્યુઇર તથા પંડિત કાશીનાથ ત્ર્યંબક ટેલંગનો પણ એવોજ મત છે.[૧]

કેટલાક વિદ્વાનો વેદસમયની શ્રદ્ધામાં અને પૌરાણિક ભક્તિમાં ભેદ સમજે છે. પણ એ શ્રદ્ધા અને ભક્તિનો ભેદ વાસ્તવ છે, એમ હું માની શકતો નથી. શ્રદ્ધાની પરાકાષ્ઠાને એક રીતે ભક્તિ નામ આપવામાં આવતું હોય તો એમાં કોઇ પણ પ્રકારનો વાંધો લેવાનું પ્રયોજન નથી. ભક્તિનો એક અર્થ આ ઠામે ધ્યાનમાં રાખીને તેને શ્રદ્ધાની પરાકાષ્ઠાનું નામ આપી શકાય એમ કહેવાનો મારો આશય છે. ભક્તિનું મૂળ શ્રદ્ધા છે એ વાર્તા તો ભક્તિ માર્ગના મુખ્ય ગ્રન્થોમાં પણ માન્ય રાખી છે. વળી

---

૧. ડાક્ટર મ્યુઇર કૃત Religions and moral sentiments, from Sanscrit writers. તથા મી. ટેલંગકૃત ભગવદ્ગીતા ભાષાન્તરની પ્રસ્તાવના જુઓ.

શ્રદ્ધાનો એક અર્થ અચલપણું છે અને જો એ અર્થથી ઉપલક્ષિત કરેલા ગુણ ભક્તિમાં ન હોય તો પછી તે ભક્તિનું ભક્તિમાંજ લેખું નહીં.

હવે ભક્તિનો એક બીજો અર્થ છે, તે ગીતામાંના કેટલાંક વાક્યો લેઇને ભક્તિસિદ્ધાન્તાનુસારી ગ્રન્થકારો દૃઢાવવાનો યત્ન કરતા નજરે પડે છે. તેઓ કહે છે કે ભક્તિએ એક જ્ઞાનનું સાધન છે એવું વેદાન્તીઓનું કહેવું યોગ્ય નથી તેઓ તો ઉપર દર્શાવ્યા પ્રમાણે એમ સિદ્ધ કરવા માગે છે કે જ્ઞાન એ એક ભક્તિનું સાધન છે. તેઓનું આ કહેવું એક રીતે સમજતાં ખરું છે અને બીજી રીતે વિચાર કરતાં વિમતિ-જન્ય છે. સંક્ષેપમાં અત્રે તો દિગ્ દર્શનજ કરાવી જાઉં છું. પૂર્વોક્ત વિમતિ, જ્ઞાનનો અમુક અર્થ સમજ્યા વિના સિદ્ધાન્ત પ્રતિપાદન કરવાનો યત્ન આરંભવાથી થએલી છે, એ વાતો ભક્તિ મીમાંસા અને ઉત્તર મીમાંસાનો પૂર્વાપર વિચાર કરતાં સ્ફુટ રીતે સમજી શકાય છે.

ઉત્તર મીમાંસકો કિયા અર્થમાં જ્ઞાન શબ્દ વાપરે છે અને ભક્તિ મીમાંસકો જ્ઞાન શબ્દનો કિયા અર્થમાં ઉપયોગ કરે છે; તથા એ ઉભય અર્થની અયથાર્થ સમજથી ભક્તિ માર્ગમાં વહન કરનારાઓ જ્ઞાન માર્ગીઓનો કેવો નિષ્કારણ દ્વેષ કરે છે, તથા જ્ઞાન માર્ગીઓ ભક્તિ માર્ગીઓનો કેવો નિષ્કારણ તિરસ્કાર કરે છે એ આદિ બીજી કેટલીક બાબતો વિષે આ ગ્રન્થમાં આગળ વિવેચન કરવામાં આવશે.

આ ગ્રન્થ લખવાનો મારો મુખ્ય ઉદ્દેશ તો એ છે કે જ્ઞાનમાર્ગીઓનો અને ભક્તિમાર્ગીઓનો કલહ જે કેટલાક જૂના સમયથી ચાલતો આવે છે, તે નિષ્પ્રયોજન છે તથા આર્ય સમુદાયને લજ્જાકર છે એ સમજ આર્યપ્રજામાં આવે; અને તે દ્વારા અનેક હાનિઓ જે ભારતવર્ષ નિવાસિઓને પરમાર્થમાં તેમજ કોઇ કોઇવાર વ્યવહારમાં પણ અતિ પિડાને આપનારી થઇ પડી છે, તેનો સંપૂર્ણ નહીં તો ઘણે અંશે નાશ થાય; ધર્મના મતભેદથી ઉપજેલો કુસંપ સઘળો લય પામે અને વાસ્તવ આર્ય-ધર્મનો સિદ્ધાન્ત પ્રકાશને પામે એવા અંતરાશયથી આ ગ્રંથના વિષયમાં મેં પ્રવૃત્તિ કરી છે. આ મારો આશય સિદ્ધ કરવાને હું આ ગ્રન્થમાં એમજ પ્રતિપાદન કરવા ધારૂં છું કે ભક્તિવિના જ્ઞાન અધુરૂં છે. અને જ્ઞાનવિના ભક્તિ પાંગળી છે. એટલુંજ નહિં પણ એના અસ્તિત્વનો પણ અભાવ છે.

વળી ભક્તિમાર્ગનાં જે મુખ્ય સૂત્ર છે ( ૧ શાંડિલ્ય સૂત્ર. ૨ નારદ

સૂત્ર ) તેમાંના અભિપ્રાય જે જે સ્થળે જરૂર જણાશે તે તે સ્થળે સરખાવતો જઇશું અને જેમ શાસ્ત્રને તેમજ યુક્તિને વિરોધ ન આવે તેવી રીતે ભક્તિમાર્ગમાં તેમજ જ્ઞાનમાર્ગમાં પ્રવાસ કરનારનું કર્તવ્ય દર્શાવતો જઇશ.

છેવટે જુદી જુદી ભક્તિઓના ભેદ તથા સ્વરૂપ દર્શાવતો જઇશ અને તેમાંથી કયી ભક્તિના કયાં મનુષ્ય અધિકારી છે તે પણ દર્શાવીશ અધિકારીવિના અમુક પ્રકારની ભક્તિમાં પ્રવેશ કરનારને કેટલી હાનિ સહન કરવી પડે છે. તે પ્રમાણ અને યુક્તિપુરઃ સર આ ગ્રન્થમાં દર્શાવીશ. કેમકે હાલના સમયમાં વિના અધિકારે ભક્તિના વિવિધ પ્રકારોમાં પ્રવેશ કરનાર પ્રાણિઓની એટલી તો સંખ્યા વધી પડી છે કે જેનું લેખુપણ થઇ શકવું મુશ્કેલ છે. આચાર્યોનાં પણ અંતઃકરણમાં કલિયુગનો વાસો થવાથી અધિકારનિ પરીક્ષા કર્યા વિના તેઓએ સઉને એકે અસ્તરે મુંડવા માંડયા છે. એકજ ઔષધે પ્રકૃતિ પરીક્ષા કર્યાવિના વ્યાધિ મટાડવાની હિમ્મત ધારનાર વૈદના જેવી ઉક્ત આચાર્યોની નીતિ છે; ઉલટું ઘણી વારતો 'ધ્રાંસ કાઢતાં પેસેસાલ' જેવો ઘાટ થએલો જોવામાં આવે છે. અધિકાર પરત્વનો વિચાર કરિનેજ વ્યવહાર કિંવા પરમાર્થમાં પ્રવેશ કરાવવામાં આવે તોજ ઇષ્ટાર્થની સિદ્ધિ થાય છે; અન્યથા બોધક તેમજ શિષ્ય—એ બન્નેની હાંસિ થયાવિના રહેતી નથી એટલુંજ નહીં પણ વાસ્તવ હાનિ પણ થાય છે.

પુર્વોક્ત સર્વ અનર્થનો નાશ થાય એવા હેતુથી આ માર્તંભાનુ નો ભક્તિસિદ્ધાન્ત વિમ્બેક ઉદય થવો અવશ્યનો છે.

॥ इति प्रथम रश्मिः ॥

## ॥ महात्मानी दृष्टि ॥

આ સંસારની વિવિધ વસ્તુઓનું અવલોકન કરતાં દૃષ્ટાના અંતઃકરણ રૂપિ દર્પણ ઉપર વિવિધ પ્રકારના ભાવનાં પ્રતિબિંબ પડે છે. કેટલીક વસ્તુઓ તો એવીજ છે કે તેને જોતાં વેંતજ અંતઃકરણમાં પ્રતિકૂલ ભાવના ઉદય પામીને ક્રોધ તથા તેનાં કાર્યોને એક ક્ષણમાં ઉત્પન્ન ક-

રી દે છે; કેટલીક વસ્તુઓ તો વળી એવી છે કે તેને વિલોકતાં અનુકૂલ ભાવનાનો સત્વર ઉદય થાય છે અને તેઓ અંતઃકરણને અનુરાગમય કરી નાંખે છે અને આસક્તિની મહા નદીમાં અંતઃકરણ રૂપિ વ્હાણને અપરિમિત વેગથી ઘસડાઇ જવા દેછે; હવે કેટલાક એવા પદાર્થ પણ છે કે જેની સાથે દૃષ્ટિનો સંબંધ થાય છે એટલે હૃદય અનુકૂળ પ્રતિકૂળ ભાવના રહીત થઇને એક તટસ્થ સાક્ષીની ઉદાસીનતામાં લીન થાય છે. પરન્તુ હૃદયનાં આવાં અવસ્થાન્તર નિરંતર ટકતાં નથી અને આકાશમાં મેઘમંડલમાં થતા વર્ણવિકારનુ અનુકરણ કરે છે તેમજ એ અવસ્થાન્તર વિદ્યુત્‌ના ચમકારાના જેવાં અસ્થિર તેમજ હૃદયને ચમકાવનારાં છે અર્થાત્ હૃદયના સમભાવને વિષમતા રૂપ પરિણામને પમાડનાર છે. પૂર્વોક્ત મુખ્ય ત્રણ પ્રકારનાં હૃદયના અવસ્થાન્તરમાં જે ઉદાસીન સ્થિતિ કહી તેજ હૃદયને સમભાવમાં રાખવાને સમર્થ થઇ શકે છે, પરન્તુ એ સાધારણ ઉદાસીનતામાં પણ અસ્થિરતા હોય તો છેજ. અમુક નિમિત્તથી ઉત્પન્ન થયેલું ઔદાસીન્ય તન્નિમત્તના તિરોભાવથી અથવા અન્ય નિમિત્તના આવિર્ભાવથી સંક્ષુબ્ધ થયા વિના રહેતુ નથી; અને ઉક્ત ક્ષોભની સાથે, અરે ઘણું કરી ને તો તે ક્ષોભની પૂર્વેજ હૃદય વૃતિમાં રાગાત્મક કિંવા દ્વેષાત્મક અવસ્થાન્તરનું બીજ અંકુરિત થયેલું હોય છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે વારંવાર હૃદયની વૃત્તિનો પ્રકૃત ભંગ થવાથી હૃદય કલેશનો અનુભવ કર્યા વિના રહેતું નથી અને વાસ્તવ તત્વ સાક્ષાત્કાર થયા વિના પ્રત્યેક પ્રાણીને આ સમગ્ર નામ રૂપાત્મક દૃશ્ય જગત્ કલેશનું આપનારૂં જણાય છે.

આ જગત્ અત્ર સુખી માણસોને પણ સુખનું વારંવાર અદર્શન કરાવે છે. ધન ધાન્ય, પુત્ર પરિવારાદિક જે સુખના વિષય મનાયલા છે તેમાંથી પણ અજ્ઞાન માનવને અનેક પ્રકારનો ચિન્તામય કલેશ રૂપશ્વાન, જાણે પોતાની બોડમાંથી નીકળતો હોય તેમ, નીકળીને ઘુરકિયું કરીને ભસે છે; આ સમયે તે માનવનું અજ્ઞાન પણ રક્ષણ ન કરતાં ઉલટું શૃંખલા રૂપ થઇને તેને કલેશના પંજામાંથી પલાયન પણ કરવા નથી દેતું. આપણે આ સમય અપરિમિત દુઃખ અનુભવતાં હજારો રાજાઓ, અધિકારીઓ, ધનાઢ્યોને નજરે જોઇએ છીએ અને વળી દેવોને તેમજ દેવેન્દ્રને પણ સુખદ સ્વર્ગીય પદાર્થોમાં પણ અનેક વાર કલેશે પોતાનું વ્યધાકર રૂપ દેખાડયું છે એવું આપણે પુરાણ ઇતિહાસમાં અનેકવાર વાંચ્યું

છે. સંક્ષેપમાં સદ્ બોધ લેવો કે સંપદ્ પણ આ સંસારમાં સુખનું સર્વસ્વ છે એમ કદી પણ કહી શકાય નહીં.

ઉપર જે કાંઈ કહ્યું તેનું તાત્પર્ય એવું નથી કે ધનાદિ અનુકૂળ પદાર્થો દુ:ખજ આપે છે અને સુખનો લેશ પણ આપતાં નથી; તેમજ અમારૂં એમ પણ કહેવું નથી કે પ્રતિકૂલ પદાર્થો કેવળ અસુખદાતા છે. સુખ દુ:ખનો આધાર પ્રાપ્ત થયેલા પદાર્થોની એકલી અનુકૂળતા પ્રતિકૂલતા ઉપર નથી; કેમકે પદાર્થ પ્રાપ્ત થયાં છતાં જો હૃદયની વિષમ અવસ્થા રૂપ વિકલદશા ન થાય તો પછી કોઇ પણ પ્રકારની હાનિ થવી સંભવતી નથી. અમારા કહેવાનો સાર એ છે કે અનુકૂળ પદાર્થ પોતાની સાથે જે સુખ લાવે છે તે દુ:ખના સ્પર્શ રહિત કદી પણ હોતું નથી; કેમકે દૃષ્ય પદાર્થ જન્ય સુખમાં વાસ્તવ સુખરૂપતા નથી. નિર્મળ સુખનો એક આત્માવલંબન વિના બીજી કોઇ પણ રીતે પ્રાપ્ત થવું સંભવતું નથી. પરાધીન સુખ કિંવા આનંદ તેને વાસ્તવ સુખ કિંવા આનંદની સંજ્ઞા આપવી છાજતીજ નથી. માત્ર એટલુંજ કહી શકાય કે આ સંસારમાં મનુષ્યાદિ પ્રાણીને સુખ મિશ્રિત દુ:ખ અને દુ:ખ મિશ્રિત સુખનું ભાન આ સંસારના દૃષ્ય પદાર્થો પોતાની પ્રાપ્તિ અને વિનાશદ્વારા કરાવે છે. પરન્તુ વાસ્તવ વિચાર કરતાં અને દરેક વિવેકીના અનુભવને ધ્યાનમાં લેતાં એ મિશ્રિત સુખ દુ:ખનું ભાન એજ ક્લેશ છે. હૃદયમાં વિષમતા ઉત્પન્ન થાય તેજ ક્લેશ એ અત્રે ફરીને જણાવીએ છીએ.

આ સંસારના પદાર્થો જે ઇતર માણસને ક્લેશની ઉત્પત્તિ કરાવે છે, તેજ મહાત્માઓની દૃષ્ટિએ જણાતાંજ નથી; તેઓ તો સર્વત્ર નિરાલંબ સુખનો પ્રવાહજ સમભાવે વર્તતો જુએ છે. આ સંસાર મહાત્માની દૃષ્ટિએ પડતોજ નથી એ વાત અલંકારિક ભાષા છે એમ નથી. વસ્તુતઃ છે પણ તેમજ. અહીં મહાત્માઓનો અનુભવ પ્રમાણ છે. આતો મહાત્માઓની અતિ ઉચ્ચ સ્થિતિનું વર્ણન છે પણ મહાત્માઓની ઉત્થાન અવસ્થા પણ તેટલીજ ઉત્તમ છે. આ બીજી અવસ્થા પણ સંસારનાં ભાન છતાં તજ્જન્ય દુ:ખના અભાવનો અનુભવ કરાવી કોઇ અનિર્વચનીય આનંદ ઘનની વૃષ્ટિ કરે છે. આ અવસ્થામાં સંસારના સર્વ પદાર્થની સમીપતા છતાં પણ મનની સમ-અવસ્થામાં કોઇ પણ પ્રકારે ક્ષોભ નથી થતો. આ અવસ્થામાં સુખદ સાક્ષિત્વ રૂપ ઔદાસીન્ય, અચળ ભાવને પામીને સ્થિત

થાય છે. આજ સ્થિતિ જ્ઞાની મહાત્માઓની જીવન્મુક્ત સ્થિતિ છે. સાધારણ ભાષામાં આ દશામાં સ્થિત થયેલા પુરૂષો 'મરજીવા' કહેવાય છે. કોઇ પણ બાહ્ય પદાર્થની સત્તાને આધીન નહીં થયેલું એવા અંતઃકરણનો નિરાલંબ આનંદ વાણીવડે દર્શાવી શકાય તેવો નથીજ. અનુભવ કરતાંજ તેનાં વાસ્તવ લક્ષણ સમજાય છે; તોપણ અન્યને સમજાવી શકાતાં નથી.

મનની સાધારણ સ્થિતિમાં પણ આપણે જે સાત્વિકતાનું સુખ અજાણતાં કોઇ એક રૂડીપળમાં અનુભવી અપાર સુખ પામીએ છીએ તે જો ઘણીવાર સ્થિર રહેતો પછી મનુષ્યનું જીવન અમૃતમય થઇ જાય એમાં સંશય શો? ક્લેશ નિવૃત્તિકર યોગમાં પ્રવેશતાં સાધકો પણ આ સુખલહરીનો કાંઈ નહીં તો સહજ પણ સ્વાદ જાણે છે.

વ્યવહારમાં મથતાં અને અવાસ્તવ સુખને શોધવાનાં ફાંફા મારતાં માનવી પૂર્વોક્ત વાસ્તવ સુખનાં વિરહી હોવાથી અસંતુષ્ટ હોય છે તેથી આત્મ સંતુષ્ટિનું સ્વતંત્ર સુખ તેમને એક ગપ જેવું ભાસે એમાં નવાઈ શી?

મહાત્માની દૃષ્ટિએ સંસાર સુખમયજ જણાય છે. એવી દૃષ્ટિ થવામાં પણ મહાત્માની કૃપાદૃષ્ટિ જોઇએ છીએ. મહાત્માની કૃપા દૃષ્ટિ વિના જે દૃષ્ટિ પડતાં વિષમય સંસાર આત્મતત્વથી પરિપૂર્ણ સુધા સાગર થઇ જાય છે તથા આ સંસાર રૂપ ત્રિવિધતાપજનક બળતો અંગાર પરમાર્થ પ્રદ ચિન્તા મણિ થઇ જાય છે, એવી દૃષ્ટિ નથીજ પડી.

મહાત્માની દૃષ્ટિએ ભાસતા અનેક ચમત્કારોનું વર્ણન ન કરતાં આટલુંજ જણાવી વિરમીએ છીએ; કેમકે અનુભવ હીનનું અંતઃકરણ અશ્રદ્ધા વિદ્ધ થઇ સન્માર્ગ વિમુખ થવાનો ભય રહે છે.

---

## ॥ अखुट भंडार. ॥

આ સંસાર ચક્રમાં ભ્રમણ કરનાર માનવીને પોતાના વ્યવહારને ચલાવવામાં અનેક પદાર્થોની જરૂર પડે છે. ખાવા પીવાની, ઓઢવા પહેરવાની અને તે શિવાય બીજાં અનેક કાર્યોની ચિન્તા વ્યવહારમાં વહન કરનારને અહર્નિશ વ્યાકુળતામાં કરે છે. હૃદય કમળ ચિન્તાની રાત્રિ આવતાં પહે-

સાંજ બીડાઈ જવાનું કામ શરૂ કરે છે. ચિન્તાની રાત્રિ પડતાં વાંતજ હૃદય કમળ મીંચાઈ જાય છે. અને તેમાં મનોરથરૂપી ભ્રમર કેદ પડે છે. હૃદય કમળ પણ પોતાના અંતર ભાગમાં કોઇ પદાર્થ (મનોરથરૂપ ભ્રમર) ની સ્થિતિને લીધે કેવળ સ્વસ્થતાને ભોગવી શકતું નથી, પોતાની વૃત્તિરૂપ પાંખડીઓ પણ મનોરથ ભ્રમર રૂપિ વ્યવધાનને લીધે પોતાની પુર્વ સ્થિતિથી ભ્રષ્ટ થયેલી હોવાથી વિકલ અવસ્થાને પ્રાપ્ત થઇ નહીં લયકે નહીં ઉદય એવી અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ જેવી વ્યાકુલ થઇ રહે છે.

આ વ્યાકુલતાનો પરાભવ કરવાને માટે કોણ યતનવાન નહી થાય? આ વ્યાકુલતાનો પ્રતિકારક ઉપાય શોધી કાઢવાને માટે અથવા પ્રશ્ન કરવાને માટે કયો વિચાર વાન પુરૂષ અથવા સ્ત્રી પોતાનું સર્વસ્વ બળિદાન રૂપે હોમવા પ્રમાદ તજી તત્પર નહીં થાય? વ્યાકુલતાને વશ કરવાનો મંત્ર બતાવનાર કોઇ મહાજનને સેવવા કયો પુરૂષ સોત્સાહ પ્રવૃત્ત નહીં થાય? હરકોઇ સ્વહિત સાધવામાં તત્પર રહેજ એમાં નવાઈ શી? કેમકે પૂર્વોક્ત વ્યાકુલતાથી થતું દુઃખ ગાળેલા લોહના રસની અગ્નિમય નદીમાં તરતાં જે દુઃખ થાય તે કરતાં પણ અધિક દુઃખ દે છે; બાણશય્યા ઉપર સૂવાથી થતું દુઃખ તો આ વ્યાકુલતા આગળ કાંઈ ગણત્રીમાંજ નથી; અસિધારા ઉપર નૃત્ય કરવું એનો વ્યાકુલતા સાથે સરખાવતાં એક બાળકની રમત જેવું છે; આ સંસારમાં વારંવાર જન્મજરા અને મરણાદિ પણ જો આ વ્યાકુલતા નહોય તો કટ્ટા શત્રુને બદલે હિતકર સંબંધીના જેવાં જ લાગે. પણ દુર્દૈવતો એજ છે કે એ વ્યાકુલતા પતિવ્રતા નારીની માફક જ્યાં જ્યાં પ્રાણી જાય છે ત્યાં ત્યાં તેની પાછળ જાય છે અને ક્ષણ પણ વેગળી જતી નથી; પ્રાણીના મરણ પછી પણ તેની સાથે સતી થઇને જ્યાં તે પ્રાણી જન્મ ધરે છે ત્યાં પણ તેની સાથેજ રહે છે. આમ જે કાર્ય માતા પિતા, પુત્રાદિક પણ નથી કરતાં તે કાર્ય આ વ્યાકુલતા કરે છે. પણ વાસ્તવે જોતાં કામતો શત્રુનું સારે છે.

આ વ્યાકુલતા રૂપ મહાતૃષ્ણાની શાન્તિ થવાને શાની જરૂર છે? શું ધનની જરૂર છે? શું, તનના બળની જરૂર છે? શું, માનસિકવિવિધ વિદ્યાના પઠનજન્ય જ્ઞાનરૂપ-બળની જરૂર છે? શું રૂપની જરૂર છે? શું અખંડ યૌવનની જરૂર છે? પ્રશ્ન ઉપર પ્રશ્ન પૂછો 'શું' જરૂરનું છે તે જાણી શકાશે નહીં. સંક્ષેપમાં આ સંસારમાં જેવસ્તુ છે એ સર્વની જ-

ફરે પૂર્વોક્ત વ્યાકુળતાનો વન્હિ બુઝવવામાં છે. આવો સર્વલોભી ઉત્તર સાંભળીને નૈરાશ્યની ઉત્પત્તિ થયા વિના રહેતી નથી. છે કોઇ એવો દાતા આ જગત્‌માં કે જે પ્રાણિની આ વિશ્વની સમગ્ર વસ્તુને આપીને તેની વ્યાકુલતામાંથી મુક્ત કરે ?

આ છેલા પ્રશ્નનો ઉત્તર કોઇ પણ માણસ, દેવ, કે દાનવ 'હા' એ એક અક્ષરનો છતાં પણ આપી શકે તેમ નથી. અરે ! વળી એમતે હોય-જ ! આ સંસારમાં કોઇ પણ એવો મહાદાની હશે કે જે સમગ્ર વસ્તુને સારૂ તલસતી વૃત્તિને પણ સંતોષના સાગરમાં નિમગ્ન કરે.

આકાશને કાંઇ થાંભલા નથી, સમુદ્ર રોકવાને માટે કાંઇ કોટ નથી; માટે જે મહાદાની પુરૂષોના પુણ્ય પ્રભાવથી આ વિશ્વનો સમગ્રવ્યવહાર યથાનિયમ નિભ્યે જાય છે એવા મહાદાની પુરૂષો પણ આ સંસારમાં હોવાજ જોઇએ: बहुरत्नावसुन्धरा.

આવા મહાદાની પુરષો જેઓ પ્રાણિની સકલ વ્યાકુલતા હરણ કરવાને આ વિશ્વની સમગ્ર વસ્તુઓ આપવાને પણ હમેશાં તત્પર રહે છે તેઓને આ સંસારમાં શી રીત્યે શોધી કાઢવા? શું તેઓને ઘેર મહારાજા અથવા મહારાણીઓની માફક દુંદુભિના નિર્ઘોષ થયા કરે છે? શું તેઓએ ધર્મધ્વજા ચઢાવેલી છે? તેઓ શું એવા કોઇ પણ ચિન્હથી ઓળખી શોધી કાઢી શકાય એમ છે? આ પ્રશ્નનો ઉત્તર સાંભળીને તમે આશ્ચર્ય પામ્યાવિના રહેશો નહીં.

વ્યાકુલ બંધુઓ! જે મહાદાની પુરૂષો વિષે હું ઉપર બોલી ગયો એવા મહાદાની પુરૂષો તો ઉપર કહેલાં કોઈ પણ ચિન્હથી ઓળખી શકાતા નથી. તેઓને ત્યાં નોબતનો અવાજ થયા કરતો નથી, કેમકે જેઓને ઘેર આ સંસારમાં ટકોરખાંનાની સાહેબી છે તે તો વળી બીજા સાધાર ભિખારી કરતાં પણ અધિક દરિદ્રી ભીખારી છે; માટે એ મ્હોટા ભીખારી લોકનું ચિન્હ પેલા મહાદાની પુરૂષો સંઘરતાજ નથી. વળી તેઓ ધર્મધ્વજ પણ બાંધતા નથી; કેમકે અધુરો ઘડો છલકાય એ કહેવત પ્રમાણે ધર્મધ્વજ બાંધનારાઓનાં સાંકડા મનમાં નહીં માઈ શકેલા અભિમાનનો ડાંડો ધર્મધ્વજ રૂપે બહાર નીકળી આવેલો હોય છે. પરન્તુ પેલા મહાદાની પુરૂષો તો અપરિમિત વિભૂતિવાળા તથા અત્યંત ઉદાર અંતઃકરણ વાળા હોવાથી અન્યદાની પુરૂષોની માફક આડંબરનું કોઈ પણ ચિન્હ પોતાની પાસે





ह्रीँ

# મહાકાલ.

( માસિક. )

पुस्तक १ लुं. वैशाख वद १४. अंक ७ मो.

ॐ अघोरेभ्योऽथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥
सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર.

उपाधिवाचकवर्गः

રાજનગર.

ગુજરાત ગેઝેટ પ્રેસમાં સી. છો. મેકવાણે છાપ્યું.

સંવત ૧૯૪૫. પોસ્ટેજ માફ. સને ૧૮૮૯.

વાર્ષિક ઉપહાર રૂ. ૨ અગાઉથીજ.

વર્ષ અંતે રૂ. ૨-૮-૦

દરેક છુટી નકલ

નો રૂ. ૦।.





# अनुक्रमणिका.







# अखुट भंडार.

( સાંધણ ગયા અંકથી.

આવો ઉત્તર સાંભળી અધૈર્યને પ્રાપ્ત થયેલો વ્યાકુલ પ્રાણી ઉત્કંઠા સહિત પૂછશે કે ત્યારે શું તેમના દ્વાર આગળ પોતાના દુઃખની નિવૃત્તિને અર્થે પોકાર કરતા વ્યાકુલ યાચકોની ભીડ હશે, અથવા તો તેઓનું આંગણું દુઃખનું નિવારણ થવાથી કૃતાર્થ થયેલા આભારી યાચકોના સ્તુતિઘોષથી ગાજી રહ્યું હશે?

આ પ્રશ્નનો ઉત્તર પણ મારે 'ના' શબ્દપૂર્વકજ દેવો પડે છે. દયાપાત્ર વ્યાકુલ બંધુ! એ મહા દાનીઓની દાન કરવાની ત્વરા એટલી તો જબરી છે કે એક એક ક્ષણમાં યાચકોની દરિદ્રતા સમૂળી નાશ પામે છે અને યાચક મટીને 'અખુટ ભંડારનો' માલિક થાય છે:—એક ક્ષણમાં તૃણનો મેરૂ અને શશકનો સિંહ થઇ જાય છે. વ્યાકુલ યાચકોની વ્યાકુલતા દૂર કરવામાં ઘણા ત્વરાવાળા એ મહાદાનીઓને દ્વારે કદી પણ યાચકોની ભીડ ભેગી થવા પામતી નથી. જે જે આવ્યો તે પોતાની વ્યાકુલતાથી મુક્ત થઇને ગયેલજ છે. વળી જેઓ કૃતકૃત્ય થાય છે તેઓનું હૃદય આશ્ચર્યથી એટલું તો ભરાઇ જાય છે કે તેઓનાં મન અને વાણી બન્ને મૂક ભાવનેજ પામી જાય છે માટે તેઓ તે મહાદાનીઓની સ્તુતિના મોટા ઘોષપણ કરી શકતા નથી. પણ પેલા ઉપકારક મહાદાની પુરુષોના આભાર સાગરમાં નિમગ્ન થયેલા તેઓ જ્યાં રહે છે ત્યાં પોતાના ઉપકારકનાજ થઇને રહે છે; તેનાથી અનન્ય થઇનેજ રહે છે. પોતાના અંતરાત્મા તેનેજ અર્પણ કરે છે. વ્યાકુલતાથી મુક્ત થયેલો અત્યંત શાન્તિનો અનુભવ કરતા તે આત્મસંતુષ્ટ થાય છે.

ત્યારે શું એ મહાદાની પુરુષોની પાસે મહાધન હોય છે? તેઓને ત્યાં અનેક નોકર ચાકર હોય છે? તેઓ શું વૈભવયુક્ત ભાસે છે?

આ પ્રશ્નના ઉત્તરમાં એટલુંજ જણાવું છું કે તેઓ સર્વસ્વ રહિત હોય છે! તેઓનો વૈભવ આ સંસારના વૈભવમાં રચ્યાપચ્યા રહેલા પુરુષો જોઇ શકતા નથી, તેઓનો તો અલૌકિક વૈભવ આ લૌકિક વૈભવથી કેવળ જૂદાજ

પ્રકારનો છે. લૌકિક વૈભવ તો અતિ તુચ્છ અને વ્યાકુલતાનું કારણ છે; એમનો અલૌકિક વૈભવ અનુપમ અને વ્યાકુલતાનો નાશ કરનાર અને અપરિમિત શાન્તિને પ્રકાશનાર છે. લૌકિક વૈભવના પરીક્ષક એ અલૌકિક વૈભવને ઓળખી શકતા નથી. કાચના વ્યાપારી અમૂલ્ય મ-ણિને શી રીતે ઓળખી શકે? કોઇવાર એ મહાદાની પુરૂષો લૌકિક વૈ-ભવ યુક્ત હોય છે પણ તેઓ લૌકિક વૈભવને પોતાનું સર્વસ્વ માનતા ન-થી, કેમકે અન્ય યાચકોનું દારિદ્ર્ય ટાળવામાં એ લૌકિક વૈભવ ઉપયોગમાં યથાર્થ રીતે સમર્થ નીવડતો નથી, માટે એ મહાદાની પુરૂષો પોતાનો અ-લૌકિક વૈભવ વાપરીને યાચકોની વ્યાકુળતાનો નાશ કરી નાખે છે. વળી તેઓને એ અલૌકિક વૈભવ શ્રમ કરીને વાપરવો પણ નથી પડતો. કોઇ પણ યાચક યથાર્થ રીતે તેમને શરણે આવ્યો કે તરતજ તે વૈભવ પોતે અલૌકિક હોવાથી પોતાની મેળેજ મહાદાનીને શરણ થયેલા યાચકનું કાર્ય સિદ્ધ કરી નાખે છે. આ પ્રમાણે એ મહા વૈભવી મહાદાની પુરૂષોને વશ થઇને તેમનો એ અલૌકિક વૈભવ સ્વામિસેવાપરાયણ રહે છે.

સુજ્ઞ મનુષ્યો! પૂર્વોક્ત મહાદાની પુરૂષો તે સર્વ દુઃખનિવૃત્તિ ક-રવા-વાળા મહાત્માઓ છે. જ્ઞાન એ તેઓનો પરમ અલૌકિક વૈભવ છે. તેને ગ્રહણ કરનાર માણસ દૈન્યથી વિમુક્ત થાય છે અને પોતાના આત્મા-માં આનંદનો 'અખુટ ભંડાર' જુએ છે. આત્મરત થયેલો તે નિત્યપ્રમય વ્યાકુલતાથી સત્વર મુક્ત થાય છે. દુઃખમય સંસાર એકદમ પોતાનું રૂપ બદલીને સુખામ્બુનિધિ રૂપ થઇ જાય છે. જ્ઞાનવડે તૃષ્ણાક્ષય થાય છે. અને તૃષ્ણાક્ષય થયા પછી શાન્તિનો વર્ષાદ હૃદયભૂમિ ઉપર નિરન્તર વર્ષા કરે છે અને આનંદલીલોતરી હૃદયને આચ્છાદન કરી નાંખે છે. હૃદયની અંદરનો શોક, પ્રકાશની આગળ અંધારૂં નાશી જાય ને પ્રમા-ણે આનંદઘન જ્ઞાનનો ઉદય થતાંજ, નાશ પામે છે. સંસારના સર્વ વિષ-યોની પ્રાપ્તિ કરી સુખ લેઉ એવો વિચાર કરનાર જીવ હાથે કરીને શોક-ના સાગરમાં ઝંપલાવે છે. આશાની અવધિ નથી માટે આશા પાશે બં-ધાએલો જીવ જો કે પ્રાપ્ત કરવાની ઇચ્છા ધારણ કરે છે તોપણ તે પો-તાને માટે તૈયાર થયેલો છે એમ જાણવું. મોહરૂપી જુગારીની દુકાને આશાના પાસાવડે જુગાર રમનાર જીવ પોતાનું જીવન ધન પણ હારી જાય છે; શાન્તિની પ્રાપ્તિ કરવા જતાં ચોરાશી માથે ચડે છે. માટે મહાદાની

જ્ઞાની મહાત્માનું શરણ ગ્રહણ કરીને તેમની કૃપાનું અમૃત પ્રાપ્ત કરીને વાસના ક્ષય અને મનોલય કરવાના યત્નમાં વ્યાપૃત થવું એ દરેક વિચારવાન પ્રાણીનું કર્તવ્ય છે. અમરેન્દ્રના જેટલી વિભૂતિ પણ આત્મરતિવિનાં સંતોષને બદલે અસંતોષનુંજ કારણ થઈ પડે છે.

પશ્ચિમનો એક જુનો તત્વજ્ઞાની જણાવે છે કે હું પણ દેવોની માફક આપ્તકામ છું. કેમકે દેવોને જે જે વસ્તુ તેઓ ઈચ્છે છે તે પ્રાપ્ત થાય છે અને મને તો કોઇ પણ વસ્તુની ઈચ્છાજ નથી થતી. અધિકમાં કહેવું જોઇએ કે દેવો આપ્ત કામ છે છતાં તેમને પણ કોઇવાર વિકલતાને શરણ થવાનો સમય આવે છે એવું ધર્મપુસ્તકોના અવલોકનપરથી જણાય છે પણ આત્મરત પુરૂષને વિકલતા કદી પણ નડતી નથી; માટે સારાંશ એજ ગ્રહણ કરવો કે જીવ માત્રે વાસ્તવ આત્મરતિની પ્રાપ્તિ કરવામાં હમેશાં યત્નવાન રહેવું:—એક વિદ્યા એવી ભણવી કે જેથી સર્વ વિદ્યા આવડે; અને એક વસ્તુ એવી મેળવવી કે જેથી સર્વ વસ્તુ પ્રાપ્ત થાય.



## पाखण्ड मण्डप खण्डन पट्पदावली.

## પાખંડ ખંડન છપ્પા (છપય છંદ.)

(સાંધણ પાને ૯૫ થેથી.)

ગોપીચંદન ઘસી, છાપ લઇ તનપર છાપે,
જે જોતાં જન સર્વે, ભક્ત લહિ આદર આપે;
તનપર મારી છાપ, પાપ તો મનમાં વ્યાપ્યું,
ગોપીચંદન બ્હાર, કાળજે કાજલ થાપ્યું;
શઠશાતન કે' એ છાપથી, છળિલાઇને છેતરે,
એવા જન જમકિંકર કરે, ચઢિ ચોરાશીમાં ફરે. ૩૮

કુંકુમ કેસરતણાં, કરે ચતુરાઇથી ટીલાં,
વિષય વિલાસી ચળે, કરે નિજ મુખડાં પીલાં;
સૂખડ કેરા સુવાતણી ટપકીઓ કરતા,
વાંકા ચુંકા થઈ અહંપણું આણી ફરતા;

શઠશાતન કે' વળિ નેત્ર પર જુમના રેતી ચોપડે,
પણ લોચન લલચાઇ જાય જ્વ, કો જુવતી નજરે ચડે. ૩૯
કાળાં કરતાં કર્મ, ધર્મ તે કેમ પળાશે,
સદ્‌ગુણ સાધ્યા વિના, સાચું સુખ કેમ રળાશે;
કરી ઉપરના ડોળ, ઠગે પણ કેમ ઠગાયે,
જાણે સઉ હાકોર, થાય જે સર્વ જગાયે;
શઠશાતન કે' બ્હાનાં ધરી, જગ જગપતિને વંચશે,
સરકારી ઠગ નોકર સમો, દ્વિગુણ દંડ તેનો થશે. ૪૦
ઢોર સમો ખઇ ઠોર, નઠોર થયો મદ માતો,
વૈષ્ણવતાની કરે વિવિધ, ઉપરથી વાતો,
વાંકાં વદતો વેણ, નેણમાં નરા વિકારો,
ભલપણ બહુ દાખવે, ઉરે ભુંડપનો ભારો;
શઠશાતન કે' ચાટયે ચપણ, ચતુર્ભુજ ન રીઝે કદી,
નટવર રીઝે તે નર ઉપર, જે અહિ નેકિ તજે નદી. ૪૧
વળી કેટલા મૂર્ખ, મહા વૈષ્ણવતા ભજવે,
નિજકુલ નારી પાસ, લાજ નિર્લજ થઇ તજવે;
વધારિને વ્યભિચાર, સાર લેવાને દોડે,
લેવા નિદ્રા તેહ, પાપિ પાવકપર પ્હોડે;
શઠશાતન કે' નિજ પ્હોડિઓ, ઈકોતર બુડાડતા,
પોતે પણ પડતા પંકમાં, બીજાને પણ પાડતા. ૪૨
સમજયાવિણ કંઇ રાસ, જોઇ ખરડાતા ખાંતે,
ખરા પ્રેમને ખોઇ, વંઠિ જાતા સઉ વાતે;
ભજન નિમિત્તે ભૂંડ, વિષયનાં ગાન ઉચારે,
ધર્મ નિમિત્તે ઢોંગ, પાપીયા પૂર્ણ પ્રસારે;
શઠશાતન કે' સંસારમાં, કળિ કાળે તો હદ કરી,
કામે કીધા સઉ આંધળા, ના દેખી વહુ દીકરી. ૪૩
નામ પમાવ્યા છતાં, કામ જો નવ જીતાયો,
નામ પમાવ્યા છતાં, નીતિરસ જો ન ચખાયો;
નામ પમાવ્યા છતાં, કામ જો ન સર્યું એકે,
નામ પમાવ્યા છતાં, ઇન્દ્રિયો જો કદિ ખેકે;

શઠશાતને કે' તો નામ એ, પમાંડ્યું ન પણ સુભાવિયું,
વળી ધર્મ તણું પણ નામ એ, ખારે જળે ડુબાવિયું; ૪૪
કર્યો બ્રહ્મ સંબંધ, છતાં જે બંધ ન છુટ્યા,
કર્યો બ્રહ્મસંબંધ, છતાં જો કામે લૂટ્યા;
કર્યો બ્રહ્મસંબંધ, છતાં જે સુગુણ ન આવ્યા;
કર્યો બ્રહ્મ સંબંધ, છતાં દુર્ગુણમાં તાવ્યા;
તો એ સંબંધ તણે શિરે જુતિ કેમ ન ઝીકીએ,
શઠશાતન કે' શું આંખને, સુખ છે ફુટી કીકીએ. ૪૫
કદિ મરજાદી બન્યા, શું તેથી કામ સુધરિયું,
જો મન તજી મરજાદ, સુનીતિમાં નવ ફરિયું;
કરવાં તપન્યે કામ, કહો શું સરિયું ભાઇ,
જો નવ પાવન થયું સ્વમન કુનિતી ન તજાઈ;
શઠ શાતન કે' સંસારમાં, કરવા બાળ્યે શું થશે,
દુર્ગુણ બાળો બાળો હરી તો સહજે સુખ આવશે. ૪૬
પુષ્ટિ પ્રવાહે વહ્યા, છતાં વિષયે શોષાણા,
પુષ્ટિ પ્રવાહે વહ્યા, છતાં છળથી વિંધાણા;
પુષ્ટિ પ્રવાહે વહ્યા, છતાં ન સુગુણ પોષાણા,
પુષ્ટિ પ્રવાહે વહ્યા, છતાં પ્રભુ નવ દેખાણા;
તો પુષ્ટિ પ્રવાહ વહી ગયો, ખારે દરિયે જાણવો,
શઠશાતન સદ્ગુણ જે વિષે, તે શુભ પંથ પ્રમાણવો. ૪૭
કુશળ મુસાફર જેહ, તેહ શુભ પંથ પરખશે,
નિષ્કંટક જે માર્ગ તે વિષે, સુખે વિચરશે;
ચોર તણો ભય નહીં, તહીં ડાહ્યા ડગ ભરશે,
મૂઢ પંથી અજ્ઞાન, કુમાર્ગ વિષે પગ ધરશે;
શઠશાતન કે' સંસારમાં, શાણા સંગજી ચાલશે,
પણ અકલ હીણ નર આંધળા; ઉંધી હામો ઘાલશે. ૪૮
વાટપાડુને મૂર્ખ, માનવી કરે વળાવા,
તે ખોવા નિજ અર્થ, વળી જમપુરમાં જાવા;
પંચ વિષયનો પ્રપંચ છત્ર સકળને લૂટે,
સદ્વસ્તુને હરે અરે! વળિ કટે કૂટે;

શઠ શાતન કે' તે પાંચને, સંઘરિને સુખ ઇચ્છતા;
તેઓને શે નવ શિંગિયાં, પુચ્છ શીંગડાં પણ છતાં. ૪૯
શબ્દ વિષયને ફંદ, કુરંગ ભુજંગ મરે છે,
જે તે મનહરનાદ તરફ નિજ કર્ણ ધરે છે;
નિત્ય સારંગિ સિતાર મૃદંગ રહે જ્યાં વાજી,
વિષય રસાલા રાસ તણાં પદ જ્યાં રે' ગાજી;
ત્યાં આગળ, શઠ શાતન કહે, પ્રભુ પદ લેવા જે જશે.
તે કલાલની દૂકાનમાં, પામર પય કયમ પામશે? ૫૦
સ્પર્શ વિષયથી જુઓ, મહા ગજરાજ ફસાયે,
તેમજ નરગતિ થાય, સ્પર્શને ફંદ ફસાયે;
અત્તર ચંદન પુષ્પ મદનની ધુન મચાવે,
નરનારી નિજ અંગ પરસ્પર જ્યાં હિચકોવે;
તે મંદિરમાં હરિ નહિ મળે, સદ્‌ગુણ પણ સળગી જશે,
શઠ શાતન કે' એકાન્તમાં, હરિ ભજતાં હરિ ભેટશે. ૫૧
રૂપ વિષયને કૂપ પતંગ પડીને પ્રજળે,
તેમજ જનનો જંપ રૂપ નિરખંતા વિચલે;
નર નારીનાં વૃન્દ વિવિધ ભુષણ ધારીને,
ભેળાં જે સ્થળ થાય, ઠીક ઠસ્સા મારીને;
વળિ ધર્મ ગુરુ પણ જે સ્થળે, બની ઠણીને બેસતા,
શઠ શાતન કે' ત્યાં વાર શી, દુષ્ટ વિકારો પેસતાં. ૫૨
રસને લીધે મીન પરાધિન પ્રાણ તજે છે,
તેમજ નરને નાર અનેક અનર્થ સજે છે;
બહુ પ્રકારના પાક વડે વકરાવે કાયા,
કેસર-ગુંદર-પાક વળિ કંઇ કંઇ પાયા;
શઠ શાતન કે' હરિને મિષે, હરામિ જ્યાં આરોગતાં,
ત્યા મન્મથના મ્હા વેગને, કો' કયમ ફાવે રોકતાં? ૫૩
ગન્ધ-વિષયનો બંધ, ભૃંગને જયમ બાંધે છે,
ત્યમ માનવને તેહ, બહુ વિધિએ બાધે છે;
કેસર, અત્તર, અને કસ્તુરી લેપે કાંગે,
નપુંશક નરને નૂર ચઢે છે તે જગિયાએ;

શઠ શાંતન, કે' ત્યાં સાધિયા, શું શું નહિ કરતા હશે,
આરે કે વિષયાગારમાં જાશે તે જમપુર જશે. ૫૪



## ॥ ॐ ॥

## આર્જવ.

સરળપણું જગતમાં સંપૂર્ણ સુખનું સાધન વિવેકિ નીતિમાન્ પુરુષોએ ગણ્યું છે, તેમજ તે સરળપણું પ્રસંગે દુઃખને આપનાર કારણરૂપ થઇ રહે છે, એમ પણ તે સદ્વિચારવાન્ નીતિજ્ઞ પુરૂષોનું માનવું જણાયું છે.

આ પ્રકારે સરળપણું સુખ તથા દુઃખ એ બંનેનો હેતુ હોવાથી તેને સુખસાધક પુરૂષોએ પ્રીતિપૂર્વક સેવવું ઘટે કે નહિં એ મોટો સંશય છે.

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ઇત્યાદિ વચનોવડે અમાનિપણું, અદંભિપણું, અહિંસકપણું, સહન કરવાપણું, તથા સરળપણું, આદિ ઉત્તમ ગુણો જ્ઞાનજન્ય સુખના કારણરૂપે શાસ્ત્રમાં કહ્યા છે, અને नात्यंतं सरलैर्भाव्यं गत्वा पश्य वनस्थलीम् । छिद्यंते सरलास्तत्र कुब्जास्तिष्ठंति पादपाः ઇત્યાદિ વચનોથી જણાવ્યું છે કે 'અતિ સરળપણું રાખવું ઘટતું નથી. જો ઘટિત જણાય તો જઇને અરણ્યમાં જુઓ. ત્યાં જે જે સરળ હોય છે, તેને લોકો કાપી જાય છે અને વાંકાંચુંકાં ઝાડ તો તેમનાં તેમ રહે છે.' આથી વિવેકિ પુરૂષોએ અતિ સરળપણું ન રાખવું એવું જણાવે છે. હવે સદ્ગુણ ધારણ કરવાની ઇચ્છાવાળા મનુષ્યે સરળપણું રાખવું કે કેમ? વ્યવહારમાં જોતાં પણ પ્રસંગે સરળતા સુખ આપનાર જણાય છે, અને પ્રસંગે સરળતા દુઃખરૂપ ફળની પ્રતીતિ કરાવે છે. મોક્ષ સાધનોમાં સરળતા મુખ્ય સાધન છે, કારણ કે આત્મવત્ જગતની પ્રતીતિ મુક્તાવસ્થાનો હેતુ ગણી છે.

અંતઃકરણમાં જે પ્રકારનો નિશ્ચય હોય તેજ યથાર્થરૂપે પ્રસંગપરત્વે બહાર પ્રકટ કરવો, તથા તદનુકૂલ વર્તવું, એ સરળતાનું લક્ષણ છે. આ પ્રકારની સરળતા આપણા લોકનાં કેટલાંએક વ્યવહારમગ્ન મનુષ્યો

પાળી શકતાં નથી, તથા તેઓ એ લક્ષણ પાળવામાં અસંભવ માને છે; કારણ કે વિવિધ વ્યાપારમાં અસરળતા એજ મુખ્ય લાભ આપનાર છે, એવો પ્રતિકૂળ નિશ્ચય તેમનાં અંતઃકરણમાં કોઇ વિલક્ષણ સંસ્કારના યોગે બંધાઈ ગયેલો હોય છે. વાસ્તવ વિચાર કરતાં તો એમજ જણાય છે કે યથાયોગ્ય પ્રકારે સરળતા પાળવામાં પ્રાણિમાત્રને સુખનુંજ ભાન થવું જોઇએ.

એક પ્રકારે જોતાં આ સંપૂર્ણ જગત્નો મુખ્ય વ્યવહાર સરળતાથીજ ચાલે છે. સામ્યાવસ્થાવાળી પ્રકૃતિના અંતર્ જે જે પદાર્થો હોય છે તે તે પદાર્થોજ પ્રકટ થઈને બાહ્ય કાર્યાકાર પરિણામને પામે છે.-સાત્વિક, રાજસ, તામસ એ ત્રણ અહંકાર પણ પોતાના આંતરબળના પ્રમાણમાંજ બાહ્ય સજાતિય કાર્યની ઉત્પત્તિ કરે છે, અર્થાત્ અંતર બાહ્ય, વસ્તુગત્યા સમ પરિણામ હોય છે; અને પશ્ચાત્ જ્યારે સંયોગીકરણ થઈને વિવિધ સંયોગિ એટલે મિશ્ર કાર્યપ્રપંચની ઉત્પત્તિ થાય છે, ત્યારે પણ સરળપણે જે જે મિશ્ર કારણ હોય છે તે તે પોતાના મિશ્રાંશથી પ્રકટ થનાર સંપૂર્ણ સંયોગિ પદાર્થકર્યને તત્તત્ સ્વભાવ લક્ષણયુક્ત પ્રકટ કરે છે. અને આ ક્ષણપર્યંત પણ તેજ સરળતા કારણ તથા કાર્યમાં વિદ્યમાન છે,એ તત્વવિત્ પુરૂષોને સુજ્ઞાત છે.

આ રીતે કાર્યકારણ પ્રપંચમાં સર્વત્ર સરળતા વિદ્યમાન છતાં અસરળતાનો આવિર્ભાવ ક્યાંથી થયો? અથવા આવિર્ભાવ નથી થયો તો એ અસરળતાનું ભાન મનુષ્યના અંતઃકરણમાં ક્યાંથી થયું? તથા સરળતા રહિતપણે પ્રાણીઓની પ્રવૃત્તિ થતી દૃષ્ટિએ કેમ પડે છે? વગેરે શંકાનું સમાધાન કરવું આ સ્થળે આવશ્યક છે

આ સૃષ્ટિનું ઉપાદાન કારણ ત્રિગુણ દ્રવ્ય છે. તેથી પદાર્થ માત્ર ત્રિવિધ દ્રવ્યનાં કાર્ય છે. એ ત્રિવિધ દ્રવ્ય આ છેઃ સાત્વિક, રાજસ, તામસ. તેમાં સ્વતંત્ર સાત્વિક દ્રવ્યનું, તથા સ્વતંત્ર રાજસ દ્રવ્યનું, તથા સ્વતંત્ર તામસ દ્રવ્યનું કોઇ પણ કાર્ય આ પ્રપંચમાં હોતું નથી, કારણ કે સંપૂર્ણ સંસારપ્રપંચ સંયોગિ છે. ત્યાં સંયોગિ હોવાથી ૧, સત્વ પ્રધાન સૃષ્ટિ, ૨, રજઃ પ્રધાન સૃષ્ટિ, ૩, તમઃ પ્રધાન સૃષ્ટિ–આમ ત્રિગુણપ્રધાન, હોવાથી ત્રિવિધ સૃષ્ટિ છે. તે ત્રિવિધ સૃષ્ટિમાં પણ દ્રવ્યોની અધિક ન્યૂન અંશોની પ્રધાનતા તથા ગૌણતા હોવાથી પ્રત્યેક પ્રધાન સૃષ્ટિમાં પણ સ્વભાવલક્ષણની વિષમતા હોય છે. આ પ્રકારે ત્રિવિધ સમકારણથી સંગ,

અને વિષમ કારણથી વિષમ, કાર્ય, એમ નિયમથી સરળપણે પ્રકટે છે. તેમાં અસરળનો કોઈ કોઇ કાળે પણ થઇ નથી, થતી પ્રતીત થતી નથી, અને કાળાંતરે થશે એમ અનુમાન કરવાને કોઇ સબળ કારણ પણ પ્રતીત થતું નથી, તેમ છતાં પણ જણાય છે, તેનું કારણ આ છેઃ—

સત્વપ્રધાન સૃષ્ટિમાં જે જે સ્વભાવ લક્ષણ હોય છે તે તે સ્વભાવ લક્ષણ રાજસી તથા તામસી સૃષ્ટિમાં હોતાં નથી, અને તેજ પ્રમાણે રાજસ પ્રધાનમાં જે સ્વભાવ લક્ષણ છે, તે સાત્વિક તથા તામસ સૃષ્ટિમાં હોતાં નથી, તથા તામસમાં જે સ્વભાવ લક્ષણ હોય છે તે સાત્વિક તથા રાજસ કાર્યમાં નથી. એ પ્રકારે પ્રધાન ત્રિગુણ સૃષ્ટિમાં પરસ્પરની વિષમતા છે; એટલુંજ નહિ, પણ અંશની ન્યૂનાધિકતાને લીધે તે સાત્વિક પ્રધાનાદિ ત્રણેમાં પણ અસંખ્ય ભેદ હોવાથી તે અસંખ્ય કાર્ય, કારણના ભેદવડે સ્વભાવ લક્ષણનાં ભેદવાળાં હોય છે. તેથી પરસ્પરને એક બીજાનાં સ્વભાવ લક્ષણની પ્રતીતિ થતાં વિરોધનું ભાન સહજ થાય છે. આ પ્રકારે સ્વભાવતઃ પ્રથમ વિરોધનું ભાન થતાં પશ્ચાત અનેક કલ્પનાનો અનુકૂળ પ્રતિકૂળ ભાવમાં આવિર્ભાવ થાય છે, તેથી ઉત્તરોત્તર વિરોધાભાસની વૃદ્ધિ થાય છે.

( અપૂર્ણ. )

---

## સન્મિત્રનું મિત્ર પ્રતિપત્ર.

### ( સાંધણ પૃષ્ટ ૮૬ થી. )

હે મિત્ર ! કામના જે આ પ્રાણીઓના સંપૂર્ણ અનિષ્ટનું કારણ છે, એ વાર્તા સર્વ વિચારવાન્ પુરૂષોને અધિક વિચારથી સિદ્ધ કરવા યોગ્ય નથી; કારણ કે તે તો સહજ સ્વભાવથી અનુભવ સિદ્ધજ હોય છે. આશરે બાર વર્ષથી પૂર્વે તો ખાવાપીવા તથા ખેલવામાં વિવિધ પ્રકારે એ કામના વિસ્તાર પામે છે. બારથી સોળ પર્યંતમાં જગત્‌ના બીજા સ્ત્રી, ધન, માન આદિ વિષયોની, કામનાના અંકુરો નીકળે છે, અને વીશ વર્ષની વય થતાં તે અંકુરો બળવાન્ થાય છે. પછી વીશથી તે ચાળીશ સુધીમાં તો તે અંકુરો વધીને સારા ફેલેલા વૃક્ષ જેવા થાય છે. આંકા-

મનાનું થવું અર્થાત્ ઉપજવું, તથા તે કામનાનું ન પૂર્ણ થવું, અર્થાત્ યથાર્થ વેગે વધવું, તથા તે કામનાનું ફળિભૂત થવું અર્થાત્ ઇચ્છિતાર્થને પ્રાપ્ત થવું, એ ત્રણે સમય પોતાના પ્રાપ્ત પ્રસંગે કેવળ દુઃખનો અનુભવ કરેછે.

વિદ્યા, સ્ત્રી, ધન, પ્રતિષ્ઠા, આ ચારેની કામના ઉચ્ચ અભિલાષવાળા પુરૂષોને પીડે છે. ત્યાં વિદ્યા ભણવામાં કષ્ટ, તેને ઉપસ્થિત રાખવામાં પણ સંતાપ અને અન્ય પોતાથી અધિક વિદ્વાન્ ન ગણાય માટે નિરંતર વિદ્યાના વધારા અર્થે પ્રવૃત્તિરૂપ દુઃખ, એ રીતે વિદ્યા કષ્ટનું કારણ છે. એ વિદ્યા પ્રથમાવસ્થામાં એટલે વીશ વર્ષની વય પર્યંતમાં રૂડે પ્રકારે સધાય છે, વીશથી ત્રીશ વર્ષની વયમાં મધ્યમ પ્રકારે સધાય છે, અને ત્રીશથી ચાળીશમાં મંદ પ્રકારે સધાય છે. તેમાં માત્ર પાઠ કરવાની તથા અર્થથી સમજી લેવાની, એમ બે પ્રકારની વિદ્યા છે. તેમાં પ્રથમની પ્રથમાવસ્થામાં શ્રેષ્ઠ પ્રકારે સધાય છે, અને બીજી પાછલી અવસ્થામા રૂડે પ્રકારે સધાય છે. વિદ્યાથી જે સ્ત્રી, ધન, તથા પ્રતિષ્ઠાની પ્રાપ્તિ, અને તેથીજ સુખ, એમ કોઈ સમયે મન માને છે. કોઇ સમયે તો સ્ત્રી પ્રાપ્ત થઇ તો સર્વ થયું એમ આ મન માને છે. કોઇ વેળા તો એ મન સર્વ સુખના કારણરૂપ ધનનેજ નિશ્ચય કરી બેસે છે, અને કોઈ ક્ષણે તો એમ ધારે છે કે આ જગત્‌માં પ્રતિષ્ઠા જ મોટી વસ્તુ છે. કારણ કે સ્ત્રી, વિદ્યા તથા ધન એ ત્રણેવડે લોકો એ પ્રતિષ્ઠાનેજ મેળવવા ઇચ્છે છે; જેથી એક પ્રતિષ્ઠાજ જો કોઇ ઉપાયથી પ્રાપ્ત થાય તો અન્ય કશું કરવાની અગત્ય નથી. કારણ કે પ્રતિષ્ઠાવાન્ પુરૂષનેજ આ લોકોમાં વિના કષ્ટે સ્ત્રી પ્રાપ્ત થાય છે, તથા ધન પણ મળે છે, અને ધનથી વિદ્યાવાન્ પુરૂષો સેવક થઇ રહે છે, માટે પ્રતિષ્ઠા મોટી છે. પણ એ પ્રતિષ્ઠા મેળવવામાં કોઇ પણ નિમિત્તની અપેક્ષા હોય છે. ત્યાં ગુણ, વિદ્યા કે ધન એ પ્રતિષ્ઠા મેળવી આપનાર હેતુ મનાય છે, માટે વિવેકિ પુરૂષને સૌથી પ્રથમ મેળવવા યોગ્ય વિદ્યા, ગુણ તથા ધન છે, પશ્ચાત્ તે વિદ્યા, ગુણ તથા ધનથી પ્રતિષ્ઠા, અને તે પ્રતિષ્ઠાથી સ્ત્રી પુત્રાદિ પદાર્થદ્વારા સુખ મેળવવા યોગ્ય છે. આ રીતે સુખના સાક્ષાત્ તથા પરંપરા હેતુઓને સમગ્ર અંશે પ્રાપ્ત કરવામાં વિરલ પુરૂષજ સમર્થ હોય છે. તોપણ એ સંપૂર્ણ સુખસાધક હેતુને મહાન્ કષ્ટ કરનાર સાવધ પુરૂષ પણ પોતાના આયુષ્યની અવધિ પર્યંતમાં મેળવી શકતા નથી, તો અન્ય સામાન્ય યત્નવાન્ તો ક્યાંથીજ મેળવી શકે? જેથી યથાર્થ સુખને કોઈ

પણ નથીજ પામી શકતું એમ કહેવામાં કશો બાધ નથી, અને એ ન મેળવી શકનાર સર્વને દુઃખનો અનુભવ થયાવિના પણ રહે નહિ; માટે હે મિત્ર ! એ સંપૂર્ણ સુખદ પદાર્થને મેળવવા વિષેની કામના સદા અપૂર્ણ રહે છે, અને દુઃખ આપ્યાજ કરે છે. તેથી સદ્વિચારવાન્ પુરૂષોએ એ કામનાને તજવી અર્થાત્ સ્વાધીન કરવીજ શ્રેષ્ટ ગણી છે.

આ પ્રમાણે સઘળા પદાર્થને પામેલો પુરૂષ જો નિરંતર રોગી હોય છે, અને કંઇ પ્રકારે આ સઘળો પ્રાપ્ત વિષયોને ભોગવવા અસમર્થ હોય છે; ત્યારે એ સઘળા વિષયો તેને કેવળ દુઃખ રૂપજ દેખાય છે. તે વેળા તો નિરોગનાથી શરીરની દૃઢતા અને દીર્ઘ આયુષ્ એ બેજ એની પ્રીતિના વિષય ગણાય છે; અને મરણ નિકટ આવ્યાનું છેક પાકું અનુમાન થયા પછી તો આ સંપૂર્ણ જગત્‌ના ઉત્તમોત્તમ વિભવ તેને કિંચિત્ માત્ર પણ પ્રસન્ન કરવાને સમર્થ નથી. તથાપિ તે સમયે પણ એની ઘણા કાળથી પોષેલી તથા ઉછેરેલી આ કામના એના હૃદયમાં તીક્ષ્ણ શસ્ત્રવડે પડાતાં છિદ્રોની પેઠે છિદ્ર પાડે છે; જેથી તે પુરૂષ આ કામનાને વશ પડ્યો કામનાના પરિવારરૂપ આશા તૃષ્ણા આદિ સંપૂર્ણ દોષોનો સંગી રહીને દેહથી છુટીને અધોગતિએજ જાય છે. આ સઘળા અસહ્ય કષ્ટરૂપ વૃક્ષનું બીજ એજ દુષ્ટ કામના છે.

હે મિત્ર ! આ સંસારમાં અનેક પ્રકારનાં બંધનોનો હેતુ એજ કામના છે, એ હવે વારંવાર કહેવાની આવશ્યક્તા નથી. બંધન કોઇ પણ પ્રાણિની ઇચ્છાનો વિષય નથી, અને મુક્તત્વ સર્વની ઇચ્છાનો વિષય છે, તેમ છતાં પણ તે મુક્તત્વની સાક્ષાત્ વિરોધિ અને બંધની સાધક આ કામનાને નિર્મૂળ કરવાને યત્ન કરતા પુરૂષો આ જગત્‌માં ક્વચિત્‌જ જણાય છે, એ મોટું આશ્ચર્ય સરખું છે. શાસ્ત્રમાં **भोगेच्छामात्रको बंधस्तत्त्यागो मोक्ष उच्यते** ભોગની ઈચ્છાજ બંધ છે, અને તે ઇચ્છાનો ત્યાગજ મોક્ષ છે, આ પ્રમાણે કહ્યું છે, તથાપિ સંપૂર્ણ પ્રાણિનું પોત પોતાના દુર્દૈવના પ્રભાવે એ શાસ્ત્ર વચન પ્રતિ લક્ષ પણ જતું નથી. આ પ્રમાણે બંધનના હેતુરૂપ કામનાને તજવી યોગ્ય છતાં પણ તે સહજ સહજે છુટી શકાતી નથી, એમ સ્વપરના અનુભવથી જાણે છે, તેથી વિચારવાન સુખના સાધક તે કામનાના કારણને યથાર્થ રીતે શોધી નિર્મૂળ કરવા પ-

સમ યત્ન કરવું જોઇએ; જેથી કારણના અભાવે કાર્યનો સહજ અભાવઃ
થાય છે, એ નિયમથી કામનાનો સ્વાભાવતઃજય થશે.

કામના શબ્દનો અર્થ વિષયની ઇચ્છા, અથવા વિષય સાથે પ્રીતિ
પૂર્વક સંબંધ કરવાને અંતરમાંથી ઉઠતી વિષયાકાર પરિણામિ જે વૃત્તિ
તે છે, એમ આગળ જણાવી ગયો છું. તે ઇચ્છા અથવા વૃત્તિને ઉ-
ત્પન્ન અર્થાત્ પ્રકટ કરનાર કારણ કોણ છે, તે આગળ સૂચવ્યું છે તથાપિ
પ્રકારાંતર વડે પુનઃવિશેષ સૂચવું છું તે પણ લક્ષમાં લેવા યોગ્ય છે.

મુખ્ય ત્રિગુણમયી માયાના સ્વભાવગુણ સાત્વિક, રાજસ, તામસ એ
ત્રણ છે. તે ત્રણ અધિક ન્યૂન અંશથી પ્રાણિ માત્રમાં રહ્યા છે. તે સ્વ-
ભાવ દ્રવ્ય પણ કામનાના કારણરૂપ છે; અને આ જીવાત્મા અભિમાનિના
અનેક જન્મોમાં રચેલા કર્મના સંસ્કાર, જે સ્વકૃત શુભાશુભ કર્મજન્ય
દ્રવ્યમાં છે તે કર્મજન્ય દ્રવ્ય પણ આ કામનાનું બીજું કારણ છે. આ
પ્રમાણે સ્વભાવજન્ય દ્રવ્ય તથા સાભિમાન સ્વકૃતકર્મજન્ય દ્રવ્ય એ બે
આ પ્રત્યેક શરીરમાંથી પ્રકટ થતી કામનાનાં કારણ છે. માટે એ બેનો
જય અથવા લય કે ક્ષય કરવો એજ કામનાના જયમાં ઉપાયરૂપ છે. હે
સુખની ઇચ્છાવાળા! જેમ વૃક્ષને ઉપર ઉપરથી એટલે શાખાપત્રથીજ
માત્ર છેદન કર્યા કરીએ તો તે શાખાપત્રાદિ તો પુનઃ પુનઃ મૂળ સ્કંધ-
માંથી પ્રકટ થઇ વૃદ્ધિને પામ્યાજ કરે છે; પણ જ્યારે તેની નિઃશેષ નિ-
વૃત્તિની આપણે ઇચ્છા કરીએ છીએ ત્યારે તેને મૂળમાંથી ખોદીને કાઢી
નાંખીએ છીએ, તેમ કામનાનાં આ બે કારણો જ્યાં સુધી રહે છે ત્યાં
સુધી કદાચિત્ પ્રસંગ વશાત્ કામનાનો આપણે નિરોધ કરીએ તોપણ તે
મૂળ કારણનો નાશ થયા વિના પુનઃ પુનઃ બળ પામી પ્રકટે છે, તેથી સુજ્ઞ
પુરૂષોએ કામનાના જય અર્થે પ્રથમથીજ જે વડે આ બે મુખ્ય કારણોનો
જય થાય એ ઉપાયજ કરવા જોઇએ. ત્યાં જેમ મળવડે મળની નિવૃત્તિ-
રૂપ છે, ગરમીવડે ગરમીને હરાય છે, તેમ કર્મવડેજ કર્મનો ક્ષય થાય છે.
પરમેશ્વરદૈવ બુદ્ધિથી કરેલાં નિષ્કામ કર્મ - અન્ય ફળને ન ઉત્પન્ન કરતાં
કર્મના ક્ષયનેજ કરે છે. શાસ્ત્રમાં નિત્ય નૈમિત્તિક, કામ્ય, પ્રાયશ્ચિત, તથા
નિષિદ્ધ એવા પાંચ પ્રકારના કર્મના ભેદ છે. તેમાં નિત્ય કર્મ પણ
કર્મના ક્ષયમાં કારણરૂપ છે. પણ કેટલા એક મંદબુદ્ધિ મનુષ્યો
કોઇ કોઇ વાક્યમાં પ્રમાણરૂપતા ગણીને એમ માને છે કે નિત્ય

કેમ જે સંધ્યા આદિ તે કરવાથી કાંઈ ફળ નથી, અને તે ન કરવાથી પ્રત્યવાય લાગે છે, માટે તે સંધ્યા વગેરે કરવાં સારાં. આ તેમનું માનવું ઘણું ભૂલ ભરેલું છે. નિત્ય કર્મમાં મુખ્ય જે સંધ્યા તે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જે દ્વિજ સંજ્ઞાથી ઓળખાય છે તેમને કરવા યોગ્ય છે. તે સંધ્યા જ સંપૂર્ણ કર્મનો ક્ષય કરીને આ કામનો પણ ક્ષય કરવા સમર્થ છે, તથાપિ તે સંધ્યાને યથાવત્ સમજીને વિધિ તથા પ્રીતિ પૂર્વક આ કાળે કરતાં કોઇ ક્વચિત્જ જણાય છે. મુખ્ય અધિકારિ જે બ્રાહ્મણો તે તો ઘણું કરીને અશ્રદ્ધાવાન્ થયા છે. તેમાંના જે કરે છે, તેઓ વગર સમજ્યે મસ્તકના ભારને જેમ ઉપાડનારો ત્રાસથી ઉતારવા ઇચ્છે છે તેમ ગમે ત્યારે ગમે તે રીતે જ્યાં ત્યાંથી સંધ્યા કરવી એમ ગણીને બોજો ઉતારવા રૂપે કરે છે. કેટલાક આસુરી બુદ્ધિવાળા તો આ સંધ્યાને મિથ્યા ચેષ્ટારૂપ ગણીને તેના તરફ કિંચિત્ પણ લક્ષ કરતા નથી, અને કેટલાક તો એમાં ફળ નથી એટલે કરવાનું પ્રયોજન શું એમ માની તેથી ઉપરામ પામી રહ્યાં છે, અને કેટલાક તો બ્રહ્મજ્ઞાનના મિથ્યા ડોળવાળાં થઇને 'જ્ઞાનિને કર્મ કરવાની જરૂર નથી' એમ બોલી તેથી વેગળાં રહે છે. આ રીતે બ્રાહ્મણ જાતિમાંજ જ્યારે સંધ્યા કરનાર હજારે એક શ્રદ્ધાવાન્ ભાગ્યે નીકળે તો અન્ય વર્ણમાં તો હોયજ ક્યાંથી?

હે સુજ્ઞ મિત ! ઘણા બ્રાહ્મણો કેટલાંક વચનોને આધારે કહે છે કે આ કળિયુગમાં માત્ર બેજ વર્ણ છે; એક બ્રાહ્મણ અને બીજો શુદ્ર. ક્ષત્રિય તથા વૈશ્યનો છેજ નહિ. તેમ છતાં બ્રાહ્મણ વિનાની ઘણિ જાતિઓમાં આજે પણ ઉપવિત ધારણ કરવાનો ચાલ જણાય છે, અને બ્રાહ્મણો તેમને પહેરાવે છે. શુદ્રને ઉપવિતનો અધિકાર નથી એવું બ્રાહ્મણો સ્પષ્ટ જાણે છે તેમ છતાં અને કળિયુગમાં માત્ર બેજ વર્ણ છે એમ બોલે છે, છતાં આદિંચુથી, ભિન્ન સુનાર, ભાટીયા, ભનાશા વગેરે ઘણા લોકો ઉપવિત પહેરે છે તેમને શા માટે પહેરાવે છે, એનું કારણ કાંઇ તેઓ વિચારી જોતા નથી. ત્યાં તેમની ચાલની રૂઢિ છે એટલુંજ ઉત્તર શોધનાં જડે એવું છે.

અપૂર્ણ

---

## ॥ ॐ श्री

# श्री पंचवरद् वृत्तान्त

સર્વજ્ઞત્વ તથા સર્વે શક્તિના દાતા શ્રી વિશ્વેશ્વરને નમસ્કાર.

આ પ્રવાહરૂપે ક્રમથી વૃદ્ધિ તથા હાનિને પ્રાપ્ત થતા વેગવડે વહેતા સંસારમાં નમસ્કાર કરવા યોગ્ય કોણ છે? તે વિલક્ષણ વેગ જેને વશ વર્તે છે તે પરમાત્માજ છે; જે પરમાત્મા સત્તાદ્વારા જગદાકાર પરિણામ ને પામેલા કલ્પનાના આદિ કાળથી મનાયા છે. તે પોતેજ જો સર્વરૂપ હોય તો પોતે પોતાને નમસ્કાર કરવા યોગ્ય નથી, અર્થાત્ કોઇને નમવા પણું રહેતું નથી; એમ છતાં પણ જ્યાં પર્યંત સર્વપણાને પ્રાપ્ત આ કાર્યપ્રપંચરૂપ જગત્‌માંહેલા અસંખ્ય પ્રાણી જે સર્વ શબ્દથી ગ્રહણ કરવા યોગ્ય છે તે સર્વમાના પ્રત્યેકને પોતાના સર્વપણાનો યથાર્થ અનુભવ નથી ત્યાં પર્યંત તે પ્રાપ્ત ભેદબુદ્ધિવડે પ્રત્યેક સર્વ રૂપને અથવા સર્વના સ્વામિને નમસ્કાર કરવા યોગ્ય છે. આ જગત્‌માં વહેનાર પ્રત્યેક તે સંસાર વાહક વેગને વશ વર્તાવનાર નથી, માટે આ પ્રત્યેકથી ભિન્ન એવા સ્વતંત્ર, સર્વદૃશ્ય પ્રપંચને હલાવનાર ચલાવનાર વેગના સ્વામિત્વનાં પરમાત્માજીને તે પ્રત્યેક નમસ્કાર કરે અર્થાત્ નમે એ યોગ્ય છે. પ્રધાન સત્તાને ગૌણ સત્તા નિરંતર નમવા યોગ્ય છે એ નિયમ.

પોતાના પોતાપણાને યથાવત્ જાણનારે ક્રિયાના આરંભમાં નિર્દોષ ક્રિયાને નિરભિમાન પણે કરવી એ મંગલતું છે, કારણ કે ક્રિયા માત્ર દોષના મિશ્રણ વાળી છે તે દોષમિશ્ર ક્રિયામાં રહેલા સંપૂર્ણ દોષને નિષ્ફળ કરનારી નિર્દોષ ક્રિયા છે. ત્યાં 'ક્રિયા માત્ર દોષવાળી છે', અને નિર્દોષ ક્રિયાને કરવી' એ બે વાક્યો વિરોધિ સરખાં ભાસે છે, પણ તે વિરોધનું નિવારણ આ છે. ક્રિયાના મુખ્ય બે ભેદ છેઃ ગુણપ્રધાન અને, દોષ પ્રધાન. ત્યાં ગુણ પ્રધાનને ઉપર નિર્દોષ ક્રિયા કહી છે, કારણ કે તેમાં ક્વચિત્ સ્થળે ગૌણ પણે દોષની સ્થિતિ હોય છે; અને દોષ પ્રધાનમાં ક્વચિત્ ગુણની પ્રાપ્તિ હોય છે, તથાપિ તેને પાપ રૂપ ક્રિયાજ કહી છે. આપણા પૂર્વજોએ પુણ્ય કર્મ તથા પાપ કર્મના ભેદ પાડ્યા છે.

આ પ્રકારે આ ક્રિયામાં ગૌણપણે આવનાર દોષોના અનિષ્ટ ફળની નિવૃત્તિજનક સર્વેશ્વરને નમસ્કાર કરવા રૂપ નિર્દોષ કર્મરૂપ મંગલને કરીને હવે શ્રેયની ઈચ્છાવાળા, નિત્યાનિત્ય વિવેકમાં પ્રવેશેલી બુદ્ધિવાળા તથા ઉત્તરોત્તર ઇષ્ટ પ્રાપ્તિની ઈચ્છાવાળા સંપૂર્ણ અધિકારિ વર્ગને સદ્બોધ આપનારું વિશ્વ વિભવનું ભાન કરાવનાર, ક્ષણિક, તથા ચિરકાળ પર્યંત કલેશની અપ્રતીતિ કરાવનાર, સંતપ્ત વૃત્તિને શાંત કરનાર, મિથ્યા મોટાપણાના અભિમાનથી મુક્ત કરનાર તથા એ શિવાયની સંપૂર્ણ જાણવા યોગ્ય વાર્તાને જણાવનાર શ્રીપંચવરદના સૌમ્ય તથાપિ અદ્ભુત સરખા પ્રતીત થતા વૃત્તાંતને કહીએ છીએ.

આ દેવભૂમિમાં સર્વ પ્રકારે ઈશ્વરસદૃશ મનાએલા, પુરૂષોત્તમમાં ગણાએલા અને અનેક દિવ્ય સામર્થ્ય વાળા પુરૂષો અનેક નિમિત્તે પ્રકટયા છે, તેમાંના એક આ શ્રી પંચવરદ છે; જેમનું સંપૂર્ણ ઐશ્વર્ય વર્ણવતાં અલૌકિક સામર્થ્યવાળો પણ પાછો હઠીમાન થઈ એવું છે તો અન્ય કોણ સંપૂર્ણ અંશે કહી શકે? કોઈજ નહિ. તેમ છતાં જેમ સમુદ્રના અગાધ જળમાંથી પક્ષી પોતાની ચંચુના પ્રમાણમાં જળ ગ્રહણકરી કૃતકૃત્ય થાય છે તેમ તે પુનિત પુરૂષના વૃત્તાંતને યથામતિ લખવા પ્રવૃત્ત થઈએ છીએ.

શ્રી પંચવરદ પૂર્વ કાળે એક દ્વિપાંતર્ગત સમગ્ર પૃથ્વીના નિષ્કંટક રાજ્યને ચક્રવર્તિપણે ભોગવી વિષય વાસનાથી મુક્ત થઇ સુખ સ્વરૂપ થયા હતા. રાજ્યના ભોગ સમગ્રે અન્ય સંપૂર્ણ વિષયભોગ જે રાજભોગની અપેક્ષાથી અવાંતર ભોગ ગણાવા યોગ્ય છે તે સર્વને સહજ સ્વભાવે ભોગવી તૃપ્ત થયા હતા. સર્વોત્તમ દેવાંગના રૂપસ્ત્રીઓ, સંપૂર્ણ વિદ્યાકળામાં કુશળ પુત્રો તથા સદ્ગુણિ પ્રપોત્રો વડે શોભતા તે શ્રી પંચવરદ પોતાની ઉત્તર વયમાં સ્વસ્વરૂપ પરમાત્મતત્વમાં વિલીન ચિત્તવડે શેષપ્રારબ્ધના સંબંધે જીવન મુક્તિ સુખને અનુભવતા વિદ્યમાન હતા. તે સમયમાં કીર્તિનો આશ્રયસ્તંભ એ ભૂમિમાં એનાથી ભિન્ન ન હતો, તેથી કેલાવાન્, વિદ્વાન્, ગુણવાન્ તથા નાના વિભવવાન્ અસંખ્ય પુરૂષો તેમના અવલોકવામાં યથાર્થ રીત આવ્યા હતા; જેથી તેવા પુરૂષો પાસે પ્રાપ્તવ્ય તથા શ્રોતવ્ય કાંઈ અવશેષ રહ્યું ન હતું. યદ્યપિ સંસારપરિત્યાગ પશ્ચાત્ જીવનમુક્તાવસ્થાના ભોગ સમયે આ જગત્માં કાંઈજ પ્રાપ્તવ્ય અપ-

વા જ્ઞાતવ્ય કે શ્રોતવ્ય રહેતું નથીજ, તોપણ આ શ્રીપંચવરદ મહાત્માએ તો પોતાની સત્વશ્રવણેચ્છારૂપ એક શુદ્ધ કામના વૃત્તિને જાગ્રત્ રાખી હતી, અર્થાત્ નિઃશેષ પ્રારબ્ધ ક્ષયપર્યંત તેને નિત્ય નિવૃત્ત રહેવા પુરૂષપ્રયત્ન કરેલું ન હતું. આ કારણથી તેમણે પ્રસંગે પોતાના નિપુણ સેવકોને આ પ્રકારની આજ્ઞા કરી હતી કે અષ્ટ દિશાપ્રતિ સ્વેચ્છાએ વિચરનાર વિરકત સરખા પુરૂષો જેઓ પોતાના શરીરના નિર્વાહક હેતુઓને સેવતા હોય એવા સર્વને સવિનય મારા સમીપ લાવવા. ત્યાં મારા સમીપ લાવવામાં કોઇ પ્રકારે પણ તેમનાં અંતઃકરણને દબાણ થાય એવું કૃત્ય કરશો નહિ. આપણા નગરભીતર પ્રવેશતા, તથા નગર બહારથી માર્ગે જતા પુરૂષોની નિરંતર શોધ રાખી તેમને યથા યોગ્ય પ્રકારે મારા સમીપ આણવા પ્રમાદ રહિતપણે યત્ન કરવું. પછી આ મારા એકાંત ગૃહમાં તેમની અનુકૂળતાના સમયે તેમને તથા મને પ્રથમ નિવેદન કરીને પછી સન્માન પૂર્વક પધરાવવા. ત્યાં પધરાવ્યાપૂર્વે તેમની યોગ્ય પ્રકારે યથાર્થ સેવા ઉઠાવવી. આ પ્રકારની આજ્ઞાનો સ્વીકાર કરી તે સુજ્ઞ સેવકો નગરમાં પ્રવેશક દ્વારોએ તથા આડ માર્ગોએ યોગ્ય પ્રકારે વ્યવસ્થા કરતા હતા.

આ શ્રી પંચવરદ મહાત્મા જ્યારે પુત્રોને રાજ્ય સ્વાધીન કર્યા પૂર્વે પોતે રાજસત્તાને પ્રવર્તાવતા હતા ત્યારથીજ નિરાશ્રિત પ્રવાસિ માત્રને અર્થાત્ જેમને નગરમાં પોતાની પરોણાગત કરાય એવા સંબંધિ સ્નેહિનો અભાવ હોય એવા સર્વને યોગ્ય પ્રકારે સ્થળ, જળ, અન્ન, આવશ્યક વસ્ત્ર તથા ધનવડે સેવતા હતા, તેથી આ જગત્માં શ્રેષ્ટ ગણાતા આ પાંચ વ્યવહારોપયોગિ પદાર્થના દાતા જાણીને તેમને મૂળથીજ સર્વ પ્રજા પંચવરદ નામથી ઓળખતી, અને તેમના સ્થૂલની મુખ્ય સંજ્ઞા વડીલોએ તો લિપતિ રાખી હતી.

અજ્ઞાત અવસ્થા શિવાયની બાલ્યાવસ્થામાં તેમણે રૂડે પ્રકારે વિદ્યા તથા કળાનું અધ્યયન કર્યું હતું; યુવાવસ્થામાં પ્રાપ્ત પદાર્થ તથા સત્તાનો સદુપયોગ કર્યો હતો, અને ઉત્તરાવસ્થામાં સર્વે સદ્ગુણની પૂર્ણ પ્રાપ્તિ પુર્વક અધ્યાત્મ જ્ઞાન સંપાદન કર્યું હતું

આ લોકમાં આયુનો ઉચિત પ્રકારે ક્ષય કરવામાં એમના જેવા પુરૂષ કૃતનિશ્ચજ થયા હશે અને થશે, એમ માનવામાં કિંચિત્ માત્ર-આગ્રહ

સંકોચ નથી એટલું કહીને હવે એમનો પાસ વૃતાંત અટકાવીએ છીએ; પ્રસંગવશાત્ આવવા યોગ્ય હશે તે આગળ આવશે.

આ સર્વ ઐશ્વર્યે સંપન્ન શ્રી પંચવરદની આજ્ઞા પ્રમાણે વ્યવસ્થા કરનાર સેવકોએ ઉત્તરોત્તર જે જે મહાત્માનો શ્રવણસમાગમ એ મહાત્માને કરાવ્યો તેને ક્રમે કરી લખીએ છીએ.

# प्रथम समागम.

પોતાના એકાંત સ્થાનમાં અતિથિ મહાત્માના પ્રવેશની સંધિપૂર્વે ઉભેલા શ્રી પંચવરદ અતિથિના પ્રવેશ સમયે મંદમંદ હસતાં સંમુખ ચાલી પ્રશસ્ત રીતે તેમને નમન સરખો ભાવ આપી આલિંગન લેતા હવા તથા સવિનય દિવ્ય આસન ઉપર તે અતિથિ મહાત્માને બેસાડી પોતે પણ સુશોભિત આસન ઉપર બેઠ, અને સ્વસ્થ થઇ આ પ્રકારના પ્રિય વચનો બોલ્યા.

હે મોહ પ્રવાહના પારને પામેલા! આ સમય મોટા પુણ્યના ઉદયનો છે, કે જેમાં આપ સરખા નિરામય ચિત્તના સત્પુરુષોનો સમાગમ કરવાનો રૂડો અવસર મને મળ્યો છે. આપે ઉગ્ર પુણ્ય તથા પુરૂષ પ્રયત્ન વડે પ્રાપ્ત થનાર આ સહજાવસ્થાને પ્રાપ્ત કરી આ ભૂમંડલ ઉપરના અનેક સ્થળોને પવિત્ર કર્યાં હશે, તથા આ લોકની સામાન્ય મર્યાદાને જાણનાર આપે અનેક સામાન્ય પ્રસંગોને અવલોકન કર્યા હશે તથા અનુભવ્યા હશે; તેમજ આ સામાન્યાવસ્થાથી અતિરિક્ત વિશેષાવસ્થાને પ્રાપ્ત મહાજનોને અનેક સ્થળે જોયા હશે; જેથી આ સંસારમાં સામાન્ય તથા વિશેષાવસ્થાનાં સંપૂર્ણ સ્વરૂપ આપને અજ્ઞાત નહિજ હોવાં ઘટે છે. તેથી આપના પ્રતિ મારી એ પ્રાર્થના છે કે, આપે આ વર્તમાન શરીર વડે મુક્તાવસ્થામાં જે જે વિશેષ પ્રસંગને અનુભવ્યા અથવા અવલોકયા હોય તે તે સમગ્ર પ્રસંગને કૃપા કરી આ જિજ્ઞાસુની આતુરતાવાળાને તૃપ્ત કરવા અર્થે કથન કરો.

અપૂર્ણ

# મુક્તાવલી.

( એક નવી વાર્તા. )

( સાંધણ ગયા અંકથી )



## ભુજંગી છંદ.

વદીરાયનો પુત્ર ત્યાં નમ્રભાવે, વિવેકીપણું પૂર્ણ પોતે બતાવે;
સુણો શંભુના દાસ હે ક્ષેત્રપાલ, પ્રિતી દાખવી આપે થઇને દયાલ. ૨૯
બતાવ્યો બધો ખેલ પાસે રહીને, વળી પ્રેમ દાખ્યો સુશબ્દો કહીને;
વળી વિઘ્નથી રાખીઓ દૂર આપે, ગૃહે જાઉં હું આપકેરે પ્રતાપે. ૩૦
છું આભારિ હું આપનો પૂર્ણ આજે, ઘણું કષ્ટ વેઠ્યું તમે મુજ કાજે;
વદું ઝાઝું શું વાળી હું ના શકું તે યંદ્ગોપૂર્ણ આભાર પુરો શિરે જે. ૩૧
દયા રાખજો ઘેર જાવા ચહું છું, વળી આંખ આજ્ઞા પ્રમાણે મિંચુ છું;
નમો નાથ ભસ્મેન્દ્ર મૂખે ઉચાર્યું, મિંચી નેત્ર ભસ્મેન્દ્રનું ધ્યાન ધાર્યું. ૩૨
પછી ક્ષેત્રપાળે સ્વશક્તિ ચલાવી, મુક્યો મ્હેલમાં લાવિ તેને ઉડાવી;
કુમારે ઉઘાડ્યાં પછી નેત્ર જ્યારે, દિઠો ઓરડો આપકેરોજ ત્યારે. ૩૩
રહી છે હવે રાત્રિ તો પ્હોર એક, કરે રાયનો પુત્ર તર્કો અનેક;
વિલોક્યો બધો ખેલ તેણે સ્મશાને, વિચારે બધો તેહ તે એક ધ્યાને. ૩૪
પછી તેહને ચિત્ત ભસ્મેન્દ્રકેરો, જણાયો મહિમા ઘણો ને રૂડેરો;
વિચાર્યું પુરા પુણ્યકેરે પ્રતાપે, મળ્યા સદ્ગુરૂ સ્હેજમાં આવિ આપે. ૩૫
ગુરૂભાવ ભસ્મેન્દ્રમાં તેહ ધારી, વળી ધ્યાનમાં તેની મૂર્ત્તિ ઉતારી;
પછી હાથ જોડી પ્રિત્યે આંસુ આણી, કરે છે સ્તુતી ઉચ્ચરી દીન વાણી ૩૬

### પદ. ૧ ભૈરવનો સુર.

( મેરિ અખિયાં ફરકન લાગી:—એ રાગ )

જય જય જય સદ્ગુરૂ રાયા, જય દેવ જય સદ્ગુરૂ રાયા,
ગુરૂ આપતણી અતિ અકલિત માયા. જય જય સદ્ગુરૂ રાયા. ૧

અગણિત આપતણા ગુણુ તે, કેમજ જાય છભેપિ ગણાયા. જય. ૨
તોપણ ભાવવડે ભજી તમને, હે પ્રભુ સફળ લહું નિજ કાયા. જય. ૩
પૂર્વ પુણ્યના ઉદયવડે પ્રભુ, આપ હું દીનથી દેવ પમાયા. જય. ૪
શાસ્ત્રવિષે ગુરૂ મહિમા વાંચ્યા, હેતુ તેહ તણા સમજાયા. જય. ૫
વિશ્વચમત્કૃતિથી ભરિયું પણ, ગુરૂવિણ જન સહુ અંધ ગણાયા. જય. ૬
મુજને આપ મળ્યા મહારાજા, સહજે કૌતુક સર્વે જણાયાં. જય. ૭
વિણ સાધન સઘળું દેખાડયું, મુજ મન સંશય સર્વે શમાયા. જય. ૮
માટે આપ અલૌકિક છો ગુરૂ, દેહ ધરી મુજને દેખાયા. જય. ૯
સમજું નહિં પણ શરણ પડયો છું, સુખદ ચરણ તમકેરા સાલ્યા. જય. ૧૦
પુરૂષ રૂપે પંચાનન મળિયા, જય જય કહી ગુરૂ ગુણ મેં ગયા. જય. ૧૧

સ્તુતી આ પ્રમાણે કુમારે ઉચારી, થયો શબ્દ આકાશમાં શાન્તિકારી;—
'ગુરૂભાવ ભરમેન્દ્રમાં તે ધર્યો જે, રહો સ્થૈર્ય પામી કદી ના ચલો તે' ૩૭
સુણી આવિ વાણી ઉરે હર્ષ જાગ્યો, લહ્યું જે ગુરૂ યોગ્ય ભરમેન્દ્ર પામ્યો;
ભજું સર્વથા હું હવે ભાવ આણી, ગુરૂની કૃપાને બધો સાર જાણી. ૩૮
ગુરૂના મહિમાવિષે મગ્ન તે છે, ગુરો હે ગુરો ચિત્તમાં તે વદે છે;
થયો એટલે રાત વીતી પ્રભાત, કરી સ્નાન સંધ્યા ભજ્યા ભરમનાથ. ૩૯
દિવાળીતણો દીન વીત્યો ખુશીમાં, ન કુમારના હર્ષની કાંઇ સીમા;
ઘડીમાં ચમત્કાર ચિત્તે વિચારે, ઘડી માંહિ ભરમેન્દ્રનું ધ્યાન ધારે. ૪૦
વળી ભાગ્ય પોતાતણું તે વખાણે, બીજું કોઇ આનંદ હેતુ ન જાણે;
પછી બેસતા વર્ષનો દીન આવ્યો, ગુરૂને ભજી હર્ષમાં તે વિતાવ્યો. ૪૧
ગયો બીજને દીન અશ્વે ચઢીને, ગયો ખેલવા સર્વે શસ્ત્રો બિડીને;
પુરી બ્હાર ચાલ્યો વનો માંહિ વીર, નહિં સંગ કો એકલો આપ ધીર. ૪૨

## ચોથું મોતી.



### સંગતિકા છંદ.

( કાષ્ટ-ભયા ફિર ક્યા હુવા:—એ રાગે ગવાશે. )

ચઢિને હરો વન ખેલવા. ખુબિ જોઇને ખુશિ રેલના;
શિવસેન આપ સિધાવિયો, પુર બ્હાર પ્રેમગિ આવિયો. ૧
પુર માંહિ શોર બકોર છે, શ્રવણે પડે ન લગાર તે;
મૃદુ પક્ષિના સ્વર થાય છે, સુરસુંદરી લહું ગાય છે. ૨
કંઇ કાગ મોર સ્વરો કરે, શુકસારિકા કંઈ ઉચ્ચરે;
પણ આમ્ર પંજર છે ગયો, સ્વર શુષ્ક કોયલનો થયો. ૩
વળિ સારસાં સ્વર જે વદે, બહુ કાનને સુખ તેહ દે,
લહું નારી સોરઠ પ્રાન્તની, કરતી કથા નિજ કાન્તની. ૪
વળિ આભ ફિકું નિહાળિને, ધરિ ખેદ ચાતક ચોંકીને,
કંઇવાર ખાસ સ્વરે વદે, દુઃખિ મિત્રને લહું ધૈર્ય દે. ૫
વળિ વકિતતીતિ કરે સ્વરો, વદિ કંકમાદિ કપોતરો,
જનને ખુશિ અતિ આપતાં, વનની ખુબી ખરી થાપતાં ૬
વળિ ચક્રવાકની જોડિયો, વદતી નહીં તહિં થોડીઓ;
'રમિલો જહીં લગિ જોગ છે, દિન-અંતમાંહિ વિયોગ છે' ૭
ગતિ મંદ ત્યાં ધરિ ગાતાેા, તરૂડાળ મંદ હલાવતો;
વળિ વાયુ શીતળ સુખદે, કવિ કલ્પના કરિશું વદે? ૮
વળિ પુષ્પ કોઇ ગ્યણે નિસે, મધમાંખ બેસતિ તે વિષે,
કંઇ હાર્મે ત્યાં નજરે ચડે, મનને વિલોકિ મગ્ન પડે. ૯

અપૂર્ણ

——o✽o——

ઓ દુકાને કાર્યપ્રસંગે પધાર્યા હતા. તેઓ પોતાના પંતુજી પણાના બળ ઉપર આધાર રાખી સાકૃતી ચેરા ઉપર નિર્ભય થઈને એક છત્રનું સામ્રાજ્ય કરનાર જેકની માફક છટાદાર હાવ ભાવ અને મુખ મુદ્રાથી અભિપ્રાય સંતતિનો પ્રવાહ અસ્ખલિત વહેતા હતા. એઓએ દર્શાવેલા અનેક વિચારમાંનો એક એવો હતો કે જુવાનિયા લોકોએ ધર્મની બાબતમાં શા માટે માથું મારવું જોઈએ, એ ધર્મ સંબંધિ જ્ઞાનમાં તેઓને શી સમજ પડવાની હતી, કોઈ પણ ધર્મને તેઓ શું સમજીને અંગીકૃત કરતા હશે, તેઓ ધર્મને બદલે અધર્મજ આચરે છે. મારા મિત્રનો ભાઈ પણ ધર્મમાં દિક્ષિત થયો છે, પરન્તુ તે કંઇ ધર્મકાર્ય કરતો હોય એમ હું જાણતો નથી.

પૂર્વોક્ત પંતુજીનો અભિપ્રાય સાંભળી આ લખનારના અંતઃકરણમાં આ ભારત વર્ષની વર્તમાન, અને તદનુસાર વર્તનથી અતઃપર થવાની શોચનીય અવસ્થાનાં કારણ પ્રત્યક્ષ સમજાવા લાગ્યાં. એ પંતુજીએ દર્શાવેલ અભિપ્રાય વિશેજ આ વિષયચર્ચા નથી, પણ અન્ય કેટલાક પ્રવૃત્તિ પૂજક લોક, જેઓ ધર્મની આ બાહ્ય વૃદ્ધ આવશ્યકતા નથી એમજ બોધ આપી હિંદુસ્તાનની દુઃખદ અવસ્થાને માટે નિવૃત્તિને દોષ દે છે, તેવાઓને પણ કેવલ બુદ્ધિવિપર્યય થયો છે એ યથામતિ દર્શાવવાને આ વિષયચર્ચારૂપ પ્રયત્ન છે.

કેટલા એક અયથાર્થ વિચારકોનો એવો અભિપ્રાય છે કે ભારત વર્ષમાં કેવળ નિવૃત્તિ માર્ગને પ્રચારનાર શાસ્ત્રો છે, અને તેથી ભારત વર્ષની પ્રજા પણ નિવૃત્તિપરાયણજ છે. પણ તેઓનો આ વિચાર તેમને પોતાને ગમે તેવો સાધાર અને બળવાન્ ભાસતો હશે તોપણ અમારે અત્રે જણાવવું પડે છે કે તેઓએ કરેલું પર્યાલોચન વાસ્તવ ધૈર્ય અને દૂરદર્શિત્વ સહિત કરાયેલું નથી અને તેથીજ તેઓને પૂર્વોક્ત વિપર્યય જ્ઞાન થયું છે.

જો તેઓએ આર્ય શાસ્ત્રોની પ્રકૃતિના સાંગોપાંગ અવલોકન દ્વારા વિચાર બાંધવાનો પ્રયત્ન કર્યો હોત તો તેમને સહજ સમજાત કે અન્ય દેશીય રાજ્ય કરતાં આ ભારત વર્ષનાં શાસ્ત્રો વધારે પૂર્ણતાએ પહોંચેલાં છે; તથા જ્યાંસુધી તે પૂર્ણતાએ પહોંચેલાં શાસ્ત્રોને પૂર્ણ અંશે સમજીને આચાર વિચારમાં પ્રવૃત્ત થવામાં આગ્રહવાન પુરુષો અને સ્ત્રીઓ હતાં તે સમયસુધી તો પ્રજાસમૂહ અત્યંત સુ-

પ્રથમ તો વિકારહીન તથા સંસાર તંત્રનાં શુભાશુભ પ્રપંચથી અજાણ હોય છે, એવી એક પ્રકારની અજ્ઞાન મય સ્થિતિમાંથી પ્રજા ધીમે ધીમે મુક્ત થવાના ઉપાયો રચે છે અને પ્રવૃત્તિરૂપ વ્યાપાર માંડે છે. પ્રવૃત્તિનું ઉપાસન કરતાં કરતાં તેઓ યથાર્થ પ્રવૃત્તિજન્ય સુખને પ્રાપ્ત કરવા ઘણે અંશે સમર્થ થાય છે, અર્થાત્ જેને લૌકિક રીત્યે સુધરેલી અવસ્થા કહેવામાં આવે છે, તે અવસ્થાને તેઓ પ્રાપ્ત કરે છે. પ્રથમ તો એજ પ્રમાણે આર્યપ્રજાએ એક વાર દેશકાળને અનુસરીને સુધરેલી સ્થિતિ પ્રાપ્ત કરી હોવીજ જોઈએ. જે વખતે આર્ય પ્રજાએ યથેચ્છિત રીતે પ્રવૃત્તિમાં આરૂઢતા મેળવી હશે તેજ વખતે ધર્મ-અર્થ, અને કામ શાસ્ત્રોનાં સ્વરૂપ બંધાઇ રહ્યાં હશે, એ વાતમાં અમને તો કોઇ પ્રકારે સંશયનો અવકાશ જણાતો નથી. જ્યારે પ્રાણિ માત્રને દેશકાળાનુસાર બાહ્ય પદાર્થની પ્રાપ્તિ વડે સંતોષ થાય છે, ત્યારે તેને ચિન્તનના અર્થે અન્ય કોઇ પદાર્થની સ્વાભાવિક રીત્યે અપેક્ષા રહે છે; તેમાં પણ વળી મનુષ્ય પ્રાણિ, જેનુ અંતઃકરણ ચતુષ્ટય અનિર્વચનીય ચમત્કાર વિભવ વડે સંયુક્ત છે, તેને તો પોતાના અંતઃકરણને માટે કંઈ પણ અવલંબનની અપેક્ષા વિશેષતઃરહે એમાં કાંઈ પણ બાહ્ય પ્રમાણની જરૂર, નથીઃ એમાં પ્રાણિમાત્રનો અનુભવ એ પ્રમાણ રૂપ છે. આ વિષયમાં જેને સંશય થતો હોય તેને મનુષ્યની સંજ્ઞા આપવાને અમે બંધાયા છીએ એમ અમો કદી માનતા નથી.

પ્રવૃત્તિ માર્ગના પ્રતાપે આ બાહ્ય, દૃષ્ય જગત્નો આવશ્યકતા પ્રમાણે અનુભવ થયા પછી અંતઃકરણ સ્વાભાવિક રીતે અભ્યંતર, અદૃષ્ય જગત્કારણના ચિન્તનમાં વળે છે. આમાં અંતઃકરણ-સ્વભાવ કરતાં અધિકકારણો છે, તેનું નિરૂપણ કરવાનો આ સ્થળે અવકાશ ન હોવાથી દિગ્દર્શન કરીને સંતોષમાનીએ છીએ. આ પ્રમાણે ઈશ્વર સંબંધિ વિચારમાં આપણા પૂજ્ય આર્ય પૂર્વજો પુરૂપાર્થ પરાયણ થયા;અદ્યાપિ પર્યન્ત તેઓનું શાસ્ત્ર જે ધર્મ, અર્થ, અને કામ એવાં ત્રણ અંગ વાળું હતું તેમાં મોક્ષનું સર્વોત્તમ અંગ ઉમેરી પોતાના શાસ્ત્રને સંપૂર્ણ અંગવાળુ બનાવવાનો તેઓએ આદરપૂર્વક યત્ન માંડયો; ઉત્સાહઆદિ અનેક શુભ કારણોની અનુકૂળતાને પ્રભાવે તેઓએ મોક્ષ નામના અંગને પણ સારા અનુભવદ્વારા પ્રાપ્ત કર્યું અને પોતાના શાસ્ત્રને સંપૂર્ણ અંગ તથા બળવાળું કર્યું. ત્યારથી મોક્ષ સાધનોમાં પણ તેઓએ અનુપમ અનુભવ મેળવ્યો ત્યારથીજ

આર્યપ્રજાનાં ધર્મ, અર્થ, અને કામશાસ્ત્ર પણ અધિક શોભતાં હતાં. જે ધર્મ, અર્થ, અને કામના અંગ કેવળ લૌકિક ઉપયોગનાંજ ગણાતાં હતાં તે અલૌકિક સુખ સાધનાના ઉપકારકભાવને પામી મન્યતાને પામ્યાં એ હાથીજ આર્યપ્રજા સંપુર્ણ સુધરેલી ગણાવા લાગી. અહીંથીજ આર્ય પ્રગતિનો સમુદય થયો.

મોક્ષ શાસ્ત્રની પ્રાપ્તિ કર્યા પછી પણ આર્યો એ ધર્મ અર્થ, કામ અને મોક્ષ એ ચારે શાસ્ત્રોને સરખી રીતે અવશ્યનાં ગણી માન આપતા આવ્યા છે. મોક્ષ સાધનનુ સંપાદન કર્યા પછી પણ આર્યો એ ધર્મ, અર્થ અને કામ અર્થાત્ લૌકિક સુખ સાધક શાસ્ત્રો પ્રતિ ઉપેક્ષા લેશ પણ દર્શાવી નથી. મોક્ષ માર્ગ જાણ્યા પછી પણ તેઓએ લૌકિક શાસ્ત્રનું સાવધાન પાલન પોષણ કર્યું છે તે લૌકિક શાસ્ત્રના વિધવિધ ગ્રન્થોના દેશ તથા કાલનો વિચાર કરતાં પ્રત્યક્ષ રીતે જણાઇ આવશે.

મોક્ષ માર્ગના ગ્રન્થોમાં વાસ્તવ પ્રવૃત્તિ દ્વારા લૌકિક સુખની સિદ્ધિ કરવાનો બોધ અનેકશ: કરવામા આવેલ નજરે પડે છે. અગાઉ કબુલ કરવું પડે છે કે મોક્ષ માર્ગના ગ્રન્થો નિવૃત્તિના બોધની સાથે આત્મસંતુષ્ટિ, અસ્પૃહાદિ ગુણોને પ્રાપ્ત કરવાનો બોધ કરે છે; આટલાજ ઉપરથી હાલના કેટલાક અવિચારી આર્ય તરૂણો વારૂણીના (પશ્ચિમ દિશાના) પવનમાં તણાયલા હોવાથી તથા પશ્ચિમના અંધકારમાં ઘેરાયલા હોવાથી આર્યશાસ્ત્રો ઉપર નિવૃત્તિના બોધ દ્વારાદેશનું નખોદ વાળવાનો પાયા વિનાનો આરોપ મુકે એ કેટલું શરમાવા જેવુ ? અરે આપણે હાલના કેટલાક તરૂણ નામના આર્યોને શો દોષ દેવો ? શાણામાં ગણાતા કેટલાક ધોળી દાઢી વાળા પણ એવા આરોપ આપણા પરમ પવિત્ર ઇશ્વર પ્રેરિત શાસ્ત્રો ઉપર મુકતાં શરમાતા નથી ! ! ! જુઓ આ દુઃખનો દરીઆમાં ડુબેલી આર્ય ભૂમિનો ઉદ્ધાર કરનાર બુદ્ધ ભગવાનની મૂર્તિઓ ! ભલેને ગમે તેમ આર્ય ભૂમિમાં જન્મેલા અવિચારી માનવી આરોપ મુકે, પણ વાસ્તવે આર્ય શાસ્ત્રો વાસ્તવ પ્રવૃત્તિનો, પ્રમાદમય નિવૃત્તિનો બોધ આપી, ઉચ્છેદ કરનારાં નથી. આર્યોનાં શાસ્ત્રો તો અસ્પૃહા, નિરાભિમાન, સ્વાર્થપરાયણતાનો નાશ, તથા જગની સ્વચ્છાપરજ આધાર રાખ્યા વિનાં સ્વધર્મ પરાયણતા, ઇત્યાદિ અનેક વાસ્તવ પ્રવૃત્તિને સબળ અને સફળ કરનાર સદ્ગુણોનો ઉદય કરનાર બોધ વાળા નિવૃત્તિના બોધ દ્વારા નિરન્તર આપે જાય છે. અપૂર્ણ.



ऐं



# મહાકાલ.

( માસિક. )

पुस्तक १ लुं. ज्येष्ठ वद १४. अंक ८ मों.

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥
सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર.

उपाधिबाधकवर्गः

રાજનગર.

ગુજરાત ગેઝેટ પ્રેસમાં. સી. જી. પંડ્યાએ છાપ્યું.

સંવત્ ૧૯૪૫. પોહોચ માહ. સને ૧૮૮૯.

વાર્ષિક ઉપહાર રૂ. ૨ અગાઉથીજ.

વર્ષ અન્તે રૂ. ૨-૮-૦

દરેક છુટી નકલનો રૂ ૦।.





## अनुक्रमणिका.



---

## જાહેરખબર.





॥ ॐ श्री ॥

# निवृत्ति अने ज्ञानाधिकार.

(ગયા અંકથી ચાલુ.)

कर्मण्येवाधिकारस्ते माफलेषुकदाचन । सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ० । પ્રસાદિ વાક્યોનાં જેવાં અનેક અમુલ્ય વાક્યો વડે પરમ પ્રશંસાપાત્ર ધૈર્યનો ઉપદેશ આપણાં આર્યશાસ્ત્રોમાં ક્યાં નથી ? એવાંજ વાક્યો વાળા પરદેશી પુસ્તકો ઉપર આર્યનાં સંતાન આર્યત્વનો અભિમાન ભૂલી પ્રાણ પાથરે છે. પોતાનાં ધર્મ શાસ્ત્રોને અનુપમ ઉપદેશ આપે એવાં છતાં લાહુખાઉ ભટજીઓએ પાથરેલી પ્રપંચ જાળ માને છે. આ પણ એક આર્યભૂમિ ઉપર ઇશ્વરનોજ કોપ । संपूर्णेपि तडागे काकः कुंभोदकं पिचाति। આર્યભૂમિનાં શાસ્ત્રો માણસને આળસુ અને એદી બનાવી દે એવાં છે આ વાક્યો જ્યારે આર્યભૂમિમાં ઉછરેલાં મનુષ્યના મુખમાંથી નિકળે છે ત્યારે આર્યભૂમિ ચકિત થઈને સ્તબ્ધ થઈ જાય છે, કેમકે વળી એજ પુતળાં મોટો ઘોષ કરીને કહે છે કે હિન્દના હિતમાં અમારું હિત છે; અમે હિન્દના હિતના કટકા છીએ.

લૌકિક તેમજ અલૌકિક એવાં ઉભય પ્રકારના સુખને સિદ્ધ કરનાર આર્યશાસ્ત્રનો અનાદર કરી તેની આજ્ઞાનો ભંગ કરનાર મનુષ્યો આર્યપ્રજામાં જ્યારથી થવા લાગ્યાં ત્યારથીજ આર્ય દેશની દુર્દશાનો આરંભ થયો: બ્રાહ્મણોએ જ્યારથી શાસ્ત્રોનું સાવધાન પઠન પાઠન કરવાનું કામ છોડ્યું, જ્યારથી ક્ષાત્ર પ્રજાએ શાસ્ત્રનો અને શસ્ત્રનો અભ્યાસ છોડયો, જ્યારથી વૈશ્ય વર્ગે ખેતી તથા વ્યાપાર અને પશુપાલન તરફ આંખ આડા કાન કરી વૈશ્યોપયોગિ શાસ્ત્રના અભ્યાસનો પરિત્યાગ કર્યો, અને કેવળ ગુદ્ધા વૈતરાને વૈશ્ય કર્મ સમજવા લાગ્યા, જ્યારથી શુદ્રો પ્રજા સેવનનાં કાર્યમાં ખંઢાઇ કરતાં શીખ્યા, અર્થાત્ જ્યારથી સમગ્ર પ્રજા પોતાની પ્ર-

કૃતિને અનુસાર ધર્મથી ચ્યુત થઈ અને મિથ્યા લોભથી કિંવા મિથ્યા કુ-લાન્વેષી વિપરીત વિચારથી વર્ણ વ્યવસ્થા તથા ધર્મ રહિત થઈ ત્યારથીજ, તે મિથ્યા પ્રવૃત્તિની ઉપાસક થઈ—નહીં શાસ્ત્રોક્ત નિવૃત્તિની કે નહીં શાસ્ત્રોક્ત પ્રવૃત્તિની. દિન પ્રતિદિન આપણે આગળ દર્શાવી ગયા તે પ્રમાણે એ મિથ્યા પ્રવૃત્તિ દેશને અનિષ્ટ સ્થિતિમાં ફસાવતી ગઇ અને મિથ્યા પ્રવૃત્તિના ઉપાસક દેશ તથા કાળ વિરૂદ્ધ સુધારા- વધારા કરવાને મિથ્યા પ્રવૃત્તિમાં અધિક પ્રવેશ કરવા લાગ્યા અને જે કંટક ભરત ભૂમિના અંગમાંથી તેઓ દૂર કરવાનો પ્રયત્ન કરતા હતા તેને વધારે અંદરના ભાગમાં પેસાડતા થયા. ઘર પૂર્વમાં અને પશ્ચિમમાં દોડવું થયું. હજી પણ મૃગ તૃષ્ણિકા જળથી લોભાયલા કેટલાક દેશ હિતેચ્છુ કહેવાતા આર્ય દેશ વાસિજનો વર્ણવ્યવસ્થાનો વિચ્છેદજ કરીને દેશનું હિત કરવાનો આશય રાખે છે પણ તેઓ જાણતા નથી કે વર્ણ વિચ્છેદની સાથે વર્ણ ધર્મ કર્મનો પણ વિચ્છેદજ થવાનો. એ લોકોના અભિપ્રાય પ્રમાણે દેશી દ્વારણાનું કામ ચાલશે તો દેશનો ઉદ્ધાર થવાને બદલે દેશનો અધસ્તમ નિપાત થશે, અને ત્યાર પછી જે પરાવર્તનથી ઉદ્ધાર થવા માંડશે તે આર્ય દેશનો અને આર્ય પ્રજાનો નહીં, પણ કાંઇ અન્યનોજ.

માટે આર્ય પ્રજાનું ભલું કરવું હોય તો આર્ય પ્રજાની વર્ણવ્યવસ્થા તથા વર્ણ-ધર્મ-કર્મ એ બંનેને પુનઃસ્થાપન કરવાને પ્રયત્ન આરંભવા. બ્રાહ્મણ સુતારનું કામ કરવાનો રોજગાર કરે, સુતાર બ્રાહ્મણનો રોજગાર કરે, કણબી ક્ષત્રિયનો, ક્ષત્રિય વણિયાનો, વાણિયા ક્ષત્રિયનો, બ્રાહ્મણ ભરવાડનો, અને ભરવાડ બ્રાહ્મણનો રોજગાર કરે એવો પ્રકૃતિ અને અનુભવ વિરૂદ્ધ સુધારો કરવાથી શો ફાયદો? હાલના સમયમાં-સ્વાભાવિક વલણ વિના અભ્યાસ કરવાથી જે ખરાબી થાય છે તેનો દાખલો કેળવણી ખાતામાં પ્રત્યક્ષ મળે છે. કેળવણી ખાતામાં કાંઇ વ્યવહારો પયોગિ જ્ઞાનનો આપવામાં આવતું નથી તેમ છતાં પણ જ્યારે વિદ્યાર્થીની પ્રકૃત્તિ વિરૂદ્ધ અભ્યાસથી અનેક હાનિઓ થતી નજરે પડે છે તો વ્યવહારનેજ વિપરીત બનાવી જે સુધારો કરવાની આશા રાખવામાં આવે તો તેમાં કાંઈ પણ સબળ કારણ નથી. નવી વસ્તુઓમાં અનુભવ મેળવવામાં કાળ અને બળનો જે મિથ્યા વ્યય કરવો તેના કરતાં જે બાબતમાં જે માણસ નહાનપણથી જ ટેવાયલો હોય અથવા સ્વાભાવિક રીતે જે વિષય તરફ જે માણસનું

વક્ષણ હોય તેજ વિષયમાં તેને ઉત્તેજન આપી વધારવો. એના જેવું દેશ-તથા પ્રજાનું હિત કરનાર કાંઇ પણ નથી. આવી રીતે, ચાર વર્ણુમાંથી પ્રત્યેક વર્ણ પોતાના કર્મમાં કુશળ નિવડે તો આખી આર્ય પ્રજા સુધરીજ છે, પણ રેતી પીલીને તેલ કાઢવાનો યત્ન, સમજુમાં ગણાતા માણસો પણ, જ્યાં લેઇ બેસે ત્યાં શો ઉપાય ?

શાસ્ત્રમાં ચારે વર્ણને પોતાના કૃત્ય વ્હેંચી આપેલાં છે અને તેમાં દરેક માણસે દૃઢતાથી આગળ વધ્યે જવું એવો ઉપદેશ स्वधर्मे निधनं श्रेयः ઇત્યાદિ વાક્યો વડે કરીને અનેક વાર કરવામાં આવેલો છે. અર્થાત્ કેવળ પોતાનુંજ હિત સ્વાર્થ બુદ્ધિથી વિચારી લાભ ન થાય તો પોતાનો વ્યાપાર તજી ન દેવો, કષ્ટ વેઠીને અરે મૃત્યુને પણ તાબે થઇને દેશ હિતાર્થે પોતાનું કાર્ય કર્યે જવું. સર્વ માણસો એકજ સર્વોત્તમ સુખને આપનાર, વ્યાપારમાંથી લાભ લેવાને તુટી પડે તેના કરતાં દરેક માણસ પોતાના વ્યાપારને સર્વોત્તમ સુખ આપનાર કરવાને પ્રયત્ન કરે ને સર્વથી ઉત્તમ વાર્તા છે; એવો પ્રયત્ન કરતાં નિર્ધનતા તો શું પણ નિધન આવે તો તે અધિક યોગ્ય છે; અન્યથા પ્રયત્ન તો દેશને દુર્દશામાં ડુબાડનાર મિથ્યા પ્રવૃત્તિજ છે. તેથી કાળ અને બળ એ બન્નેની ખરાબી થાય છે; કેમકે વિવેક વિનાનો ઉત્સાહ કેવળ શ્રમનેજ આપનાર છે.

આર્ય પ્રજાની પડતીનાં કારણો ઉપરના લખાણમાંથી વિવેકી અને સાવધાન વાંચનારને સહજ જડી આવશે. પરન્તુ જેને પોતાનો મત તેજ સુધારો છે એવા દુરાગ્રહી મહાજનને માટે અમને કશો ઉપાય જડતો નથી.

આ દેશની પડતીના કારણ તરી કે જેઓ નિવૃત્તિને વગોવે છે તેમને એક બીજી તરફથી પણ વિચાર કરવાનો છે. યથાર્થ વિચાર કરતાં સમજાશે કે હાલ જે નિવૃત્તિનો ભાસ ચારે તરફ થાય છે તે નિવૃત્તિ નથીજ; મિથ્યા પ્રવૃત્તિ જન્ય અતિ શ્રમથી ઉત્પન્ન થયેલું નૈરાશ્ય છે; અરો મૂર્છા છે, સમાધિ નથી. જો વાસ્તવ નિવૃત્તિ તમારા દેશમાં પ્રસરી હોય, જો વાસ્તવ શાસ્ત્રોક્ત સાધન જન્ય નિવૃત્તિ તમારા દેશમાં પ્રસરી હોય તો રાગ દ્વેષનાં અતિ પારો ઉપજાવે એવાં કાર્ય રૂપ અનેક દુર્ગુણો આર્ય પ્રજામાં ક્યાંથી હોય? માળાઓ પકડનારા ધોળા પળિયાવાળા જોયા, પણ શુ-

કેમ અંતઃકરણ વાળા સાત્વિક વૃદ્ધો તમારા દેશમાં ક્યાં છે? પાસઠ વર્ષે પાટલુંન પહેરી મુછો ઘોડીને લાલ લુગામ કરનારા જોવા પણ પરમેશ્વર-માં નિમગ્ન થયેલા રાગદ્વેષ રહિત પૂજ્ય વૃદ્ધો તમારા આર્ય દેશમાંથી ઓછા થતા જાય છે. અરે, વૃદ્ધ માનવીમાં પણ જે દેશમાં વાસ્તવ નિવૃત્તિ મળવી કઠિણ છે, તે દેશના લોક નિવૃત્તિને માથે દેશની દુર્દશા કરવાનો આરોપ મૂકે એ કેવો વ્યાઘાત? નિવૃત્તિ માર્ગનું જે મુખ્ય લક્ષ પરમાત્મા તેને ભજવો તેમાં પણ એક એકથી નવા વાડાઓ બંધાય છે એટલુંજ નહીં પણ વિવિધ વાડામાં પૂરાયલાં પ્રાણિ એક બીજા ઉપર દ્વેષ રાખે એ દેશમાં નિવૃત્તિએ પ્રલય કર્યો છે, એમ કહેવાને કોણ આગળ આવે છે?

માટે સર્વ રીત્યે પૂર્વાપર વિચાર કરતાં આ દેશની દુર્દશાને માટે નિવૃત્તિને માથે દોષ નથી પણ સર્વ દુર્દશાનું કારણ મિથ્યા પ્રવૃત્તિજ છે.

આ સ્થળે એક અગત્યની સૂચના કરવી યોગ્ય ધારિયે છીએ, કેમ-કે તેના ઉપર અનેક વિચારવાન્ વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું છે. હાલના સમયમાં ઉછરતી પ્રજામાં નિષ્પ્રયોજન ચાંચલ્યનો દુર્ગુણ બહુજ પેસતો જાય છે અને તેથી જે અન્ય દુર્ગુણોનો પ્રવેશ આર્ય પ્રજામાં થશે તે ઘણોજ હાનિકર નિવડશે. આ મિથ્યા ચાપલ્ય કરતાં જો ઉછરતી પ્રજા વાસ્તવ નિવૃત્તિ કે જેની સાથે આર્ય શાસ્ત્રના પ્રતાપે સમવૃત્તિ દાસીની માફ રહે છે, તેની તરફ આકર્ષાય તોજ ટાપટીપના શઢવાળુ અતિ અસ્થિર મિથ્યા ચાપલ્ય રૂપ વહાણ સંતોલનને પ્રાપ્ત થશે; નિકર એ ઘાતકી વહાણ આખી ભવિષ્યની. આર્ય પ્રજાને વિપત્તિના ક્ષાર સાગરમાં ડુબાવી દેશેજ. એ મિથ્યા ચપલચેલકાંના મિથ્યાનાજુક હાથ વિલાયતી લાકડી પકડવાને સમર્થ છે, સ્વદેશ રક્ષણાર્થે ખડ્ગ પકડવાને નહીંજ; એમનાં મિથ્યા ચાપલ્ય અને મિથ્યાનાજુકાઇનો ભોગ થઇ પડેલાં લટકાળાં શરીર સોફા અને ઇઝીચેર ઉપર આળોટવાનેજ યોગ્ય છે, રુધિર, માંસ અને હાડકાંના ઢગલાથી ખડબચડા થયેલા રણક્ષેત્રમાં ઘુમવાને યોગ્ય નહીંજ; એજ લટકાળા લાલાજીના ચરણ કમળ બુટ સ્ટોકીંગ ધારણ કરી ચટકમટક ચાલવાને યોગ્યજ છે, સ્વદેશ રક્ષણની જરૂરના સમયે રણપ્રયાણમાં સુદૃઢ ડગલાં ભરવા યોગ્ય નહીંજ. કહો હાલના સુધારાની મિથ્યા પ્રવૃત્તિ અને મિથ્યા ચાપલ્યથી શો લાભ થયો છે? માટે એ મિથ્યા ચાપલ્યનો પવન જેમ બને તેમ દૂર કરવાને પ્રયત્ન કરશો તો આ દેશની દુર્દશાની પરાકાષ્ઠા આવતાં જરી વધારે

વિલંબ થશે, નિકર આ ભારતવર્ષનો વિનાશ સત્વર થયા વિના રહેવાનો નથી. પરન્તુ જ્યાં લગી મિથ્યા પ્રવૃત્તિનો નાશ થઇ વાસ્તવ પ્રવૃત્તિ અને વાસ્તવ નિવૃત્તિનું યથાર્થ રીત્યે પૂર્વવત્ આ દેશમાં પુનઃસ્થાપન નહિ થાય ત્યાં લગી આ આર્યપ્રજા દુર્દશાજન્ય નાશના ભયથી કદી પણ મુક્ત થવાની નથી. હાલ જેઓ પોતાને કેવળ પ્રવૃત્તિનાં ઉપાસક માની નિવૃત્તિ માર્ગ ઉપર આતતાયી રહી આર્ય શાસ્ત્રોને દૂષણ દે છે તેઓ પોતેજ મિથ્યા પ્રવૃત્તિના ઉપાસક છે માટે પોતેજ વિવેકી થઇ વાસ્તવ પ્રવૃત્તિ ગ્રહણ કરશે. તો તેમને સહજ સમજાશે કે વાસ્તવ નિવૃત્તિ અને વાસ્તવ પ્રવૃત્તિમાં માત્ર નામનોજ ફેર છે. ખરી નિવૃત્તિ પ્રવૃત્તિ પરસ્પર ઉપકારક છે.

અદ્યાપિ લગી આ પ્રસ્તુત વિષયમાં જે લખ્યું છે તે નિવૃત્તિના પક્ષમાં છે, હવે જ્ઞાનાધિકારનાં સંબંધમાં લખવાનો પ્રારંભ કરવામાં આવે છે. મનુષ્યોને ધર્મ સબંધી જ્ઞાનનો કેટલી ઉમરે અધિકાર થાય છે, અથવા કેટલી વયના મનુષ્ય ધર્મ સંબંધિ જ્ઞાનમાં સુખ પૂર્વક પ્રવેશ કરી શકે છે એ પ્રશ્નનો નિર્ણય કરવો પ્રથમ અવશ્યનો છે.

જે પત્રુંત્ર વિષે આપણે આગળ બોલી ગયા છીએ તેના મતને મળતા ભારતવર્ષમાં અનેક માણસો છે. તેઓનો અભિપ્રાય આવો છેઃ 'જુવાનિયાઓ ધર્મના વિષયમાં શું સમજવાના હતા? તેઓના આ અભિપ્રાયનો ભાવાર્થ એવોજ છે કે જુવાન વર્ગ જ્ઞાનનો અધિકારિ નથી. પણ તેઓનું આ સમજવું કેવળ નિરાધાર છે. દરેક સુધરેલા વિચારનો માણસ કબુલ કર્યા વિના નહીં રહે કે જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિનો આધાર કેવલ વય ઉપર રહે છે એ કહેવું કેવળ પાયા વિનાનું છે. આખું જગત્ જાણે છે કે પાંચ વર્ષનું બાળક કોઇ પણ કઠિન વિષયની ચર્ચામાં પ્રવેશ કરી શકે નહીં; પરન્તુ સોળ સતર વર્ષના જુવાન વિષે પણ તેમજ કહેવું એ કોઇ પણ રીત્યે યથાર્થ નથી. યુવાન મનુષ્યોની હરકોઇ વિષયમાં પ્રવેશ કરવાની શક્તિનો આધાર તેમને મળેલા અનુભવ ઉપર રહે છે; અને અનુભવ મળવાનો આધાર આહાર, વિહાર તથા સંગતિ ઉપર રહે છે. આપણે જોઇએ છીએ કે જેઓનો રાજસ, તામસ, અથવા સાત્વિક આહાર-હોય છે તેવા લોકો રજસ, તામસ અથવા સાત્વિક વિષયોમાં રૂડે પ્રકારે પ્રવૃત્તિ સાધી શકે છે. જેઓનો વિહાર તામસ હોય છે તેઓ તામસ વિષયમાં સુખ પૂર્વક પ્રવેશ કરી શકે છે; તેમજ રાજસ અ-

ને સાત્વિક વિહારના સંબંધમાં સમજવું. અને સંગતિના સંબંધમાં તો એ-
થી અધિક વ્યવહાર સિદ્ધ દૃષ્ટાન્તો દૃષ્ટિગોચર થયા વિના રહેવાના નહીં.
यथा संगस्तथा जन: એ વાક્ય તો સર્વથા સિદ્ધ છે. જડ દેહ દ્વારા થતી
ચેષ્ટા પણ સંગ પ્રમાણે સ્વરૂપ ધારણ કરે છે તેના ઉદાહરણ તરીકે જુ-
ઓ,—સ્ત્રીયોમાં વસનારા કેટલાક ગૃહસ્થોના કુટુંબમાં રહેનારા ચાકરો સ્ત્રી-
ઓના જેવાજ હાવ ભાવથી વાતચીત કરે છે; કન્યા શાળાઓમાં નોકરી
કરનારા શિક્ષકોમાંના કેટલાક આપણે એવા પણ જોઇએ છીએ કે જેઓ
નુ બોલવુ તથા અભિનય કન્યા રાશિના જેવા થઈ ગયા હોય છે. જો જ-
ડ દેહના સંબંધે પણ સંગતિથી આટલો ફેરફાર થાય છે તો મન
જેનો સ્વભાવ પ્રવાહિના જેવો છે તેમાં પણ સંગતિ પ્રમાણે ફેરફાર થાય
એમાં નવાઇ નથી. માટે જુવાન માણસો પણ જેવાં આહાર, વિહાર, ત-
થા સંગતિ રાખે છે તેવોજ તેમનો જ્ઞાનાધિકાર કિંવા જ્ઞાન પ્રાપ્ત ક-
રવાની બુદ્ધિની શક્તિનો પ્રકાશ થાય છે. માટે અમુક માણસ યુવાન છે
માટે જ્ઞાનનો અધિકારિ ન બની શકે એ કહેવું કેવળ પાયા વિનાનું છે.
કેમકે જો અમારા પૂર્વપક્ષિજનોનું મત સાચું હોય તો યુવાનો ઘણી
અઘરી પરીક્ષાઓ પસાર કરી જાય છે. અને વયો વૃદ્ધ તેજ પરિક્ષા-
ઓની કઠિણતા જોઇને કંપારી ખાય છે એ વાર્તા કેમ સંભવે? પણ એતો
આપણે નજરે જોઈએ છીએ. માટે જ્ઞાનાધિકારનો આધાર કોઈ પણ
રીતે કેવળ વય ઉપર રહેતો નથી. કેમકે तेजसां हि न वय:समीक्ष्यते।

વળી જો કોઇ એમ કહે કે યુવાન માણસો ધર્મ સંબંધી જ્ઞાનમાં
પ્રવેશ કરે છે તો પછી તેઓ વ્યવહાર સિદ્ધિ યથાર્થ રીતે નથી કરી શ-
કતા. આનો ઉત્તર પણ દેવો કંઇ કઠિન નથી. જેઓએ ધર્મમાં ઢોંગને
અર્થે પ્રવેશ કરેલો છે તેઓને અમો ધર્મમાં પ્રવેશેલાજ સમજતા નથી.
જેઓએ યથાર્થ નિવૃત્તિપક્ષ ગ્રહણ કરેલો છે તેમાંના ઘણાખરા માણસોએ
વ્યવહાર સર્વોત્તમ રીતે સિદ્ધ કરેલો છે એવું અમોને અનુભવ સિદ્ધ છે. ધર્મમાં
પ્રવેશેલા સત્પુરુષો ની સંખ્યા ઘણી ઓછી છે તેના પ્રમાણમાં વ્યવહાર
સિદ્ધિ રુડે પ્રકારે કરનાર માણસોની સંખ્યા પણ ઓછી છે. મિથ્યાપ્રવૃ-
ત્તિવાળા માણસોની સંખ્યા વધારે છે, તે પ્રમાણે તેમાંથી વ્યવહાર સિદ્ધ
કરનાર માણસોની સંખ્યા પણ વધારે છે. પરન્તુ પરસ્પર પ્રમાણનો ત-
પાસ કરતાં ધર્મ વિચાર તરફ વળેલા માણસો કાંઇ ન્યૂન અંશે વ્યવહાર

સિદ્ધ નથી કરતા. વળી મુખ્યત્વે કરીને તો ધર્મ તથા ઇશ્વર સંબંધિ વિચાર યુવાનોમાંજ આવવા જોઇએ; કેમકે જે સમય દુર્ગુણના પવનના ઝપાટા ચાલવાનો છે, તે સમયેજ લંગરની મુખ્ય જરૂર છે. માટે જેઓ કહે છે કે 'ઘરડાંરે થઈશું ત્યારે રામ રામ કહીશું' તેઓના જેવા અવિચારી બીજા કોઇ નથી.

દરેક સુધરેલા દેશમાંની કેળવણી આપવાની રીતિ જોઈએ છીએ તો તેમાં આપણને ધર્મ સંબંધિ કેળવણી અપાતી દૃષ્ટિગમ્ય થાય છે. ક્રિશ્ચિયન દેશોમાં નિશાળોમાં બાઇબલનો અભ્યાસ છોકરાંઓને નાની વયમાંથીજ કરાવવામાં આવે છે. હિન્દુસ્તાનમાં સ્થપાયેલી સઘળી મિશન સ્કુલોમાં પણ બાઈબલનું પઠન તથા સ્કુલનું કામ ચાલતાં પહેલાં પ્રાર્થના કરવી એ બે વાર્તાઓ ઉપર નિયમિત રીત્યે ધ્યાન આપવામાં આવે છે. બ્રહ્મોસમાજ અને પ્રાર્થના સમાજવાળા પણ બાલકોને બાલ્યમાંથીજ ભક્તિ તરફ વાળવાનો આશય રાખે છે. અસલ પણ આર્યજન સમૂહમાં વેદાભ્યાસને સર્વથી પ્રથમ કરવા યોગ્ય ગણ્યો છે. પરન્તુ હાલમાંજ પૂર્વોક્ત પંતુજી જેવા વિચારના માણસો આ પવિત્ર ભૂમિને પાંશુલા કરનાર ઉત્પન્ન થયા છે અને તેઓ બાળકને માટે ધર્મ સંબંધિ જ્ઞાનનો નિષેધ કરે છે. હાલના સમયમાંજ ઘણા વિદ્વાન્ પુરૂષોએ સરકારને શાળા શિક્ષણની પદ્ધતિમાં ધર્મ સંબંધિ શિક્ષણ આપવાની ભલામણ રૂપ કેટલાંક જાહેર લખાણો કર્યાં છે. આ પ્રમાણે બાળકને પણ ધર્મ સંબંધિ મૂળતત્વોનું શિક્ષણ જરૂરનું ગણવામાં આવ્યું છે, તો યુવાન પ્રજાને માટે તો એ શિક્ષણ અતિ જરૂરનુંજ છે. બાળાવસ્થામાં ધર્મ સંબંધિ કાંઇ શિક્ષણ મળતું નથી ને વળી યુવાવસ્થામાં ધર્મથી દૂર રહેવાનો ઉપદેશ કરવામાં આવે તથા દુર્ભાગ્યે એવા ઉપદેશની અસર પણ થાય તો પવિત્ર આર્યભૂમિ નાસ્તિકોથી ભરપૂર ફ્રાન્સ કિંવા રશિયાની સ્થિતિને પામે એમાં શો શક? પણ પ્રભુ એવી દશા આ દેશને દેખાડશોમાં. અમારો એવો અભિપ્રાય છે કે સમગ્ર હિન્દુ પ્રજા પોતાના દિલને યોગ્ય લાગે એવાં હિન્દુધર્મના કોઇ પણ વચનો ઉપર વિશ્વાસ રાખી વર્ત્તે અને નાસ્તિકતા તથા નિરાશા અને દુર્ગુણના ખાડામાંથી ઉગરેતોજ સારૂં.

યુવાન મનુષ્યોનું અંતઃકરણ ધર્મ તથા ઇશ્વર તરફ વાળવામાં આવતું નથી ત્યારે કેવા અનિષ્ટ પરિણામ થાય છે તેનાં ઉદાહરણ આપણે

વ્યવહારમાં નિત્ય જોઈએ છીએ. કેળવણી લેતા યુવાનોનો ઘણો ભાગ સુનિતિમાં ઘણોજ કાચો જણાય છે. સાદાઈ તથા સરલતા યુક્ત સૌજન્ય ઈંગ્રેજી ભાષામાં અદ્દગ્ધ થયેલામાં જોવામાં ન આવે એતો સ્વાભાવિક છે; પણ કેટલાક ધુરંધર પંડિત કહેવાતા અને વિદ્યાના બળથી માન અને પ્રખ્યાતિ પામેલા પણ પામર કરતાં અથવા તામસ કે રાજસ વિષયિ કરતાં અધિક સારી પદવીને યોગ્ય નથીંજ તેમજ તેમની કહેણી રહેણીનો મુકાબલો કરતાં જણાય છે.

'ઇશ્વર સંબંધિ વિચાર વિનાની અતિ વિદ્યાનું પર્યવસાન નાસ્તિકતામાં આવેલું છે એ યુરોપ અને અમેરિકાના તેમજ બીજા ખંડોના દેશોના ઇતિહાસનુ અવલોકન કરતાં સ્પષ્ટ સમજાય છે. નાસ્તિકતાનાં પરિણામો શાં આવશે તે હમણાં કહેવાની જરૂર નથી. જ્યારે એ પરિણામ આવશે ત્યારે જગતના ઈતિહાસના પાનાં ભારે ભરે એવી એકથી અધિક બિનાઓ નિપજશે. હજુતો એ વિષ વૃક્ષ ઘણી કોમળ અવસ્થામાં છે. એની વૃદ્ધિની પરાકાષ્ઠા પ્રાપ્ત થતાં આરાપારાનું વાતાવરણ પણ વિષમય થશે અને પછી વાસ્તવ પ્રણારાનું વિકરાલ સ્વરૂપ દ્રષ્ટિગમ્ય થશે. બહુ ડાહ્યા બહુ ખરડાયા એ વાક્ય અક્ષરશઃખરૂં પડશે. જે જે વહેમ રૂપે મનાય છે તે તે બંધન વિના છેવટે નાશ થશે. સ્નાયુ અને નસોનાં બંધન તુટતાં જે ઉત્પાત થાય છે તેનાથી પણ અધિક જબરો ઉત્પાત 'સમગ્ર બંધન છુટતાં આ જગતમાં થશે. મૂર્ખને અભાર' આ કહેવું હાસજનક ભાસશે, પણ શાણાને તો એ સર્વ વર્તમાન હોય તેમ સ્પષ્ટ રીતે દ્રષ્ટિગોચર થશે.

ધર્મ સંબંધિ કેળવણીની આવશ્યકતાના સંબંધમાં જેટલું લખીએ તેટલું ઓછું છે. દાખલા દલીલો સહિત આ વિષયને જેટલો વધારીએ તેટલો વધે એવો છે; પણ મુખ્ય વસ્તુના ગ્રહણ તથા મનનને માટે અંતઃકરણ ને અવકાશ રહે માટે આ દિગ્દર્શનજ કરાવ્યું છે.

વળી કેટલાકનો અભિપ્રાય એવો છે જે ધર્મ સંબંધિ સંપૂર્ણ આચાર પલાય તોજ ધર્મ સંબંધિ વિચારમાં પ્રવેશ કરવો; પણ તેવા માણસો ક્રમને, યથાર્થ સમજતા નથી. પ્રથમ વિચાર થઇ પછી આચાર થાય છે, માટે ધર્મ સંબંધિ વિચારમાં પ્રથમ પ્રવેશ કરવો; પછી અધિક આચાર પળાતા જશે. બ્રાહ્મણના છોકરાને જનોઇ દેઈ ને તરતજ વેદ વેદાંગ

ગતિ આનાની પેર, લેશ પણ જે ન પિછાણે;
સાસુ સસરા તણો સ્નેહ, નથી મેળવી શકતી,
મંદિર મંદિર ફરે તેહ, હરિ હરિ મુખ બકતી;
નિજ ધર્મ મર્મ જાણ્યા વિના, ફરતી જ્યમ ઉર ફાવતું
શકશાતન ચેલકિયો બહુ, જોઈ એવી હસું આવતું. ૫૭
ઉગે છે તો હજુ હવે પણ કોયળિ ખોયી;
દર્શન કરવા ફરે બહુ જાણે થઇ રોગી;
માત તાત પણ મુર્ખ, હરી ભજતાં ન વરોયે,
એવું સમજી માન અહે, રોકે ન જરાએ;
શકશાતન પછિ દર્શન વિષે, દગા રમે છે દીકરી,
અંતે વંઠી વટલાય તે, કાજળ મુખ ચોળી કરી. ૫૮
દેવ તણી મુર્તિને, છોરેલી ક્યાં ભાળે છે,
એ અલબેલા જાર તણું મુખડું ન્યાળે છે;
હરિ રીઝવવા કાજ, નથી ગદી એ ગાતી,
મધુર સ્વરે ગિત ગાય, છેલની ભેદે છાતી;
શકશાતન કે' વાંકી વળી, નટવરને નમતી નથી,
પણ લંકે લળી લલચાવતી, લાલ લોકને પ્રીતથી; ૫૯
માત તાત ઉર લહે દીકરી દેવ સમાણી,
પણ બહાર જેટલી, તેટલી ભોગ સમાણી;
ગુરુના ઘરનું માન પામી પુત્રી અતિશારું,
મદિરથી પકવાન પ્રસાદી પામે વારું;
શકશાતન કે' એ પ્રેમમાં, ચેનો ચોરી થાય છે,
કંઈ ધર્મ ધુના ધોળે દિને, ઘર માંડીને જાય છે. ૬૦
મ્હાલે મંદિર વિષે; જેમ મદમાતો હાથી,
વર રાંયેનો ખાવ નિકર કો' ભજે ન સાથી;
આહુંડીના સર્વ મરદનો કાઇ ન એલી,
પુરુષ પાછિ પણ ભરે પેર ન ટકે અલબેલી;
શકશાતન કે' બાયતાણિને વૈતરણીમાં તાણવી,
એ કામની તે શા કામની? કાં મનિ ને નાર જાણવી! ૬૧
ખેચી કરે મરકામ, રહે પોતે તો ફરતી,

આડે વિધ વિધ હાઠ ધરતીપર પગ નવ ધરતી;
દર્શનનો કરિ દંભ સતીથી થાય સવાઇ,
શીખામણ કો વદે, કરે તવ રાંડ ભવાઇ;
શકશાતન કે' સંસારમાં, કળિ કાજે વામો કર્યો,
જે અનંગ ને કળિ બળ થકી. અનેક રૂપે વિચર્યો. ૬૨

નદીએ ન્હાવા જાય પરન્તુ મનની મેલી,
જાર જોઇ છલકાય સ્ત્રિયો થઇ છેક છકેલી;
પર્વવિષે પણ પાપમહીં પ્રમદા પગ મેલે,
તજી કુલધર્મવિચાર, વ્યભિચારે બહુ ખેલે;
શકશાતન કે' સંસારમાં કેર બહુ કળિએ કર્યો,
પુરુષોએ પુરૂષાતન તજ્યું, ભરતખંડ દુઃખથી ભર્યો. ૬૩

પતિની પાછળ પ્રાણ, જતી સતિ પ્હેલાં દેતી,
તહીં પતિકેરા પ્રાણ જારમાટે સ્ત્રી લેતી;
પ્રતિવ્રતરક્ષણકાજ પ્રાણ તજતાં નવ ડરતી,
પ્રતિવ્રત તજતાં લાજ નહીં તરૂણી મન ધરતી;
શકશાતન કે' સંસારમાં, ધર્મ ગયો પાતાળમાં,
પણ વિવિધ ધર્મનો વેશ લઇ, પાપ રહ્યું કળિકાળમાં. ૬૪

વળી ભક્તિ પણ વધી જુઓ કળિ જુગમાં કેવી,
ભજન મંડળી ઘણી થઇ, અહિં જોવા જેવી;
નારી ને નર તણું ઘણું ઘમશાન મચે જ્યાં,
સદ્ગુરુ સાથે હરી ફરીને ફાગ ભજે ત્યાં;
વળી કેદી નાખી ભક્તિને ઢાંખી દાબી રાખતાં,
પણ પ્રભુ પાસે એકાંતમાં સાચી ભક્તિ નથિ માગતાં. ૬૫

ભજન વિષે ચાયડાતિ ભામિની મેં બહુ ભાળી,
મારી [illegible] ભાળી?
એકાદશી નિજ જારસંગ જાગ્રતિએ જાગી,
પતિગૃહ પ્રેમે તજ્યું, તરૂણિ તો પાછી લાગી !!!
શકશાતન કે' સંસારમાં, ભાવિક ભગતાણી હતી,
થયું ભજનપુણ્ય તેને અજો નર નિજ મન ગમતો નરી !!! ૬૬

અજા તણો ઉપદેશ તમે સઉ સુણજો ભાવે—

સુરૂપ તણી પણ દશા, તેવી ભુંડી થઇ ગઇ છે;
આર્ય શાસ્ત્રનું જ્ઞાન ઉચું મેલીને નેવે,
મનમાં આવે તેમ વૃથા ધર્મોને સેવે;
શકરાતન કે' નર વર્ગનો અધર્મે હાવાં વર્ણવું,
જે સુણતાં સૌ સજ્જન ફરે કૌતુક ભાસે અવનવું. ૭૨
અસલ આર્યની રીત, હતી વિદ્યા ભણવાની,
નિજ ગુરૂ કુલમાં વસી, જ્ઞાનનો મટ ચણવાની;
પછિ ઉદરાર્થે સર્વ લોક, ઉદ્યમમાં લાગી,
ધનનો સંચય કરી, થતા સુખિયા સદ્ભાગી;
શકરાતન કે' ધન મેળવે; તે પ્હેલાં મન કેળવી.
સુવિવેક પ્રાપ્ત કરતા હતા, નિજ હિતમાં મન હેળવી. ૭૩
વિદ્યા ભણવાથકી, દ્રવ્યના રસ્તા સારા,
જડતા'તા જગમાંહિ, લાભ ઈચ્છયો દેનારા;
આળસ કેરી ટેવ, ભણ્યાથી સહજ તજાતી,
લાભ હાનિની વાત, સહેલઈથી સમજાતી;
વિદ્યા વિધ વિધ ગુણ આપતી, અપલક્ષણ સઉ કાપતી,
શકરાતન કે' સાચે સુખે, સેવકને લઇ થાપતી. ૭૪
કાળે કરિને આર્ય દ્વિજોએ ઉપવિત છોડ્યાં,
શાસ્ત્રો કેરાં વચન વિવેક તજીને તોડ્યાં;
શદ્રો કેરા ધર્મ વિષે સઉએ મન જોડ્યાં,
હાથે કરિનિજ શીશ અક્કલહીણા થઇ ફોડ્યાં;
ભરત ધરાનું ભણતર તજી, જણતર સઉ વધી ગયું,
શકરાતન સ્વર્ગભૂમિ–સ્થળે, કુંભિપાક જેવું થયું. ૭૫
દયાક્ષમાથી ભર્યા બ્રહ્મણો, જે સ્થળ ભરિયા,
તે સ્થળ દીસે દાસ ચિપ્રવર. દુર્ગુણ–દરિયા;
વેદ અને વેદાંગ વ્હાલ આણીને ભણતા,
ઓંકાર ભણતા તેહ બ્રહ્મની વાતો વણતા;
ઉપવીત અસલ જે ધારતા, તે આજે ધરિ કહિયે,
શકરાતન ! બ્રહ્મ વધારતા, કળી ખરેખર વહિયે. ૭૬
વેદ અને ઉપવીત, વિનાનાં બીજાં સૂનો,

ઉમાં કરતા જુઓ, તમે સ્થળ સ્થળ તાજૂતો;
જુઠિ હિમાયત શાસ્ત્ર તણિ કરિ પાપી અંધા,
ધર્મ ધુતારા તણા મુનિમ થઇ કરતા ધંધા;
શઠશાતન! સાચું જાણતા છતાં જુઠું જગને કહે,
તેવાને તો ત્રિભુવનપતિ રૈરવમાં નાંખી દહે. ૭૭
તંત સમાણાં તૂન સસ કહિકહિને સ્થાપે,
તેમાં ભોળા ભૂત હાજી કહિ અનુમતિ આપે;
ખરતું ટોળું મળ્યું, તે વિષે કુંભાર રાણો,
સકળ આંધળાં મળ્યા તે વિષે રાણો કાણો;
શઠશાંતન કે' નિજ પેટની આગે અવનીને દેહે,
એવાને તાતા લોહના ચિપટે જમકિંકર ગ્રહે; ૭૮
ભાગતેર તો કો ભણ્યા પરન્તુ લોભે લીધા,
કરતાં અવળા અર્થ શાસ્ત્રના તે નવ બીધા;
અભણ થયા તે તણી આંખ તો એકજ ફૂટી,
ભણ્યા ગણ્યાની આંખ લાલચે બન્ને ફુટી;
શઠશાતન કે' જર જોરૂને, જમિન તાણી જાજો પડ્યા,
ભણિયા પણ ભરત ભુમી તણા, રણિયા થઇને નીવડ્યા. ૭૯
સજ્જન જાણી શીખ પૂછવા જો કો આવે,
પોતે પંડિત છતાં ભોળિયાને ભરમાવે;
જગભર્તાથી જરી નથી કો' દિલમાં ડરતા,
પક્ષપાતની વાત લક્ષ રાખીને કરતા;
શઠશાતન! શાણી વાતમાં, ઠગાઇનો હાંકો રગે,
આ રીતે ધન ભેળું કરે, તે કળિ છે તેથી પચે. ૮૦
જો કદિ સતયુગ હોય, તદા ઘર સત્વર લાગે,
કે લક્ષ્મી કરિ પાય પાપિયાનાં ઘર ત્યાગે;
કે ઘટ અંદર રોગ જોત જોતાંમાં જાગે,
કે યમ આપો આપ આવિને ઉત્તર માગે;
પણ આનો કળિયુગ આવિયો, માટે શઠને ફાવિયું,
પણ શઠશાતન! ફળ પાપનું, અંતે શુભ નથિ આવિયું. ૮૧
જમવા કાજે જુઠ વિપ્ર મન ગમતું બોલે,

ખરી વાતને લઇ પાણિમાં પ્રેમે બોળે;
પણ ગાંટે થઇ ભૂત જેમ નેચવે લગ નાચે,
અધર્મ કેરા યંત્ર થઇને થૈં થૈં નાચે;
પણ વિશ્વતણું શુભ શા વિષે તે તો નથી વિચારતા,
થઇ જગત્ ગુરૂ વિપ્રો જુઓ જગહિતને સંહારતા. ૮૧
પૂર્વે જેઓ તણા પૂર્વજો યજ્ઞો કરતા,
તેઓ ગાંજા સુક્કાતણી ચલમો કર ધરતા;
શુદ્ધ વિપ્રના પુત્ર સોમરસ પૂર્વે પીતા,
વર્ણ સંકરો હવે વારૂણી પિતાં ન બીતા;
શકશાતન કે' સંસારમાં કળિકાળે કાળું કર્યું,
દુર્ગુણના દરખત વાવિયાં, પાપે પૃથ્વી પડ ભર્યું. ૮૨
પરમેશ્વરને સર્વ કામ જે વિપ્રો જોતા,
તેના તનયો હાલ તરૂણિ નિરખી તપ ખોતા;
બ્રહ્મચર્યમાં અસલ બ્રાહ્મણો કેવા પૂરા,
વ્યભિચારે તે હાલ દિસે સઘળાને શૂરા;
શકશાતન કે' સારા હશે તેઓનો પણ જશ ગયો,
કળિયુગનું અંધારૂં રહ્યું ભેદ શુભાશુભ ના રહ્યો. ૮૩

# વિત્ત અને વિત્તૈષણા.

સમય જ્ઞાનને પ્રાપ્ત થયેલા એવા મહાત્માઓનો નિર્ણય છે કે પરમાર્થ પક્ષને અન્ય કશાંના આધારની અપેક્ષા નથી, કેમ કે પરમાર્થ એ તો શાસ્ત્ર તેમજ અનુભવથી સ્વસત્તાકજ છે. પરન્તુ વ્યવહાર પક્ષ પોતાની કૃત્રિમતાને લીધે અબળ હોવાથી અન્ય કશાના આશ્રયવિના નભી શકે નહીં એવો અનુભવ જ્ઞાનિને તેમજ અજ્ઞાનિને અર્થાત્ સર્વે કોઇને છે. પ્રાણિ માત્રનો વ્યવહાર પરતઃ આધારની અપેક્ષા રાખે છે; પરન્તુ મનુષ્ય પ્રાણિનો વ્યવહાર બુદ્ધિ પ્રપંચને પ્રભાવે કેટલાક અંશે અધિક કૃત્રિમતા યુક્ત છે. આથી કરીને મનુષ્ય વ્યવહાર પોતાની કૃત્રિમતાના આધિક્યના પ્રમાણમાં પરતઃ આધારની અધિક અંશે અપેક્ષા રાખે છે.

વ્યવહાર જેવા પરસત્તાક પક્ષને જેની અપેક્ષા રહે એવાં ઘણાં સા-
ધનો છે. આ સાધન પરમ્પરાના પારાવારનું મંથન કરીને કાઢેલું તત્વ તે
વ્યવહારને સિદ્ધ કરનારૂં મહા સાધન હોવું જોઇએ: તે સાધનમાંથી અ-
ન્ય સર્વ વ્યવહારનાં સાધનોની ઉત્પત્તિ કરી શકાય એવું હોવું જોઈએ, અ-
ને તેથી અન્ય વ્યવહાર–સાધન કરતાં તે સાધન પ્રતિ મનુષ્ય પ્રાણિનો
લક્ષ સર્વથી અધિક અંશે ખેંચાવો જોઇએ. વાસ્તવે છે પણ તેમજ. પૂ-
ર્વોક્ત સાધન સાગરના મંથનમાંથી તત્વરૂપે આવિર્ભાવ પામેલું મહા
સાધન વિત્તજ છે. લક્ષ્મી એ નામ આપીને શાસ્ત્રોમાં પણ એ વિત્તનો
મહિમા વર્ણવ્યો છે. વિશ્વનો નિર્વાહ કરવાનો સાત્વિક અભિમાન ધરાવ-
નાર વિષ્ણુરૂપ વિશ્વેશ્વરની શક્તિરૂપ ગણીને એ વિત્તનેજ લક્ષ્મીને નામે
વ્યાવહારિક સુખની અભિલાષાવાળાં મનુષ્યોવડે ઉપાસવા યોગ્ય શાસ્ત્રોએ
ઠરાવ્યું છે. એ વિત્તનેજ ઈચ્છિત અર્થની પ્રાપ્તિ કરાવનાર સાધનોમાંનું
એક ગણ્યું છે. વળિ વ્યવહારમાં પણ આપણે સર્વ કોઇને કહેતાં સાંભળિ-
યે છીએ કે:—'વસુ વિના નર પશુ', 'જર પાનીમેં બનાવે ઘર,' 'જર
ચઢાય સો કર,' 'પઇસો તે દેવ પરમેશ્વર' આ પ્રમાણે શાસ્ત્ર અને લોક
જેનો પ્રભાવ માન્ય કરે છે તે વિત્તપ્રતિ મનની અને તનની અવસ્થા પ-
રત્વે વિચાર કર્યાવિના ઉપેક્ષા કરવાનો ઉપદેશ કરવો એતો સર્વથા ઉચિત
ગણાયજ નહીં. શાસ્ત્રે પણ એવો ઉપદેશ કરી અપક્વ ગુમડું ચીરવાનો
પ્રયત્ન કોઇ પણ સ્થળે કર્યો હોય એવું જણાતુંજ નથી; શાસ્ત્રમાંથી તો ઉલટાં
એવાં ઉદાહરણ જડવાનાં કે જેમાં અવસ્થા પરત્વના વિવેક વિના કરેલો
ઉપદેશ વૃથા ગયો હશે. વળી સંસારમાં માનવપ્રાણિમાત્રની પ્રવૃત્તિનું
નિરીક્ષણ કરતાં પણ પ્રસ્તુત ચર્ચામાં અમે સૂચવેલો અભિપ્રાય આધાર-
ભુત જણાય છે. બાળકને માતાપિતા શા માટે શાળામાં મોકલે છે? મેહે-
તાજી તે બાળકને શા માટે મહાશ્રમ કરીને ભણાવે છે? યુવાવસ્થા પ્રાપ્ત
થતાં શા માટે માણસ રોજગાર શોધે છે? મધ્યાવસ્થામાં માણસ શા મા-
ટે વ્યય-વિવેક શિખે છે? 'વિત્તનેજ માટે' એ ઉપર પૂછેલા સર્વ પ્રશ્નો-
નો ટુંકો અને સ્પષ્ટ ઉત્તર છે. કોઇ શંકા કરશે કે મનુષ્યનાં સર્વ કૃત્ય-
નું ધ્યેય વિત્તજ છે એ કહેવું યોગ્ય નથી, કેમકે મનુષ્યો પોતાનાં કૃત્યો-
દ્વારા અમૂલ્ય વાસ્તવ આનંદની પ્રાપ્તિ કરે છે. આ શંકાસમાધાનમાં જણા-
વવા, માનીએ છીએ કે મનુષ્યની એકલાંની નહિ પણ પ્રાણિ માત્રની

પ્રવૃત્તિ આ સંસારમાં જન્મ્યા પછી જરૂરના વિષયો પ્રાપ્ત કરવાને માટે પ્રથમ તો થાય છે. પછી તે આવશ્યના વિષયોને પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિમાંથી પ્રાપ્ત થતો અનુભવ પોતાની મેળેજ પ્રત્યક્ષ થઇને પ્રવૃત્ત થનારની બુદ્ધિના પ્રમાણમાં જ્ઞાન આપે છે તથા તે જ્ઞાનદ્વારા પ્રવૃત્તિથી પણ દુષ્પ્રાપ્ય એવી, આવશ્યકતાની શાન્તિને ધીમેધીમે પ્રાપ્ત કરાવે છે. પ્રકૃતિના કિંવા માયાના (કુદરતના) સંબંધના વિચારમાં નિમગ્ન થતાં સંસ્કારી જનને સમગ્ર માયાના અધિષ્ઠાનનો સહજ વિચાર આવે છે તેજ પ્રમાણે વિત્તાર્થે કરાતા યત્નમાંથી યત્ન કરનારની બુદ્ધિના પ્રમાણમાં અનુભવ પણ સહજ પ્રાપ્ત થાય છે. માટે મનુષ્યનો પ્રયત્ન સર્વથી પ્રથમ તો વિત્તૈષણાને અનુસરીનેજ થાય છે; પછીથી વિત્તૈષણાની શાન્તિ કિંવા વિત્તૈષણાની મૂળતઃ નિવૃત્તિનાં સાધનની પ્રાપ્તિ થાય છે, એ એક અન્ય વાર્તા છે.

જ્યારે વિત્તની એષણા આટલી બળવાન તથા સ્તુત્ય છે ત્યારે તે પ્રાપ્ત કરવાની હરેક રીતિમાં માણસ સહજ આકર્ષાઇ પ્રવેશ કરી દે એ સ્વાભાવિક છે. માટે વિત્તની પ્રાપ્તિ કરવાનાં સાધન તથા રીતિના સંબંધમાં ઉચિત વિવેચન કરવું એ યોગ્ય છે. શાસ્ત્રે આ સંબંધમાં પણ નિર્ણય કરવો બાકી નથી રાખ્યો. સન્માર્ગે અર્થાત્ સદુદ્યોગથી પ્રાપ્ત કરેલું દ્રવ્યજ ચતુર્વર્ગ શિરોમણિ મોક્ષને પણ આપે છે એ પ્રમાણે આર્યોનાં તેમજ યવનોનાં શાસ્ત્ર પણ કહે છે. ધર્મ અને નીતિને અનુસરીને કરેલો ઉદ્યોગ તે સદુદ્યોગ છે. અસન્માર્ગે અથવા પાપકર્મથી ઉપાર્જન કરેલું વિત્ત દશ સંવત્સરજ પહોંચે છે અને અન્તે શોચનીય દશા આણીને આપોઆપ અદૃષ્ય થાય છે; આવાં વાક્યોવડે શાસ્ત્રો પાપ કર્મથી વિત્તપ્રાપ્તિ કરવાના યત્નમાં પ્રવેશવાનો નિષેધ કરે છે. અધર્મવડે ઉપાર્જન કરેલા દ્રવ્યથી ઉપાર્જન કરનારને વ્યાવહારિક સુખ પણ કેવળ સુખરૂપે પ્રતીત થાય, એવો સંભવ ઓછો છે. મનુષ્યનું અંતઃકરણ અશુભ કર્મના આચરણથી અસંતુષ્ટ અને વ્યગ્ર રહે છે એ ઘણે અંશે ખરૂં છે. દંશયુક્ત અંતઃકરણ કોઇ પણ પદાર્થથી વાસ્તવ સુખ પ્રાપ્ત નથી કરી શકતું; તેજ પ્રમાણે વિત્તના સંબંધમાં પણ જાણવું.

વિત્તની પ્રાપ્તિ થયા પછી પણ માણસે અસાવધ થવું જોયતું નથી. સન્માર્ગે પ્રાપ્ત થયેલું વિત્ત વધુ કરીને દુર્વિકારનું કારણ એકદમ થઇ પડતું નથી; તોપણ વિત્તનો સ્વાભાવિક ચમત્કાર ધીમે ધીમે પોતાનું સ્વરૂપ

પ્રકાશ્યા વિના રહેતો નથી. માયાનાં વિવિધ સ્વરૂપ છે તેમાં પણ સર્વથી વધારે ચમત્કાર વાળાં બેજ પ્રત્યક્ષ રૂપે શાસ્ત્રે કથ્યાં છે:—કનક અને કામિની. માયાના ઉક્ત બે સ્વરૂપનો ચમત્કાર કેવો છે તે અત્રે વિસ્તાર પૂર્વક વર્ણાવવાની જરૂર નથી કેમકે સર્વને એ વિષયમાં પોતાનો અનુભવ છે. વિત્ત પણ ધીમે ધીમે પોતાના ધણિને અનુકૂળતાનું ભાન કરાવી પ્રથમ તો અપ્રમાદ યુક્ત ધૈર્યથી પદભ્રષ્ટ કરે છે. અપ્રમાદ યુક્ત ધૈર્યનું સ્ખલન થતાંજ સર્વ ખરાબીની શરૂઆત થાય છે. ત્યાર પછી પ્રતિક્ષણે (જો કોઇ સ્વતંત્ર બાધક શક્તિ વ્યવધાન ન નાંખે તો) એ અધઃપતનનો વેગ વધતો જાય છે અને પરિણામે પ્રણાશ થાય છે. વળી વિત્ત જ્યાં લગી આવશ્યકતા જેટલુંજ પ્રાપ્ત થાય છે ત્યાં લગી તો કોઇ પણ પ્રકારે વિકાર ઉત્પન્ન કરતું નથી; કારણ કે આવશ્યકતા વિત્તનું અને તેની સાથેજ તેના વિકૃતિ જનક સ્વભાવનું પણ ભક્ષણ કરી જાય છે. માટે રળી રોટલો ખાનાર કરતાં જેઓની પાસે દ્રવ્યનો સંચય થયો છે એવા પુરુષોને માટે ઉપદેશની અધિક જરૂર છે. દ્રવ્યનો સંચય થયા પછી માણસ ધીમે ધીમે દ્રવ્યના પ્રભાવથી જાણીતો થાય છે અને તેને પોતાની વ્યવહાર સંબંધી પરાધીનતા ઘણે અંશે ઓછી થયેલી નજરે પડે છે. પછી તે 'દામ કરે કામ અને હુંડી કરે સલામ' એ મંત્રનો જાપ શીખે છે, અને વિવેક તથા સૌજન્ય આદિ અનેક ગુણો તેની પાસેથી ધીમે ધીમે પલાયન કરી જાય છે. તેને પોતાના સઘળા વિચાર ખરા ભાસે છે, અને સર્વને હાજી કહેવડાવતાં શીખે છે. એક વિદ્વાન્ કહે છે કે—'એક મ્હોટામાં મ્હોટો વિદ્વાન્ પોતાના ખરા અભિપ્રાયને માટે પણ અન્ય વિદ્વાન્ના પ્રમાણને માટે આધાર રાખશે, પણ એક નાનામાં નાનો ધનવાન પોતાના અભિપ્રાયને માટે અન્ય કોઇના અનુમતની અપેક્ષા નહીં રાખે; પરન્તુ પોતાના અભિપ્રાયનેજ અન્ય સર્વના અભિપ્રાયનો આધાર માનશે.' અને અમો અત્રે દર્શાવીએ છીએ કે એવી સ્થિતિ એજ પ્રમાદની પરાકાષ્ઠા છે. વિત્તનો સંચય એજ અસાવધ માણસને ટુંકા કાળને લાંબો કરીને બતાવે છે: અર્થાત્ અવકાશ આપે છે, અને પ્રમાદીને મળેલો અવકાશ શુભ કાર્યમાં કદી પણ યોજાતો નથી. આ સ્થળે હાલના સમયના શ્રીમંત વર્ગમાંના કેટલાકના સંબંધમાં વાગ્બાણની ધારા ચલાવી તેઓને વધાવી લેવા યોગ્ય સમજીએ છીએ. કેટલાક તો પોતાના કાળનો અને કાંચનનો ઉપયોગ વ્યભિચાર રૂપ

મોટા પાપમાં કરે છે. ચોરી ગમનાદિ મહાપાપથી પણ તેઓ આશંકાતા નથી. લોક નિંદાનો તેમને ભયજ નથી; કેમકે જેઓ તેમને પાછળ નિંદે છે તેઓનેજ કોઈવાર તે લોકોની પાસે જવાની જરૂર પડે છે. તેમનાં દુરાચરણનું ઉદાહરણ જોઈને તથા બીજા અનેક કારણોને લીધે તેના દુરાચરણી શ્રીમંતોની કુલસ્ત્રિયો પણ પાપકર્મપરાયણ થાય છે. જે વંશમાં કુલદીપક રત્નો થવાં જોઈએ તે વંશમાં અમંગલ સ્મશાનની ચિતાના ભડકાના જેવાં વર્ણસંકર સંતાન ઉત્પન્ન થાય છે. જે વિત્તવિભવવડે એકવાર જે કુટુંબો ઈશ્વર કૃપાના પ્રકાશવડે વેષ્ટિત ભાસતાં, હતાં તેજ વિત્તવિભવવડે તેજ કુટુંબો અકારાં નિસ્તેજ, તથા કીર્તિહીન કિંવા કલંક કલુષિત થયેલાં દૃષ્ટિ ગોચર થાય છે. અંતે એ વિત્ત પોતાની ગુપ્ત ચંચલતા પ્રકટ કરે છે અને પોતાની પાછળ પશ્ચાતાપ તથા દારિદ્ર્ય સહિત અપકીર્તિને મૂકીને અંતર્હિત થઇ જાય છે. માટે શ્રીમંતોએ અપ્રમાદ યુક્ત ધૈર્ય પ્રાપ્ત કરવાના અને એવા ધૈર્યને પ્રાપ્ત કરીને તેને સ્થિર કરવાના પ્રયત્નમાં રાત્રિ દીવસ મચ્યા રહેવું. અપ્રમાદ યુક્ત ધૈર્ય એ વિત્તના સંરક્ષણનું સાધક છે તેમજ, વિત્ત જન્ય વિકારનું બાધક છે, માટે દરેક પ્રકારે તેની ઉપાસના કરવી એવી ભલામણ પુનઃ પુનઃ કરવામાં આવે છે.

વિત્ત પ્રાપ્તિની પછી વિત્ત સંરક્ષણ તથા વિત્ત જન્યવિકાર નિવારણનો ઉપાય કહી ગયા પછી વિત્તવ્યયનીતિના સંબંધમાં પણ યોગ્ય રીત્યે થોડુંક કહેવું જોઈએ. વિવેક પૂર્વક કરેલો વિત્તવ્યય એ એક પ્રકારે વિત્ત સંરક્ષણોપાયમાં અંતર્ભાવ પામે છે, તોપણ ઉદારતાના સંબંધમાં વિત્તવ્યયનું પૃથક્ વિવેચન કરવું યોગ્ય છે. આ સંસારમાં ઉદાર ભાવને ધારણ કરીને પોતાના વિત્તમાંથી પરને આશ્રય આપવો એના જેવી એકે સ્તુત્ય વાર્તા નથી; તોપણ દાનના સંબંધમાં અનેક પ્રકારે વિચાર કરીને વર્તવાની જરૂર છે. કેમકે પાત્રવિવેક વિના કરેલું દાન દાતાના આશયને સિદ્ધ કરી શકતું નથી. કેટલીકવાર જેને માણસ ધર્મ સમજે છે તે વાસ્તવે અધર્મ હોય છે; અને તેથી પ્રજાસમાજની ખરાબી થતી હોય છે. આવા કાર્યમાં જે વિત્ત આપવામાં આવે છે તે અધર્મના ઉત્તેજનમાં ગયું એમ માનવામાં કોઇ પણ બાધ નથી. કેટલીક વારતો એમ પણ બને છે કે ધર્મ માની આપેલા પૈસાથી નીચમાં નીચ દુર્ગુણોનો વધારો થાયછે. એવાં કુનીતિના ખાતાંને ઉત્તેજન આપનાર પરમેશ્વરની દૃષ્ટિમાં તો પા-

॥ ॐ श्री ॥

# दंभ.

( સાંધણ ગયા અંકથી. )

---

હાથ બેસાડીએ છીએ. પરન્તુ વાસ્તવે તો તેમને‌ા જ્ઞાનવિભવ દીપવાને બદલે તેઓનું અજ્ઞાન પ્રકાશમાં આવે છે. કેમકે જે વખતે દંભીઓ પોતાના ડહાપણને‌ા દરિયો વલોવવા બેસે છે તે વખતે તેઓને પ્રસંગાદિનું ભાન રહેતું નથી. તેઓ પોતાની ચતુરાઇની ચાળવણીમાં પોતાની બુદ્ધિને રોકે છે તે સમયે તેમનું અજ્ઞાન સૂનું પડવાથી સંતાડી રાખેલા છછુંદરની માફક ચડપ લેતું કે બહાર આવીને ફાંફાં મારવા મંડી પડે છે.

આ પ્રમાણે જ્યારે તેમને‌ા દંભ ટુટી પડવાને‌ા પ્રસંગ આવે છે અને જ્યારે યોગ્ય પ્રહાર પડે છે તે સમયે તેઓ દંભ યુક્ત વિનય અને ધરડાપો ધારણ કરતાં વિલંબ કરતા નથી. શાણું મુખ રાખી નિરભિમાનને‌ા કંચુક ધારણ કરીને પોતે બોલે છે કે—અમોએ તો શિખામણ દીધી પણ જ્યારે કોઇને તે રૂચતી નથી તો અમારે તેમાં કાંઇ લેવા દેવા નથી; જે માણસ શિખામણ સાંભળતી વખતે કાનમાં આંગળીઓ ઘાલે તે પોતાનું હિત કદી પણ સાધી શકે નહિ. આવાં આવાં અનેક દંભવાળાં વાક્યો ઉચ્ચારી પોતાની મહત્તાને જાળવી રાખવાને અનેક યુક્તિઓ રચે છે. પણ તકલદી છેવટ ટકેજ નહીં; કેમકે પરિણામે તો સત્યજ તરે છે. તથાપિ અનુભવી માણસોએ એક ખુબી હમેશાં ધ્યાનમાં રાખવા જેવી છે—'સત્ય જેટલા દબદબાથી તરે છે તેના કરતાં દશ ગણા દબદબાથી દંભ ડુમે છે. મિથ્યાભિમાની માણસો મનમાં સમજતા નથી કે આપણી શિખામણમાં તે એવું શું સત્વ રહ્યું છે કે તે નહી સાંભળવાથી સામા માણસની અક્કલને‌ા ભંડાર ઉણો રહી જવાને‌ા હતો ? આપણા શિવાય અન્ય પાસેથી સામા માણસને વાસ્તવ જ્ઞાન પ્રાપ્ત થશેજ નહીં એવું જે માનવું તેજ એક મિથ્યાભિમાનમય અજ્ઞાન છે. આવું મહાહાનિકર અજ્ઞાન પોતાના અંતઃકરણમાંથી કાઢયા શિવાય જે અન્યને બોધ કરવાને આગળ પડે છે,

તેને, પોતાના ઘેર દેવાળું છતાં અન્યનો તગાદો સાચવવાને મેદાનમાં પડનાર ધોતાળ જેવો જાણવો. આવા દંભી દુર્જનોનો એક એવા પ્રકારનો સ્વભાવ હોય છે કે તેઓથી અન્યનો ઉત્કર્ષ ઈર્ષા રહિત નેત્રથી જોવાતો નથી. શીખામણ દેવાને બદલે તે દંભી પોતાના દંભને નિભાવવાને મિથ્યા દોષ દર્શન આદિવડે વાસ્તવ સત્યને ડુબાવવા પ્રયત્ન કરે છે. આથી પોતે વાસ્તવ સત્યનો લાભ લેઇ શકતા નથી એટલુંજ નહીં, પણ અન્ય પુરૂષોને પણ વાસ્તવ સત્ય પ્રતિ જતાં બાઇબલમાંના સેતાનની માફક માર્ગભ્રષ્ટ કરે છે. આથી સ્વાર્થ અને પરાર્થ—એ બન્ને બગાડનાર આ બે આંખે અંધ એવા દંભીઓ આ લોક અને પરલોકના બન્ને માર્ગમાં અથડાતા અથડાતા અપાર પીડાના ભોગી થાય છે.

વિદ્વત્તાની બાબતમાં પણ થોડો ઘણો દંભ ચાલતો નથી એવું ઉપર જણાવવામાં આવ્યું છે. તેના સંબંધમાં પણ અત્રે થોડુંક જણાવવું જોઇએ. સર્વવિષયસંયુક્ત એ હાલના સમયમાં સર્વનું લક્ષ્ય થઈ પડયું છે. અનેક વિષયો જાણવાની ઈચ્છા રાખવી એ તો એક અતિ ઉપયોગનું છે તેમજ સ્તુતિપાત્ર છે; પણ જે વસ્તુમાં પોતાનો સંપૂર્ણ રીતે પ્રવેશ નથી થયો એવી વસ્તુમાં પણ અમે હાકાજાણ છીએ એવો જે જાહેર દાક કરવો એ તો કેવળ લજ્જાસ્પદ છે. આવા દાકવાળા સર્વજ્ઞ પંડિતોનો વધારો થવાથી સાદા અને સમર્થ સાક્ષરોનો ભાવ કેવળ ઘટી જવા લાગ્યો છે અને તેવાં ઉદાહરણ આગો પ્રત્યક્ષ જોઈએ છીએ. આ પ્રમાણે વાસ્તવ સામર્થ્યવાળા સાક્ષરોનો ભાવ ઓછો થઇ જવાથી વાસ્તવ સાક્ષરતાનો પણ લોપ થાય એમાં કાંઇ નવાઈ છે? આમ થવાથી અસલના સાધારણ વિદ્વાન્ કરતાં હાલના અસાધારણ ગણાતા વિદ્વાન્ વધારે તકલદી જ્ઞાન વાળા છે. માનમાં અને જ્ઞાનમાં ઘણો ફેર છે એ અનુભવી જનોએ વિસરી જવું જોઇતું નથી. જ્ઞાનવાળાને માન મળે એ વાત સાચી છે પણ જેટલાને માન મળે તે બધા જ્ઞાનવાળા છે એ વાર્તા સર્વાંશે ખરી નથી. માટે આપણા દેશનું અને આર્ય પ્રજાનું ભલું થાય તેને માટે દંભને દેશવટો દેવો એ પણ એક પ્રકારનું ગુણ-[illegible]ન છે. કહ્યું છે કે પાખંડા પૂજિતા લોકે: સાધુર્નૈવચ નૈવચ ॥એ વાક્ય આપણે હાલના સમયમાં ઘણે અંશે અમલમાં લાવતું જોઇયે છીએ; [illegible] જ્યાં દંભ પૂજ્ય છે ત્યાં પછી પૂજાની કિમ્મત સાધુના અંતઃકર[illegible]માં ઘણી ઓછી-

જ રહે છે. જ્યાં યોગ્ય પુરૂષો અગ્રેસરપણું નથી કરતા ત્યાં શ્રી, વિજય અને ભૂતિ નિવાસ નથીજ કરતાં.

આ વિષયનો સાર એજ કે દરેક મનુષ્યે દંભમાં ન ફસાતાં પોતાના શ્રેયનો સ્વતંત્ર વિચાર કરીને વર્તવું અને દંભીઓના બળને વધવા ન દેવું એજ પોતાનું, નિજહિત અને પરહિતને માટે, કર્તવ્ય છે.

---

# श्री पंचवरद वृत्तान्त.

(સાંધણ પૃષ્ઠ ૧૬૨ થી.)

અતિથિ બોલ્યા, હે આસારામ! આપની મુખમુદ્રા તથા વાણીઆદિની સંપૂર્ણ પ્રવૃત્તિ પ્રતિ યથાર્થ લક્ષ કરતાં સ્પષ્ટ જણાય છે કે આપ નિત્ય તૃપ્ત પુરૂષ છો આ સમ્યક્ પ્રકારે અર્થાત્ વસ્તુતઃ સારરૂપ છતાં અયથાર્થ દૃષ્ટિથી સારરહિત મનાતા સંસાર પ્રવાહમાં પ્રાસન્ય, નાતન્ય જે છે તેને આપ સ્વાધીન કરી રહ્યા સરખા ભાસો છો, તેથી અન્ય અનેક સામાન્ય વિશેષ પ્રસંગો જે મે અનુભવ્યા છે તેનો આપના સમીપ કથન કરવા યોગ્ય ગણાતા નથી. તેમ છતાં પણ યથાર્થ શ્રવણમાં પ્રીતિવાળા આપના પ્રતિ શ્રવણ કરાવવા યોગ્ય માત્ર એક જ પ્રસંગ છે. જે મેં અદ્ભુત પ્રકારે ચિત્રારણ્યની પ્રવિલ ભૂમિમાં અનુભવ્યો છે.

હે સર્વ ઐશ્વર્ય સંપન્ન! પ્રસન્ન ચિત્તથી શ્રવણ કરો. તે શ્રવણ કરવા યોગ્ય, વાસ્તવે અદ્ભુત ન છતાં અદ્ભુત સરખો પ્રતીત થતો પ્રસંગ કહું છું.

વ્યતીત દશમે વર્ષે, મારી છેલ્લી તપશ્ચર્યાની સમાપ્તિએ, હું અપ્રસિદ્ધ તથા પ્રસિદ્ધ ક્ષેત્રોમાં વિચરવાના નિશ્ચય પૂર્વક તે તપોભૂમિનો નમસ્કાર પૂર્વક પરિત્યાગ કરીને નીકળ્યો. ત્યાંથી વિવિધ ક્ષેત્રોમાં વિચરતો વિચરતો એક અલૌકિક સામર્થ્યવાળા યોગતત્વવિત્ પુરૂષના આ પ્રકારના સમાચારને સાંભળતો હતો કે 'તે પુરૂષ સ્વેચ્છાચારી છે, અનિયમિતપણે ભિન્ન ભિન્ન સ્થાનોને સેવે છે, મનુષ્યાદિનો સંગનો કેવળ ત્યાગ સેવે છે, અને ન ઓળખી શકાય એવી અજ્ઞાતાવસ્થાના આદરવાળા વિચિત્ર વેષથી વિકટ સ્થાનોમાં ઘણો કાળ વ્યય કરે છે' આ વગેરે વાર્તાને એક વિશ્વાસ

કરવા યોગ્ય વૃદ્ધ મહાત્માના સુખથી શ્રવણ કરીને તેમની શોધ કરતો કાળે કરીને હું ચિત્રારણ્યમાં આવી પહોંચ્યો. આ ચિત્રારણ્ય પ્રવેશ કરતાંજ ભયની ઉત્પત્તિ કરનાર જણાયું. અષ્ટ દિશામાં અસંખ્ય વિવિધ જાતિનાં વૃક્ષોથી તે વેષ્ટિત હતું, અને મધ્યે, પણ સરળ માર્ગને મુકયાવિના સર્વ ભૂમિ વનૌષધિએજ રોકી હતી. ગંભીર ઝાડીમાં ચાલનાર પુરુષ આગળ પાછળ તથા અન્ય બાજુએ નિર્વિઘ્ન દૃષ્ટિ ન નાંખી શકે એવી અને સત્વર ન માર્ગ કાપી શકે એવી અસરળ વૃક્ષોની ગુંજવણી એ અરણ્યની ભૂમી હતી.

કિંચિત્ કિંચિત્ કાળને અંતરે વિવિધ દિશામાંથી ગંભીર, જાડો, અને ભયંકર, સિંહના નાદ સરખો નાદ શ્રવણે પડતો. એવે પ્રસંગે કાચા હૃદયવાળા અને જીવવાની આશાવાળા નિઃસત્વ પ્રાણિના પ્રાણ તો શરીરમાં ભાગ્યેજ ટકે એમ ભાસતું. ન સહન થાય એવા ભયને આપનાર શબ્દના શ્રવણથી હૃદય વેગથી ધડકવા માંડે, અને સર્વ ઈંદ્રિયો શિથિલ થઈ જાય, જેથી સશક્ત પુરુષ પણ એ પ્રાણઘાતક શબ્દોના શ્રવણ પછી એક પણ આઘું પાછું પગલું મુંકવાને સમર્થ રહે એવું અનુમાન પણ થઇ શકે એમ ન હતું. વ્યાઘ્રાદિ વિકાળ પશુઓ સંકડાશમાં આવેલાં વૃક્ષોની વચમાંથી પ્રસંગે ભયરડાઈને નીકળી ભારે શબ્દોને કરતાં દૃષ્ટિએ પડે, ત્યારે તો સમીપમાં આવી ગયેલો અધૈર્યવાન્ વિષયાસક્ત પ્રાણી તો મૂર્છાને પ્રાપ્ત થયા વિના નજ રહે. અસંખ્ય ભયંકર વિષધર તો સ્થળે સ્થળે ફરતા નિરંતર દૃષ્ટિએ પડતા, જેથી નિર્ભય, મરણનો આદર કરનાર પુરુષ વિના કોઇ પણ આ અરણ્યમાં પ્રવેશી શકે એમ નહોતું. હે ત્રિલોકેશ સરખા ભૂપતિ! સંક્ષેપમાં કહું છું કે એ અરણ્ય આ ભૂમંડળમાં મારાં જોયેલાં સર્વ સ્થાનમાં અત્યંત વિકટ હતું.

હે મહામુક્ત! એ ચિત્રારણ્યમાં પ્રવેશ કરવો અતિ કઠિણ હોવાથી વ્યાવહારિક મનુષ્યતો કદાચિત્ પણ એમાં પ્રવેશ કરતા ન હતા, અને વિરક્ત પુરુષમાંના કોઇ જે નિર્ભયતા આપનાર વિરાગને પ્રાપ્ત થયેલા તેવા, પ્રસંગે કોઈ નિમિત્તથી પ્રવેશતા; પણ થોડું ચાલીને નિષ્પ્રયોજન પ્રવેશ વિચારી પાછા હઠી જતા. આ સઘળું પ્રથમથી જાણવા છતાં પણ મૃત્યુને પણ ઉત્સવરૂપ માનનાર હું તો એ અરણ્યની અવધિને જોવા નિર્ભય પણે ઉત્તરોત્તર પ્રવેશ એક દિશા બાંધી કરતો હતો. દિવસના ચારે

પ્રહર આખું ચાલ્યો, તેમાં અનેક પ્રાણઘાતક પ્રસંગે આવી ગયા, પણ જે જેની ઇચ્છા કરે છે, તે તેનાથી દૂર રહે છે; અને જે જેની અનિચ્છા રાખે છે તે તેના સમીપ આવી પ્રાપ્ત થાય છે, એ નિયમાનુસાર મરણનો આદર કરનાર મને તે પ્રસંગ મરણને મેળવી શક્યા નહિ.—

રાત્રિ પડવાથી અંધકારમાં માર્ગ પ્રતીત નહિ થશે. એવા વિચારથી સંધ્યા કાળના સમયે મેં એવો નિશ્ચય કર્યો કે કોઇ કંટકાદિ ઉપાધિથી રહિત વૃક્ષ ઉપર શ્રમ જણાયેથી તથા ચાલવાને નિરુપાય થવાથી વિશ્રામ કરીશ. પણ જેમ જેમ સમય જવા માંડયો તેમ તેમ તો મને સૂર્ય ચંદ્ર તથા દીપકના પ્રકાશ કરતાં વિલક્ષણ પ્રકાશ સ્થળે સ્થળે જણાવા લાગ્યો. જ્યારે મેં વધારે ચોકસી કરી કે, આ પ્રકાશ શેનો છે, ત્યારે મને જણાયું કે એ તો એક જાતના મોટા નાગના મસ્તક ઉપર રહેલા કોઈ પ્રકાશક પદાર્થનો પ્રકાશ છે, જેને લોકો નાગમણિ કહે છે. તે નાગના આજુ બાજુ ફરવા હરવાથી મારી ચારે તરફ જ્યાં જ્યાં હું ચાલતો ત્યાં ત્યાં અજવાળું જોતો. એમ કરતાં જ્યારે સુમારે મધ્ય રાત્રિનો સમય થયો ત્યારે તો મને એક સરખો અસંખ્ય દીપકોના જેવો પ્રકાશ આઠે દિશામાં રહેલાં વૃક્ષોનાં પત્રે પત્રે તથા થડ ઉપર ગાળે ગાળે જણાવા લાગ્યો; તેથી માર્ગ તો અત્યંત સુગમતાથી કાપીશ એવો ઉમંગ આ મનમાં થતો જણાયો. પણ સાનંદાશ્ચર્યથી તત્કાળ તો એજ વિચાર કરવા લાગ્યો કે "અહો! આ વિકટ સ્થાનમાં તેમ જ નિર્જન પ્રદેશમાં આ દીપમાળ સરખો, ઉત્સવનું ભાન કરાવનાર, પ્રસંગ કોણે કર્યો છે. સકારણ વિચારતાં એમ નિશ્ચય થયો કે જ્યોતિના સરખી લાંબી આકૃતિ આ પ્રકાશક પદાર્થની નથી, માટે દીપક તો નથીજ, પણ કોઈ પ્રકાશક પદાર્થ છે. આ પ્રમાણે વિચાર કરતો અને ચાલતો હું જ્યારે તે પ્રકાશના સમીપ આવ્યો ત્યારે તો મને સ્પષ્ટ જણાયું કે આ તો એક જાતિના જંતુ છે, જેનો પૃષ્ઠનો સઘળો મધ્ય ભાગ મોટા પ્રકાશવાળો છે. તે જંતુ પત્રે પત્રે, તેમજ વૃક્ષના સ્કંધે સ્થળે સ્થળે બેઠેલાં છે. એ જંતુઓ આ લોકમાં આગીયાના નામથી ઓળખાતાં ઉડતાં જંતુઓ કરતાં વધારે મોટાં અને વિલક્ષણ આકૃતિવાળાં હતાં. તેમનો પ્રકાશ કંપરહિત દીપકની પેઠે સ્થિર રહેતો. તે ઉડતાં જણાતાં નહોતાં, તેમજ મારે તેમનાથી કોઇ પ્રયોજન ન હોવાને, લીધે મેં તેઓ ઉડે છે કે નહિ એવો તપાસ કરવા કશી યુક્તિ કરી ન હોતી.

આ પ્રમાણે પ્રકાશમાં ને પ્રકારમાં માર્ગ કાપતો હું સુર્યોદય થવાના સમયે તો આશરે દશયોજન ચાલી શક્યો હતો. આ સઘળો કાપેલો માર્ગ એક સરખો ભય ભરેલો પ્રતીત થતો હતો. આટલો માર્ગ કાપ્યા છતાં માર્ગમાં પ્રસિદ્ધ જળાશય એક પણ મારા જોવામાં આવ્યું નહિ, તો પણ આ મનમાં એ નિશ્ચયતો જણાતો જ હતો કે આજુ બાજુ કોઈ પ્રકારનું પણ જળાશય અવશ્ય હોવું જોઈએ. કારણ કે આ અસંખ્ય પ્રાણીઓ જળપાન વિના જીવે એ અત્યંત અસંભવતી વાર્તા છે. મારે પંદર દિવસ પર્યંત ક્ષુધાતૃષાનો ભય ન હતો, તેથી મેં એ વિષેની સપ્ત દિવસ પર્યંત શોધ કરવાની કાળજી રાખી ન હતી. કારણ કે પાછાં નીકળેલે સ્થાને આવવાનો અવકાશ જવાના કાળ જેટલો મળે ત્યાં સુધી ચિંતા ન હોતી. અને તેમ ન થઈ શકે તો પણ જીવવાની આશા રહિત થયેલા મને શોચનીય ન હતું.

હે શાંત પુરૂષ! સજાતિય, વિજાતિય અને સ્વગતાદિ ભેદથી રહિત તથા જન્મ મરણાદિ વિકારોથી અતીત આત્મ સ્વરૂપને હસ્તામલકવત્ અનુભવનાર હું મદગલિત હસ્તિની પેઠે નિઃશંકપણે આ મહાભયંકર અરણ્યમાં બીજો આખો દિવસ ચાલી ગયો, ત્યારે મને એ અરણ્ય ઓછા ભયવાળું જણાવા લાગ્યું. વિષધરનાં વિશેષે કરી દર્શન થતાં અટક્યાં અને ભયંકર શબ્દો પણ ઘણે છેટે વિશેષ કાળના અંતરે થતા સંભળાવા લાગ્યા. મનને અધિક આનંદ આપનાર વાયુનો આ શરીરે સ્પર્શ થવા લાગ્યો ચિત્તની પ્રસન્નતા કરનાર પક્ષીઓના મૃદુ શબ્દો શ્રવણે પડવા લાગ્યા. સુકુમાર સરખા દેખાતાં વૃક્ષો લગાર અંતરે ઉગેલાં જણાવા લાગ્યાં, તેથી વસુધા પણ કંઇક રમણીય ભાસવા લાગી. સ્થળે સ્થળે સૂર્યનાં કિરણનો પ્રકાશ પણ સ્વચ્છ જણાવા લાગ્યો. ઉત્તમ સ્વાદિષ્ટ સરખાં ફળો પણ પ્રસંગે વૃક્ષો ઉપર દેખાવા લાગ્યાં. સુગંધ પણ અધિક સુખનું ભાન કરાવતો પ્રતીત થવા લાગ્યો. આ પ્રમાણે આગળ સુસ્થળ આવવાના અનુમાને અધિક ઉત્સાહ પૂર્વક ચાલવા લાગ્યો.

હે નરેશ! તમે નિઃશંક છો, તથાપિ શંકા થવાના સંભવથી જણાવું છું કે હું તપશ્ચર્યાના કાળે પક્ષાંતે ભોજન કરતો, તથા જળની પણ તત્વ ધારણાના બળથી ગને પક્ષની સમાપ્તિએ આહાર ગ્રહણ કરવો જ આવશ્યકતા જણાતી હું તો પક્ષાંતે પરિપાકતે પ્રાપ્ત થાય એવા આહારને

સેવતો, પણ અન્ય તપસ્વીઓ તો ત્રણ રાત્રિ, સપ્ત રાત્રિ, પક્ષ, માસ, બે માસ, ત્રણ માસ, અને કવચિત્ એકાંત ગુહા આદિ સ્થાનને સેવનાર પુરૂષો તો છ માસે પચન થાય એવા આહારને પણ ગ્રહણ કરી ઇશ્વરના સ્મરણ ચિંતનમાં નિમગ્ન રહેતા. આ કારણથી મને અન્ન જળની શોધ કરવાનું તત્કાળ કાંઇ પ્રયોજન નહોતું.

બીજા દિવસની રાત્રિનો આરંભ થતાં તો આગલી રાત્રિ કરતાં અધિક સુખનું ભાન કરાવનાર પ્રસંગનો અનુભવ થવા લાગ્યો. ઘણે દૂરથી ચિત્તને આકર્ષણ કરનાર વાદ્યંત્રના ઘોષ શ્રવણે સૂક્ષ્મ ધ્વનિ રૂપે પડવા લાગ્યા. મારા પગને મારા બળવિનાજ વાયુ જાણે પોતાના બળથી વેગવડે ચલાવતો હોય એમ ભાસવા લાગ્યું. મારો આગલા દિવસથી ચાલવાવડે ઉત્પન્ન થનાર શ્રમ તો કિંચિત્ પણ પ્રતીત ન થતો હવો, પણ ઉલટું અધિક બળ ચરણમાં આવેલું જણાયું. આ પ્રમાણે મોટા વેગથી ચાલતાં એક પ્રહર રાત્રિ વ્યતીત થઇ એટલે તો આજુબાજુ વૃક્ષોની પંક્તિવડે ચક્રાકાર શોભતો સુંદર ચોક આવી લાગ્યો. તેમાં ઉત્તમ પ્રકારની શોભા અને દિવ્યમણિના પ્રકાશ સરખો સ્થળે સ્થળે નેત્રને ઝંખવી નાંખે એવો પ્રકાશ જણાવા લાગ્યો, અને એવું ભાન થયું કે જાણે આ મૃત્યુ લોકનો ત્યાગ કરી હું કોઇ અન્ય લોકમાંજ પ્રવેશ્યો છું. આ પ્રકારના પ્રથમ મંડપમાં પ્રવેશ કર્યો, પણ કોઇ મનુષ્ય કે દેવાદિની એ સ્થાને પ્રતીતિ થતી ન હોતી. આ મંડપમાં સઘળે દૃષ્ટિ કરીને, જેમ જેમ હું આગળ ચાલ્યો તેમ તેમ મંદ મંદ અત્યંત સુગંધયુક્ત વાયુના સાથે કોમળ સુસ્વર, સ્ત્રીઓના કંઠથી નીકળી આવતો હોય એમ ભાન થવા લાગ્યું. ઉત્તરોત્તર આગળ વધતાં તે સ્વર લગાર લગાર સ્પષ્ટ થવા લાગ્યો. ક્રમે કરીને આવતા સ્થાનને અનુભવતાં આગળનાં ભયંકર સ્થાનનું સહજ સ્વભાવે વિસ્મરણ થતું ચાલ્યું. શરીરમાં કોઇ દૈવી સામર્થ્ય આવતું જતું હોય એમ ઉત્તર ઉત્તર ક્ષણોમાં ભાસવા લાગ્યું. આ પ્રકારે આગળ ચાલતાં ઉંચાં ગગનની સાથે સ્પર્શ કરતાં દીવ્ય ભુવનો દેખાવા લાગ્યાં. તેમની દૂરથી જણાતી શોભા અવર્ણનીય હતી. તે દીવ્ય ભુવનોમાંથી સહસ્રાવધિ સ્ત્રીઓનો એક સરખો મળેલો ઉંચો નીચો તથા મધ્યમ સ્વર ઉત્તમ પ્રકારના નિયમમાં સ્થપાએલો સ્પષ્ટ સંભળાવા લાગ્યો. શું ગાય છે તે સ્પષ્ટ શબ્દ તથા અર્થનું ભાન ત્યાં સુધી થતું ન હતું. ઘણું વેગ-

થી આગળ વધતો હું જ્યારે તે દીવ્ય મંદિરોના કંઇક સમીપ દેશમાં આવ્યો ત્યારે તો મોટા વૃક્ષોના અભાવવાળી જાણે સુવર્ણમય પૃથ્વી હોય એવી તે સ્થળની ભૂમિ જણાવા લાગી. પદાર્થોનું સ્પષ્ટ ભાન કરાવનાર સૂર્યના પ્રકાશ કરતાં પણ ઉત્તમ રીતે વસ્તુમાત્રનું ભાન થાય એવો શાંત અને દેવી સરખો દીસતો પ્રકાશ તે વિશાળ સ્થાનમાં છવરાયેલો જણાયો. એક બાજુએ તે દીવ્ય ભુવનો અભ્રને અડકી રહ્યાં હોય એવાં દીપમાળની પેઠે સ્થળે સ્થળે પ્રકાશક પદાર્થોના પ્રકાશવડે દીપતાં. ને ગણી શકાય એટલા ઉપરા ઉપરી માળવાળાં તે ભુવનોની લંબાઈ પહોળાઈ પણ ન અટકળી શકાય એવી વિશાળ હતી. એ ભુવનોની પ્રત્યેક અટારીએ, જેની શોભા મનુષ્યથી યથાર્થ રીતે ન વર્ણવી શકાય એવી, મહામોહના પાશરૂપ અનેક સ્ત્રીઓ ફરતી, હસતી, રમતી, ગાતી, પરસ્પરના હાથ ધરી ઉભેલી—એમ વિવિધાકારમાં દેખાવા લાગી. હું આ સઘળું જોતો જે માર્ગમાં ચાલતો હતો એ માર્ગમાંની શોભા તો રમ્ય રમવાના સ્થાન જેવી હતી, પણ ત્યાં કોઈ સ્ત્રી આકાર કે પુરૂષાકાર પ્રાણિ જણાતું ન હતું.

નિર્ભયપણે મહા આશ્ચર્યને પામતો, દિગ્મૂઢ સરખો ભાસતો, આસપાસ જોતો, કોઇ વિલક્ષણ વેગથી હુ આગળ ચાલતો હતો, પણ મારા ડાબા હાથની બાજુએ રહેલાં આ દીવ્ય ભુવનોનો છેડો જણાયો નહિ. આ તે રાત્રિ હશે કે દિવસ થયો છે, એનો નિશ્ચય કરવા સરખું તે ક્ષણે મને કંઇ સાધન સાપડયું નહિ. થોડોઆગળ જાઉંછું તો દૃષ્ટિ જેના પારને પામતી નથી એવું વિશાળ જળાશય જણાયું,- અને રત્ન સરખા દીવ્ય કોઇ જડ પદાર્થ વડે બાંધેલા ઘાટ દેખાયા. તે ઘાટ ઉપર દૃષ્ટિ નાંખતાં અસખ્ય સ્ત્રીઓ જોવામાં આવી. એ સ્ત્રીઓમાં કોઇનો સ્નાન કરી આરા ઉપર વસ્ત્ર પેહેરે છે, કોઇ તો જળમાં નમ ક્રિડા કરે છે, કોઇનો નાના શૃંગારને સજે છે, કોઇ તો વસ્ત્રાલંકારથી શોભતી સખીઓ સાથે પરસ્પરના હાથ ઝાલી પેલા દીવ્ય ભુવનમાં પ્રવેશે છે. આ સર્વ સમૂહનો દેખાવ જોતાં તેમાં પુરૂષ એક પણ જણાતો ન હોતો.

હે નિર્વિકાર ચિત્તવાળા! આ સ્થાને તો હું દૃષ્ટિ નાંખતાંજ ગતિથી રહિત સ્થાણુની પેઠે થઇ ઉભો, અને એવા સંશયનો ભાસ થયો કે આહા! આ તે સ્વરૂપનો સ્વભાવસિદ્ધ ચમત્કાર છે, કે આ તે યોગ વડે પ્રાપ્ત થઇ સાધકને ભ્રષ્ટ કરનાર સિદ્ધિઓનું સામર્થ્ય હશે, કે આને

સાક્ષાત્ સ્વર્ગજ છે, કે આ મૃત્યુ લોકમાંજ નિરતિશય આનંદને આપનાર આ સ્થાન પુણ્યવાન્ પ્રાણીના નિવાસ અર્થે સ્થાપિત છે, કે આ કોઇ ભૂમંડળવર્તિ દેવલોકજ છે કે શું ? એમ નાના સંકલ્પને કરતો ચેષ્ટા વિનાનો થઇ ઉભો. પણ તે કોઈ મને જાણતું જણાયું નહિ. આ મનની ખાતરી થઇ કે યોગીને યોગથી, સત્યવ્રતવાળાને સત્યથી, ધર્મીને ધર્મથી માનીને માનથી, યતિને તથા બ્રહ્મચારીને બ્રહ્મચર્યથી, તપસ્વીને તપથી, તથા અન્ય સર્વને મોહપાશવડે બાંધી ભ્રષ્ટ કરનાર આ ઇંદ્રની અપ્સરારૂપે સ્થાને સ્થાને વર્ણન કરાએલી સ્ત્રીઓ આ પ્રકારનીજ મોહમયી હશે. આ સ્ત્રીઓનું સોંદર્ય તથા તેમના સર્વ પ્રકારના તે અવલોકેલા સમયના વર્ણનને કરવા તથા સાંભળવા મારી વિરક્તાવસ્થા તથા તમારી સ્થિતિ યોગ્ય નથી, તેથી તે નિઃસાર રસને આ સ્થેળે વર્ણવવો મુકી દઈને આગળ પ્રસંગને સંક્ષેપમાં કહું છું.

(અપૂર્ણ.)



## સાધકની ઇષ્ટપ્રતિ પ્રાર્થના.

પદ.

પ્રભુ તે સ્થળમાં મુજને લઇ જાઓ હવે,  
જ્યાં થાએ કેવળ આ જગતું અભાન જો,  
સત્ ચિત્ આનંદ આપ દિસો જ્યાં એકલા,  
અંતર બાહ્ય સકળ દિશમાં ભગવાન જો, પ્રભુ.  
મુજ ગતિ નથી પ્રભુ તે સ્થળ જાવા એકલા,  
પંગુ છું નથી, આંખે, છેક અશક્ત જો,  
નેત્ર તથા ગુરુરાય! ન માર્ગ નિહાળવા,  
નાસું પ્રવાસે હું ગૃહધનઆસક્ત જો, પ્રભુ.  
શુણિ પ્રભુ તે સ્થળની સ્તુતિ મેં શાસ્ત્રે અતિ,  
શુક સનકાદિક પણ સેવે તે સ્થાન જો,  
અનેક સત્પુરુષો જે પૂર્વે થઇ ગયા,  
કરતા એક સ્વરે તેનું સ્તુતિગાન જો, પ્રભુ.

વિરલ શૂરા સાધક તે સ્થળ પ્રભુ જઇ ચડે.
અગર જવાની ધારતા નથી ઉર હામ જો,
કાયર, પણ ઇચ્છા મુજ મનમાં છે ઘણી,
આશા આપ કૃપે ન્યાળું તે ધામ જો, પ્રભુ.
પવન ભરી નીજ ઉદરે કોઈ વેગથી,—
ગતિ તે સ્થળ પ્રતિ કરવા કરતા યત્ન જો,
ઉડતા, કદી પડતા, પણ અંતે જઈ ચડે,
ક્ષેમ અતે લહેતા દુર્લભ ફળ રત્ન જો, પ્રભુ.
આરોહણ અવરોહણ વાયુનું કરી,
માર્ગ ગહન અતિ ગુપ્ત ઉઘાડે કોય જો,
રક્ષક કુટિલાંગી *મુખ ભેદી મહા બળે,
પ્રવેશી ચઢિ અંતે તે સ્થળને જોય જો, પ્રભુ.
પૃથક્ કરી પરમાણુ સઘળાં સ્થૂલનાં,
સૂક્ષ્મ વિષે લય કરિને કોઈક ધીર જો,
સૂક્ષ્મ તથા કારણમાં ગાળી યત્નથી,
તુર્યે લાગી અંતે થાતા ત્યાં સ્થિર જો. પ્રભુ.
પ્રેમી કો, પ્રભુ પકડી પદકમળો આપનાં,
તન્મય કરી સૌ વૃત્તિના સમુદાય જો,
ભિન્નાસ્તિત્વ વિસારી આપ સ્વરૂપમાં,
પામે તે અક્ષય સ્થળ શ્રુતિયો ગાય જો, પ્રભુ.
શૂન્ય શિખરપરથી તે સ્થાન સમીપ છે,
સુણિ એવું, કો હણી આ મન ચાપલ જો,
શૂન્ય કરી વૃત્તિ, તે સ્થળને પામીને,
કરતા આંહીં તનુ ધર્યાનું સાફલ્ય જો, પ્રભુ.
જપિ જપિ પ્રભુ કો શ્રેયસ્કર તમ નામને,
મનોયોગે ચઢે, શાંતિ હૃદયાંહી સદા જો,
ધ્યાને મહિ પરિણામે તે સ્થળ પામતા,
સુખ જ્યાં છે અનુભવિ જન કે' અનવધ જો, પ્રભુ.
ધીર પ્રતાપી શૂર પ્રભુ! જન આપના,

---

* કુંડલિની શક્તિ.

અનેક માર્ગે કરે જો વિધિ પુરૂષાર્થ જો,
સહજ વિલોકે દુર્લભ તે સ્થળ આપનું,
સ્વરૂપે રમી પરિણામે, થાય કૃતાર્થ જો, પ્રભુ.
અબળ હું પણ પ્રભુ સિદ્ધ ન કાંઇ કરી શકું,
સ્વલ્પ પ્રયત્ને પણ થતું ના મન સ્થિર જો,
સુગમ ઉપાય મને દુર્ગમ પ્રભુ ભાસતા,
કરી કરૂણા ઇશ્વરને કરજો ધીર જો, પ્રભુ.
ઉજ્વળ કર્મ નથી પ્રભુ મારા પક્ષમાં,
મુજ બળ તો પ્રભુ આપતણું સામર્થ્ય જો,
નિજ શિશુ લહી સત્વર તે સ્થળને દાખવો,
આશા ઉર નહીં કરશો પ્રભુ વ્યર્થ જો, પ્રભુ.
નથી વૈરાગ પ્રભુ મુજ ઉરમાં ઉપન્યો,—
જે, તે સ્થળ પ્રતિ ગતિમાં છે સોપાન[1] જો,
સર્વાંગે આવૃત હું તો છું મોહથી,
નિડર રહી કરૂં નીત્ય વિષય રસપાન જો, પ્રભુ.
સ્થૂલતા પ્રભુ દુષ્કૃતિની છે મુજ દેહમાં,
ઉર્ધ્વ હવે મુજથી પ્રભુ ક્યાંથી અવાય જો,
સૂક્ષ્મ થકી પણ સૂક્ષ્મ તમારા સ્થાનને,
જડમતિ હુંથી સહજ ન પામી શકાય જો, પ્રભુ.
અયોગ્ય સર્વ પ્રકારે હું, જો આપને,—
નથી અજાણ્યું, જાણો સૌ ભગવાન જો,
અશક્ય તોપણ વિશ્વપતિ શું આપને,
તૃણ પણ ક્ષણમાં કરતા મેરૂ સમાન જો, પ્રભુ.
કરૂણા થાતાં અપાત્ર હું, પ્રભુ પ્રાણના,
પામીશ પળમાં નહીં ઉર રતિ સંદેહ જો,
પાત્ર થતાં ઈશ્વર તે સ્થળ પછી ના રહે,
સ્થળ મળતાં શિશુ સ્વરૂપે ભળશે સદેહ જો, પ્રભુ.



૧ નીસરણી.

# ॥ ॐ श्रीं ॥

## કર્મ તથા સંસ્કાર.

मनोविनाशस्तु गुरुप्रसादात्
निमिषमात्रेण तु साध्य एव ॥ ( अमनस्कम् )

अभ्यस्तैः किमु दीर्घकालमनिलैर्व्याधिप्रदैर्दुःखदैः
प्राणायामशतैरनेककरणैर्दुःखात्मकैर्दुर्जयैः ।
यस्मिन्नभ्युदिते विनश्यति बली वायुः स्वयं तत्क्षणात्
प्राप्तुं तत् सहजस्वभावमनिशं सेवध्वमेकं गुरुम् ॥ (अ. म.)

સર્ગના આરંભે પ્રલયદશામાં સમ પરિણામને પામેલી, જગત્‌ના ઉપાદાન કારણરૂપ પ્રકૃતિ વિચ્યુત દશાને પ્રાપ્ત થતાંજ, સર્ગવશાત્ પ્રાપ્ત થયેલા વેગના બળથી રૂદ્ર વિષ્ણુ તથા બ્રહ્મારૂપ પરિણામને ક્રમે કરી પામી પોતાના કાર્યરૂપ મહત્ તત્વ અર્થાત્ અંતઃકરણરૂપે પરિણત થાય છે. ત્યાં કારણના ગુણ કાર્યમાં આવે છે એ નિયમ પ્રમાણે જે ત્રણ પદાર્થ પ્રકૃતિના અવયવરૂપ છે તેજ સત્વ, રજસ્ તથા તમસ્ એ ત્રણ પદાર્થ પ્રકૃતિના કાર્ય અંતઃકરણમાં પણ છે. (એ ત્રણ દ્રવ્યો પુરૂષરૂપ ચૈતન્યને બંધન બાંધનાર હોવાથી શાસ્ત્રમાં એમને ગુણસંજ્ઞા આપેલી છે, પણ વ્યવહારમાં "ગુણ" શબ્દથી બોધન કરાતા પદાર્થથી એ ગુણ શબ્દનો અર્થ જુદોજ છે) અંતઃકરણમાં રહેલા એ ત્રણ ગુણો વિષમ અવસ્થામાં હોય છે અર્થાત્ કોઇ અંતઃકરણમાં સત્વગુણ અધિક હોય તો કોઇમાં રજસ્ અને કોઈમાં તમસ્ ઇત્યાદિ. સત્વગુણના આધિક્યવાળાં અંતઃકરણોમાં પણ સત્વના ન્યૂનાધિક અંશોથી થયેલું તારતમ્ય હોય છે. એ પ્રમાણે સંપૂર્ણ અંતઃકરણો સામાન્યરૂપે એક છતાં પોતાના ઉપાદાન કારણરૂપ સત્વાદિ ત્રણ પદાર્થના ગુણપ્રધાનભાવ તથા ન્યૂનાધિક અંશથી ભેદવાળાં છે. એ અંતઃકરણોથી વિશિષ્ટ અથવા અવચ્છિન્ન ચૈતન્ય જીવ કહેવાય છે. જીવ ભાવ ચૈતન્યરૂપે એકજ છે પણ અંતઃકરણરૂપ ઉપાધિના બળથી ભિ-

જ છે. ખરું જોતાં અંતઃકરણ એજ જીવનું જીવત્વ આણનાર હોવાથી જીવો સદા ભિન્ન ભિન્ન છે તથા ચૈતન્ય એક છે એમ કહીએ તો ચાલે. એ જીવથી કરાતી ક્રિયામાત્રને કર્મ કહે છે, અને પ્રત્યેક કર્મ પોતાના અંતમાં અંતઃકરણમાં કોઈ પણ છાપ પાડ્યાવિના નાશ પામતું નથીઃ અર્થાત્ પાડેજ છે. તે છાપને **સસ્કાર** સંજ્ઞા અપાય છેઃ અર્થાત્ કર્મ જે સૂક્ષ્મરૂપ ધારણ કરી અંતઃકરણમાં રહે છે તે સંસ્કાર કહેવાય છે. એ પ્રમાણે જોતાં અંતઃકરણ એક અત્યંત મોટો કર્માશય છે. તેમાં રહેલાં કર્મો પોતાના કર્તાને પોતાને અનુકૂળ ફળ પોત પોતાને કાળે આપ્યાજ કરે છે, એટલે તે સંસ્કારરૂપે રહેલું કર્મ ઉદ્બોધક મળવાથી વિશેષરૂપ ધારણ કરી ફળ આપવા પોતાને કાળે ઉન્મુખ થાય છે. એ કર્મ ત્રણ પ્રકારનાં મનાયાં છેઃ-(૧) ક્રિયમાણ, (૨) સંચિત (૩) પ્રારબ્ધ.

જીવો કર્તૃત્વ અભિમાન પૂર્વક જે નવાં કર્મો શરીર ધારણ કરી કરે છે તે ક્રિયમાણ છે. ત્યાં કેટલાક લોકનું એવું માનવું છે કે આ જન્મમાં જીવથી કરાતાં કર્મો પૂર્વરચિત કર્મોના ફળરૂપ છે. પણ એ વાત વિચાર કરતાં સત્ય ઠરતી નથી. કેમકે જો આ જન્મમાં કરાતાં કર્મો કર્મજન્ય દ્રવ્યનાં ફળરૂપજ હોય તો ગત જન્મોમાં કરેલાં કર્મો પણ ફળરૂપજ હોવાં જોઇએ. એટલે જેમ આ જન્મમાં નવાં કર્મો કરાવનાર સ્વભાવ દ્રવ્યનો અભાવ તેઓ માને છે તેમ પૂર્વના અનંત જન્મોમાં પણ અભાવ અંગીકાર કરવોજ જોઇએ તો તેથી કોઇ પણ જન્મમાં જીવે કર્મો કર્યાં છે એમ નહિ ઠરે, તો પછી આ જન્મમાં અથવા પૂર્વે કોઈ પણ જન્મમાં કરાતાં કર્મ ફળરૂપ કેમજ કહેવાય? નજ કહેવાય. માટે સ્વભાવ દ્રવ્યનો સદ્ભાવ અવશ્ય અંગીકાર કરવો જોઇએ. જો ન માનીએ તો શાસ્ત્રો તથા ઉપદેશ માત્ર નકામાંજ ઠરે, કેમકે જીવની પ્રવૃત્તિ પૂર્વ કર્મ પ્રમાણેજ થવાની અને આ જન્મોમાં નવાં કર્મો કરવા તેને સ્વતંત્રતા નથી, તેથી તેને કોઇ પણ ક્રિયા કરવા બોધ કરવો ઘટતો નથી. માટે અંતઃકરણમાં સ્વભાવદ્રવ્ય માનવું આવશ્યક છે. તેમજ દરેક ક્રિયાથી અંતઃકરણમાં સંસ્કાર પડે છે તેથી, તેથી બંધાતું દ્રવ્ય (કર્મજન્યદ્રવ્ય) પણ અવશ્ય માનવું જોઇએ. એ બંને દ્રવ્યના બળથી જીવની પ્રવૃત્તિ થાય છે, તેમાં સ્વભાવદ્રવ્યથી જીવની જે જે ક્રિયા થાય છે તે ક્રિયમાણ કર્મમાં અંતર્ભૂત કરાય છે. એ સ્વભાવદ્રવ્યની સત્તા કેવળ સ્વતંત્ર નથી કેમકે કર્મજન્યદ્રવ્ય

એ દ્રવ્યના સહાયભૂત અથવા પ્રતિબંધકરૂપ થઇ શુભાશુભ પ્રવૃત્તિમાં ફેરફાર કરાવે છે, તોપણ જેમ કોઇ કાર્યમાં આવતાં વિઘ્નોને મહેનત કરી માણસ પરાભવ પમાડી શકે છે તેમ શુભ પ્રવૃત્તિમાં જ્યારે કર્મજન્યદ્રવ્ય પ્રતિબંધકરૂપ થઇ આડે છે ત્યારે સ્વભાવદ્રવ્યના બળથી તેની સત્તા તોડી જીવની શુભ પ્રવૃત્તિ થવી ઘટે છે.

એ ક્રિયમાણ કર્મોમાંનાં બધાં પોતાનું ફળ તત્કાળ આપતાં નથી, પણ પોત પોતાના નિયમિત કાળે પરિપકવ થઇ આપે છે. તો એ કર્મો જ્યાં સુધી ફળ આપતાં નથી તેટલા કાળમાં એને સંચિત કર્મ કહે છે. કરાતી વખતે ક્રિયમાણ કહેવાય છે અને કરાયા પછી અને ફળ આપવા ઉન્મુખ થતાં પૂ. સંચિત કહેવાય છે. એવાં અસંખ્ય સંચિત કર્મો પ્રત્યેક જીવના અંતઃકરણમાં રહેલાં હોય છે. જે જે ક્રિયા કરવામાં આવે છે તે ઉપર કહ્યા પ્રમાણે અંતઃકરણમાં સંસ્કારરૂપે (અર્થાત્ સૂક્ષ્મરૂપે) રહે છે; તે સંસ્કાર દેશકાળ વસ્તુ આદિ અભિવ્યંજક મળવાથી ઉદ્ભૂત થઇ કર્મરૂપ પ્રતીન થાયછે, તે કર્મ પુનઃ પોતાનો બળવત્તર સંસ્કાર મનમાં મૂકે છે; તે સંસ્કાર પુનઃ ઉદ્ભૂત થાય છે. એ પ્રમાણે (પોતાની મેળે) કોઇ પણ સંસ્કાર નાશ (લય) પામતો નથી અને બીજી તરફથી જીવ સ્વભાવદ્રવ્યના બળથી અનેક નવીન કર્મો કરી નવા સંસ્કાર બાંધે છે. આથી સંચિત કર્મો નિરંતર વૃદ્ધિંગત થતાં જાય છે. એક દેહ પડ્યાથી એ મૃત્યુરૂપ ઉદ્બોધક મળ્યે દરેક સંચિત કર્મ પોતાનું ફળ આપવા ઉન્મુખ થવું ઘટે. પણ જીવનાં કરેલાં કર્મો નાના પ્રકારનાં હોવાથી તે બધાં એક વખતે ફળ આપી શકે એમ સંભવતું નથી. જેમ અશ્વમેધ અને બ્રહ્મહત્યા એ બે કર્મો કોઇ એક સમાન દેહમાં ફળ આપી શકવાં ઘટતાં નથી. માટે એ અનેક કર્મોમાંથી જે પરિપકવ થયાં હોય અર્થાત્ બળવત્તર હોય છે તેજ ફળ આપવા ઉન્મુખ થાય છે. એવાં એક શરીરમાં ફળ આપી શકે એવાં કર્મો પોતાને અનુકૂળ એક શરીર જીવને પ્રાપ્ત કરાવે છે. અર્થાત્ જીવનો નવો જન્મ કરાવે છે અને તે જન્મમાં તેઓ પોતાનું ફળ પોતાની યોગ્યતા પ્રમાણે આપે છે. આ કર્મો તે શરીરના (જન્મના) પ્રારબ્ધરૂપ કહેવાય છે. એ પ્રારબ્ધ માટે भोगादेव क्षयः કહ્યું છેઃ અર્થાત્ બીજી કોઈ રીતે એનો ક્ષય થતો નથી. એ પ્રારબ્ધનો અંત આવે છે કે તત્કાળ જીવ, તે શરીરમાં ફળ આપનાર તથા તે શરીરને ટકાવનાર કારણનો અભાવ થવાથી

તેને છોડે છે. * અને પુનઃ મૃત્યુરૂપ અગ્નિજનક ગળાથી અસંખ્ય સંચિત કર્મોમાંના બળવત્તર, એક જન્મમાં ફળ આપી શકે એવાં કર્મો પોતાથી ફળ આપી શકાય એવા શરીરરૂપ બેડીથી જીવને બાંધે છે એમ અનાદિ કાળથી જીવનું આ સંસારચક્રમાં ભ્રમણ થયાજ કરે છે.

આથી એ તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે જીવોને જન્મ મરણ—આદી અનેક દુઃખ આપનાર આ સંસ્કારોજ છે. જ્યાં સુધી એ સંસ્કારનો ફળ આપવાને શક્તિમાન્ રૂપે સદ્ભાવ છે ત્યાં સુધી તેઓ અવ્યભિચારિપણે જન્મ મરણાદી રૂપ પોતાનાં કાર્યોને પ્રકટ કરવાના. માટે એ સંસ્કારનો લય કરવો એજ સુખનું સાધન નિઃસંશય ઠરે છે. नाऽसतो विद्यते भावः नाऽभावो विद्यते सतः અસત્ પદાર્થનો સદ્ભાવ થવો ઘટતો નથી અને સત્તાવાળા પદાર્થનો અભાવ થવો ઘટતો નથી એ ન્યાય પ્રમાણે એ સંસ્કારનો નાશ (annihilation) કોટિ ઉપાયે થવાનો નહિ, તેમજ તે કરવા પ્રયોજન પણ નથી. માત્ર સંસ્કારનો નિરોધ થાય અર્થાત્ ફળ આપવાની શક્તિનો દાહ થાય તો દુઃખનો અભાવ થઇ નિરતિશય આનંદ મળે એ નિઃસંશય છે.

---

* આ પ્રકારે પ્રારબ્ધનું સ્પષ્ટ સ્વરૂપ જાણ્યા પછી જીવને ફળ નસીબથી મળે છે કે કર્મથી ઇત્યાદિ પ્રાકૃત શંકાઓ તો સ્વાભાવિક રીતે દૂર થઇ જાય છે, પણ વિશેષ એક પ્રારબ્ધનો કયા સ્થળમાં ઉપયોગ કરવો તથા પુરુષપ્રયત્નનો (સ્વભાવદ્રવ્યના બળનો) ક્યાં ઉપયોગ કરવો એ પણ સમજવું કઠિણ નથી. ત્યાં પ્રાપ્તને માટે પુરુષપ્રયત્નની કશી જરૂરજ નથી પણ અપ્રાપ્ત પદાર્થને માટે પુરુષપ્રયત્ન કરવું ઘટે છે. તો શરીરનો નિર્વાહ વગેરે તો એમને એમ પણ થવો ઘટે છેઃ અર્થાત્ જે પ્રારબ્ધે ફળ આપવાને શરીર રચ્યું છે તે પ્રારબ્ધ પોતાના અંત સુધી તે શરીરને વિવિધ ફળો આપી તેનો નિર્વાહ કરવાનુંજ. પણ અપ્રાપ્ત જે એ કર્મ (સંસ્કાર)નો સમૂળ નાશ કરનાર સાધનોનું અનુષ્ઠાન છે તેને માટે પુરુષપ્રયત્નની જરૂર છે, કેમકે તે કંઇ-સિદ્ધ નથી. જો સિદ્ધ હોત તો આ જન્મ થવા વારોજ આવવો ઉપરની પ્રક્રિયા પ્રમાણે ઘટતો નથી. માટે દરેક સ્ત્રી પુરુષરૂપ વિચારવાન્ પ્રજાએ તો પોતાની યોગ્યતા પ્રમાણે આ અપ્રાપ્ત અર્થ સિદ્ધ કરવા પ્રયત્નવાન્ થવું ઘટે છે.

તેમાં પણ એ કર્મોનાં ફળ ભોગવી એનો અંત આણવાની આશા બાંધે છે કેમકે એક કર્મ પણ પોતાના ફળ વાસ્તે અનેક જન્મોને પ્ર[illegible]રે છે એવું વિદ્વાન્ અનુભવીના અનુભવ પ્રદર્શક વચનો રૂપ શાસ્ત્ર વા[illegible]થી સિદ્ધ થાય છે. સ્મૃતિમાં કહ્યું છે કે.

श्वसूकरखरोष्ट्राणां गोजाविमृगपक्षिणाम् ।
चाण्डालपुल्कसानां च ब्रह्महा योनिमृच्छति ॥

બ્રહ્મહત્યા કરનાર મૂર્ખ શ્વ સૂકરાદિ અનેક યોનિને પામે છે. અને જ્યારે એક કર્મો અનેક જન્મ આપી અનેક કર્મો કરાવી નિરસ્ત થાય છે, તો અખુટ કર્મો કોઇ દહાડો ફળ આપી રહે એ સંભવિત છે? નથીજ. માટેજ શાસ્ત્રમાં કહ્યું છે કે.

सप्तजन्मानुगं कार्यमेकस्यापीह कर्मणः ।
श्रूयते धर्मशास्त्रेषु किमुतानेककर्मणाम् ॥

માટે વિચારવાન્ પુરૂષે આવી વૃથા આશાપાશનો પરિત્યાગ કરી, સંપૂર્ણ શાસ્ત્ર સંમત એવા સંસ્કારના નિરોધ માટે પ્રયાસ કરવો ઉચિત છે.

ત્યાં ઉપર કહ્યા પ્રમાણે પ્રારબ્ધનો ક્ષય ભોગથીજ થાય છે, તેમજ પુરૂષને નિરોધમાં પ્રવૃત્તિ કરાવનાર કારણોમાં પ્રારબ્ધ પણ એક બળવાન્ કારણ હોવાથી તેનો ક્ષય કરવા પ્રયોજન પણ નથી. સંચિત તથા ક્રિયમાણ કર્મો બાધ ન કરે એવો ઉપાય કરવો ઘટે છે, તેમાં ક્રિયમાણ કર્મો જ્યાં સુધી કર્તૃત્વ અભિમાન પુર્વક કરવામાં આવે છે ત્યાં સુધી તેઓ અભિમાનીને ફળ આપવાનાંજ. માટે ક્રિયમાણ કર્મો બાધ ન કરે તે માટે કર્તૃત્વ અભિમાનનો ક્ષય કરવો આવશ્યક છે. તે ક્ષય જ્યાં સુધી "अहं अहं" (હું હું) એવા રૂપે પ્રત્યક્ષ આત્માનું યથાર્થ સ્વરૂપે અપરોક્ષ ભાન નથી થયું ત્યાં સુધી થાય એમ નથી; કેમકે જેમ કર્તૃત્વપણાનો આરોપ અપરોક્ષ છે તેમ તેને નિવારણ કરનાર જ્ઞાન પણ અપરોક્ષ ઘટે છે. તેથી અનેક ગ્રંથો શીખ્યે, અનેક ખંડન મંડનના ગ્રંથ મુખ પાઠ કરી સભાઓમાં વાદ કરી જય મેળવ્યે—એ વગેરેથી એ ભ્રાંતિ નિરસ્ત થતી નથી; પણ આત્માનો સાક્ષાત્કાર કરવેજ આત્મા અકર્તા છે અર્થાત્ કર્તૃત્વરૂપ સંબંધી રહિત છે એવું જ્ઞાન થયેજ એ ભ્રાંતિ દૂર થાય છે. તેથી આત્માનો

સાક્ષાત્કાર કરવો એ દરેક વિચારવાન્ સ્ત્રી પુરૂષનું કર્તવ્ય છે. ત્યાં આત્મા કંઇ બાહ્ય (પરાગ્) પદાર્થ નથી કે ઇન્દ્રિયોની બહિર્ પ્રવૃત્તિથી તે જણાય. પણ પ્રત્યક્ પદાર્થ હોવાથી ઇંદ્રિયાદિની અંતર્મુખતાવડે વિવેકી પુરૂષો તેનો સાક્ષાત્કાર કરી શકે એ સંભવે છે. શ્રુતિમાં કહ્યું છે કે पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ् पश्यतिनान्तरात्मन् । कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ પરમાત્માએ શ્રોત્રાદિ ઇન્દ્રિયોને પરાક્ પદાર્થજ જાણવાની યોગ્યતાવાળાં સર્જ્યાં છે તેથી તેઓ (બહિર્મુખ પ્રવૃત્તિથી) અંતરાત્માને જોઈ જાણી શકતાં નથી; તોપણ કોઇક ધીર મુમુક્ષુ પુરૂષ ચક્ષુરાદિ ઇંદ્રિયની અંતર્મુખતા કરી પ્રત્યગાત્માને જુએ જાણે છે. આ વાક્યથી ચક્ષુરાદિ ઇંદ્રિયની અંતર્મુખતા આત્મસાક્ષાત્કાર પ્રતિ કારણ છે એ સમજાય છે. સાક્ષાત્ શ્રુતિ વિધિલિંગથી એજ કહે છે—यच्छेद्वाङ्मनसीप्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि । વિવેકી પુરૂષે વાગાદિ ઇંદ્રિયનો મનમાં ઉપસંહાર કરવો અને તે મનનો પ્રકાશસ્વરૂપ બુદ્ધિમાં ઉપસંહાર કરવો અર્થાત્ ઇંદ્રિયોને વૃત્તિમાં અને વૃત્તિનો અંતઃકરણમાં લય કરવો. આ વગેરે અનેક પ્રમાણોથી પણ એજ સિદ્ધ થાય છે કે ચિત્તવૃત્તિની એકાગ્રતા કરવા પર માણસે ઉદ્યમ કરવો, એથીજ સમગ્ર ક્લેશની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

કેટલાક માણસો એવું માને છે કે જ્ઞાનથીજ મોક્ષ છે અન્ય કશાની જરૂર નથી, પણ તે લોકો એ વિચાર કરતા નથી કે જ્ઞાનને માટેજ સમગ્ર સાધનની જરૂર છે. પરોક્ષજ્ઞાન કોઇ દહાડો ઇષ્ટાર્થ આપનાર નથી પણ અપરોક્ષ જ્ઞાનથીજ ક્લેશ મટે છે. અને અપરોક્ષ જ્ઞાન માટે ચિત્તવૃત્તિની એકાગ્રતા સિદ્ધ થવીજ જોઇએ. યોગ બીજમાં કહ્યું છે કે योगहीनं कथं ज्ञानं मोक्षदंभवतीश्वरि । ચિત્તવૃત્તિની એકાગ્રતારૂપ યોગવિના પરોક્ષ જ્ઞાન કેવી રીતે મોક્ષ આપે? માટે જ્ઞાનનો મિથ્યા લવારો ન કરતાં તેનાં સાધનનું અનુષ્ઠાન પ્રથમ કરવું જોઇએ.

સંચિત કર્મના નિરોધ માટે પણ ચિત્તવૃત્તિની એકાગ્રતા અપેક્ષિત છે. ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन એ વાક્ય પ્રમાણે જ્ઞાનથીજ એ કર્મની પણ નિવૃત્તિ થાય છે અને જ્ઞાનને માટે ઉપર કહ્યા પ્રમાણે ચિત્તવૃત્તિની એકાગ્રતા આવશ્યકજ છે. અથવા તો એ યોગિ-

ન કર્મો પણ ઉદ્ભૂત થયા વિના ફળ આપવા અસમર્થ છે અને કુંડલીની શક્તિ દ્વારાજ સંચિત કર્મો ઉદ્ભૂત થાય છે. માટે તે શક્તિનું ચાલન કરવું એ એથી પ્રાપ્ત થયું. અને તે ચાલન કરવને પણ ચિત્તવૃત્તિની એકાગ્રતાના સાધનની જરૂર છે. માટે એ પક્ષથી પણ ચિત્તવૃત્તિની એકાગ્રતા અથવા મનનો જયજ મોક્ષમા મુખ્ય. કારણ છે એ પ્રાપ્ત થયું. યદ્યપિ જ્ઞાન મોક્ષનુ સાક્ષાત્ કારણુ છે અને ચિત્તવૃત્તિનું સ્થૈર્ય જ્ઞાનનું સાક્ષાત્કારણુ છે તો પણ जन्मान्तरैश्च बहुभिर्योगो ज्ञानेन लभ्यते। ज्ञानं तु जन्मैकेन योगादेव प्रजायते ॥ तस्माद् योगात्परतरो नास्ति मार्गस्तु मोक्षः॥ વગેરે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તથા વિચાર વગેરેથી એમ સ્પષ્ટ દેખાય છે કે બ્રહ્મવિચાર વગેરે પરોક્ષજ્ઞાનથી કોટિ જન્મે એકાગ્રતા સિદ્ધિ થાય તો થાય, અને ચિત્તવૃત્તિની એકાગ્રતા સિદ્ધ થવાથી તેજ જન્મમાં તરતજ અપરોક્ષ જ્ઞાન થઇ જીવન્મુક્તિ સુખ પ્રાપ્ત છે. માટે યોગ એજ મુખ્ય સાધન છે, અને તેજ કારણથી એ વાતમાં આસ્તિક નાસ્તિક સમગ્ર દર્શન સમંતિ આપે છે. એકાગ્રતા સિદ્ધ કરવાનાં સામાન્ય સધનનું નિરૂપણ અન્ય કોઇ વખતે આ વિષયના સાંધણરૂપે થઇ રહેશે. પણ સાધનમાત્ર જે સાધનથી ફળ આપે છે અને જેના વિના કોઈ પણ સાધન ફળ ઉત્પન્ન કરતું નથી પણ ઉલટું અનર્થજ ઉત્પન્ન કરે છે તે સાધનનો ઇસારોમાત્ર આરંભમાં મૂકેલા શ્લોકમાં જણાવ્યા છતાં પુનઃ અત્રે કરી આ વિષય સંપૂર્ણ કરવો ઉચિત ધારીએ છીએ. તે સાધન જીતેન્દ્રિય બ્રહ્મવિદ્વરિષ્ઠ પુરૂષસિંહ શ્રી સદ્ગુરૂનીજ સેવા માત્રજ છે.

शुद्धाभ्यासस्य शांतस्य सदैव गुरुसेवनात् ।
गुरुप्रसादात्तस्यैव तत्वज्ञानंप्रकाशते ॥



## વિચાર.



આ સંસારમાં વારંવાર આપણે અનેક માનવિઓને એમ કહેતાં સાંભળીએ છીએ કે 'ભાઈ! વિચાર કરો'. 'ભાઇ! વિચાર કરો' એ જોકે

એક ઘણુંજ નહાનું વાક્ય છે તે પણ માનવ વ્યવહારમાં તેનો ઉપયોગ લડાઇના સમયમાં, સમાધાનના સમયમાં તેમજ કેટલેક અંશે ઉદાસીન અવસ્થામાં પણ નિરંતર થયા કરે છે. કાંઇ નહીં તો ઉપર કહી ગયા એટલીજ અનુસ્તુ ધ્યાનમાં લઇએ તો વિચારનું માહાત્મ્ય અને આવશ્યકતા આપણા અંતઃકરણમાં અસાધારણ રીતે પ્રતીત થશે.

વળી એક તરતનું જન્મેલું બાળક, જે પ્રસક્ષ રીતે વાણીયુક્ત ભાસતું નથી, જેને સુખ દુઃખાદિની નિવૃત્તિની પ્રાપ્તિ કરાવનાર ઉપાયને માટે પણ અન્યના ઉપર આધાર રાખવો પડે છે, અને જેની સ્થિતિ વ્યાવહારિક ભાષામાં અવાચક પશુની સમાન કહેવાય છે, તે કાળે કરીને શારીરિક વૃદ્ધિ પામે છે એટલુંજ નહીં, પણ પછી તે પ્રથમ તો એખડી તોતડી ભાષા ઉચ્ચારતા શીખે છે, સુખ દુઃખનાં મુખ્ય મુખ્ય કારણો તે જાણે છે; અનુકૂળની ઇચ્છા અને પ્રતિકૂળનો અનાદર કરતાં શીખે છે, પોતાની પ્રેયસમાંથી શ્રેયસને તારવી કાઢવા શીખે છે, તથા અન્યને પણ વ્યાવહારિક હિતકર જ્ઞાનનો ઉપદેશ કરનાર થઇ પડે છે; અને જો ઉજ્વલ સંચિત હોય છે તો અધુરામાં પૂરો આ જગતનો તેમજ તેના અધિષ્ઠાન રૂપ જગત્કારણનો પણ અનુભવ પામી કૃતકૃત્ય થઇ જાય છે.

આ સર્વ પ્રાપ્તિ ક્યાંથી થાય છે? કોઇ કહે છે કે એનો પૂર્વના સંસ્કાર ઉપરજ આધાર રાખે છે. આ ઉત્તર અમારે પણ અમાન્ય નથી. પરન્તુ અમે જો એમ કહીશું કે એ સર્વ વિચાર દ્વારાજ પ્રાપ્ત થાય છે તો અમારૂં કહેવું કાંઇ નહીં તો કેટલેક અંશે પણ ખરૂં ગણાયા વિના નહીં રહે. જો સંસ્કારને સર્વ પ્રાપ્તિનું કારણ માનીએ તો પણ વિચારને સર્વ પ્રાપ્તિનું દ્વાર માનતાં કોઇ પણ પ્રકારનો વાંધો નથી.

હવે વિચારનું મૂળ સ્વરૂપ શું છે તેનો વિચાર કરીએ. માણસો કોઇ પણ ગન્તવ્ય અથવા લક્ષ્ય સ્થાને શરીર વડે પહોંચવાનો યત્ન કરે છે. ત્યારે તેતત્રૂપ ક્રિયાને આપણે 'ચાર' (ગત્યર્થક, ધાતુનું રૂપ) કહીએ છીએ. પરન્તુ એવા 'ચાર' વડે આપણે જે લક્ષ્ય વસ્તુને પ્રાપ્ત નથી કરી શકતા તે વખતે આપણે શારીરકથી વિલક્ષણ એક પ્રકારની માનસિક ક્રિયા રૂપ યત્ન કરવો પડે છે, અને તે ક્રિયાને વિ-ચાર=વિચાર' એવું નામ આપેલું છે. આ વિચાર તે આખા માનવ દેહનું સાર્થકત્વ, જેમાં સમાયલું છે એવું અભ્યન્તર ભૂષણ છે જે સ્થળે વિચારહીન અનુભવ

વસે છે તે સ્થળ પશુઓને વસવાના નિબિડ અરણ્યના જેવું છે. નિગ્રહથી મનુષ્ય પ્રાણિની દેહ યાત્રા ચાલે છે એતો આપણને સર્વને પ્રત્યક્ષ છે: સુખ દુઃખનું ભાન પણ વિચાર દ્વારાજ થાય છે, વિચારહીન પ્રાણીને આ જગત્‌માં કોઈ સ્થળે ચમત્કૃતિનો ભાસ થવાનોજ નહીં. અને જેને વિશ્વ ચમત્કૃતિનુંજ ભાન નથી તે ઉક્ત ચમત્કૃતિના આદિહેતુને તો કોઇવાર પણ જાણી શકતો નથી. માટે શાસ્ત્રેઅધિકારપરત્વે માનવીના ભાગ પાડતાં પામર એવી સંજ્ઞા હમણા કહી ગયા એવા વિચાર હીન મનુષ્યોને આપી છે.

વિચારમાં એક એવા પ્રકારની શક્તિ છે કે સૂક્ષ્મ વસ્તુઓને પણ તે મહત્ રૂપમાં આપણા હૃદયની આગળ ખડી કરે છે. એક ઉદાહરણ તરીકે જોઈએ તો આ સંસારમાં કેટલાંક માનવી પોતના અલ્પ દુઃખને માટે નિરંતર અસંતોષમય વાણીમાં પોકાર કર્યા કરે છે. વિચારરૂપી સુક્ષ્મ દર્શક દ્વારા તેઓ પોતાના અલ્પ દુઃખોને મોટાં ડુંગરના જેવાં દેખે છે. તેમજ કેટલાંક માંણસો પોતાના અલ્પ સુખને અથવા સુખનાં અલ્પ કારણોને મહા સુખ રૂપ માનીને પ્રવૃત્તિ કરે છે; જો આમ ન હોત તો વાસ્તવે જોતાં કુશી વિસાતમાં નહીં એટલા ધન વાળા શ્રીમંતો એક ઉંડળમાં આખા આભને સમાવી દે એવા અભિમાનને ધારણ કરી રહેલા નજરે પણ ન પડત. વિચારમાં જે હમણાં વર્ણવી ગયા એવી ચમત્કારક શક્તિ છે તેથીજ તે કેવળ સુખનું પણ સાધન થઇ શકે એવો સંભવ ખરો, પરંન્તુ એ વિચારને કોઇ કુશળ નેતાની તેમજ સુખમય લક્ષ્યની અપેક્ષા છે એમ અનુભવીજનો માન્યાવિના રહેશે નહીં. જે માર્ગે આપણે વિચાર ચલાવીએ છીએ તે માર્ગના સ્વભાવ પ્રમાણે સુખ અથવા દુઃખની પ્રાપ્તિ થાય છે; આના ઘણા દાખલા આપણે વ્યવહારમાં જોઇએ છીએ. પરંન્તુ વાસ્તવ સુખ (જેમાં દુઃખનો જરાક પણ ભાગ નથી) તેની પ્રાપ્તિ ને માટે પણ વિચારની જરૂર છે, એનો અર્થ કેટલાંક માણસોએ એવો કર્યો છે કે આપણે રાત્રિદિવસ વિચારજ કર્યા કરવા જેથી આપણે નિર્મળ સુખનો ઝરો શોધી કાઢી શકીશું. પણ ખરૂં તો એ છે કે કેવળ વિચારથીજ કેવળ સુખનો લાભ થાય એ માનવુંજ ખોટું છે; વાચક પોતાનોજ અનુભવ વિચારશે ત્યારે તેને તરત સમજાશે કે જ્યારે આપણા મગજમાં વિચારનો વંટોળીઓ ઘુમવા લાગે છે ત્યારે હૃદય કેવું શાન્તિવિ-

રહી પંઇ જાય છે; હૃદય શ્રમ અને ખેદનો અનુભવ આવી દશામાં કરે છે એ વાર્તામાં કાંઈ શંકાતું પ્રયોજન નથી. હવે સ્વાભાવિક રીતે જીજ્ઞાસુને પુછવાની ઇચ્છા થશે કે 'કેવળ સુખના સાધન તરીકે વિચાર કેટલે અંશે ઉપયોગી છે?'

પ્રથમ જગત્ દુઃખરૂપ છે અને તેમાંથી પરમ સુખ મળવાનો અસંભવ છે, એવા પ્રકારનું જ્ઞાન વિચાર દ્વારાજ થાય છે. આ પ્રમાણે વૈરાગ્ય પ્રાપ્તિના સાધન તરીકે વિચારની ઉપયોગિતા સિદ્ધ થઇ. વૈરાગ્ય યુક્ત થયેલા અંતઃકરણને પરમ સુખની પ્રાપ્તિ અર્થે વિચારને એકજ વસ્તુ ઉપર સ્થિર કરવાનું કાર્ય આરંભવું પડે છે. અને આ કાર્યમાં પણ વિચારનું અસ્તિત્વ હોય છે એ તો સ્પષ્ટ છે. પરન્તુ સર્વ કાર્યરૂપ પ્રપંચનો અવધિ હોય છે તે પ્રમાણે અંતે વિચારનો પણ અવધિ છેજ. કેમકે છેવટે મનોલય અને વાસનાક્ષય એજ પુરૂષાર્થ છે; અને એનાથીજ પરમ સુખની પ્રાપ્તિ છે. સહજ—અવસ્થાની પ્રાપ્તિ લગીતો વિચારની આવશ્યકતા છે પણ તત્પશ્ચાત્ વિચારકથી ભિન્ન એવી કાંઇ વિચાર રૂપ વસ્તુ નથી. આના સંબંધી મૂળ ભગવાન્ પતંજલિનું સૂત્ર તેમજ અન્ય યોગના ગ્રન્થોમાં સવિસ્તર વિવેચન કરેલું છે. પરન્તુ આ પ્રસ્તુત વિષયનો હેતુ તો એજ દર્શાવવાનો છે કે જે 'વિચાર' આપણા વ્યવહારમાં અતિ ઉપયોગી છે તેજ આપણને પરમાનંદરૂપ સ્વસ્વરૂપાકાર પરિણામે પહોંચાડનાર એક સર્વોત્તમ વાહન છે.

પૂર્વે કહી ગયા તે પ્રમાણે અતિ ઉત્તમ વાહનરૂપ જે વિચાર તેનો અસદુપયોગ કરનાર માનવીઓના સંબંધમાં પણ અત્રે કાંઇક લખીશું તો અનુચિત નહીં ગણાય. આપણે આ સંસારમાં આરપાર દૃષ્ટિ નાખીશું તો આપણને પ્રત્યક્ષ જણાશે કે નામરૂપાત્મક જગત્‌માંની સર્વ વસ્તુઓ વિવેકી જનોને તો સુખના સાધનરૂપ થઇ પડે છે તેજ પ્રમાણે વિચારના સંબંધમાં છે. વિચારના સંબંધમાં એક એ અધિકતા છે, તે એ છે કે વિચાર એ અભ્યંતર સાધન હોવાથી બાહ્ય સાધનો કરતાં અધિક પ્રબલ છે અને તેથી તેનો અસદુપયોગ અધિક અશુભ અર્થની પ્રાપ્તિ કરાવે છે. આત્માથી અભિન્ન એવો પરમાત્મા પ્રાણિ માત્રના અંતઃકરણમાં નિરન્તર વિરાજે છે. વિચારને અને અંતઃકરણને તો અતિ નિકટ સંબંધ છે એવો સાધારણ સમજવાળા માણસો પણ જાણે છે. આવો વિ-

જીવોઽહમિતિ કહાડ્યું પાણી. કરૂણા સિન્ધુ૦ ૪
જે કર્મ બીજ બહુ છે વાવ્યાં,
(તે) ઉચ્ચોદ જળથી ઉઠરી આવ્યાં,
સરકારાંકુરતે બહુ લાવ્યાં. કરૂણા સિન્ધુ૦ ૫
નાના વિધ વૃક્ષો નીકળિયાં,
નાના વિધ ફળ દેવા ફળિયાં,
એવામાં ભોગ જુઓ મળિયા. કરૂણા સિન્ધુ૦ ૬
દુઃસંગ રૂપિ વાયુ વાયો,
કોમળ તરૂનો તોડયો પાયો,
જેનો મ્હોર સુગુણ રૂપિ દેખાયો. કરૂણા સિન્ધુ૦ ૭
થોડાં શુભ વૃક્ષો જે બચિયાં,
તે પણ ખેડુતને નવ પચિયાં,
તેને ખાઇ જાવા પશુઓ મચિયાં. કરૂણા સિન્ધુ૦ ૮
અશ્રદ્ધારૂપ હુકરિયે ખાધી,
ગુરૂભક્તિરૂપી વેલી બાંધી,
જેથી ઉરમાં અતિ થઇ આધિ. કરૂણા સિન્ધુ૦ ૯
બીજાં પણ વૃક્ષો સુખદાઇ,
બીજાં પશુ સર્વે ગયાં ખાઇ,
બચ્યાં કઠોર વૃક્ષો દુઃખદાઇ. કરૂણા સિન્ધુ૦ ૧૦
બચ્યા ગર્વરૂપી બહુ બાવળિયા,
ધંતૂરા ઢોંગરૂપી ફળિયા,
મહુડાં અજ્ઞાનરૂપિ ગાળવાં. કરૂણા સિન્ધુ૦ ૧૧
શુભ વૃક્ષ વધ્યાથી જ્ઞાન ઘણું,
દુર્વૃક્ષ વધ્યાથી દુઃખ ગણું,
એ રીત્યે દુઃખ પડયું બમણું. કરૂણા સિન્ધુ૦ ૧૨
ફરિ વાવો તમ ભક્તિ પહેલી,
શોભે મનમાં જે અલબેલી,
જે સુગુણનિ સંજીવની વેલી. કરૂણા સિન્ધુ૦ ૧૩
બ્રહ્મભાવ કોષ શુભ આપોને,
દુર્ગુણનાં દરખત કાપોને,

હરો ખેદુનના સંતાપોને. કરૂણા સિન્ધુ૦ ૧૪
અહાહં મુજથી પ્રલય થઇને,
ખેતી ખેતી હમે જંઇને,
સદ્‌ગુરૂપદમાંહિ રહું સમાઇને. કરૂણા સિન્ધુ૦ ૧૫
એટલી આશા પૂરી કરજો,
ભવપાશ પ્રભો ! ક્ષણમાં હરજો,
નિજ શિશુ જાણી ખોળે ધરજો. કરૂણા સિન્ધુ૦ ૧૬

## વિશ્વવિવેક. પ્રસ્તાવિક.

### વસંત તિલિકા છંદ.

વિશ્વાદિ મધ્ય લય કારણ રૂપ જે છે,
આદ્યંતમધ્યથકી હીન સ્વરૂપ તે છે;
ને સર્વ ભૂતમહિ નીજ પ્રતીતિ દે છે,
તે ઇષ્ટનેજ ખલખંડન તો નમે છે. ૧
આકારહીણ મુળથી પ્રભુ છો અમાપી,—
ઇચ્છિત રૂપ ધરી દર્શન દ્યો તથાપિ;
ભક્તોની વાણિ તમને અધિકી ગમે છે,
પ્રેમેથી નાથ! ખલખંડન તો નમે છે. ૨
સદ્ધર્મશીલ જનપાલક છો કૃપાલ,
કુશીલમાર્ગિ જનના વિકરાલ કાલ;
ચોજું છું કાવ્ય કુટિલા મતિ શુદ્ધ થાવા,
દેજો સદાય સુજનોનિ સુકીર્તિ ગાવા. ૩
સ્વેચ્છાથી વિશ્વ રચના ઘણી શુભે કીધી,
માયા તથા ત્રિગુણથી શણગારિ દીધી;
ચૈતન્ય શુદ્ધરૂપના વિભુએ તથાપી,
ગાંભીર્ય ચીન જગની સ્થિતિ ઠીક સ્થાપી. ૪

ॐ





# મહાકાલ.

( માસિક. )

पुस्तक १. लुं. श्रावण वद् १४. अंक १० मो.

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥
सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર.
उपाधिबाधकवर्गः


રાજનગર.
'ગુજરાત ગેઝેટ પ્રેસ'માં. સી. જી. પંડ્યાએ છાપ્યું.
સંવત્ ૧૯૪૫. પોટેજ માફ. સને ૧૮૮૯.
વાર્ષિક ઉપહાર રૂ. ૨ અગાઉથીજ.





વર્ષ અન્તે રૂ. ૨-૮-૦
દરેક છુટી નકલ
ના રૂ ૦।.




# अनुक्रमणिक



---

## જાહેરખબર.





॥ ૐ શ્રી ॥

## સાધકની ઇષ્ટપ્રતિ પ્રાર્થના.

### પદ. રાગ મલ્હાર—એક દેશી.

હો ગુરૂ મોહધ્વાન્ત [1]ટાળો,
દુઃખી સ્થિતિ ભાળો, હો ગુરૂરાય! દુઃખી સ્થિતિ ભાળો,
થઇ જગતાત, કેમ હજિ ન બાળ પાળો.
મુક્યો કાં વહેતો, હો ગુરૂરાય! મુક્યો કાં વહેતો,
અહો ગુરૂ બાંહ્ય, વળી વળિ વિનવી કહેતો. ટેક.
    દૃષ્ય વિષયની પ્રીતિ આ, નિર્બળ નથિ થતિ નાથ,
    અગણ્ય ક્લેશ થકી સદા, પ્રજળું પ્રભુ મન સાથ.
    દૃષ્યતણા સંબંધમાં, અનુભવું દુઃખ દિન રાત,
    તદપિ આ સુખભ્રાન્તિરતી, ટળતી નથી હે તાત.
વિવેક ન અહેતો, હો ગુરૂરાય! વિવેક ન અહેતો, અહો૦
હો ગુરૂ કરૂણાળુ થાજો,
અંધકર ન્હાજો, હો ગુરૂરાય! અંધકર ન્હાજો,
પ્રકટી જ્ઞાનાર્ક, [2]અજ્ઞાનનિશી ખાજો,
તાપ નિજ દાખો, હો ગુરૂરાય! તાપ નિજ દાખો,
આનવધિ શાંત,—રહી, શીદ અનર્થ સાંખો.
    મોહમત્ત મુજ મન પ્રભુ, ભૂલ્યું જપતપ ધ્યાન,
    મિથ્યા જગ ગણી સત્યવત્, બન્યું અતિશય બેભાન.
    ઇચ્છિત વિષયવિના ન કશું, અવર સુઝે, મહારાજ !
    શું વર્ણું સ્થિતિ ચિત્તની, કથતાં આવે લાજ.
દાબિ દુઃખ રહેતો, હો ગુરૂરાય! દાબિ દુઃખ રહેતો, અહો૦
હો ગુરૂ આપતણી માયા,

---

1 મોહરૂપી અંધારૂં. 2 જ્ઞાનરૂપી સૂર્ય હૃદયમાં પ્રકટ કરીને.

તસ્યા કોઇ ડાહ્યા, હો ગુરૂરાય! તસ્યા કોઇ ડાહ્યા,
મતિના મંદ, કંઈ અનન્ત અટવાયા;
શક્તિ મુજ જાણો, હો ગુરૂરાય! શક્તિ મુજ જાણો,
વિષયનો કીટ, કેમ તરૂં હું, આપ નાણો.
આપ થકી મુજને પ્રભુ, માને સર્વ મહાન્,
ભૂલી એ, અતી ધાર્યું મેં, નિશ દિન નિજ અભિમાન.
હવે ન ન્યાળી માહરે કો, આવું પ્રભુ તમ પાસ,
અભય દયાળુ! આપજો, અશક્ત પણુ ગણિ દાસ.
તાપ અતી સહેતો, હો ગુરૂરાય! તાપ અતી સહેતો, ગ્રહો० ૩
હો ગુરૂ હૃદય ગ્રંથિ છોડો,
કર્મબળ ત્રોડો, હો ગુરૂરાય! કર્મબળ ત્રોડો,
દૃષ્યની પ્રીત, હણી આપ પદે જોડો,
મોહ બળ ભારી, હો ગુરૂરાય! મોહ બળ ભારી,
કરી લય સઘ, દીન દાસ લિજે તારી,
નેત્રાશ્રુ આ નિરખીને, થાજો કરૂણાવંત,
ઉગ્ર કટાક્ષ કરી હવે, આણો દુઃખનો અંત.
મોહલયાર્થે હે પ્રભો! દેજો શુદ્ધ વિચાર,
જળ સ્થળ કે નભમાં તમે, છો જીવના આધાર,
અન્ય નથી લહેતો, હો ગુરૂરાય! અન્ય નથી લહેતો ગ્રહો० ૪

---

## श्री पंचवरद वृत्तान्त.

( સાંધણુ પૃષ્ઠ ૨૦૨ થી. )

આ રીતે દિગ્મૂઢસરખો, ચેષ્ટા રહિત હું ઉભો રહ્યો એટલીવાર મને 'આ તે સ્વપ્ન થયું છે' કે 'હું સાવધ અવસ્થામાં આ જોઉં છું' એવો ભ્રમ થયો. કેટલો એક કાળ ત્યાં એમને એમ ઠરી રહ્યો, અને અજ્ઞાન સરખી અવસ્થાનો અભાવ થઇ જ્યારે પુનઃ મારી સાવધ સ્થિતિમાં

આવ્યો, ત્યારે તો સૂર્યોદય થયેલો ભાસ્યો, અને તે દિવ્ય ભુવનો તથા જળાશય તો અદૃશ્ય થઇ ગયેલાં જણાયાં, અને આગલા દિવસના અંતમાં દીઠેલા વૃક્ષવડે વેષ્ટિત મંડપ કરતાં અધિકરમ્ય અને વિશાળ ચોક સરખું સ્થાન માત્ર ત્યાં જણાવા લાગ્યું.

આ પ્રકારે જોઇને આશ્ચર્ય સાથે અનેક વિચાર આવવા લાગ્યા, તથા તે દીઠેલા પ્રસંગની યથાર્થ પ્રતિમા વૃત્તિમાં આરૂઢ હોવાથી, સમસ્વંત્ર આત્માના સ્વરૂપને અનેક વાર વિચારી દૃઢપણે નિશ્ચય કરનાર હું સરખા આપ્ત કામને પણ પુનઃ એક વાર તે પ્રસંગ અવલોકવાની આતુર ઈચ્છા પ્રકટ થઇ. એ સમયે મને એવો વિચાર થયો કે સર્વાધિપતિ ગણેશ્વરને છળનાર જે કામ કહેવાયો છે તે કામેજ આ મારા સમીપ અદ્ભુત ચરિત્ર રચ્યું હશે, કે તે કામજ આ અનેક સ્ત્રીરૂપે પ્રતીત થયો હશે? આ સંપૂર્ણ સંસારને મૃગતૃષ્ણાના જળની પેઠે અનુભવનાર હું કયા પ્રતિબંધક સંસ્કારના ઉદયથી આ દંભમાં મોહવાળો થયો છું? સર્વથા નિર્મોહાવસ્થાને ઈષ્ટ માનનાર છતાં આ મન કોના બળથી મોહવશ થયું પ્રતીત થાય છે, એ પણ જણાતું નથી. મારો આત્મસ્વરૂપનો અનુભવ યથાર્થ હશે કે અયથાર્થ એ પણ હવે કળી શકાતું નથી. આ વગેરે સંશય તથા વિપર્યયના અંશસરખા અનેક વિચાર ભાસવા લાગ્યા, તે સર્વેને હું યથાર્થ વિચારથી તથા મોહક વિષયમાં દોષ દર્શનની અનેક યુક્તિથી નિર્મળ કરવા લાગ્યો. તોપણ આ પ્રદેશમાંજ આજે રાત્રિપર્યંત રહી સંશયનિવૃત્ત થવું એવો અંતનો નિશ્ચય વૃત્તિમાં થયો; તેથી આજુબાજુ ઘણે દૂર ન જતાં, એટલામાંજ ફરતાં, વિવિધ વૃક્ષાદિ પદાર્થોની જાતિને વિશેષ લક્ષપૂર્વક અવલોકતાં આખો દિવસ વ્યતીત કર્યો. એટલામાં મને કામીઓની, પ્રિય પદાર્થના વિયોગજન્ય દુઃખદ, અવસ્થાનો અંશતઃ અનુભવ થયો. દિવસનો કાળ ઘણો લાંબો જણાવા લાગ્યો આગલા દિવસ કરતાં રમણીય સ્થાન છતાં પણ તે જોતાં ચિત્તની એટલી પ્રસન્નતા ન જણાવા લાગી. વૃત્તિઓ વિવિધરૂપે દિવસના અંતપર્યંત વેગથી સ્ફુરતી રહી, અને હું તેમને નિર્મળ કરી શાંત કરતો રહ્યો. એમ કરતાં રાત્રિનો સંધિ આવ્યો; એટલે તત્કાળ એ સ્થાનનો દેખાવ આગલી રાત્રિની પેઠે ફરવા લાગ્યો; અને ક્રમે કરી રાત્રિનો પ્રવેશ થતાંજ તે દિવ્ય ભુવનોનો ભાસ થવા લાગ્યો. જળાશયની પણ પૂર્વવત્ પ્રતીતિ થવા લાગી. મુદ્દામોહક

સ્ત્રીઓનો સમુદાય પણ સ્થળે સ્થળે જણાવા લાગ્યો. પ્રસંગે મારા સમીપથી તે સ્ત્રીઓ જાય, પણ મારા પ્રતિ કિંચિત્ લક્ષ સરખો પણ કરે નહિ. જ્યારે જ્યારે મારા ચાલવાથી અથવા તેમના જવા આવવાથી અત્યંત સમીપતા થતી, ત્યારે તેમનાં વસ્ત્રના ફડફડાટનો વાયુ મને સ્પર્શ કરતો, અને તેથી તત્કાળ એક વિલક્ષણ પ્રેમનાં પ્રેર્યાં રોમાંચ થતાં. આ ક્ષણે મેં મારા જ્ઞાનિપણાના નહિવત્ ભાનનો અનાદર કરીને મનને કહ્યું, 'રે દુષ્ટ મન! તેં મને મોટો છળ કર્યો છે! આટલા દિવસ હું બગની પેઠે કૃત્રિમ અક્રિય અવસ્થાનું ડોળ કરતું ધ્યાનસ્થ થયું! અરે! મેં તારા શાંતપણાને જાણી નિશ્ચય ધર્યો હતો કે હું મનોજય તથા વાસનાક્ષયના સદ્ભાવવાળો તત્વજ્ઞાની તથા તત્વસ્વરૂપ થયો છું, પણ તે સર્વ હવે મને વ્યર્થ જણાયું. શાસ્ત્રમાં જ્ઞાનનાં સાધનમાંજ પ્રથમ વિવેક, પછી વૈરાગ્યને કહેલો છે. તે વૈરાગ્યનું મુખ્ય સ્વરૂપ કહ્યું છે કે આ ચૌદ લોકનાં સુખને કાકવિષ્ટા સમાન તૈલધારાવત્ નિરંતર માનનાર પુરૂષજ વૈરાગ્યવાન્ છે; અને તે જ તેના ઉત્તર કાળે સંપત્તિ પૂર્વક અર્થાત્ દેહાભ્યાસની નિવૃત્તિપૂર્વક પ્રબળ મોક્ષેચ્છાને પ્રાપ્ત થાય છે, ત્યારેજ તત્વજ્ઞાનના શ્રવણમાં અધિકારવાળો થાય છે. તો એ જોતાં આ ક્ષુદ્રહૃદયબળવાળો હું આ લોકમાં પ્રતીત થતા આ સ્ત્રી આદિક વિષયોની પણ અસ્પૃહા વાળો થયો નથી, તો સંપૂર્ણ વિષયમાં કાકવિષ્ટાસમ તિરસ્કાર બુદ્ધિ થવી ક્યાં? અર્થાત્ હજી હું અધિકારિ સાધકની પંક્તિમાં પણ પ્રવેશ્યો નથી, તો મારા વિષે જ્ઞાનાવિર્ભાવનો સંધિ તો ક્યાંથીજ હોય?

રે રે! આ બાહ્ય ત્યાગના આડંબરવાળો હું મંદમતિ સંસારી કરતાં પણ નીચહું. મે એકાંત દેશના સેવનને કરી કરવા યોગ્ય કાંઇજ કર્યું નહિ પક્ષાંતે અન્નજળના ગ્રહણથી શરીરશોષણ કરીને પણ મેં કોઇ સ્વાર્થ સિદ્ધ કર્યો નહિ મેં વિવિધ પ્રકારના કષ્ટવાળો તીવ્ર તપ કરી પ્રાપ્ત કરવા યોગ્ય ઉચ્ચફળ અદ્યાપિર્યંત પ્રાપ્ત ન કર્યું? મેં બાહ્ય શત્રુનો અભાવ કરવા સર્વ સંગ પરિત્યાગ કર્યો, પણ આ ગુપ્તપણે હૃદયમાં રહેલા બળવાન અંતઃશત્રુને આ ક્ષણપર્યંત પણ જાણ્યા નહિ! મેં મોહક પદાર્થના અભાવવાળા પ્રદેશમાં રહીને આ ઇન્દ્રિયોના જયને મિથ્યા માની લીધો! યમ નિયમની યથાર્થ સિદ્ધિવિનાનો હું સર્વ દિવસ વિવિધ આસનો વાળીને વૃથા બેઠો, તથા વિના વિરાગ વિષયમાં અસ્પૃહાવાળા વૃત્તિના વેગને

જોઇ એ વૃત્તિઓને નિગ્રહ થવા યોગ્ય ગણી નિષ્પ્રયોજન મેં નિયમિત કાળે રેચક, પૂરક, કુંભક કરી પ્રાણાયામને આદર્યો! તથા હૃદય, કંઠ અને પાર્શ્વાદિ સ્થાનોને શ્રમ આપનાર નાના કુંભકને સાધવા યત્ન કર્યો! રે રે! આ કાકના સદૃશ સ્વભાવવાળા મનને હંસરૂપ જાણવામાં મેં અત્યંત અસાવધપણું વાપર્યું છે! વિષયલાલસાના અભાવનો નિશ્ચય ન કરીને નિરર્થક મેં નિર્વિષયી સરખી તત્વની ધારણાઓમાં આ આયુષ્યનો ક્ષય કર્યો! એમ છતાં પણ આ મન વિષયાકાર પરિણામથી છુટી હજી તત્વાકાર પરિણામને પામ્યું જણાતું નથી. વિષયની સ્વભાવથીજ અપ્રાપ્તિવાળા દરિદ્રિ આદિ પ્રાણિની પેઠે વિરાગના અનુમાનવાળો નિઃસંગી હું વ્યર્થજ આટલો કાળ ફસાયો છું! અહો! ધિક્કાર છે તે ત્યાગાવસ્થાના ધારણ કરનારને કે જેમણે આ સંસારના વિષય પદાર્થના સમીપ રહીને અનેક યુક્તિ તથા પ્રસંગથી નિર્વિકાર ચિત્તનો યથાર્થ અનુભવ લીધા વિના તે મલિન ત્યાગને ધારણ કર્યો છે! શતગુણ અધિક ધિક્કાર છે તે ત્યાગિને કે જેમને મારી પેઠે ત્યાગની અવધિના કાળ પછી વિષયેચ્છાનો અંતરમાં ઉદય થાય, અને ઉદય થયા પશ્ચાત્ તે ઇચ્છાને આધીન થવા વિચારે, પણ તે દુષ્ટ ઈચ્છાને અધીન વર્તવામાં તત્પર આ પાપરૂપ દેહનો અંત ન આણે! હે ઈષ્ટ! મેં રાત્રિ દિવસ ધ્યાનમાં પ્રતીત કરેલા આપ કે જેમને મેં મારૂં સ્વરૂપ જાણી નિશ્ચિત કર્યું છે, તે આ ક્ષણે ક્યાં અને કયા રૂપમાં છો, તેનું મને ભાન નથી; અને આ દુઃખદ મોહ જેને મેં કોઈ ક્ષણે પણ ધ્યેયરૂપ ગણી સેવ્યો નથી, તે ક્યાંથી પ્રકટ થઇ આ મારા હૃદયમાં પ્રતીત થાય છે, એ હું સમજતો નથી. રે રે! આ તે છેવટે મારા અનુભવની પરીક્ષાનો પ્રસંગ આવ્યો છે કે મને પ્રાપ્ત ઈષ્ટ ફળના વિરોધિ સંસ્કારે આ બળ વાપર્યું છે, કે ઇશ્વરની અષ્ટ સિદ્ધિઓએ મને યોગભ્રષ્ટ કરવાને આ પાખંડ રચ્યું છે? આશ્ચર્ય છે કે આટલે કાળે આ અનાદિ વ્યામોહે આવીને આ સિદ્ધ સરખા હૃદયને પણ ઘેરો ઘાલ્યો છે!"

આ વગેરે અનેક વિચારને કરતો હું નેત્ર બંધ કરીને બેઠો, અને ઇષ્ટનું ચિંતન કરવા લાગ્યો, પણ પ્રબળ સંસ્કારાદિના બળથી તેમાં હું સફળ થયો નહિ, ત્યારે તત્કાળ સાવધ થઇ મેં એ વિચાર કર્યો કે હવે આ સ્થાનથી આગળ ચાલીને જોઉં કે સંગ છુટવાથી વૃત્તિસંક્રાંતિ થાય છે. સાધનોના સમૂહમાં આવી પ્રબળ વૃત્તિના વેગનો જય કરવામાં વિરોધિ

સ્થાન તથા સંગતિનો ત્યાગ પણ અતિ ઉચિત ગણ્યો છે. આ વાર્તાનું સ્મરણ થતાં જ હું એ જળાશય તથા દિવ્ય ભુવનને લઇ અન્ય વિભાગમાં વેગથી વહેવા લાગ્યો. જતાં જતાં વૃત્તિઓ ભુવન પ્રતિ વળે, અને હું બળથી આગળ વહ્યો જાઉં. આ રીતે ઘણી ત્વરિત ગતિયે ચાલતો જેમ જેમ આગળ ગયો તેમ તેમં કિંચિત્ કિંચિત્ ચિત્તની શાંતાવસ્થાને અનુભવવા લાગ્યો, ને તેથી કંઇક પ્રસન્નતા પ્રતીત થઇ. એ પ્રમાણે ઘણે અંતરે ચાલી જતાં વળી એક વિચિત્ર પ્રસંગ દૃષ્ટિએ પડવા લાગ્યો; તે વૃતાંતને પણ સંક્ષેપમાં કહું છું.

ભુવન ત્યજીને જતાં આગળ જે આછો ઘેરો ચંદ્રની ચાંદિની સરખો પ્રકાશ હતો, તે આ આગળનાં સ્થળ સમીપ આવતાં પાછો વિશેષ ઉજ્વળ સરખો વધારે જણાવા લાગ્યો. એથી મને તત્કાળ તો એવી ભ્રાંતિ થવા લાગી કે અરે આતે હું પુનઃ તે જ ભુવન સમીપ આવ્યો કે એ ભુવન ત્યાંથી ઉડીને આ મારા સંમુખ દેશમાં આવ્યું? પણ આગળ વધતાં એ ભ્રાંતિ છુટી ગઇ. મારે કાને લક્ષાવધિ મનુષ્યની હેરફેરનો પડઘો પડવા લાગ્યો; અને આકાશ પૃથ્વીને એક કરી રહેનાર મોટો વિશાળ પહાડ હોય એવું દેખાવા લાગ્યું. તે વેળા તો મને એવો ભાસ થયો કે અરે! આ લોકો કહે છે કે આ આકાશ સ્તંભવિના સતને આધારેજ પોતાની મેળે અધર રહ્યું છે, પણ આ જોતાં એ વાર્તા ખોટી પડે છે. આ તો ઉર્ધ્વ લોકનો આધારભૂત દિગ્સ્તંભ હોય એમ જણાય છે. આવા ને આવા સ્તંભો અષ્ટ દિશા પ્રતિ હશે, પણ અજ્ઞ અને અલ્પ શક્તિવાળાં વિષયનાં કીટ સરખાં પ્રાણીઓ આવા વિકટ સ્થળમાં પ્રવેશીને એનાથી સજ્ઞાન થયાવિનાજ માત્ર લોકવાર્તા ચલાવે છે કે આકાશ તો સ્તંભવિનાજ સતથી અધર રહ્યું છે. આહાહા! પેલું સ્થળ છોડી આ તરફ ન વળત તો આ સર્વને ન જણાયલા એવા આકાશના આધારભૂત સ્તંભને હું શી રીતે જાણી શકત?

આ પ્રકારે અનેક તરંગને વશ થતો વેગથી જ્યારે હું આગળ ગયો ત્યારે તો અસંખ્ય પુરુષોનો સમુદાય મારી દૃષ્ટિએ પડ્યો. તે પુરુષો વિવિધ વિચિત્ર વેષવાળા જણાયા. કોઇ તો દિવ્ય વસ્ત્રાલંકારવાળા, તથા સુંદર દિવ્ય રૂપવાળા હતા. કોઇ તો મોટા તપસ્વીઓ સરખા દેખાયા, અને કોઇ તો આ લોકના શ્રીમાન્ વૈભવી શ્રેષ્ઠ પુરુષો સરખા જણાયા.

આ અસંખ્ય પુરૂષના સમૂહને જોઇને પ્રથમ તો મને એજ વિચાર આવ્યો કે આ સ્થાનથી આજુબાજુ કોઇ ગોકી વસતિ હશે, ત્યાંની આ સ્ત્રીપુરૂષરૂપ પ્રજા આ પોતપોતાનાં રમવા તથા આનંદ કરવાનાં સ્થાનમાં આવ્યાં જણાય છે. તેમાં આ પુરૂષો છે, અને પેલી આ પુરૂષોની સ્રીઓ હશે, અને આ તપસ્વી સરખા પુરુષો તો આજુબાજુ વસતિના આશ્રય તળે પોતપોતાનાં સ્થાનો રચી તપ કરતા હશે, તે સહજ આ સુખપ્રદ સ્થળે આવ્યા હશે. આ વિચારને વશ થયેલો હું જ્યારે વધારે આગળ ગયો ત્યારે એ સર્વ કલ્પના ખોટી ઠરી, અને ખરૂં તો એવું જણાયું કે એ જણાયેલો મોટા સ્તંભ તો વિશાળ પૃથ્વીને રોકી રહેલો હતો, અને તે વસ્તુતઃ તો આકાશમાં ચઢવાની અસંખ્યતાની મોટી સીડીઓનો આધાર હતો. પેલા લક્ષાવધિ પુરૂષો તો પ્રસન્નતાપૂર્વક પેલી સીડીઓ ઉપર ચઢતા ચાલ્યા જતા. આકાશ તરફ જોતાં એક સીડીનો છેડો તો જાણે ચંદ્રમાની સાથે અડકેલો હોય એમ જણાતો, અને બીજી અનેક સીડીઓનાં છેડા તો આકાશમાં કોઇ કોઇ મોટાં ચંદ્રથી પણ ઘણાં ઉંચેના સ્થાનપર્યંત ચાલી ગયેલા હોય એમ જણાયા. આ સઘળું જોઇને તો મારો એ નિશ્ચય દૃઢ થયો કે અરે ! આટલા દિવસ હું કાને સાંભળતો હતો કે પૂર્વે આ લોકવાસીને સ્વર્ગમાં જવાનો માર્ગ ખુલ્લો હતો પણ હવે આ પાપપ્રધાન કળિયુગ આવ્યો છે તેથી તે માર્ગ બંધ થઇ ગયો છે. પણ એ વાર્તા આથી સાચી અને સ્પષ્ટ થઇ છે. તેજ આ સ્વર્ગનો માર્ગ સામાન્ય સર્વ પ્રાણીઓ ન પ્રવેશી શકે એવા નિકટ સ્થાનમાં સ્થાપ્યો છે. મારી ઉગ્રતપશ્ચર્યાની નિષ્ફળતાનાં આવેલાં અનુમાનો હવે વ્યર્થ છે. એજ તપોબળના પ્રભાવે હું આ સ્થાનને પ્રાપ્ત થયો છું. હવે તો સુખપૂર્વક આ સીડીએ થઇને સ્વર્ગ લોકમાં પ્રવેશ કરવો મને ઉચિત છે. કારણ કે પાપપુણ્યમિશ્ર દુઃખરૂપ આ મૃત્યુ લોકમાં રહીને હવે મારે કોઈ અર્થની સિદ્ધિ કરવી અવશેષ નથી.

( અપૂર્ણ )

## વિદ્વાન્.

( સાંધણ પૃષ્ઠ ૧૦૪ થી. )

આ પ્રમાણે વિદ્વાન્ થવું એજ દરેક સુખેચ્છાવાન્ વિચારવાન્ પુરૂ-

પનું કર્તવ્ય છે કેમકે વિદ્વાન્ માત્ર સમગ્ર કલેશથી રહિત તથા સમગ્રના-નૈશ્વર્ય સંપન્ન હોય છે. એજ પુરૂષ ભગવત શબ્દે બોધન કરાય છે. ૭ પ્રકારનું ઐશ્વર્ય ભગશબ્દનો અર્થ છે. ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः । ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥ એ શ્લોકમાં કહેલાં ૭ ઐશ્વર્યની પ્રાપ્તિ થવાથી ભગવદ્રૂપ પ્રાપ્તિ થઇ કહેવાય છે.

હવે એ "વિદ્યા" મળવાનાં સાધનોનો વિચાર કરીએ. ત્યાં વિદ્વાન્માં એક તો સર્વજ્ઞત્વ તથા સર્વશક્તિમત્ત્વ તથા આનંદરૂપત્વ એ ગુણો ઉપર કહ્યા પ્રમાણે હોય છે. તેમાં જ્ઞાન સત્ત્વગુણનો ધર્મ છે તેથી શુદ્ધ સત્ત્વ પ્રધાન અંતઃકરણ થાય ત્યારેજ સર્વજ્ઞત્વ પ્રાપ્ત થાય એનો સ્પષ્ટજ દેખાય છે. सत्त्वात् जायते ज्ञानम् योगिनां तुचेतनत्वात् सत्त्वोत्कर्षनिमित्तं सर्वज्ञत्वमुपपन्नम् ઈતિયાદિ ગીતા, શારીરક ભાષ્ય વગેરે પ્રમાણોથી સિદ્ધ થાય છે કે શુદ્ધ '[૧]સત્ત્વોત્કર્ષ એજ સર્વજ્ઞતાનું બીજ' છે. અને સર્વજ્ઞતાની સાથેજ સર્વશક્તિત્વ પણ હોય છે. તેમજ સર્વજ્ઞપુરૂષો સિદ્ધસંકલ્પના કહ્યા છે તેથી પણ સર્વશક્તિત્વ સર્વજ્ઞત્વની સાથેજ રહ્યું છે એ સિદ્ધ થાય છે. વેદાંત સૂત્રમાં જગત્ સૃષ્ટિનું સામર્થ્ય નથી હોતું એવું જે કહ્યું છે તેનો અર્થ માત્ર એટલોજ છે. તેઓ ઇશ્વરની સત્તામાં રહી જે જે કાર્ય કરે તે સમષ્ટિ ઇશ્વરેજ કર્યાં કહેવાય છે. વસ્તુતઃ તો તેઓ જીવત્ દશામાં ઇશ્વરથી અભિન્ન હોય છે તેથી ઉપલા વાક્યનો અર્થ એવોજ નિકળે છે કે તેઓને સ્વતંત્ર સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું સ્થળ ન હોવાથી ઉત્પન્ન કરતા નથી. માટે સર્વશક્તિત્વ નથી આવતું એવું કહેવામાં કોઈ પ્રમાણ નથી. તેથી સર્વશક્તિત્વનું કારણ પણ 'સત્ત્વોદ્રેકજ' સિદ્ધ થાય છે. નિરતિશય આનંદની પ્રાપ્તિ પણ "સુખ"ના નિબંધમાં કહ્યા પ્રમાણે ચિત્તવૃત્તિની એકાગ્રતાજ છે. તે એકાગ્રતા વૃત્તિની બહિર્મુખ પ્રવૃત્તિ કરાવનાર રજો ગુણ તથા મોહ કરાવનાર તમો ગુણનો અભિભવ થવાથીજ અર્થાત્ શુદ્ધ સાત્ત્વિકદ્રવ્યની પ્રધાનતા થવાથીજ થવી ઘટે છે, માટે એ પક્ષે પણ નિરતિશય શુદ્ધસત્ત્વોદ્રેક એજ આનંદનુ કારણ ઠરે છે. આ સર્વનું તાત્પર્ય એ હતું કે "વિદ્વાન્" કરનાર કારણ ચિત્તવૃત્તિની એકાગ્રઅપરનામ શુદ્ધ સત્ત્વોદ્રેક છે, એ શિવાય અન્ય કોઇ સાધન નથી એ નિઃસંશય જાણવું.

---

૧ સત્ત્વોત્કર્ષ=સત્ત્વોદ્રેક=સત્ત્વગુણની પ્રધાનતા.

એ સત્ત્વોદ્રેક કરનારાં સામાન્ય કારણો જે અનુભવી મહાત્માઓ લોકો પર મહદ્ અનુગ્રહ કરી દર્શાવી ગયા છે તેનું નિરૂપણ અન્ય વખતે થઈ રહેશે. પણ તે કોઈ પણ કારણ જે કારણ વિના ફળ આપતું નથી તે કારણનું નિરૂપણ કરી આ વિષય પૂર્ણ કરીએ. તે કારણ (વિદ્વાન્) શ્રી સદ્દગુરૂ છે એટલે શ્રી સદ્દગુરૂની સેવા માત્ર છે. માટે તેનું નિરૂપણ કરીએ.



## ॥ ॐ શ્રી ॥

## શ્રી સદ્દગુરૂની આવશ્યકતા.



સરળ અંતઃકરણના માણસોને તો શ્રી સદ્દગુરૂની આવશ્યકતા સર્વાંશે માન્ય છે. તેઓ તો સારી પેઠે સમજે છે કે આ સંસારમાં જીવોનું પરમ દૈવત સદ્દગુરૂજ છે. લોકોમાં પણ સર્વ સ્થળે "ગુરૂવિના જ્ઞાન નહિ" એ અર્થનાં વાક્યો પ્રચલિત છે. તેથી તેવા લોક માટે તો આ વિષયમાં વિશેષ કહેવાની જરૂર નથી. પણ હાલના કુટિલ બુદ્ધિના કેટલાક ઉચ્છૃંખલ લોકોને ગુરૂશુશ્રૂષા ઝેર જેવી લાગે છે. તેઓ વારંવાર એવું બકે છે કે માણસ પોતે પોતાનો ગુરૂ છે, અન્ય કોઇ ગુરૂની આવશ્યકતા નથી, તેવાનાં વચનો વિચારવાન્‌ને તો હાસ્ય માત્ર ઉપજાવે છે પણ મધ્યમ વર્ગના માણસો પ્રસંગે તેવા દંભીઓથી વ્યામોહ પામે છે તેથી તેવાને માટે કંઇક કહેવું ઉચિત છે.

આ વિષય માટે અપાતાં બધાં કારણો આ સ્થળે આપવાનો ઉદ્દેશજ નથી. કેમકે જેટલાં કારણો તથા દૃષ્ટાન્તો આ વિષયમાં મળે છે, વિચારવાન્‌ની જેટલી આ વિષયમાં સંમતિ છે તેટલાં કારણો, દૃષ્ટાન્તો તથા સંમતિ અન્ય કોઈ વિષયમાં નથીજ એમ કહીએ તો ચાલે. તેથી સમગ્ર કારણો આપતાં તો આપનારનું તથા વાંચનારનું આયુષ્ પણ પૂર્ણ થાય, માટે આ સ્થળે માત્ર દિગ્પ્રદર્શન કરીએ છીએ.

શ્રી સદ્દગુરૂનાં લક્ષણો માટે શ્રી સિદ્ધાંતસિન્ધુ, શ્રીભામિનીભૂષણ શ્રી ભગવદ્ગીતા વગેરે આકર ગ્રંથો જોવા. જેમનામાં તે લક્ષણો નહિ

સ્વભાવના ઇંદ્રિયગ્રામને પોતપોતાને નિયમે ચલાવી, કામાદિ શત્રુનો પરાભવ કરી, મંત્રજપ ધારણા ધ્યાન બ્રહ્મચિંતન આદિ ઉપાયોને યોજી, ઇંદ્રિયાદિપર યથાવત્ રાજ્ય ચલાવવામાં પ્રવીણતા એ વિદ્યાના અનુભવિના શિક્ષણ વિના કેમજ આવે?

એ મોટી મોટી વિદ્યાઓ મુકી દઇને અત્યંત તુચ્છ ફળ આપનાર વિદ્યાઓ પર વિચાર કરીએ તો તેમાં પણ તેના અનુભવિની સહાયતા રૂપ-જ પ્રથમ સાધન દેખાઈ આવે છે. બાળકોને ખાવાપિવા શીખવનાર, મોટા થતાં વિવિધ પ્રકારની ચેષ્ટા કરતાં શીખવનાર, ધર્માધર્મમાં પ્રવૃત્તિ કરાવનાર તેમના સહવાસમાં રહેનાર વડીલોજ હોય છે અર્થાત્ બાળકને પણ અનુકરણ કરી વ્યવહાર કરતાં શીખવા માટે કોઇ ઇષ્ટની જરૂર છે. તેમજ બ્રહ્મવિદ્યામાં કેવળ અજ્ઞાન મનુષ્યમાત્રરૂપ બાળકોને પણ બ્રહ્મ વિહરિષ્ઠ ઇષ્ટની જરૂર હોવીજ જોઇએ. સેતરંજ જેવી રમતમાં પણ તેના અનુભવીની જરૂર છે તો અસંખ્ય કાળથી અસંખ્ય દુઃખોમાં ભ્રમણ કરનાર જીવને તે બધાંથી મુક્ત થવા શ્રી સદ્ગુરૂની આવશ્યકતા હોય એમાં શું આશ્ચર્ય! એ વગેરે વ્યવહારમાં જે જે વિદ્યા જોઇએ છઇએ તે સંમગ્ર વિદ્યામાં તેના અનુભવીની સહાયતાની જરૂર છેજ, તેને માટે જેટલાં દૃષ્ટાન્તો આપીયેં તેટલાં થોડાજ છે તેમજ જે લોકો તે તે વિદ્યા તે તે વિદ્યાના અનુભવીદ્વારા શીખ્યા હોય છે તેજ લોકો તેનો યથાર્થ ઉપયોગ કરી સુખ સંપત્તિને પામે છે, અન્ય લોકોને તે વિદ્યા અનર્થના હેતુભૂતજ થઇ પડે છે એ પણ સત્વવિનિમય ( Mesmerism ) આદિ વિદ્યાઓથી સ્પષ્ટ માલમ પડે છે. જ્યારથી કળવણીનો પસારો થતો ચાલ્યો છે ત્યારથી વિદ્યાનાં સ્થાનો વધારી તે તે વિદ્યાના વેત્તાને ત્યાં સ્થાપવાનો નિયમ ચાલે છે, ત્યાંથીજ એ સિદ્ધ થાય છે કે હાલના દરેક વિચારવાન્ લોકો ગુરૂની આવશ્યકતાનો અંગીકાર કરે છે.

વ્યવહારનો યથાવત્ નિભાવ પણ શ્રી સદ્ગુરૂમુખથી સુજ્ઞતો કરી શકે એ સંભવે છે. ત્યાં યથાવત્ નિભાવનો અર્થ એવો નથી કે ખાન જનમાડવામાં જોઇતા સામાનનું જ્ઞાન, તથા હાલ વ્યવહારમાં જેવી રીત આદિ કરે છે તે તથા પૈસો માન આદિ કમાવાની વિવિધ યુક્તિઓના જ્ઞાનરૂપ પ્રવીણતા; પણ સંપૂર્ણ વ્યવહાર પરમાર્થને અનુકૂળ રીતે કરવા રૂપ પ્રવીણતા એ અર્થ છે. તેજ વ્યવહાર ખરા સુખનું સાધન છે, એનેજ વા-

ન થાય છે, અન્યને અન્ય પ્રકારનું, અર્થાત્ બધાને સરખો બોધ થતો નથી. તેમજ બોધ કરવાના કાળના નિશ્ચય માટે તત્વજ્ઞાન (સ્વરોદય શાસ્ત્રમાં કહેલું) પણ આવશ્યક છે; તો બોધ દૃઢ રહે એવા કાળને માટે પણ શ્રી સદ્‌ગુરૂની આવશ્યકતા છે, એટલુંજ નહિ પણ શ્રી સદ્‌ગુરૂની સમીપતા પણ આવશ્યક છે, કેમકે યથાર્થ ત ત્વજ્ઞાન તથા સ ત્ત્વાદિની પ્રધાનતા શ્રી સદ્‌ગુરૂવિના કોઇ જાણી શકતું નથી.

વિદ્યાઓ ગ્રહણ કરવામાં ત્રણજ ઉપાયો નક્કી કરાયા છે. गुरुशुश्रूषयाविद्या पुष्कलेन धनेन वा । अथवा विद्यया विद्या चतुर्थी नोपपद्यते ॥ વિદ્યા આપીને, પુષ્કળ ધન આપીને અથવા શુશ્રૂષાથી વિદ્યા માલ શીખાય છે, ચતુર્થ ઉપાય કોઇ નથી. બ્રહ્મવિદ્યા આપનાર સર્વજ્ઞ શ્રી સદ્‌ગુરૂ પાસે વિદ્યાથી વિદ્યા શીખવી તો સંભવિતજ નથી, કેમકે સર્વ વિદ્યાના વેત્તાને કયી વિદ્યા શીખવી બાકી રહી છે કે તે શીખીને બ્રહ્મવિદ્યા આપે અને બ્રહ્મ વિદ્યાની તુલના કરી શકે એવી પણ કઇ વિદ્યા છે? કોઇજ નહિ. પુષ્કળ ધન આપવાથી પણ એ વિદ્યા ગ્રહણ થાય એમ નથી, કેમકે એ વિદ્યાના આપનાર વિરાગવાન્ મહાત્મા હોવાથી તેઓ કદાપિ ધનની સ્પૃહા રાખતા નથી કે જેથી શાસ્ત્રી, મહેતાજી વગેરે પૈસાના લાલચુ પાસેથી ધનથી સામાન્ય વિદ્યા શીખાય છે તેમ આ વિદ્યા આવે. ધન જે અર્પણ કરવાનું છે તે તો ગુરૂ શુશ્રૂષામાંજ આવે છે. તેમજ એ વિદ્યાની તુલના તો સંપૂર્ણ સૃષ્ટિમાંનું ધન પણ કરવા અસમર્થ છે, અને એ કંઇ પેદાશ કરેવાથી આવે એવી વિદ્યા નથી કે તે ધનને બદલે આવે. ટુંકામાં એજ કે બ્રહ્મ વિદ્યાજ એવી વિદ્યા છે કે તે ધન માત્રથી આવે એમ કોઇ વિચારવાન્ ધારે એમ નથી. માટે પારિશેષ્યાત્ गुरुशुश्रूषाज એ વિદ્યાનું સાધન સિદ્ધ થાય છે.

"વિદ્વાન્" થવાનાં ત્રણ સાધન મુખ્ય અંગીકાર કરાયાં છે તો તે ત્રણે પણ સદ્‌ગુરૂવાન્ તરોજ સાધી શકે છે. દરેક સાધનમાં કેવી રીતે સદ્‌ગુરૂની જરૂર પડે છે તેનું નિરૂપણ આ સ્થળે થાય એમ નથી. પણ તે તો તે સાધનનું જ્ઞાન થવાથીજ સામાન્ય બુદ્ધિથી સ્પષ્ટ સમજાય એમ છે, તે માટે એ ત્રણે સાધનોનું જ્યાં વર્ણન છે એવા શ્રી સિદ્ધાંત સિન્ધુમાં જોવું. તોપણ ટુંકામાં અમે એટલું કહીએ છીએ કે તવે પ્રકારની સાધનભક્તિ તથા પ્રેમલક્ષણા શ્રી સદ્‌ગુરૂ વિષયમાંજ સરળતાથી થાય છે, અ-

વણ મનન નિદિધ્યાસન, તેમજ ધારણા ધ્યાન વગેરે શ્રી સદ્‌ગુરૂ રૂપ સબલ બ્રહ્મમાં જેટલી સુલભતાથી કરાય છે તેટલી સુલભતાથી અન્ય કોઇ વિષયમાં થતાં નથી.

"વિદ્વાન્" થવા માટે મળ, વિક્ષેપ તથા આવરણ એ ત્રણ દોષનો નાશ થવો દરેક વિચારવાને અંગીકાર કર્યો છે. તો એ ત્રણે નિમેષ માત્રમાં સાધ્ય થાય એવો ઉપાય શ્રી સદ્‌ગુરૂ શુશ્રૂષાજ છે. કેમકે મળ પાપરૂપ કહ્યો છે તેનો શ્રી સદ્‌ગુરૂ શુશ્રૂષારૂપ પુણ્યથી નાશ થવો સંભવે છે. તેમાં પણ શ્રી સદ્‌ગુરૂ શુશ્રૂષા કેવી રીતે કરાય છે એ જેમને જ્ઞાન છે તે લોકોને તો તરત માલમ પડશે કે તે દરેક ક્રિયા એવી છે કે પાપરૂપ વૃત્તિજ ઉદય પામે નહિ. તેનું લંબાણથી વિવરણ સ્થળ સંકોચ વગેરે કારણને લીધે કરવું ઉચિત લાગતું નથી. વળી સમગ્ર પુણ્યના પુંજરૂપ શ્રી સદ્‌ગુરૂની પ્રબળ સત્તામાં રહેનાર માણસને પાપવૃત્તિ ઉદય થવાનોજ સંભવ થોડો છે. કેમકે સૌથી બળવાન્ સત્ત્વ "વિદ્વાન્"રૂપ યોગીન્દ્રનું હોય છે તો તે બળવાન્ સત્ત્વના વાતાવરણમાં પ્રવેશ કરનાર અંતઃકરણ માત્ર શાંતિને પામે એમ છે તો તેમની નિરંતર શરીર કિંવા મનદ્વારા સમીપતા રાખી શરણ થનાર મહાત્માનું અંતઃકરણ એની મેળે શાંતિનો અનુભવ કરે એમાં આશ્ચર્ય શું છે? આજ કારણથી દરેક સ્થળે સમાધાન વૃત્તિવાળા શ્રી સદ્‌ગુરૂના આશ્રય નીચે રહેનાર માણસને વિક્ષેપ પણ બાધ કેવી રીતે કરે? અર્થાત્ કેટલે અંશે તો સ્વભાવથીજ વિક્ષેપ નિવૃત્તિને પામે છે. અને આવરણનો ભંગ તો સાક્ષાત્ ગુરૂ વાક્યથીજ થાય છે. तत्त्वमसि લક્ષ વર્ષ પર્યંત વાંચ્યા કરો અથવા મુખ પાઠ કર્યા કરો પણ જ્યાં સુધી શ્રી ગુરૂ મુખેથી વૃત્તિ એકાગ્ર થયા પછી એ વાક્યનો બોધ થયો નથી ત્યાં સુધી કોઈ પણ જીવને જ્ઞાન થતું નથી. તેથીજ શાસ્ત્રમાં કહ્યું છે કે सोऽयं प्रातिनिद्रूतो गुरुदर्पणबोधितः । स्वतोऽन्यां विक्रियां मौढ्याद्धास्थितामं जसैक्षत ॥

नमीमांसातर्कग्रहगणितसिद्धान्तपठनैः
नवेदैर्वेदान्तैः स्मृतिभिरभिधानैरपिनच ।

मुने तत्त्वाऽवाप्तिर्निजगुरुमुखादेवविहिता ॥

"અર્થઃ—ગુરૂરૂપ દર્પણથી બોધને પામેલા તે પુરૂષનાં જ્ઞાન ચક્ષુ પાછાં આવવાથી તેણે પોતાને મોહથી પ્રાપ્ત થયેલા પોતાથી ભિન્ન વિકારને તરતજ જોયો.

હે મુને! પરમાત્મ તત્વનું જ્ઞાન, મીમાંસા, તર્ક, ગ્રહ તથા ગણિત શાસ્ત્રોના સિદ્ધાન્તો પઠન કરવાથી મળતું નથી. તેમજ વેદ, વેદાંત, સ્મૃતિ, તથા કોશ ગ્રંથો ભણવાથી. તથા છંદ, વ્યાકરણ, કવિતા, તથા અલંકારવાળા ગ્રંથોથી એ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. પણ માત્ર પોતાના ગુરૂના શ્રી મુખથીજ પ્રાપ્ત થાય છે.

માટે એ ત્રણે સાધન પણ શ્રી સદ્‍ગુરૂમુખી નર જ કરી શકે છે.

આ વિષયમાં જેટલાં કારણ આપીએ તેટલાં આપી શકાય એમ છે માટે હવે કારણ આપવાં બંધ કરીએ. વિદ્વાનના અનુભવ દર્શાવનાર પ્રમાણો તથા દૃષ્ટાન્તો આપી આ વિષય બંધ કરીએ. અત્યાર સુધી જે કારણો આપ્યાં છે તે માત્ર દિગ્પ્રદર્શનજ છે.

જે જે પુરૂષોએ શ્રેયસ્કર ગ્રંથ અથવા વાર્તિક લખવામાં પ્રવૃત્તિ કરી છે તે બધા પુરૂષો ગુરૂને નમસ્કાર-આરંભમાં કર્યાવિના રહ્યા નથી તેથીજ સિદ્ધ થાય છે કે વિચારવાન્ આર્યોને શ્રી સદ્‍ગુરૂની આવશ્યકતા સંપૂર્ણ અંશે માન્ય છે. હાલના સુધરેલા વિચારના ગ્રંથકારોજ માત્ર એ શિષ્ટાચારનું ઉલ્લંઘન કરે છે તથા તે શિષ્ટાચાર પાલન કરનાર વિચારવાન્ પર બળી તેમની મિથ્યાનિંદા કરી નરકના અધિકારિ થાય છે. પતંજલિ, મનુ, યાજ્ઞવલ્ક્ય, વ્યાસ, જૈમિનિ વગેરે સમર્થ ગ્રંથકારોએ એ શૈલી ઉત્તમજ માની છે. એ आचार्यवान् पुरुषोवेद ॥ तद्विज्ञानार्थं सद्गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ यस्यदेवे पराभक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिताह्यर्थाः प्रकाशंते महात्मनः ॥ आचार्याद् दैवविद्यां विदित्वा स्वाधिष्ठानं प्राप्य ઇત્યાદિ શ્રુતિઓ પણ આચાર્યનેજ મુખ્ય સાધન કહી વર્ણે છે. તેમાં આચાર્યનું લક્ષણ "વિદ્વાન્ સ્થિતપ્રજ્ઞ" વગેરેમાં કહ્યા પ્રમાણેજ છે. મૂર્ખ લોકોજ એવું માને છે કે ધર્મશાસ્ત્ર, ઉપનિષદ્ વગેરે પર ભાષ્ય કરનાર (પછી તે વ્યભિચારી હોય તો એ) શબ્દજ્ઞાની માણસ આચાર્ય થઈ શકે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે

अग्नीन्धनं भैक्षचर्यामधः शय्यां गुरोर्हितम्। आ समावर्त्तनात्कुर्यात्कृतो पनयनो द्विजः ॥ સાયંપ્રાતઃ અગ્નિમાં હોમ કરવો, ભિક્ષા માગી લાવી ગુરૂ સમીપ મુકી તેમની આજ્ઞા લઇ ઉચ્છિષ્ટ જમવું, ભૂમિપર સુવું, અને ગુરૂનું હિત ઇચ્છવું, એટલાં વૃત્તો ઉપનયન થયાથી તે સમાવર્તન સુધી કરવાં: અર્થાત્ અધ્યયન માટે વિદ્યાગુરૂની શુશ્રૂષા વિહિત કરી છે, તો બ્રહ્મવિદ્યા આપનાર શ્રી સદ્‌ગુરૂની સુશ્રૂષા માટે તો કહેવુંજ શું હતું ! અમનરક ખંડમાં પણ કહ્યું છે કે.

वेदान्ततर्कोक्तिभिरागमैश्चनानाविधैः शास्त्रकदम्बकैश्च ।
ध्यानादिभिः सत्करणैर्नगम्यं चिंतामणिं त्वेकगुरुं विहाय ॥

વેદાંત, તર્ક, વેદ, નાના વિધશાસ્ત્ર, ધ્યાનાદિથી પરમાત્મતત્ત્વ જાણ્યું જતું નથી પણ માત્ર શ્રીસદ્‌ગુરૂથીજ તેનું જ્ઞાન થાય છે. તેમજ શ્રીમદ્ શંકરાચાર્યે શતશ્લોકીમાં કહ્યું છે કેઃ—

दृष्टान्तोनैवदृष्टस्त्रिभुवनजठरेसद्गुरोर्ज्ञानदातुः
स्पर्शश्चेत्तत्रकल्प्यःसनयतियदहोस्वर्णतामश्मसारम्
नस्पर्शत्वंतथापिश्रितचरणयुगेसद्गुरु : स्वीयशिष्ये
स्वीयंसाम्यंविधत्तेभवतिनिरुपमस्तेनवालौकिकोपि ॥

શ્રી સદ્‌ગુરૂ અનુપમ છે. જો કોઇની પણ ઉપમા તેમને આપવી ધારીએ તો તે સ્પર્શ મણિની પ્રાપ્ત થાય છે. કેમકે જેમ સ્પર્શ મણિ લોહને સુવર્ણ કરે છે તેમ શ્રી ગુરૂ જીવને શિવ કરે છે. તો પણ તે ઉપમા પણ વસ્તુતઃ ઘટતી નથી કેમકે સ્પર્શમણિથી સુવર્ણાકાર બદલાયલું લોહ અન્ય લોહને સુવર્ણાકાર કરવા સમર્થ નથી અને શ્રી સદ્‌ગુરૂથી અનુગૃહીત પુણ્યજન તો અન્યને પણ પોતારૂપ કરે છે તેમજ શ્રી સદ્‌ગુરૂ જીવને શિવરૂપ કરે છેઃ અર્થાત્ પોતારૂપ કરે છે અને સ્પર્શમણિ તો લોહને પોતાથી હલકા પદાર્થ સુવર્ણ રૂપ કરે છે, માટે સ્પર્શમણિની પણ ઉપમા ઘટતી નથી. અર્થાત્ શ્રી સદ્‌ગુરૂ અનુપમ છે. અન્ય સ્થળે પણ શ્રી શંકરાચાર્યે કહ્યું છે કે षडंगादिवेदो मुखे शास्त्रविद्या कवित्वादि गद्यं सुपद्यं करोति । गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नंततः किं ततः किं ततः किं ततः किम् ॥ અર્થઃ— કદાપિત્ કોઇ પુરૂષે છ અંગ સહિત વેદ તથા અન્ય શાસ્ત્રો પણ મુખ

પાઠ કર્યો, અને ગદ્ય તથા રસાલંકાર યુક્ત પદ્ય પણ રચ્યાં પણ જો તે પંડિતનું મન શ્રી ગુરૂના ચરણ કમળમાં પ્રીતિવાળું નહિં હતું તો આ બધું કર્યું શા કામનું ? વગેરે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં સાધનનું નિરૂપણ કરતાં મુખ્ય સાધનજ શ્રી સદ્ગુરૂ શુશ્રૂષા કહી છે.

अमानित्वमदंभित्वमहिंसाक्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥

એ શ્લોકમાં મુખ્ય સાધન आचार्योपासन જ છે કેમકે પ્રથમ અમાનિત્વ અને અદંભિત્વતો શ્રી ગુરૂવિષે ગુરૂબુદ્ધિ કરવામાંજ પ્રાપ્ત હોવા જોઇએ છે, અહિંસા અને આર્જવ શ્રી સદ્ગુરૂસમીપ રહેવામાં આવશ્યક છે. ઉભય શૌચમાં મુખ્ય જે આંતરશૌચ તથા સ્થૈર્ય વગેરે શ્રી સદ્ગુરૂના બોધથી પ્રાપ્ત થાય છે: અર્થાત્ શૌચથી માંડીને તે અંતસુધીનાં સાધનો ફળરૂપ છે, અને આરંભના પાંચ શ્રી સદ્ગુરૂ શુશ્રૂષાનાં સાધનરૂપ છે, માટે એ શ્લોકથી મુખ્ય વિધેયરૂપ સાધન શ્રી સદ્ગુરૂ શુશ્રૂષાજ છે.

એ વગેરે અસંખ્ય પ્રમાણો છે માટે એ ભાગ અહીંથીજ બંધ કરી મુખ્ય મુખ્ય દૃષ્ટાન્ત આપવામાં દિગ્ પ્રદર્શન કરી આ વિષય પૂર્ણ કરીશે. ત્યાં દૃષ્ટાન્તો પણ અસંખ્યજ છે. અર્થાત્ જેટલા જેટલા પુરૂષ મુક્ત થયા છે તે બધાજ દૃષ્ટાન્તરૂપ છે. તો પણ કેટલાકનાં નામ ગ્રહણ કરી વર્ણન કરીએ.

પ્રથમ તો મંત્રના દૃષ્ટારૂપ જે ઋષિઓ તે બધાએજ ગુરૂ કર્યા છે. યાજ્ઞવલ્ક્યે સૂર્ય નારાયણને ગુરૂ કરી તેમની પાસે વરદાન મેળવ્યાં હતાં, તથા બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ લીધો હતો. શ્વેતકેતુને અંત પર્યંત શ્રી ઉદ્દાલક મુનિએ બોધ કરેલો છે. ભૃગુ ઋષિયે વરૂણને બોધ કરી પુનઃ પુનઃ તપ કરાવી મુક્ત કર્યા છે. વેદની જે જે શાખા છે તે બધાના પ્રવર્તાવનાર ઋષિયો આચાર્ય રૂપે બોધ કરતા હતા જે જે આચાર્યો થયા છે તે બધાના પણ શ્રી સદ્ગુરૂ હતા.

શુકદેવજીને શ્રી વેદ વ્યાસે બોધ કર્યો હતો ત્યારે તેમને જ્ઞાન થયું નહિ પણ એમજ લાગ્યું કે એ બધું હું જાણું છું ત્યારે શ્રી વ્યાસે "આચાર્ય વિના જ્ઞાન નહિજ થાય" એ વિચારી જનક પાસે શુકને મોકલ્યા. ધન્ય છે શ્રી સદ્ગુરૂના ઉપદેષ્ટૃત્વને ! જનકે શ્રી વ્યાસની કહેલીજ વાત

શુકને કહી તેમને શાંતિ પમાડી. અર્થાત્ તેથી શુક નિત્યતૃપ્ત થઇ જ્ઞાનવાન્ થયા છે. દેવતાઓ પણ બૃહસ્પતિને, દૈત્યો શુક્રને ગુરૂ કરીને, ભૃગુ વગેરે મનુ વગેરેને ગુરૂ કરીને પોતાનો વ્યવહાર, પરમાર્થ સાધે છે. ઉપનિષદો પુરાણોમાં એ વગેરે વિવિધ આખ્યાયિકાથી સિદ્ધ કર્યું છે કે શ્રી સદ્ગુરૂવિના કોઇ જ્ઞાન પામ્યું નથી. "વિદ્વાન્" વિષયમાં બ્રહ્મ વિદ્યા કોણે કોને આપી એ પ્રસંગમાં પણ કેટલાંક નામો આપ્યાં છે તે ત્યાં જોવાં. વિશેષ કહેવા કશી જરૂર નથી. સાક્ષાત્ ઇશ્વરે અવતાર ધારણ કરી શ્રી સદ્ગુરૂની આવશ્યકતા દ્રઢ રીતે સ્થાપન કરી છે. સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ છતાં પોતા વિષે અજ્ઞાનનો આરોપ કરી શ્રી રામચંદ્રજીએ શ્રી વસિષ્ઠ ઋષિને આચાર્ય કરી તેમની પાસે બ્રહ્મ વિદ્યા જાણે ન જાણતા હોય એમ પ્રાપ્ત કરી; શ્રી કૃષ્ણાવતારમાં પણ સાંદીપનિને ગુરૂ કરી સંપૂર્ણ વિદ્યાને ગ્રહણ કરી હતી. તો જ્યારે શ્રી રામ-કૃષ્ણરૂપ પુરૂષ સિદ્ધ ભગવાન્ પોતાથી નિઃસંશય અલ્પ જ્ઞાનવાળા, અલ્પ શક્તિવાળા માણસોને ગુરૂરૂપે સ્થાપન કરી બ્રહ્મવિદ્યા ગ્રહણ કરતા દેખાય છે ત્યારે કોણ દેખતાને શ્રી સદ્ગુરૂની આવશ્યકતામાં જરાએ સંશય રહે! અર્થાત્ નજ રહે. જે લોકો આમાં [1]વિપ્રતિપત્તિ કરે છે તે લોકોમાં શ્રી સદ્ગુરૂ કરવાની યોગ્યતાજ નથી. અર્થાત્ ઉપર લખેલા ગીતાના શ્લોકમાં જે अमानित्व अदंभित्व આદિ પાંચ અંતઃકરણના ગુણો આચાર્યોપાસનમાં અધિકાર પ્રાપ્ત કરાવનાર કહ્યા છે તે લક્ષણોનો તેઓમાં અભાવ છે (અર્થાત્ તેઓ દ્રઢમાની દંભી, વિના પ્રયોજન લોકની કથની કરી વગેરે નાના પ્રકારે હિંસા કરનાર, ક્ષાંતિથી રહિત કુટિલ હૃદયવાળા છે.) એ પોતાના દોષો છુપાવવાને માટેજ તેઓ વિશ્વતઃ સિદ્ધ શ્રી સદ્ગુરૂની આવશ્યકતા માનતા નહિ હોય એવું બહાર ડોળ ઘાલે છે.

અંતમાં એ કહેવું આવશ્યક છે કે શ્રીસદ્ગુરૂનાં લક્ષણ બરાબર તપાસી લેવાં, નહિ તો અનર્થજ પ્રાપ્ત થાય છે.

समनस्कं सुशिष्येषु संक्रमेन्द्रियजं सुखम् ।
निवारयन्ते ते वंद्या गुरवोऽन्ये प्रतारकाः ॥

અર્થઃ—સુશિષ્યમાં (આજ્ઞાનુસાર પ્રવર્તનાર, પ્રયત્નવાન્, શ્રદ્ધાવાન્

(શિષ્યમા ) સમનસ્ક સ્થિતિને તથા ઇંદ્રિયાની બહિર્મુખ પ્રવૃત્તિ વગેરેને સુખ પૂર્વક નિવારણ કરી શૂન્યરૂપ સ્થિતિ અર્થાત્ બ્રહ્માકાર વૃત્તિને કરી મુકે તેજ શ્રીસદ્ગુરૂ સમજવા અન્યની ધુર્તમા ગણના કરવી

ज्ञानान्मुक्ति सिद्धिरिति गुरोर्ज्ञानच लभ्यते ॥
अन्तर्योगं बहियाग यो जानाति विशेषतः ।
मयात्वयाऽप्यसौवद्यः शेषैर्वन्द्यस्तु किंपुनः ॥

જ્ઞાનથી મુક્તિ મળે છે અને જ્ઞાન ગુરૂથી મળે છે જે પુરૂષ અન્તર બહિર બને યોગને વિશેષ કરી જાણે છે, તે મારે (શિવને) તથા તારે (પાર્વતિને) પણ વદન કરવા યોગ્ય છે, તે અન્ય સર્વેનો વદ્ય હોય એમા શુ કહેવુ



# શ્રીअलङ्कारमंजूषा.

(સાંધન પૃષ્ઠ ૧૨૬ મેથી.)

## અનુપ્રાસના પ્રકાર.

### દોહરો.

છેક, વૃત્તિ, શ્રુતિ, અંત્ય, વળી-લાટ લક્ષમહિ ધાર;
અનુપ્રાસના એ રિત્યે, પ્રકટે, પચ પ્રકાર. ૪

(૧) છેકાનુપ્રાસ, (૨) વૃત્ત્યનુપ્રાસ, (૩) શ્રુત્યનુપ્રાસ, (૪) અત્ત્યાનુપ્રાસ, અને (૫) લાટાનુપ્રાસ એ અનુપ્રાસના પાચ પ્રકાર છે

હવે એ પાચ પ્રકારના અનુપ્રાસમાના પ્રત્યેક નુ સવિસ્તર વિવેચન આપીએ છીએ

## છેકાનુપ્રાસની વ્યાખ્યા.

### દોહરો.

વ્યજનના સમુદાયનુ, અનેક રીત્યે સામ્ય;
એક વાર આવે તદા છેક આપિયે નામ. ૫

વ્યંજનોના સમુદાયનું (=જથાનું) એકથી અધિક રીતે સરખાપણું એકજ વાર આવે ત્યારે તેને છેકાનુપ્રાસ (છેક+અનુપ્રાસ) એવું નામ આપવામાં આવે છે.

શંકા—વ્યંજનોના સમુદાય અથવા સમૂહનું જે સરખાપણું તેને છેકાનુપ્રાસ નામ આપ્યું એતો સમજાયું. પણ તે સરખાપણું એકથી વધારે રીતે અર્થાત્ અનેક રીતે આવવું જોઇએ; તે કેવી રીતે આવે?

સમાધાન—'સતી રીતા' આમાં સ્ અને ત્ એ બે વ્યંજનોના ઉચ્ચારનું (અવાજનું) સરખાપણું આવ્યું તે જાણે એક રીતે સરખાપણું થયું તે અવાજનું સરખાપણું થયું; વળી બીજી રીતે જોઇએ તો 'સતી રીતા' એમાં 'સતી'માં પ્રથમ સ્ અને પછી ત્ છે, —એટલે જે ક્રમે (=નંબરવાર) સતીમાં સ્ અને ત્ આવે છે તેજ ક્રમે (=નંબરવાર) 'રીતા'માં સ્ અને ત્ આવે છે. આ સરખાપણું તે ક્રમનું સરખાપણું થયું. આ પ્રમાણે જ્યારે (૧) અવાજનું સરખાપણું (=ઉચ્ચાર વિષયક સામ્ય) તેમજ (૨) ક્રમનું સરખા પણું (=ક્રમવિષયક સામ્ય) બન્ને આવે ત્યારેજ છેકાનુપ્રાસ થાય.

શંકા—ક્રમનું સરખાપણું ના હોય પણ જેમાં એકલા ઉચ્ચારનું સરખાપણું હોય એવો એક દાખલો મળી આવે ખરો?

સમાધાન—એવા એક શું પણ અનેક દાખલાઓ જડી આવે. જુઓ, 'સારરાસ'માં સ્ અને ર્નો અવાજ આવવાથી ઉચ્ચાર વિષયક સામ્ય છે; પરંતુ 'સાર'માં સ્ પ્રથમ અને ર્ પછી છે, પણ 'રાસ'માં તો ર્ પ્રથમ અને સ્ પછી છે.—એટલે જે ક્રમે 'સાર'માં સ્ અને ર્ આવે છે તેજ ક્રમે સ્ અને ર્ 'રાસ'માં નથી આવતા. આથી 'સારરાસ'માં ઉચ્ચાર વિષયક સામ્ય છતાં ક્રમવિષયક સામ્ય નથી. માટે 'સારરસ' એ છેકાનુપ્રાસ ન કહેવાય. બીજાં ઉદાહરણ—'રવિવિર,' 'કપિપિક,' 'વરરવ' 'રવિવાર,' 'ચોરીરચો,' 'રેપપરે,' એ વગેરે છેકાનુપ્રાસ નથી.

શંકા—જેમાં ઉચ્ચારનું સરખાપણું ન હોય, પણ ક્રમનું સરખાપણું એકલુંજ હોય એવો એકાદ દાખલો આપો જોઈએ.

સમાધાન—જેમાં ઉચ્ચારવિષયક સામ્ય ન હોય, પણ એકલું ક્રમવિષયક સામ્ય હોય એવું ઉદાહરણ હોતુંજ નથી. કેમકે આપણે જે ક્રમ કિંવા બોલીએ છીએ તે ક્રમ વ્યંજનોના સરખા ઉચ્ચારો

છે; માટે જો સરખા ઉચ્ચારજ ન હોય તો સરખા ઉચ્ચારનો ક્રમ ક્યાંથી હોય? જેમ કે નિશાળમાં નિશાળીયા હોય તો તેમના નંબર હોય, પણ જ્યાં નિશાળિયાજ ન હોય ત્યાં નંબર શાના પૂરાય?

શંકા—ઉપર દર્શાવી ગયા એવું સામ્ય **એકજવાર** આવવું જોઇએ એમ કહેવાનો શો ભાવાર્થ?

**સમાધાન**—'સતી સીતા' એમાં 'સતી'માં જે 'સ્' અને 'ત્' આવ્યા છે તે ફરીને એકજવાર 'સીતા'માં આવ્યા છે.

શંકા—આ પ્રકારના અનુપ્રાસને **છેકાનુપ્રાસ** નામ આપ્યું તેનો શો અર્થ?

**સમાધાન**—છેક=ચતુર. ચતુર મનુષ્ય બોલવામાં આવા પ્રકારનો અનુપ્રાસ કોઇ કોઇ વાર વાપરે છે; તે ઉપરથી ઉક્ત અનુપ્રાસને **છેકાનુપ્રાસ** એવું નામ આપ્યું.

શંકા—છેકાનુપ્રાસનું બીજું કાંઇ નામ હશે?

**સમાધાન**—પ્રસિદ્ધ નામ તો છેકાનુપ્રાસ છે; પણ કેટલાક માણસો એને **એકવડો અનુપ્રાસ** કહે છે; કેમકે આપણે ઉપર કહી ગયા તે પ્રમાણે ઉચ્ચારવિષયક અને ક્રમવિષયક સામ્ય **એકવારજ** ફરીને આવે છે.

**કવિતોમાં છેકાનુપ્રાસના ઉપયોગનું ઉદાહરણ.**

**ગીતિ.**

તવકર કમલે કમલા, વદન સદનમાં સરસ્વતી વસજો;
સંદય હૃદયમાં **હરિહર**, અન્તે હે નૃપ સ્વરૂપ પ્રતિ ધસજો.

**શ્રી સુરેશ ચરિત.**

અથવા તો મારો રચેલો—

**હરિગીત.**

મદાન્ધ થઇ કોમળ કમળમાં સરસ લોટેલોટ તો,
પાખંડિ પાંખડિ પાંખડીપર ઉપરિ ચારુ ચોટ તો;
તું ભ્રમિત ભ્રમર અલક્ષ થઇ નથિ વિચરતાં વીચારતો,
પણ નિશાનુંનીશાન સંધ્યા લહિ ભય નથિ ધારતો!

ઉપરનાં ઉદાહરણમાં જે સ્થળે જાડા અક્ષર મુક્યા છે તે સ્થળે

છેકાનુપ્રાસ આવેલ છે 'ગન્ધાન'માં 'ન્' અને 'ધ્' મળીને થયેલો જોડાક્ષર ફરીને આવેલો છે. અન્ય સ્થળે અધિક ખુલાસાની જરૂર નથી.

(સંપૂર્ણ)

---

## पाखण्डमण्डमखण्डनषट्पदावली.

અથવા

## પાખંડ ખંડન છપ્પા (છપય છંદ.)

( સાંધણ પાને ૧૮૭ થી. )

ચાર વર્ણમાં ગુરૂપણ, બ્રાહ્મણના ઘરનું,
તેનો કરીને ત્યાગ, ભજન લઇ બેઠા જરનું,
પતિત બ્રહ્મણો, ગુરૂપણ બહુ ગ્રહિને બેઠા,
તેની સેના માંહી, શુદ્ધ કે'વાતા પેઠા,
શઠશાતન ! આ સંસારને, અસાર આ રીત્યે કર્યો,
વળિ ધર્મધુળ ધાણી કરી, અધર્મને સ્થળસ્થળ ભર્યો. ૮૪
ચપણ ચાટવા માટ, પ્રજાને દુર્મતિ આપે,
'હા હા' કહિ પાખંડ, પ્રપંચી ઠેગ સ્થાપે,
પ્રજા તણો સહુ ધર્મ, અનામત દ્વિજવર મૂક્યો,
ચોર સાથ મળી તેહ, ધર્મ પોતાનો ચુક્યો,
આ આર્ય ધર્મની ચોરિમાં, વિપ્રહણે વિશ્વાસને,
શઠશાતન કે' હરિ સાંભળો, આર્યતણા નિશ્વાસને. ૮૫
ક્ષત્રિયમાં પણ જુઓ, ખરાબી કેવી પ્રસરી,
ધનુર્વેદને વેદ તણી, વાતો સહુ વિસરી,
સૂર્ય-ચંદ્રના વંશ, અધર્મ રૂપી રાહુએ,
ઘેરી લીધા ભુંડા, વિચાર રૂપી બાહુએ;
આ કળિના દાવાનળ વિષે, રાજબીજ શેકાઇ ગયું,
શઠશાતન! રાજરવિ જતાં, અહિંયાં તમ અહિતહિં થયું ૮૬



ॐ श्री ऐं ह्रीं क्लीं महाकालायनमः



# મહાકાલ.

( માસિક. )

पुस्तक १ लुं. भाद्रपद वद १४. अंक ११ मो.

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥
सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર.
उपाधिबाधकवर्गः

રાજનગર. ( અમદાવાદ. )
"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં. સી. છ. પંડ્યાએ છાપ્યું.
સંવત્ ૧૯૪૫. પોસ્ટેજ માફ. સને ૧૮૮૯.
વાર્ષિક ઉપહાર રૂ. ૨ અગાઉથીજ.



વર્ષ અન્તે રૂ. ૨-૮-૦
દરેક છુટી નકલનો રૂ. ૦।.



## अनुक्रमणिका.

विषय. पृष्ठ.



---

# શ્રી પંચવરદ વૃત્તાન્ત.

( સાંધણ પૃષ્ઠ ૨૨૩ થી. )

કેવળ પાપમતિને વિશેષે કરી ઉત્પન્ન કરનાર તથા પ્રધાનપણે પાપને ફળ આપી વૃદ્ધિ તથા હાનિને પહોંચાડનાર સમયરૂપ આ કળિકાળમાં જે મનુષ્યો સુકૃતોને કરતાં સુખરૂપ જાતે ભોગવતાં મૃત્યુને સ્વાધીન થયાં છે તથા થાય છે, અર્થાત્ આ લોકથી છૂટે છે, તે ધન્ય છે એમ ઘણા વિવેકી વિદ્વાનોનાં વચનથી સ્પષ્ટ થાય છે; તો હવે સર્વ આશાના પરિત્યાગવાળા મારે આ અનર્થના કારણરૂપ કળિના પ્રવેશ સમયે આ લોકમાં અધિક કાળ રહી શું કરવું છે? કાંઈ જ નહિ.

આ પ્રમાણે વિચાર કરતો હું ભિન્ન ભિન્ન સીડીઓના સમીપ જઈ જઈને જોવા લાગ્યો. જોતાં તો એમ જણાયું કે કેટલાએક પુરુષો તો ઉપર ઉપરી વેગ કરીને આકળા થઈ ચઢતા, અને કેટલાએક તો ઉપરથી મંદમંદ હસતા પાછા ઉતરતા હતા. ચઢનાર કરતાં ઉતરનારના મુખ ઉપર આનંદનું ભાન વધારે થતું જણાતું, તથા તેમના રૂપ તથા વેષ મોહક અને વસ્ત્રાલંકાર અમૂલ્ય દેખાતાં. તેમના હાથોમાં જેનાં નામ આપણે ન જાણી શકીએ એવા તથા આ લોકમાં કદી પણ ન દીઠેલા એવા અનેક દૈવી પદાર્થો જોવામાં આવતા તે પદાર્થો જાણે ઉપરથી જઈને લઈ આવતા હોય એમ અનુમાન થતું. આ રીતે અસંખ્ય મનુષ્યની ભીડ જે જે સીડીસમીપ હું જઈને ઉભો ત્યાં જણાઈ. તેથી મને મનમાં એ શંકા થઈ કે આ અનેક સીડીમાંથી કઈ સીડીએથી જતાં અધિક સુખપદ સ્થાન આવતું હશે. એ શંકાથી હું પ્રત્યેક ઉતરનાર તથા ચઢનારના સંમુખ જોઈ બોલવા લાગ્યો કે "અરે ભાઈઓ! તમે ક્યાંથી આવો છો, અને તમે ચઢનાર ક્યાં જાઓ છો? આ કયે સ્થળે જવાનો માર્ગ છે?" આ મારાં વચનોને તેઓમાંના કોઈ સાંભળતા કે ઉત્તર દેતા જણાયા નહિ. મારા પ્રતિ કોઈએ પણ લક્ષ ન કર્યો ત્યારે હું ઘણી સીડીઓસમીપ ક્રમે કરીને ફરવા લાગ્યો તથા એ જ પ્રશ્નોથી તપાસ કરવા લાગ્યો પણ, કો-

ઇએ મને કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ. ત્યારે મોટા આશ્ચર્યથી મેં આ રીતે વિચાર કર્યો કે હું અજાણપણે ગમે તે સીડીએ ચઢીને ગમે તે લોકમાં જઇશ તો એથી પ્રસંગે અનર્થનો સંભવ પણ થાય, માટે યોગ્ય વિચાર કરીને ચૂઢવું શ્રેષ્ટ છે. આ ચડનાર ઉત્તરનાર તો મારો સ્પર્શ સંસર્ગ કે સંબંધ કરતાં નથી, તેમ આ પ્રસંગનું ખરૂં સ્વરૂપ જાણ્યાવિના આગળ વધવું, એમની સાથે જવું, અથવા અહીં ઉભા જ રહેવું, એ એકે યોગ્ય નથી. આ રીતે વિચાર કરતાં છતાં પણ માંહેથી વૃત્તિઓ મોટા વૈભવી પદાર્થ સહિત ઉતરતા પુરૂષોને જોઇને પ્રેરે કે આ સીઢીએ ચઢવું. તે વૃત્તિના બળવત્તર વેગમાં હું તે સીડીએ ચઢવા માંડું, થોડે ઉંચે જઇને વળી સંશય આવે કે હું આ ક્યાં અને કોની સાથે જાઉછું એમ કહી પાછો ઉતરી પડું. એ રીતે સોસીડીઉપર ચઢ્યો અને પાછો ઉતર્યો પણ એકના પારને પામી શક્યો નહિ ત્યારે વળી ઉભો રહીને વિચારવા લાગ્યો કે યથાર્થ વિચાર કર્યા વિના કોઇ કાર્યમાં પ્રવેશ ન કરવો, એ સુજ્ઞની સ્થાપિત નીતિ છે. તેનું ઉલંઘન કરવું સારૂં નથી.

પછી એ સ્થાનથી થોડે અંતરેજઇને બેઠો, અને વિચાર કરવા લાગ્યો કે 'અહોહો ! મોટું આશ્ચર્ય ! સંપૂર્ણ લોકના સુખમાં અનેકવાર દુઃખરૂપતા નિશ્ચય કરનાર હું આ સ્વર્ગ લોકના માર્ગમાં તથા સ્વર્ગના સુખદ પદાર્થમાં કેવો આસક્ત થતો પ્રતીત થાઉં છું ! હજી હું અશાશ્વત ચિત્તવાળો છું, એમાં કાંઇ સંદેહ નથી, માટે મારે હવે આ અંતઃકરણનો વિશ્વાસ સર્વથા કરવો યોગ્ય નથી. આ બે રાત્રી અને એક દિવસ મારો મોટા સંતાપમાં ગયાં એમ કહું તો ચાલે. આ સઘળું પ્રતિકૂળ સંગતું માહાત્મ્ય છે. મોક્ષના વિરોધિનો સંગ અવસ્ય ત્યજવા યોગ્ય કહ્યો છે, તથાપિ હું મંદમતિ ઉત્તરોત્તર અધિક પ્રીતિથી સેવું છું. હવે તો આ સ્થાનનો પણ મારે સત્વર ત્યાગ કરવો ઘટે છે. આ સઘળો વિચિત્ર સ્વભાવવાળી દુરત્યય મહામાયાનો મહિમા છે એમાં હવે કાંઇ સંદેહ નથી. આ જગત્‌માં માયાપાશમાં બંધાએલાં પ્રાણીઓ કેવી ભૂલ કરતાં હશે, એ આ મારા સ્વાનુભવથી હવે મને સ્પષ્ટ થયું. ઘણા મૂર્ખ સરખા પોતાને પંડિત માની ગૃહમાં બેઠા ફૂલાતા હશે ! કેટલા પામર સરખાં પણ પોતાને મોક્ષના અધિકારીની પંક્તિમાં ગણતા હશે ! કોઇ તો સંપૂર્ણ દોષના આગાર છતાં પણ પોતાને ગુણવાન્ જ્ઞાતા માનતા હશે ! કોઇ તો વસ્તુતઃઅજ્ઞાન છતાં પોતાને તત્ત્વવેત્તા સમજતા હશે !

કોઈતો ચંચળ તથા પરવશ ચિત્તવાળાછતાં પોતાને મોટાં યોગિમાં ઠેરવી બેસા-
ડતા હશે! કોઇ તો કિંચિત્ પણ વિશેષ સામર્થ્ય વિનાના છતાં પોતાને
સર્વેશ ઈશ્વરના સમાન ધારતા હશે! કોઈ તો લોકોમાં અપૂજ્યપણાને
પ્રાપ્ત છતાં પણ પોતાનામાં પૂજ્યપણાનું અભિમાન રાખતા હશે! કોઈ
તો પૂજ્ય ગુણવાનમાં ગણાતા અકુલિન પુરૂષો ગુપ્ત પણે પાપ કર્મને
કરતાં છતાં લોકમાં પોતાની શ્રેષ્ઠતાના અનુમાનથી ભયયુક્ત ચિત્તવાળા છતાં
નિર્ભય સરખા થઇ વિચરતા હશે! અરેરે! આ વિના અસંખ્ય પ્રાણી
અનેક પ્રકારના ભ્રાન્ત વ્યવહારમાં આ માયાના સામર્થ્યને ન જાણીને પચી
ગયેલા સરખા છતાં પોતાને મુક્ત તથા જીવન્મુક્ત માનતા મિથ્યા મ-
નમાં પ્રસન્ન થયાં કરતા હશે! પણ તે અસંખ્યમાંના કોઇ એક જ આ
મારા સરખા યથાર્થ અનુભવથી પોતાના અંતરના પોકળને સ્પષ્ટ જા-
ણીને સર્વ પ્રકારના મિથ્યા અભિમાનથી રહિત થઇ પોતે કંઈજ નથી
એમ નિશ્ચય કરતા હશે! અરે! આ માયાના મહિમને ન જાણનાર આ
અસંખ્ય દુર્બળ જીવો એ માયાથી કેમેજ ઠગાયા વિના રહ્યા હશે?
આ અંતરના છાના છળને સમીપ રહેનાર આ અભિમાની પણ યથાવત્
જાણતો નથી તો ઇતર મનુષ્યો તો કેમ જ જાણી શકે? મારો તો 'એ'
અચલ સિદ્ધાન્ત હવે થયો કે કોઈ પણ વિવેકી પુરૂષે અનિયમિત કાળે
ઉદ્ભૂત થનાર અસંખ્ય સંસ્કારના સમુદાયરૂપ પોતાના તથા પારકા
અંતઃકરણનો સદાકાળ માટે એક કાળના અનુમાનથી નિશ્ચયયુક્ત કોઇ
પ્રકારનો પણ વિશ્વાસ કરવો નહિ. જે સ્ત્રી પુરૂષ આ મન, ચિત્ત,
બુદ્ધિ આદિ અંતઃકરણરૂપ વૃત્તિનો વિશ્વાસ રાખનાર હશે, તે કેવળ અ-
સાવધ તથા નિંદના પાત્ર છે.'

આ પ્રકારનો વિચાર કરીને ત્યાંથી ઉઠી વળી માર્ગે ચાલ્યો. ત્યાં વૃ-
ત્તિઓ તો પૂર્વવત્ આ પ્રસંગને પણ ધારણ કરી રાખી તચ્ચિંતનપરાયણ
વારંવાર થતી, પણ હું તેને ન ગણકારી તૃણવત્ લેખવી, આ અહંવૃત્તિ
જેનાવડે તે સર્વનું ઉપજવું સાર્થક થાય છે, તેને સ્વરૂપમાં સ્થાપી નિર્વિ-
ઘ્નપણે ચાલવા લાગ્યો.

વિલક્ષણ વેગથી પવનના યોગે ચાલતો હું, વિકટ બે સમુદ્રને તરી
પાર ઉતર્યા જેટલો આનંદ માનતો વધારે આગળ જાઉંછું, એટલે વળી
એક ત્રીજા અદ્ભુત સરખા ભાસતા પ્રસંગનો અનુભવ થયો તે હવે કહુંછું.

વિધ્નકર પ્રસંગથી છુટયો એવા પ્રકારના વિચારથી નિવૃત્ત થઇ વૃત્તિને નિરામય સ્વરૂપમાં તલ્લિન કરૂં છું એટલામાં તો પુનઃ ઘણાં મનુષ્યોનો ઘોંઘાટ કાને પડવા લાગ્યો, અને ક્રમે કરી સાધ્ય પરિણામ ઉપર આવેલી વૃત્તિ પાછી બહિર્મુખ થવા લાગી, અને આગળ શું છે એના નિશ્ચયાર્થે સર્વ ઇંદ્રિયોને અધિક ચપળ કરતી હતી.

હું પૂર્વોક્ત બે પ્રસંગના અનુભવથી વિકળ થયેલો પુનઃ દુઃખદ પ્રસંગના અનુમાનથી કિંચિત્ ચિંતાયસ્ત સરખો જણાયો. તોપણ આ સંપૂર્ણ વિશ્વપ્રપંચ વિશ્વેશ્વરને આધીન વર્તનારી મહામાયા શક્તિનો મહિમા માત્ર છે, તેમાં કયો પ્રસંગ વસ્તુ વિચાર કરતાં આશ્ચર્યને પ્રાપ્ત કરે એવો નથી, અર્થાત્ આખો સંસાર આશ્ચર્યરૂપજ છે, માટે હું તો અવિકળ, નિરામય, સર્વનો દ્રષ્ટા માત્ર છું, વસ્તુતઃ આ પ્રપંચને ને મારે કશો સંબંધ નથી, આ પ્રમાણે વિચારનો પ્રબળ ધૈર્યને ધરતો ત્વરાથી આગળ ચાલ્યો.

જેમ જેમ આગળ ચાલ્યો તેમ તેમ જાણે હું નીચી પૃથ્વીમાં ઉતરતો જતો હોઉં એમ ભાન થવા લાગ્યું. વધારે આગળ વધીને જ્યારે ચારે તરફ નજર કરવા લાગ્યો ત્યારે તો હું આસપાસની જમીન કરતાં ઘણો ઉંડો ઉતરી આવ્યો છું એમ જણાયું. દૂરનાં વૃક્ષો ઘણાં ઉંચે જણાવા લાગ્યાં. આકાશમાં ચંદ્ર તથા તારામંડળને આગળ કરતાં ઉંચે દેખવા લાગ્યો. ચોફેર ફરતા મોટા પર્વતની મધ્યે ચાલતો હોઉં, એમ આજુબાજુ જોતાં ભાસવા લાગ્યું. ઉંડાણમાંથી ધીરે પણ પ્રયાગ કરતાં વધારે સમીપનો શબ્દઘોષ કાને પડવા લાગ્યો, અને થોડે આગળ ચાલ્યો છું એટલે તો વિવિધ વર્ણાકૃતિનાં સ્ત્રીપુરૂષ, તેમાં બાળક, યુવાન, તથા વૃદ્ધ પણ જણાવા લાગ્યાં. કોઈ તો અધિક ન્યૂન આનંદવાળાં દેખાતાં, અને કોઇ તો અધિક ન્યૂન ખેદયુક્ત મુખમુદ્રાવાળાં જણાતાં. પરસ્પરમાં જેનો નિકટ સંબંધ હશે એવાં તો એકબીજાના સાથે મને ન સમજાય એવા શબ્દોવડે વાતો કરતા ચાલતાં, અને પરસ્પરથી જુદાં ન પડવાને યત્ન કરતાં ભાસતાં. જેમનો સંબંધ નહિ હોય એવાં તો એકબીજાથી અંતરે રહેવાને યત્ન કરતાં જણાતાં, અને મૌનપણે કોઇના પણ સંગ વિના સ્વતંત્ર ચાલ્યાં જતાં હતાં. આ વિચિત્ર સરખી, ઉત્તમ મધ્યમ તથા મંદ પ્રકારનાં રૂપ અને વૈભવવાળી, પાર વિનાની મિશ્રસૃષ્ટિ ક્યાંથી આવે છે, એના વિચારમાં હું તો ગુંથાયો. પછી ચોકસી કરતાં જણાયું કે આ પર્વત સર-

આ આજુબાજુના ભાગમાં થોડે થોડે અંતરે અસંખ્ય ગુફાનાં દ્વાર છે, અને તેમાંથી અગણિત પ્રાણિઓ સ્થાને સ્થાનેથી નીકળતાં જાય છે. આ રીતે જોતાં એવું અનુમાન થયું કે જેમ આ ઉપરના પૃથ્વીતલ ઉપર મારા સરખાં મૃત્યુલોકનિવાસી અસંખ્ય પ્રાણીનો સમુદાય રહે છે, તેમ આ પૃથ્વીના મધ્ય ભાગમાં પોકળ સ્થાન હશે. અને તેમાં આ પ્રજા રહેતી હશે. વળી આ પૃથ્વી તળે જુદાં જુદાં નીચાં સ્થાનમાં ઘણા લોક છે, જેને ભિન્ન ભિન્ન પાતાળના નામથી આપણા લોક જાણે છે, તે પાતાળમાંનું આ પ્રથમ સ્થાન હશે. કારણ કે હું સખત વેગથી પૃથ્વીની સપાટી કરતાં ઘણે નીચે ઉતરી આવ્યો છું. હશે, હવે એ જોવું જોઈએ કે આ સર્વ લોકો ક્યાં જાય છે અને શું કરે છે.

વિશેષ આગળ ચાલતાં તો અનેક વિશાળ જળના કુંડ જણાવા લાગ્યા, અને તેમાં આ સઘળાં પ્રાણી સ્નાન કરતાં દેખાયાં, વિશેષ તપાસ કરવાથી સ્પષ્ટ દેખાયું કે પ્રત્યેક કુંડની એક બાજુએ સામટાં એક હારે દશથી વધારે માણસો ઉતરતાં ચાલે, એવી પૃથ્વીની નીચે ઉતરી જવાની માર્ગરૂપ બો હતી. તેમાં તે સ્નાન કરેલાં પ્રાણીઓ વેગવડે ઉતરતાં જતાં હતાં. ઘણું ફરીને જોતાં ગણી ન શકાય એટલા નાનામોટા જળના કુંડ હતા, અને દરેકની પાસે પૃથ્વીની નીચે ઉતરી જવાના માર્ગરૂપ દ્વાર હતું. તે અગણિત દ્વારોથી અસંખ્ય પ્રાણીઓ વારાફરતી ઉતરતાં જણાતાં, પણ તેમાંથી પાછું વળી આવતું કોઈ દેખાતું નહિં. આ સર્વ જોઇને હું વિચાર કરવા લાગ્યો કે અરે ! આ સર્વ પ્રાણીના સાથે જો હું કોઇ દ્વારમાં ઉતરી જાઉં તો પશ્ચાત્ મારું શું થાય, એ વિષે આ ક્ષણે હું કાંઈ પણ અનુમાન કરી શકતો નથી. જેમ પ્રથમના બે પ્રસંગો મોહના કારણરૂપ થયા હતા, તેમ રખેને આ પ્રસંગ પણ મને વિશેષ તપાસ કરતાં મોહના કારણરૂપ નીવડે, માટે હવે આ સ્થાનથી પણ મારે સત્વર ચાલતું જોઇએ. આ પણ આશાના પાશમાં નાંખી સ્થિતિથી ભ્રષ્ટ કરનાર આ વિચિત્ર સ્વપ્નાવસ્થાની માયાનું જ ચરિત્ર હશે ! આ રીતે વિચાર કરીને સત્વર હું ત્યાંથી આગળ માર્ગ કાપી ગયો, અને પછી પાછળનાં જોયેલાં ત્રણે પ્રસંગનું વિસ્મરણ કરવા અર્થે, ઇષ્ટસ્મરણ કરતો વૃત્તિને તન્‌રૂપ સાથે સબંધ કરાવતો આગળ ચાલ્યો. એટલું કરતાં છતાં પણ વારંવાર એ વિચાર આવતા કે અરે ! આ ચિત્રારણ્યનો કોઈ અનુભવી પુરુ-

પ મને મળે, અને આ સર્વ વાર્તાને મને સ્પષ્ટ કરીને સમજાવે કે એ જોવામાં આવ્યું તે શું છે, તો ઘણું સારૂં થાય.

આગળ ચાલતાં હું સૂર્યોદયની વાટ જોઉંછું, એટલામાં તો છેક નાના કદનાં અને છેક મોટા કદનાં માણસોનાં ટોળાં મારા જોવામાં આવ્યાં. તેમનાં વિચિત્રરૂપ જોઇને તે તો મને ત્રાસ ઉત્પન્ન કરતાં જણાયાં, અને તેમનાથી બીજે માર્ગે ચાલી જાઉં તો સારૂં, એવો મનમાં વિચાર થયો; કારણ તેઓ ભુતપ્રેત હશે, એવું મને અનુમાન થયું હતું. તે નાનાંમોટાં માણસો મારી બાજુથી જતાં, પણ મારા તરફ લક્ષ કરતાં ન હતાં. હું પણ કોઈ ભય પામેલા મનુષ્ય સરખી સ્થિતિમાં પડેલો આગળ પાછળ જોતો સપાટાબંધ માર્ગ દેખું ત્યાં ચાલ્યો જતો. પ્રસંગે ભયંકર સ્થાન જણાય, અને પ્રસંગે આવેલું સ્થાન રમણીય લાગે. આ પ્રકારે ચાલતાં વળી હું એક સ્થળે સુંદર સ્થાન જોઇને બેઠો અને વિચારવા લાગ્યો કે આહા! અજ્ઞાનવશ વર્તનાર હું હજી માયાની સત્તાને અતિક્રમણ કરી ચુક્યો નથી. એમ કહીએ તો ચાલે. કારણ કે મુક્ત પુરૂષો તો અનુકૂળ પ્રતિકૂળ બુદ્ધિથી રહિત થયા હોય છે, તેથી તેઓ રાગદ્વેષને અનુભવતા નથી, અને હું તો આ વિરૂપ પ્રાણીઓને જોઇને દ્વેષ સરખું અનુભવતો હતો. વળી મુક્ત પુરૂષો આ શરીરની પ્રીતિથી રહીત થયેલા અત્યંત નિર્ભય હોય છે, અને હું તો આ અરણ્યના વિકટ વિભાગોને નિર્ભયપણે ઉલ્લંઘન કરતો આવ્યો છું. તથાપિ આજે કિંચિત્ ભયના ભાસનો અનુભવ મને થયો છે. આથી હું મુક્ત છું કે બદ્ધ એ સંશય છે.

( અપૂર્ણ )



## पाखण्डमण्डपखण्डनषट्पदावली.

અથવા

## પાખંડ ખંડન છપ્પા (છપ્પય છંદ.)

( સાંધણ પાને ૨૪૦ થી. )

અસલ હતા શુરવીર, નીર તેઓએ ખોયાં,
ધિંગાણામાં ધીર તણાં મુખ વીલાં જોયાં;

જસ સાચવવા જાન સદા જે દેતા રણમાં,
જાનકાજ તજી માન શ્વાન સમ મ્હોતા કણમાં;
શઠશાતન કે રજપૂત જન, ભૂત સગા ભટકે અહીં,
જે વીતી ભરતભૂમિ શિરે, તે કથને ન શકું કહી. ૮૭
પ્રથમ જેનિ તલવાર ધારતી પૂરૂં પાણી,
હાલ તેનિ તલવાર મ્યાનમાં જઇ સંતાણી;
સસલા આગળ શૂર, નૂર દાખે ભલિ ભાતે,
શેર થકી સંતાય પલાય ખરેખર ખાતે;
નિર્બલને નડવા નરપતિ, હોંકારા બહુ બહુ કરે,
શઠશાતન! પૃથ્વી પાળતાં, પ્રજાતણું સુખ સઉહરે. ૮૮.
અમલ તણે વશ થઇ, અમલ પણ સઘળો ખોયો,
અમલ મટીને સમલ, થયા અપજશ બહુ બોયો;
કુળ ઉપજ્યાં વિપરીત, રીત પણ બહુધા બગડી,
રાજગાદિએ ચડ્યા, પણ પડ્યા પાછા રગડી;
વળિ કોઇક શઠશાતન કહે, ટગુ મગુ સહજ ટકી રહ્યા;
પણ એવાથી શું ઉઘડે, આર્ય દિસે દુઃખમાં દહ્યા. ૮૯
જે ધરતા તલવાર, ધાર તીખી ધરનારી,
વિલાયતી લાકડી, તુચ્છ તેઓએ ધારી;
કવચ પ્હેરતાવીર, તેહ તો મોજા પ્હેરે,
મુકુટ ધારતા તેહ, વધાં છે ટોપી વેરે;
ક્ષત્રિયનો વેશ તજી જુઓ, રાજા યવન સમા થયા,
શઠશાતન ઝાઝું શું કહે, શાણા તો સમજી ગયા.
ક્ષાત્રનારિનો વેશ અસલનો તજીઓ પ્રેમે,
મડમ પારસણ તણો વેશ સજીઓ બહુ નેમે;
અસલ ક્ષત્રિયો એહ તણી કુખે ક્યમ આવે,
આવે કોઇક યવન, વડિલનું નામ ખુડાવે;
શઠશાતન! સાચા વીરતો, શુદ્ધ ગરાશણિ પ્રસવશે,
અર્દ્ધ અંગ્રેજ બનોલિના, સુત સત્રુને દસવશે. ૯૧
નરવર સુધરિ ઘણાં, અફીણને અતિ ધિક્કારે,
એથી કંઇ આનંદ આર્યકેર ઉર ધારે;

પણ જ્યારે બાટલી દારૂની પીતાં દેખું,
ત્યારે ચર્ચંબુગિના દુઃખનો પાર ન લેખું;
શહેશાતન! અફીણ તજી હવે સીસા પીવા માંડીઆ,
અંતે કાકા પરણ્યા ખરા, પણ ફૂઆ તો રાંડિયા. ૯૨
ગોલાં સાથે ગોઠ, ભાંડ સાથે ભાઈબારી,
ખાસ ખુશામત ખોર, સંગ રાખે દિલદારી;
રાંડો સાથે રંગ માણિ રાણીને રગડે,
રાખ તણા સુત સુખી, રાણીજાયા તો રખડે;
શહેશાતન સાચું માનજો, રાજ નહિ પણ પ્યાજ છે,
સતવાદી એક સહસ્રમાં, રાય રૂડા કો આજ છે. ૯૩
કુપાત્ર પાનર વિષ રાજબીજ મૂર્ખો રોપે,
ગરાશણી ગુણભરી, તે શું રે' નિશદિન કોપે;
રાણી દાસી સમી, દાસિને રાણી માને,
શીખામણ નવ સુણે, રમે કુમતિ અજ્ઞાને;
શહેશાતન કહે ખરેખરી, ખરાબિ કળિકાળે કરી,
જેવા રાજા તેવી પ્રજા, કે'વત એ સાચી ઠરી. ૯૪
અક્ષરશત્રુ થયા શસ્ત્રવિદ્યા પણ ખોળી,
સ્વતંત્રતા—શમ બાળી રાખ હૃદયેથી ચોળી;
પૂર્ણ થયા પરતંત્ર છતાં દુર્ગુણ નવ ત્યાગે,
સત્ય કહું કો તદા જ્વાળ તો નખશિખ લાગે;
શહેશાતન કે' સંસારમાં રાજ્ય મળ્યાથી શું રળ્યા,
જો પ્રજા પાળી શુભ નીતિના પવિત્ર પંથે ના પળ્યા. ૯૫
હસ નવ નગારો રણે, નાચ જોગે શું વળિયું,
જો ન સુણ્યો રણનાદ, મૃદંગ સુણ્યે શું મળિયું;
જો નવ પાળી પ્રજા, પિંડ પાળ્યે શું રળિયા,
રહે પ્રપંચે શૂન્ય, આપ જો મૂર્ખ શિરોમળિયા;
શહેશાતન બહુ રાણી વરે શું ઉઘાડ્યું શાણા સુણો,
જો પત્નીવ્રત પાળ્યું નહીં, શુચિક્રમાંજ હિંદ સુણો. ૯૬
પ્રજા તણી નવ પીડ વિચારે થઈને રાજા,
ક્યારે બહુધા ફરે થવાને પોતે તાજા;

નજરાણા લેઇ આપ કરે અન્યાય ઘણેરો,
પ્રજાતણી વહુ બેટિ ઈચ્છિને મારે ફેરા;
આ લક્ષણ કળિના નૃપતિનાં, પ્રજા કેમ સુખ પામશે,
શઠશાતન કૈં કળિ વાધતાં, ભૂપતિ ભૂત સમા થશે. ૯૭
રૈયત કેરી રાદ ઉપર તો ધ્યાન ન આપે,
ગણિકા કેરા ગાન વિષે કાન સતત થાપે;
કરી ખુશામત માલ મસ્કરા ખાસો ખાતા,
સદ્બોધક સજ્જનો વિલાં મુખડાં લઇ જાતા;
શઠશાતના વસે ખવાસમાં પ્રધાન પાસ ન ઘડિ રહે,
તો સુરા સુજન કવિજન તણાં સુવચન સુણવા શિદ્દચહે? ૯૮
ઉજળું તે સહુ દુધ જાણીને બહુ લોભાયે,
ભૂમે બનિ મૃગજળે ઝીલવા માટે ધાયે;
પણ અંતે તો થશે બાચકા ધુમાડાના,
ખસુનરવાડા થશે એથી તો રજવાડાના;
શઠશાતન રાજા કળિતણા કોટ કુમતિના છે ચણે,
કાળા તે સાળા ... એમ સુબોધકને ગણે. ૯૯
ખરા મણીધર ગયા, રહ્યા મોટા લીસોટા,
અસલ રાંજવી ગયા, પક્યા રજપુતના ટોટા;
કંઇ કંઇથી આણિયા, કરે ગાદી ગરદાળી,
કળિમાં ક્યાંથી મળે, વીરજાતી બિરદાલી;
શઠશાતન કૈં મુળ જાતવિણ, ભાત કહો ક્યાંથી પડે,
જેમ કાષ્ટ તણી તલવારપર, પાણિ કોઇદિન નવ ચડે. ૧૦૦
નમે શત્રુને પાય, મિત્ર મળતાને મારે,
દુર્બલને દે દંડ, સબળનો ડર દિલ ધારે;
માંપે ભરિ ભંડાર, પાઇ પણ પાત્રે નાપે,
કલ્પલતા નિજપ્રજા, મૂળ તેનાં પણ કાપે;
શઠશાતન! કળિના ભૂપતિ, મતિ વિપરીત ગ્રહી રહે,
જેવા રાજા તેવી પ્રજા, ધર્મભ્રષ્ટ થઇ ભય વહે. ૧૦૧
ગોરક્ષણને કાજ, શર્ત જે આગળ મરતા,

કરીને આવેલા જનોને તેઓ માન આપે છે. આ પ્રમાણે પ્રત્યેક પ્રજા તીર્થના વિષયમાં પ્રીતિ ધરાવનારી છે એમાં કોઈ પણ પ્રકારે સંશય નથી. માટે એ વિષયનું યથાશક્તિ વિવેચન કરવું યોગ્ય ધારી આ કાર્યમાં મેં પ્રવૃત્તિ કીધી છે.

કોશકાર તીર્થશબ્દના અનેક અર્થ આપે છે; તેમાંના કેટલાક અર્થ લોક પરિચિત તીર્થશબ્દના અર્થની સાથે કોઈ પણ રીતે સંબંધ ધરાવનાર છે અને કેટલાક તો એક બીજાની સાથે કોઈ પણ પ્રકારે સંબંધ ધરાવતા નથી. આ લેખનો વિષયભૂત લોક પરિચિત અર્થવાળો તીર્થ શબ્દ છે. એ તીર્થશબ્દ અને તેના વડે સૂચવાતી વસ્તુનું વિવેચન અત્રે પ્રસ્તુત છે.

તીર્થ ક્ષેત્રોની ઉત્પત્તિ પ્રથમ તો બે પ્રકારે થાય છે. એક તો નૈસર્ગિક રીતે તીર્થની ઉત્પત્તિ થયેલી હોય છે અને બીજી સાંસર્ગિક રીતે તીર્થની ઉત્પત્તિ થાય છે. આમાં, પ્રથમ પ્રકારનાં તીર્થો સૃષ્ટિની ઉત્પત્તિની સાથેજ થયેલાં છે. પુરાણોમાં, કોઇ કોઇવાર સ્મૃતિઓમાં આજની આખ્યાયિકાઓમાં અને ક્વચિત્ વેદના પ્રસંગોમાં પણ આપણે જોઇએ છીએ કે અમુક અરણ્ય, પર્વત, કિંવા નદી પવિત્ર છે. મહામાયા સૃષ્ટિરૂપ પરિણામને પામી ત્યારે વિવિધ પ્રકારની દૃશ્ય જડ રચનાઓ થઇ તે આપણે નજરે જોઇએ છીએ; તેમજ તેજ અનિર્વચનીય માયા આ સૃષ્ટિરૂપ વિષમ પરિણામને પામી તે સમયે અમુક સ્થાનમાં કિંવા પદાર્થમાં અમુક પ્રકારની અદૃશ્ય સત્તા પ્રધાનપણે વર્તે એવી વ્યવસ્થા પણ થઇ ગઇ હોય એમ માનવું એ કેવળ કપોળ કલ્પિત નથી. આ સ્થળે આટલુંજ દર્શાવીને હવે સાંસર્ગિક તીર્થના સંબંધમાં પણ સંક્ષેપમાં કાંઇક લખવું યોગ્ય છે. સાંસર્ગિક તીર્થ કોઇ વ્યક્તિના સંબંધે અથવા વ્યક્તિના કાર્યને સંબંધે તીર્થત્વને પામેલું સ્થાન હોય છે. જેમ કે શ્રી રામચંદ્રજીના જન્મથી અયોધ્યા તીર્થત્વને પામી. શ્રીકૃષ્ણચંદ્રના જન્મથી મથુરાની અને તેમના નિવાસથી ગોકુલની તીર્થમાં ગણના થઇ. ઉક્ત તીર્થો લીલાવિગ્રહ વ્યક્તિના સંબંધે તીર્થતાને પામ્યાં. દધીચિમહર્ષિએ પોતાનાં અસ્થિ દેવોપકારને માટે જે સ્થળે આપ્યાં તે સ્થળ હાલ સાભ્રમતીને તટે તીર્થમાં ગણાય છે. એજ પ્રમાણે અન્ય અનેક મહર્ષિઓનાં સ્થાન તેમના નિવાસને પ્રતાપે તીર્થત્વને પ્રાપ્ત થયાં છે. આ તીર્થો અદૃષ્ટ વિશેષ જન્ય શરીરના સંસર્ગથી થયેલાં છે. તેમજ સામાન્ય ભક્તિભાજન આધ્યાત્મિક બળને પામેલા મહાત્માઓના નિવાસાદિ સ-

સર્ગથી થયેલાં તીર્થ પણ આપણે જાણિએ છીએ; જેવાં કે કબીરવટ, નરસિંહ મહેતાનો ચોરો વગેરે.

વળી સ્થાવર અને જંગમ એ પ્રકારે પણ તીર્થોના ભાગ પાડી શકાય છે. સ્થાવર તીર્થોમાં પવિત્ર સ્થાન, પર્વત, નદી વગેરેનો સમાવેશ થાય છે. જંગમ તીર્થમાં જેઓના સંસર્ગે કરીને પૂર્વોક્ત સાંસર્ગિક તીર્થો થાય છે તેવી લીલાવિગ્રહ, અદૃષ્ટ વિશેષ જન્ય, અને શુક્લ પ્રારબ્ધના યોગથી ઉત્પન્ન થયેલી વ્યક્તિઓનો સમાવેશ થાય છે.

જ્યાં લગી સત્વગુણ પ્રધાનપણે વર્તે છે ત્યાં લગીજ તીર્થોમાં વાસ્તવ તીર્થત્વ હોય છે. રાજસ અને તામસ ભાવની પ્રધાનતા થતાં તીર્થનું તીર્થત્વ વાસ્તવતઃ નાશ પામે છે; લૌકિક રીત્યે તો એ તીર્થ તીર્થનામને ધારણ કરી રહે છે, અને તે રાજસ કિંવા તામસ તીર્થ હોય છે. રાજસ અને તામસ તીર્થ એ વિભાગ આ રીત્યેજ સંભવે છે; અન્યથા તો સાત્વિકભાવમાંજ વાસ્તવ તીર્થત્વ છે. વળી સાંસર્ગિક તેમજ નૈસર્ગિકતીર્થ કાળ અને સંસર્ગના વિકાર વડે વિકારી થાય છે. સાંસર્ગિક તીર્થમાં આવો સાંસર્ગિક વિકાર થતાં બહુ વાર નથી લાગતી. નૈસર્ગિક તીર્થમાં સાંસર્ગિક વિકાર થાય છે ખરો પણ ઘણે કાળે આવો વિકાર થાય છે. જો કે આવો ભાવ કિંવા એક દેશીય વિકાર થાય છે તોપણ વિવેકી તીર્થસેવકને નૈસર્ગિક તીર્થમાં વાસ્તવ તીર્થત્વવાળો એકાદો ભાગ પણ વખારે સહેલાઇથી જડી આવે છે ખરો. સાંસર્ગિક તીર્થમાં સાંસર્ગિક વિકાર થતાં તીર્થના ઘણા ભાગમાં વિકાર વ્યાપ્ત થઇ જાય છે અને અવિકૃત ભાગ સહજ જુદો પાડી શકાતો નથી.

તીર્થો વિકારિભાવને સંસર્ગથી પામે છે એનાં ઉદાહરણ અનુભવી જનોને તેઓના અનુભવદ્વારા અનેક વાર મળી આવે છે. જે તીર્થો પુરાણાદિકમાં પવિત્ર ગણેલાં છે, તે તીર્થોમાં જવાથી કેટલીક વાર સત્વગુણી હૃદયવાળા જનોના અંતઃકરણમાં રજોગુણ કિંવા તમોગુણની ઉત્પત્તિનો અનુભવ થાય છે. જે સ્થળનું શાસ્ત્રોક્ત માહાત્મ્ય જોતાં તો આપણને એવોજ નિશ્ચય થાય છે કે ત્યાં નિવાસ કરવાથી સત્વગુણનો ઉત્કર્ષ થવોજ જોઇએ તેજ સ્થળે જવાથી સુવિચારવાન્ મનુષ્યોનાં અંતઃકરણમાં અસદ્વિચારનો આવિર્ભાવ થતો અનુભવાય છે. આનું કારણ શોધવાને જ્યારે આપણે વિચારદ્વારા યત્ન કરીએ છીએ ત્યારે તીર્થની સાંસર્ગિક વિકૃતિ પક-

ડાઇ આવે છે. જેમ ઘણાં મળપ્રધાન શરીરનો એકજ સ્થળે મેળાવડો થવાથી વાતાવરણમાં વિકાર થઇ મહામારી આદિ અનેક વ્યાધિના ઉપદ્રવનું પ્રાબલ્ય થાય છે, તેમજ અસદ્વાસનાવાળાં સંખ્યાબંધ અંતઃકરણનો સમુદાય તીર્થમાં થવાથી સત્વવિપ્લવરૂપ વિવિધ પ્રકારની આધિનું પ્રાકટ્ય સંભવે છે. કલિયુગમાં જેમની બે નથી એવાં પાપપ્રધાન અંતઃકરણ અને આચરણવાળાં ઘણાં માણસો તીર્થમાં મોટા મેળાના સમયમાં ભેળાં થાય છે અને તેથી તીર્થના આંતર પ્રભાવને તેઓ પોતાની અસદ્વાસનાના શનૈઃ શનૈઃ પતા પ્રાધાન્યદ્વારા વિકૃત કરે છે. આથી સાધક દશાવાળા સાત્વિક વૃત્તિવાળા મનુષ્યને સત્વવિપ્લવદ્વારા અંતઃકરણની વિષમ સ્થિતિનો અનુભવ થાય છે. એવો અનુભવ આ વિષય લખનારે સ્વતઃ તેમજ પરતઃ એકથી વધારે વાર કરેલો છે; અને જે કોઇ સાવધાન એવો પ્રયોગ ખાસ કરી જોશે તેનો પણ છેવટે તેવોજ અભિપ્રાય બંધાશે. કાંઇ નહીં તો એટલું તો સમજાશેજ કે મોટા મેળાના સમયમાં તીર્થ કાંઇ નહિ તો થોડા સમયલગી આધિવ્યાધિનું હરણ કરવાને બદલે આધિ અને વ્યાધિ બન્નેનું વર્દ્ધન કરનાર થઇ પડે છે. આવો જે વિકાર તીર્થમાં થાય છે તે નૈસર્ગિક તીર્થો તો પોતાની સ્વભાવ સત્તાદ્વારા થોડો કાળ જતાં સંસર્ગ નિવૃત્ત થયાં પછી તજી દે છે; પણ સાંસર્ગિક તીર્થ તો જો સાંસર્ગિક શુભ સત્તાની આવદાની ના હોય તો સાંસર્ગિક અશુભ સત્તાદ્વારા સાંસર્ગિક શુભ સત્તાના વ્યયને લીધે અંતે કેવળ દૈવતહીન થઇ જાય છે કેવળ થોડો કાળ વાસાને માટે તીર્થમાં જવું હોય ત્યારે તો અધિક તીર્થવિવેકની આવશ્યકતા નથી; પણ જ્યારે તીર્થમાં નિવાસજ કરીને રહેવું હોય ત્યારે તો તીર્થવિકારનો તથા તે વિકારના સ્થાયિભાવનો તેમજ સંચારિભાવનો સંપૂર્ણ અંશે વિચાર કરવો જરૂરનો છે. તીર્થક્ષેત્રમાં મેળા વગેરે થાય છે તે સમયે વિકાર સ્થાયિભાવને પ્રાપ્ત થાય છે; અને મેળા વગેરે વેરાઇ ગયા પછી વિકાર સંચારિભાવને પ્રાપ્ત કરી છેવટે સંપૂર્ણ અંશે વિલાઇ જાય છે. જ્યારે વિકાર વિલાઇ ગયો હોય છે ત્યારે નૈસર્ગિક તીર્થનો પવિત્ર નિસર્ગ પોતાનો પ્રભાવ પૂર્ણ રીત્યે પ્રકટ કરી શકે છે; અને તીર્થવાસીને તીર્થનિવાસનો લાભ મળે છે.

હવે વાચક વર્ગને યથાર્થ રીત્યે સમજાયું હશે કે જે સમયે તીર્થમાં માનવ સમુદાયને લીધે અનેક પ્રકારનાં ઉપાધિજનક કારણ હોય છે તેવે સમયે તીર્થ યાત્રા કરવા કરતાં જ્યારે તીર્થ ઉપાધિજનક કારણથી મુક્ત હોય

તેવે સમયે તીર્થે નિવાસાદિથી અધિક ફળ થાય છે. મેળા વગેરે સમારંભને વખતે તીર્થમાં જવાથી જે વાસ્તવ ફાયદા થવાનો સંભવ નથી હોતો તે ફાયદા બાકી દહાડે જ્યારે તીર્થ શાન્ત સ્થિતિમાં હોય છે ત્યારે થવાનો વધારે સંભવ છે. મેળા વગેરેમાં જવાથી કેટલોક વ્યાવહારિક લાભ થાય છે પણ તેની સાથે જે વ્યાવહારિક અને પારમાર્થિક હાનિ થાય છે તે સરખાવી જોતાં થતા લાભ કાંઇજ વિસાતમાં નથી. જેઓને મેળા વગેરે સમયે તીર્થમાં જવાની કેટલાંક કારણ સર જરૂર પડે છે તેવા અધિકારીને તીર્થમાં પ્રવર્ત્તેલા વિકારનો પરાભવ કરીને અવિકૃત રહેવાને માટે કેટલીક સૂચના કરવી આવશ્યની છે. એવા સમયમાં તીર્થમાં વસનાર અધિકારીએ તીર્થનો નિર્જન ભાગ બનતા સુધી નિવાસને માટે પસંદ કરવો. પોતાનું અન્ન પ્રાશન કરવું અને પોતાનું નિત્ય કર્મ આદર પૂર્વક કરવું, એટલુંજ નહીં પણ તીર્થમાં પોતાના ઘરના જેટલી જંજાલ નથી હોતી માટે જે અવકાશનો સમય મળે તે સઘળો ઇષ્ટસ્મરણમાંજ ગાળવો. તીર્થમાં જઇને હમેશ ઇષ્ટ સ્મરણાદિ સત્કર્મજ કરવાં એવો શાસ્ત્ર પણ વારંવાર ઉપદેશ કરે છે; અને તીર્થે જનાર માણસો હાલ જે પોતાના ગળામાં માળાઓ રાખતા નજરે પડે છે તેનો પણ અસલ ઉપર દર્શાવ્યો તેવોજ હેતુ હોવો જોઇએ. પરન્તુ હાલના સમયમાં એ માળાઓ તીર્થમાં ગપાટા મારતાં હાથમાં પકડી ભક્તિનું વગોણું કરવાનાજ ઉપયોગમાં બહુધા આવતી જણાય છે. સાત્વિક વૃત્તિનું તીર્થની વિકારી અવસ્થામાં રક્ષણ કરવાને માટે નીમેલું ઇષ્ટસ્મરણ એકલા કરતા તો કોઇ વીરલ નજરે પડે છે, બાકી તો ભજનને બહાને જાણે તમાશો થતો હોય એવી મંડળીઓ બંધાય છે. આ મંડળીઓમાં સંસાર તેમજ પરમાર્થની નીતિને નહિ જાણનાર અજ્ઞાન સ્ત્રી પુરુષો ઉન્મત્તની માફક મહોરમમાં ચાલતા 'યાહુસેન' ના જેવું ધિંગાણું મચાવે છે. આવી મંડળીઓનું મુખીપણું કરનાર પુરુષ ભક્તનું નામ માત્ર પામી પોતાને કૃતાર્થ થયેલા સમજે છે; અને વ્યવહારનીતિના લવઠ્ઠારો પરમાર્થ નીતિના લંઘને કરનારો બોધ કરે છે. આ બોધને સાંભળી અંતરમાં ઉતરનાર અણુસમજુ સ્ત્રી પુરુષો શાસ્ત્રની મર્યાદા ઉપર પગ મુકીને ઇચ્છિતાર્થ પ્રાપ્ત ન કરતાં ઉલટાં પરમ દુઃખદ અવિવેક વૃક્ષનું બીજ રોપે છે. આવા માણસ પોતે તો અજ્ઞાનમાં ઘેરાયલા છે એટલુંજ નહીં પણ અન્યને પોતાનો દાખલો આપીને અજ્ઞાનના કૂપમાં ઉતારે છે.

તીર્થમાં મનુષ્યનું શું કર્તવ્ય છે તે પણ અત્રે જણાવીએ તો તે અપ્રસ્તુત નહીં ઠરે. તીર્થમાં ઇષ્ટસ્મરણાદિ સત્કર્મ કરવાં એતો આપણે ઉપર જોઈ ગયા. આ સત્કર્મ કરવાનો હેતુ પણ આપણે કેટલેક અંશે ઉપર વિચારી ગયા છીએ. અધિકમાં તો એટલુંજ જણાવવા યોગ્ય છે કે તીર્થ ક્ષેત્રમાં પાપ કર્મ તો કદી પણ કરવું નહીં. કોઈ પ્રકારે આપણાથી સત્કર્મ બને તો ઠીક; પણ અસત્કર્મને તીર્થમાં કરવાથી જે હાનિ થાય છે તે વિષે શાસ્ત્ર કહે છે કે तीर्थक्षेत्रेकृतंपापंवज्रलेपंभविष्यति. તીર્થમાં કરેલું પાપ અનિવાર્ય થાય છે. આનું કારણ પણ જો જોઇશું તો ઉપર દર્શાવેલા વિચાર ઉપરથી આપણને જડી આવશે. પાપાચરણ અને પાપવાસનાના સંબંધથી તીર્થ ઉપર દર્શાવ્યા પ્રમાણે વિકારી થાય છે અને તેથી ત્યાં વસનારા જનોનું અહિત થાય છે; માટે તીર્થમાં પાપ કરનાર પોતાનું અહિત કરે છે એટલુંજ નહીં પણ અન્ય અનેક જીવનું અહિત કરે છે. નિર્મલ નદી સરોવર આદિમાં મળોત્સર્ગાદિ કરવાથી પાપ થાય છે તેજ પ્રમાણે તીર્થમાં કરેલા પાપના સંબંધમાં સમજી લેવું. તીર્થમાં કરેલું પાપ વજ્રલેપ થાય છે એમ કહેવાનો આશય આજ છે.

હવે કોઈ પણ વસ્તુ તેના અધિકારી શિવાય અન્યને લાભ કરતી નથી; ઉલટી કોઈવાર હાનિ કરે છે એ વાર્તા લોક પ્રસિદ્ધ છે. માટે તીર્થના અધિકારી અર્થાત્ કેવા માણસોને માટે શાસ્ત્રે તીર્થ નિર્માણ કરેલું છે તત્સંબંધી વિવેચન કરવું યોગ્ય છે. પરન્તુ તીર્થના અધિકારીજનો સંબંધી વિવેચન કરતાં પહેલાં શાસ્ત્રે વિધાન કરેલાં ધર્માચરણમાં તીર્થની શી યોગ્યતા છે તે સંબંધી વિચાર કરવો જોઇએ. આ વાક્યમાં તીર્થ શબ્દ સ્થાનર તીર્થના અર્થમાં યોજેલો છે. શાસ્ત્રનું વાક્ય છે-કે अधमं तीर्थ सेवनम् તીર્થાટન એ સર્વ પ્રકારનાં ધર્માચરણોમાં અધમ પ્રકારનું છે: અન્ય કોઇ સત્કર્મથી જે પ્રાણિનો આત્મા શાન્તિને અનુભવતો ન હોય તેવાં પ્રાણિને માટે પ્રથમ તો તીર્થાટન શાસ્ત્રે વિધાન કર્યું છે. વિવેક વિચારાદિદ્વારા જે શોક મોહાદિ નિવૃત્તિ નથી પામતા તે વખતે તીર્થાટનથી શમી જાય છે. સ્થાનકનો ફેરફાર થવાથી, તથા દેશાટનના વ્યવસાયથી શોક મોહાદિનાં કારણ અંતઃકરણથી દૂર રહે છે એનો જાણે સ્વાભાવિકજ છે. આટલો લાભ પણ અવિકૃત તીર્થના સેવનથીજ થાય છે; અન્યથા તો શોક મોહાદિ આધિઓની અધિક પ્રબલતા થાય છે એ ઉપર સૂચવી ગયા છીએ. સુ-

વતી સ્ત્રી, બાળક, અને અતિવૃદ્ધ એટલાં તીર્થાટનનાં અનધિકારી છે. એ-કેજ તીર્થ સ્થાને નિવાસ કરવાને માટે તેઓનો અધિકાર ખરો. તેમાં પણ યુવતી નારીએ પતિગૃહ શિવાય અન્ય સ્થાનમાં નિવાસ કરવો એ કેવળ શાસ્ત્રથી વિરૂદ્ધ છે એમ શાસ્ત્ર પોતેજ અનેકવાર જણાવે છે. આ પ્રમાણે અધિકારનો વિચાર કર્યા વિના તીર્થાટન કરવાથી તથા તીર્થમાં વાસ કરવાથી લૌકિક તેમજ પારમાર્થિક હાનિના સાગરમાં કેટલાંક અવિચારી સ્ત્રીપુરૂષો ડુબી ગયાં છે. હાલ જનસમુદાયમાં એવી શોચનીય અવ્યવસ્થા થયેલી નજરે પડે છે. વલી તીર્થાટન કરવામાં દ્રવ્યાદિકની પણ જરૂર રહે છે, માટે ગૃહસ્થાશ્રમમાં રહેલાં સંકોચથી નિર્વાહ કરનારાં મનુષ્યો તીર્થાટન વગેરે કેટલાંક કાર્યને માટે અસમર્થમાં ગણાય છે. આવાં મનુષ્યોએ તીર્થાટન જેવા કાર્યમાં પ્રવેશ કરવો સર્વથા ઉચિત નથી; તેમ છતાં જો તેઓ એવાં કાર્યમાં પ્રવેશ કરે છે તો તેમને ઇચ્છેલું સુખ મળતું નથી એટલુંજ નહીં પણ પ્રાપ્ત સુખનો પણ નાશ થાય છે. આ રીતે અંતઃકરણમાં વ્યગ્રતા થાય છે અને વ્યગ્રતા દ્વારા નિપાત થાય છે. માટે વિવેકી અસમર્થ ગૃહસ્થો એ એવા કાર્યમાં પ્રવેશજ કરવો નહીં. જેઓ પોતાની શક્તિ વિચાર્યા વિના કોઈ પણ કાર્યમાં પ્રવેશ કરે છે તેઓ અંતે વિમાસે છે. તીર્થના સબંધમાં પણ એમજ જાણવું. જેમ સંપત્તિ વિના તીર્થાટન હાનિપ્રદ છે તેમજ શરીર સંપત્તિ વિના તીર્થાટન હાનિકરજ છે. રોગગ્રસ્તને માટે તીર્થાટન નથી એમ આયુર્વેદ પોકારીને કહે છે.

શાસ્ત્રમાં જેમ સમર્થ જનોને માટે તીર્થાદિક નિર્માણ કરેલાં છે, તેવીજ રીતે અસમર્થ જનોને માટે પણ તીર્થ દર્શાવેલાં છે. માતા, પિતા, ગુરૂ, પતિ, સાધુજનો વગેરે જંગમતીર્થ અસમર્થ પુરૂષોએ સેવવા યોગ્ય છે. પોતાના તનની, મનની, અને ધનની શક્તિ વિચારીને એ તીર્થનું સેવન કરવાનું અતિ અસમર્થ મનુષ્યથી પણ બની શકે છે. આ જંગમ તીર્થનું સેવન કરનાર અતિ ઉત્કૃષ્ટ ફળને પામે છે એટલુંજ નહિં પણ પોતે જાતેજ જંગમતીર્થ બની કોઈવાર સ્થાવર તીર્થનું ઉત્પાદક કારણ થઇ જાય છે. પિતૃભક્તિથી શ્રવણે પંડરપુરને તીર્થ બનાવ્યું. પતિભક્તિથી અનસુયાસતીએ પોતાનું સ્થાનજ તીર્થ બનાવ્યુ. માટે વિવેકી જનોએ પોતાના અસામર્થ્યને લીધે કલેશ ન કરતાં પોતાને ઉપાસ્ય એવાં પૂર્વોક્ત જંગમતીર્થોમાંના એકનું સેવન સપ્રેમ કરવા માંડવું જેથી સંચિતમફળ

સહજ યદીજ: લોકોત્તર તીર્થ તો આપ જ છે એવી શાસ્ત્રમાં આજ્ઞા છે.

પરમાત્મ સ્વરૂપ થી સદ્ગુરૂના સર્વ તીર્થીભાજન ચરણકમળના પરાગને સપ્રેમ દંડવત્પ્રણામ કરીને આ વિષયની સમાપ્તિ કરવામાં આવે છે.



# मुक्तावली.

( એક નવી વાર્તા )

(સાંધણ પૃષ્ઠ ૨૬૮ મેથી )

## સંગતિકા છંદ.

( કાહે દુવા ફિર ક્યા હુવા:—એ રાગે ગવાશે. )

સરનીર નિર્મલ છે થયાં, મહીમિધ રંગ રમી રહ્યાં,
સરનેત્ર—વિકૃતિ છે શમી, ભુમિ શાન્ત, કાન્તશું એ રમી. ૧૦
ધન ખેલિ રેલિ અતિ મિલે, શ્રમ પામી તેહ રતિ વિલ્પે;—
તન શીકું ધારી વિરાજતો, ગતવીર્ય તે નથિ ગાજતો. ૧૧
વન આવું શોભિત દેખતો, પ્રભુની લિલા બહુ પ્રેખતો;
જવ દોઢ જોજન ચાલિયો, કુંવરે વડો વડ ભાળિયો. ૧૨
ગિરિ નીલ શું લિલભોતણો, રચિયો દિસે ખનતો ઘણો;
દુરથી દિઠો કુંવરે યદા, ઉર રાચિયો બહુ તે તદા. ૧૩
વડ પાસ વીર સિધાવિયો, વડ વીરને મન ભાવિયો
વડ જુનું ને અતિ પ્રૌઢ છે, વડવાઈ જૂથ પ્રરૂઢ છે. ૧૪
બહુ પત્ર ફેરિ બની ઘટા, રમણીય સોહિ-દિસે છટા;
બહુ ભાગ ઘેરી ભુમી તણો, તહીં છાંયડો પડિયો ઘણો. ૧૫
કહિં શુષ્ક પત્ર પડેલ છે, કહિંથી ઉડીજ ગયેલ છે;
કહીં મુક્તિ ડાળ ખરેલ છે, વડવાઇ ભોંય અડેલ છે. ૧૬
વડવાઈ કોઈક હાલતી, જન લ્હેર વાયુનિ ચાલતી;
ખખડાટ પાનતણો થતો, તવ ભાસતો વડ ગાજતો. ૧૭

રચળ આવું સુંદર જોઈને, રિગર ત્યાં થયો ક્ષણ મોહિને;
તડકો બપોરતણો તદી, પડતો હતો જબરો સદી. ૧૮
હય જાતિ ઉષ્ણ સ્વભાવથી, દુ:ખી થાય એ લહિ ચિત્તથી;
કુંવરે વિરામ ચહ્યો ઉરે, તવ નેત્ર દક્ષિણ છે સ્ફુરે. ૧૯
કુંવરે ઠરાવ કર્યો મને, અહિં ગાળિ સર્વ બપોરને;
મૃગયા કરી સમિ સાંજરે, ફરિને વળીશ જવા પુરે. ૨૦
રવિ આવિયો શિર ઉપરે, તવ વીર અશ્વથી ઉતરે;
વડની તળે પૃથિવીપરે, વિર દૂર પત્ર સુકાં કરે. ૨૧
નિજ અશ્વ પાસ ઉભો રહ્યો, ફરિયો છુટોજ નથી ચહ્યો;
હય જાતવાન જરૂર છે, વળિ સેવવામહિં શૂર છે. ૨૨
હયથી લઈ નિજ ધાસિયો, ધરણી વિષેજ બિછાવિયો;
પણ અન્ય સાગન તરં છે, વિર સાવધાનિ અભંગ છે. ૨૩
પછી સાવધાન થઇ મને, કુવરે કરી સ્થિતિ આસને;
મહિમા મહેશતણો લહે, મુખ નામ તે ગુરૂનું ગ્રહે. ૨૪
તહિં વાયુ શિતળ આવિયો, શુભ ગંધ દૂરથિ લાવિયો;
તહિં જોડું મોરનું આવિયું રહિયાળું તે મન ભાવિયું. ૨૫
ટહુકાર એ લણ ઉચરી, મયુરે કળા તહિં છે કરી;
તહીં લાડવેલડિ ઢેલડી, પતિવ્રત્ત જોતિ રહી પડી. ૨૬
વિર પ્રેમ જોઇ વહિંગનો, મહિમા વખાણિ અનંગનો;—
મનમાં વિચાર કરી [illegible], "જીવ માત્રમાં સ્મર છે વસે.— ૨૭
જગમાં અનગજ [illegible]ર છે, વળિ કામથી બહુ કેર છે;—
અહીં એજ સત્ય જણાય છે, પરણી જનો દુ:ખિ થાય છે.— ૨૮
પણ પ્રેમિ સજ્જન તો કહે, કરે પ્રેમ જો સુખ તુ ગ્રહે;—
રસ પ્રેમનો ક્ષણ ચાખતાં, દુ:ખ પ્રેમિ સૌ દહિ નાંખતાં.— ૨૯
સ્મર ઝેરને વિધિયે કરી, કર મારિ બારમ ખરેખરી;—
પ્રિતિ ખાખ ખાય ખરી તદા, નવ અધિવ્યાધિ નડે કદા.— ૩૦
પણ એ પ્રયોગજ એકથી, જગમાં કદી બનતો નથી;-
જવ એકપ્રેમી પ્રિયા મળે, તવ એ રસાયણ ક્રિયા ફળે.— ૩૧
દૃઢ પ્રેમિ જોડિ મળે યદા, પ્રિતિ ખાખ કાચિ ન રે' તદા;-
પ્રિતિખાખ કાચિ જનો ભખે, થાય સર્વ આગ વિષે પખે.— ૩૨

અગ્નિનેમિ નેમિપ્રિયા કહીં, જગમાં કદાપિ ફિરી નહીં,—
ગળવી મતી નથી મોહવી, દિલ! આશ ના ધર દોહવી." ૩૩
મન વીર એમ વિચારનો, ખગ દેરિ પ્રીતિ નિહાળનો;
સ્થિર છે થયો બહુ તે પદા, ખગ-જોડિ ઊડિ ગઈ તદા. ૩૪.
પછી ચિત્તને સ્થિર થાપવા, વળિ વૃત્તિ પ્રેમનિ આપવા;
ગુરૂ નામ માંડિયું જાપવા, ચિંતિ-આગ-પાશજ કાપવા. ૩૫
સઉ દેવ દાનવને જનો, ભજી જે અપાપ કરે મનો;
ભજી તે ગુરૂ સુખ પામિયો, ગરૂધ્યાનમાદિ વિરામિયો ૩૬
ગુરૂ ભસ્મ-નાથ તણી છબી, નજરે નહીં તરતી હતી;
ચિર છે રમે ગુરૂરૂપમાં, સ્થિર વૃત્તિ છે પતિ-ભૂપમાં. ૩૭
પછિ ભક્તિલીન થઇ સ્તવે, નર શ્રીગુરૂવરને હવે; .
પદ નેક આપું રૂડું અહીં, નહિ ભક્તિની નદી જે ગઈ. ૩૮



### પદ ૧ ધન્યાશ્રી.

આશ્રિતના પ્રતિપાળ પિતા,
નિજ આશ્રિતના પ્રતિપાળરે; ટેક.
ગમનું કરૂં તે જેવા આવી,
રમો છો પ્રભુ ત્રણ કાળરે;
ચરણ તમારૂં ચિન્તવતામાં,
નાથ કરો છો ન્યાલરે. આશ્રિતના० ૧
આ જગલીલા અકળ જણાયે,
જાદૂગરની જાળ રે;
જાણું નહીં જગ શું ને હું શું,
તન મનનો નહિ તાલરે. આશ્રિતના० ૨
સાગરકેરા મોજાથી જ્યમ,
કાષ્ટતણી હિલચાલ રે;
તેમજ ભવ-સાગરની છોળે,
હું ઉછળું છું હાલ રે. આશ્રિતના० ૩
બ્હાર વિષય નિરખીને અંતર,

પ્રકટે અશા સાલ રે;
તે પણ દુઃખ રૂપ મન નવ માને,
પાપે આણી વ્હાલ રે. બાળતણા૦ ૪
હું તે જગને જગ તે હું એ,
સમજણ મારો માલ રે;
હું ને જગ બન્ને શામાંથી,
એનો થાય ન ખ્યાલ રે. બાલતણા૦ ૫
પણ ગુરૂ આપ તણો હું છું એ,
આપ કૃપાનો ફાલ રે;
મુજ પતિ ને જગપતિ પણ આપજ,
એ મતિ રે' ન બડાલ રે. બાલતણા૦ ૬
હું છાંડુ પણ આપ ન છાંડો,
એ ગુરૂધર્મ દયાલ રે;
ભજે સઉ ભજતા તે જગમાં,
એ જગજનનો ચાલ રે. બાલતણા૦ ૭
વિષયો પાછળ ધાઉં હું પણ મુજ,
પાછળ આપ કૃપાળ રે;
તો તો ટેક રહે નિજ જનનો,
નિકર બને બે હાલ રે. બાલતણા૦ ૮
આપ ચરણ રજથી મુજ તન આ,
સેવિત રો' સહુ કાલ રે;
મન તમ ભક્તિ રસે પરિપૂરિત,
એટલું યો મણિ બાલ રે. બાલતણા૦ ૯
વિશ્વવિભૂતિધારણ નર,
પંચાનન દીનનિ દાલ રે;
હે શાયદર ભસ્મેન્દ્ર ગુરુવર,
બાલતણા મહાકાલ રે, બાલતણા૦ ૧૦

—※—

ગુરૂના ગુણો ગ્રહ તે રહ્યો, પછી અન્ય તર્ક વિરે વહ્યો;
બહુ કાળ એમ વિતી ગયો, રવિ પશ્ચિમે સ્થિત છે થયો. ૩૯
ગુરૂને સ્મરી સજ્જ તે થયો, તવ અશ્વ પાસે ઉભો રહ્યો;
જ્વ ધાંસિયો ફરી લે કરે, નભ છાયું 'સાવધ' એ સ્વરે.— ૪૦
નભ શબ્દ જ્યાં પ્રકટેલ પડો, વિરૂ પાર્થવે તુરગે ચડયો;
નિર્જ જાંધ હેઠલ દાબિયો, પળ એક અંદર ધાસિયો. ૪૧
વિર અશ્વ ઉપર તે ચડયો, મૃગ દોડતો નજરે પડયો;
મૃગ વાયુવેગથિ જાય છે, નવ શ્વાસ તો જરિ માય છે. ૪૨
મૃગ તો ગયો ન ગયો થયો, પણ સિંહ પાછળ આવિયો;
નવ હાથનો બળિ કેસરી, શિર ઉપરે દુમ છે ધરી. ૪૩
મૃગ પુંઠ સિંહ પળાય છે, હવણાં હરિણ્ ચડાય છે;
કુંવરે તદા હય હાંકિયો, જઈ નિહ પાછળ લાગીયો. ૪૪
કરમાં ગ્રહ્યો દૃઢ ભાલડો, હય એ ઉડયો! હય એ ઉડયો!!
અધકોશ એક નિમેષમાં, ત્રણ ચાલીયા વિરવેશમાં. ૪૫
નવ છોડ વાડ કશું જુએ, તલના ચરે ખાઈ ને કુવે;
પછિ ક્ષેત્ર એકજ આવિયું તહીં વીરનુ બળ ફાવિયું.— ૪૬
પછીથી હતું તહીં વાવિયું નવ તેથી ઉછરિ આવિયું;
તહિં હાથ હાથજ બાજરી, હતિ ઉભી ખેતરમાં ખરી. ૪૭
તહીં હાક તે કુંવરે કરી, તવ કોપિને બહુ કેસરી;
શિવસેન સમ્મુખ આવિયો, રણધીરને ઉર ભાવિયો; ૪૮
મુળ સિંહજાત સતાવિયો, મૂખ ફાડિ ત્રાડિજ આવિયો;
થઇ ભેટ બે બળિયા તણિ, કવિ શું શકે કવિતા ભણી. ૪૯
જનરાજને વનરાજનું, રણ દેખવું ચહીં આજનું;
સ્થિર આભને અવની થયાં, તરૂ વેલિ સ્તબ્ધ થઇ ગયાં; ૫૦
પણ આંખ મીચી ઉઘાડતાં, નભ ગાજ્યું કેસરિ ત્રાડતાં;
મરણી ફુટી સિંહ જ્યાં પડયો,ધમકાર સર્વ દિશે ઉડયો. ૫૧

(અપૂર્ણ)

## જગન્માતા 'આર્યલક્ષ્મી ગાય'.

"× × × તથા ગૌનું રક્ષણ કરવામાં અપ્રીતિવાળા તથા ગોહિંસા કરનારા તથા તેવાજ નિરપરાધિ પ્રાણિને હણનાર અથવા પીડા કરનાર તથા ગોરક્ષણના માર્ગને છેદન કરનાર × × × પ્રાણિને પણ જ્ઞાન ઉત્પન્ન થતું નથી."

પરમ કારુણિક ભગવન્નૃસિંહાચાર્ય—
પાદવિરચિત શ્રી સિદ્ધાન્ત સિન્ધુ
**પ્રથમ રત્ન—પૃષ્ઠ ૨૧૬ મું.**

"योऽहिंसकानि भूतानि, हिनस्त्यात्मसुखेच्छया !
सजीवंश्च मृतश्चैव, न कचित् सुखमेधते ॥"

શ્રીમન્મહારાજર્ષિ મનુ–શાસન.

### 'ગોશબ્દસૂચિત ગોમાહાત્મ્ય.'

'ગાય' એ શબ્દ મૂળ સંસ્કૃત 'ગો' શબ્દનું પ્રાકૃત રૂપ છે. 'ગો' શબ્દના કોશકારવર્ગ વિવિધ અર્થ આપે છે તેમાંના કેટલાક મુખ્ય અર્થોનું વિવેચન કરતા પહેલાં કેટલીક પ્રસ્તાવિક સૂચના કરવી યોગ્ય છે. જ્યારે આપણે અમરકોષાદિ સંસ્કૃત કોષનું તેમજ પાણિનિ–આદિ વ્યાકરણના ગ્રંથોનું અવલોકન કરીએ છીએ ત્યારે આપણને સ્પષ્ટ સમજાયા વિના નથી રહેતું કે વિવિધ પદાર્થોને દેવ વાણીમા જે જે નામો આપેલા છે તેમાના ઘણા ખરા સહેતુક છે. આપણી સંસ્કૃત ભાષામાં કેટલાક સામાન્ય નામ નામિ પદાર્થવર્ગના ગુણો સબંધી સંક્ષિપ્ત અને સહજ સમજાય એવાં વ્યાખ્યાન છે એમ કહીએ તોપણ ચાલે. આમ હોવાથીજ 'ગો શબ્દસૂચિત ગોમાહાત્મ્ય' એ નામના આ ગર્ભવિષયના વિવેચનનો અવકાશ રહે છે.

'ગો' શબ્દનો અર્થ 'પૃથ્વી' એવો થાય છે. વાસ્તવે જોતાં પૃથ્વીના ગુણ પણ ગાયને વિષે પ્રવર્તે છે સહનશીલતા જે પૃથ્વીનો મુખ્ય ગુણ છે તે ગાયમા સર્વાશે છે એમ કોણ માન્ય નહીં કરે? તેમજ ગોસંતાન જે બળદ છે તેની સહિષ્ણુતા પણ વિશ્વવિદિતજ છે પૃથ્વીના ફલદ્રુપતા આદિ ગુણો ગાયને આશ્રયેજ રહેલા છે. કેમકે નિર્જલ થઇ ગયેલી ભૂમિમાં

પુનઃ રસેરસનું આરોપણ કરનાર અને તેને યથાર્થ 'રસા' એવા પરમ મંગલમય નામને યોગ્ય બનાવનાર ખાતર વગેરેની ઉત્પત્તિનું મુખ્ય સ્થાન તે ગોજાતિજ છે એ વાર્તા સમગ્ર જનમંડલથી અજ્ઞાત નથી. ગોમૂત્ર આદિવડે ફળદ્રુપ બનેલી જમીનજ વિવિધ પ્રકારની પોષક વસ્તુઓની ઉત્પત્તિ કરીને સમગ્ર જીવસમૂહના શરીરને તેમજ પ્રાણને ધારણ કરનારી થઈને પોતાની ધરા એવી સંજ્ઞાને સાર્થક કરે છે. શાસ્ત્રમાં મૃત્તિકા (પૃથ્વી)ને મળનું હરણ કરીને પવિત્રતાને આપનારી કહી છે. તેવીજ રીતે 'ગો'ને પણ પોતાના ગોમય તથા મૂત્રદ્વારા શુદ્ધિ આપનારી કહી છે. મૃત્તિકા પણ ગોના સંબંધમાં આવવાથી ગોરજ થઈને અધિકતર પવિત્રતાને ધારણ કરનારી થાય છે. આ રીતે પૃથ્વીને વિષે ઘટતા અનેક જગદ્ધિતકર ગુણો ગાયને વિષે સંતોષકારક રીતે ઘટે છે. પૃથ્વી ગાયનું રૂપ ધરીને પરમેશ્વર પાસે ગઈ છે, એવા શાસ્ત્રમાં ઘણા પ્રસંગો છે.

વળી 'ગો' શબ્દ 'માતા' વાચક પણ છે. ગાયમાં માતાના જેવા સમગ્ર ગુણો ઘટે છે કે નહીં તેનો વિચાર કરતાં ઝાઝો શ્રમ કરવો પડે તેમ નથી. જેમની જનની મરણ પામી હોય છે એવાં બાળકને યોગ્ય દરેક સ્થળે મળી આવે એવું દૂધ તો ગાયનુંજ છે. હલકું પણ છે અને મળવું પણ કઠણ નથી એવું પય તો જગન્માતા ગાયનુંજ છે. પાંચ વર્ષનાં બાળક થાય છે તે પહેલાં તો બાળકને ધાવણ છોડાવવાને માટે પોતે જનિતાજ બળાત્કાર ભરેલા ઉપાયો યોજે છે. સ્તનાગ્ર ઉપર ઓળિયા જેવી અતિકટુ વસ્તુનું લેપન કરે છે; વિશ્રબ્ધ બાળક તે સ્તનાગ્રને પોતાના કાલુંકાલું બોલનાર મુખમાં લે છે; આશાભંગથી વૃત્તિમાં ક્લેશને અનુભવતું બાળક પોતાના સર્વસ્વરૂપ અને પોતાના જીવનજલના ફુવારારૂપ પોતાની માતાના સ્તન આગળથી પાછું હઠે છે. આ પ્રમાણે પોતાના પ્રાણથી પ્રિયતર બાળકને એક પ્રકારે તરછોડવાની જરૂર માતાને પડે છે. અણચાલે પણ જ્યારે માતાના દૂધને તજવાની બાળકને જરૂર પડે છે તે સમયે દુધના જેવો પરમપૌષ્ટિક આહાર આપનાર બીજી કોઈ માતા આગળ પડતી નથી. પણ જગન્માતા ગાય, જ્યારે પોતાની જનિતા પણ દૂધ આપવાની ના પાડે છે કિંવા આપી શકતી નથી તે સમયે, બાળકને, યુવાનને અને વૃદ્ધને પોતાના અમૃતમય દૂધથી પોષે છે. સુવાવડ સમયે ઘૃતાદિ પોષક પદાર્થનું સેવનજ હિતકર ગણાય છે. એવા પ્રસંગે બાળકની જનિતા એવા પોષક પદાર્થને અભાવે અતિશય કષ્ટ વેઠે છે એટલુંજ નહિ પણ કોઈવાર જન્મ લગી સહન કરવી પડે એવી નિર્બલતાની ભોગ થઈ પડે છે. આથી એક રીતે જોઈએ તો માતાની પણ માતા તે ગાય છે; ગો-



ॐ श्री ऐं ह्रीं ह्रीं

महाकालायनमः

क्लीं ह्रीं ऐं श्रीं ॐ

# મહાકાલ.

( માસિક. )



पुस्तक २ जुं. अश्विन् वद १४. अंक १२ मो.

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥

सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર.

उपाधिबाधकवर्गः

રાજનગર (અમદાવાદ)

ગુજરાત સ્ટેટ પ્રેસમાં. સી. જી. મંડળીએ છાપ્યું.

સંવત્ ૧૯૪૫. [illegible] સને ૧૮૮૯.

વાર્ષિક ઉપહાર રૂ. ૨ અગાઉથી.



[illegible] રૂ. ૨-૮-૦

દરેક છુટી નકલ

ના રૂ. ૦ા.



## * ॥ ततोरुद्रोक्तश्रीमहाकालस्तोत्रम् ॥

ॐ श्रीमहाकालायनमः । ॐ अस्य श्रीमहाकालस्तोत्रमंत्रस्य । रुद्राऋषयः । सिंहोद्धत्ताछन्दः । श्रीमहाकालोदेवता । ॐ इतिबीजम् । श्रीँ इतिशक्तिः । ऐँ इति हृदयम् । ह्रीँ इतिकीलकम् । क्लीँ इत्यस्त्रम् । महाकालायनम इतिकवचम् । ॐ श्रीँ ऐँ ह्रीँ क्लीँ महाकालायनम इतिपरमोमंत्रः । विश्वसृष्टिस्थितिलयेशानश्रीमन्महाकालप्रीत्यर्थे जपे पाठे चविनियोगः ॥ अथकरन्यासाः । ॐ महाकालायनम इत्यंगुष्ठाभ्यांनमः । ॐ श्रीँ महाकालायनम इतितर्जनीभ्यांनमः । ॐ ऐँ महाकालायनम इतिमध्यमाभ्यांनमः । ॐ ह्रीँ महाकालायनम इत्यानामिकाभ्यांनमः । ॐ क्लीँ महाकालायनम इति कनिष्ठिकाभ्यांनमः । ॐ श्रीँ ऐँ ह्रीँ क्लीँ महाकालायनम इति करतलकरपृष्ठाभ्यांनमः ॥ एवमेव हृदयादिन्यासाः ॥ ॐ श्रीँ ऐँ ह्रीँ क्लीँ तत्सत् इति दिग्बंध ः ॥

अथ ध्यानम्.

संख्यातीतविभाकरानधरयन्कालानलान्कम्पयन् ।
धाम्नात्सेन भयानकेन सकलान्देवादिकांस्तर्जयन् ॥

---

## * પછી રૂદ્રોક્ત મહાકાલસ્તોત્ર.

( ન્યાસાદિકના વિવેચનની અત્રે અધિક અપેક્ષા ન હોવાથી સ્તોત્રના શ્લોકના અર્થના જીજ્ઞાસુઓને માટે શ્લોક માત્રનું તાત્પર્ય આપવું યોગ્ય ધારીએ છીએ. )

× × × × × × ×
× × × × × × ×
× × × × × × ×

सर्वागोचरवैभवो हरिहरब्रह्मादिभिर्ध्यायते ।
यस्तं धीमहि कालिकाप्रियमहाकालं करालं शिवम् ॥ ९ ॥

इति ध्यानम्.

श्रीकालिकाभुजभुजङ्गमकण्ठहार ।
चण्डप्रभानिकरतर्जितलोकसंघ ॥
एकस्त्वमेव निखिलेश्वर ! सर्व व्यापिन् ।
कालाय तेऽतिमहते सततं नमोऽस्तु ॥ १ ॥
ब्रह्माण्डभारशमनाय भयंकराय ।
गोब्राह्मणादिशरणायच शंकराय ॥
विद्याप्रदाय भवभीतिविमोचनाय ।
कालायतेऽतिमहते सततं नमोऽस्तु ॥ २ ॥
संसारकार्यकरणे विरतः स्वयंभुः ।
लीनस्त्वयि प्रकृतिनाथ रजोविमुक्तः ॥

---

ધ્યાન.

પોતાના ભયાનક તેજવડે અગણિત સૂર્યને હસાવીદેનાર, કાલાગ્નિ વિગેરેને પણ કંપાવીદેનાર, બધા દેવાદિકને પણ ધ્રુજાવીદેનાર, કોઈથી કળાયં નહીં એવા વિભવવાળા અને હરિહર અને બ્રહ્માદિ જેનું ધ્યાન ધરે છે એવા મહાકાલિકાના પતિ ઉગ્ર અને કલ્યાણરૂપ મહાકાલનું ધ્યાન અમે કરીએ છીએ. ૧ ઇતિ ધ્યાન.

શ્રી મહાકાલિકાના હાથરૂપી નાગનો જેને કંઠો છે, ઉગ્ર તેજના સમુદાયવડે જેણે સર્વ લોકને ધ્રુજાવી નાખ્યા છે, અને જે સર્વ વ્યાપક છે એવા હે સર્વેશ્વર તમે એકજ છો; તમને મહાકાલને સતત નમસ્કાર. ૧

બ્રહ્માણ્ડનો ભાર ઉતારનાર, ભયંકર, ગો બ્રાહ્મણાદિના રક્ષનાર, કલ્યાણકારી, વિદ્યા આપનાર, સંસાર તાપમાંથી છોડવનાર, એવા આપને મહાકાલને નિરન્તર નમસ્કાર. ૨

आनन्दरूपमुपयाति तवप्रसादात् ।
कालायतेऽतिमहते सततं नमोऽस्तु ॥ ३ ॥
लक्ष्मीश्वरस्तु भवपालननागरूकः ।
तेशक्तिमेव नमति श्रमनाशनाय ॥
गत्वालयं भवतिसत्वयि मोदरूपः ।
कालायतेऽतिमहते सततंनमोऽस्तु ॥ ४ ॥
रुद्रावयं सकलसंहरणे समर्थाः ।
संहृत्य देव सकलं लयलालसाःस्मः ॥
अग्निर्यथैव सकलेन्धनभक्षणान्ते ।
कालायतेऽति महते सततं नमोऽस्तु ॥ ५ ॥
वेदास्तुतिं तव सदा समुदीरयन्ति ।
योगीश्वरास्तव कृपां निज योगसिध्यै ॥
इच्छान्ति योगपुरुषस्त्वमचिन्त्यवीर्यः ।
कालायतेऽतिमहते सततं नमोस्तु ॥ ६ ॥

---

હે પ્રકૃતિપતિ આ સંસારરચના કરતાં કંટાળેલા બ્રહ્મા, રજોગુણથી વિમુક્ત થઈને આપમાં લીન થયેલા, આનંદ રૂપને આપની કૃપાથી પામે છે; આપ મહાકાલને સતત નમસ્કાર. ૩

વિશ્વપાલન કરવાને માટે જાગતા વિષ્ણુ પોતાના ઉજાગરા રૂપ થાકને ટાળવાને માટે આપની શક્તિ મહાકાલીને નમે છે, અર્થાત્ યોગ નિદ્રાને શરણું થાય છે. અને આપમાં લય પામીને વિષ્ણુ આનંદ રૂપ થાય છે. આપને મહાકાલને સતત નમસ્કાર. ૪

સર્વ વસ્તુનો સંહાર કરવાને સમર્થ એવા અમો રૂદ્રો સર્વ વસ્તુનો નાશ કરીને, સર્વ ઇન્ધનને બાળી નાંખ્યા પછી અગ્નિની પેઠે, આપનામાં લય પામવાની ઇચ્છાવાળા છીએ. આપને મહાકાલને સતત નમસ્કાર. ૫

વેદ તમારી સ્તુતિ ગાય છે, યોગીઓ પોતાના યોગની સિદ્ધિને માટે તમારી કૃપાને ઇચ્છેછે, તમે અચિન્ત્ય વીર્યવાળા યોગપુરૂષ છો; આપને મહાકાલને નિરંતર નમસ્કાર. ૬

देव प्रसीद शरणं नु वयं प्रपन्ना : ।
विश्वं तवैव शरणं गमितं त्वदीयै : ॥
भृत्यैरमीभिरधुनैव लयप्रसङ्गे ।
कालाय तेऽतिमहते सततं नमोस्तु ॥ ७ ॥

धन्यास्तएव जगतीश्वर ये त्वदीयम् ।
ध्यानं यथेष्टफलदं भयहारि नित्यम् ॥
कुर्वन्ति मोहरहितेन हृदा सुभक्ताः ।
कालाय तेऽतिमहते सततं नमोऽस्तु ॥ ८

## महाकाल उवाच.

मद्रूपामे प्रियारुद्राः प्रसन्नोऽस्मिमहाबलाः ।
यच्छामिचाप्तकामेभ्योयुष्मभ्यं वरमुत्तमम् ॥ १ ॥
स्तोत्रंयुष्माभिरुक्तंयः पठेत्तस्यभवेद्ध्रुवम् ।
चतुर्वर्गफलप्राप्तिरितिसत्यंमयेरितम् ॥ २ ॥

---

હે દેવ આપ પ્રસન્ન થાઓ, અમો તમારે શરણે પડ્યા છીએ. આ તમારા સેવક અમોએ આ લય પ્રસંગે આખા વિશ્વને તમારા શરણે હમણાજ મોકલ્યું છે; આપને મહાકાલને સતત નમસ્કાર. ૭

હે ઇશ્વર ! જગતમાં તેમનેજ ધન્ય છે, કે જે પરમ ભક્તો ભયહારિ અને ઇષ્ટપ્રદ એવું આપનું ધ્યાન નિર્મોહ થઇને કરે છે; આપને મહાકાલને નિરંતર નમસ્કાર. ૮

## મહાકાલ બોલતા હવા.

મારારૂપ મહાબળવાન મારા પ્રિય રૂદ્રો હું પ્રસન્ન છું; તમો આપ્તકામ છો છતાં તમને એક ઉત્તમ વરદાન આપુછું. ૧

તમારૂં કરેલું આ સ્તોત્ર જે ભણશે તેને નક્કી ચતુર્વર્ગ ( ધર્મ–અર્થ–કામ–મોક્ષ) મળશે એ મેં સત્ય કહ્યું. ૨

× रुद्राऊचुः

ॐ तथास्तु महेशान कृतार्थाःस्मस्तवानुगाः ।
ॐ शान्तिः शान्तिरेवस्याच्छान्तिः शान्तिः पुनः पुनः ॥ १ ॥



## શ્રી મહાકાળના ઉપાસકોને આશીર્વાદ.

પદ. ૧. રાગ રૂદ્રનાદ.

(અગડબંબં અગડબુંબં નાચે સદાશિવ આદીગુરૂ:એ રાગે)

ઉગ્યો આનંદ ચંદ્ર ઉગ્યો આનંદ ચંદ્ર,
  આનંદ આનંદ રૂદ્રો ભણે. ટેક.
આરોગ્ય થાવ અને રોગ દોગ જાવ,
  ભજો મહાકાલીતણો કંપ ધરી ભાવ. ઉગ્યો૦ ૧
પતી અને પત્ની ધરો પ્રેમ તણો ટેક,
  સંસારનો સાર રળો મેળવી વિવેક. ઉગ્યો૦ ૨
સંતતિ સુધર્મનિષ્ઠ હો સદાય સુખ,
  મહાકાળને ઉપાસિ દૂર કરો દુઃખ. ઉગ્યો૦ ૩
સારા ઉદ્યોગથી હો સંપત્તિ પૂર,
  મહાકાલ—મહેર કરો દારિદ્રય દૂર. ઉગ્યો૦ ૪
ભજી મહાકાલ ટાળી કાળતણી જ્વાલ,
  મહાકાલ રૂપ આપ બની થાવ ન્યાલ. ઉગ્યો૦ ૫



---

× રૂદ્રો બોલતા હવા.

ઓમ્ તથાસ્તુ, તમારા અનુચરો અમો કૃતાર્થ થયા.
પુનઃ પુનઃ ઓમ્ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## જગન્માતા આર્યલક્ષ્મી ગાય.

( સાંધણ પૃષ્ઠ ૨૬૪ થી )

'ગો' શબ્દ પુંલિંગે ઇન્દ્રિય વાચક છે. આ ઉપરથી પણ ગાયનું માહાત્મ્ય રૂડી રીતે સૂચવાય છે. માનવ શરીરનો સઘળો વ્યાપાર જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય ઉપરજ આધાર રાખે છે એ વાર્તા તો સઉ કોઇ જાણે છે; પણ એ સકલ ઇન્દ્રિયને પોષણની જરૂર છે. જ્યાંલગી ઇન્દ્રિય સમાજને ઉચ્ચ પ્રકારનું પોષણ મળે છે ત્યાં લગીજ શરીરનો સઘળો વ્યાપાર યથાર્થ રીતે ચાલે છે. અન્યથા વ્યાપારદ્વારા શ્રમિત થયેલ ઇન્દ્રિય વર્ગ પુનઃ સ્વકાર્યમાં પ્રવૃત્ત થતો નથી અને કાળે કરીને ઇન્દ્રિયના સામર્થ્યની સાથે આખા શરીરનું સામર્થ્ય નાશ પામી જાય છે. આહારના સઘળા પદાર્થોની સાથે તુલના કરતાં ગાયનું દુધ અને તેનાથી ઉત્પન્ન થતા ઘૃતાદિ પદાર્થો ઇન્દ્રિય સમાજને સર્વોત્કૃષ્ટ રીતે ઉપકારક છે. સામાન્ય લોકમાં પણ 'ઘી કાયાનું બળી' એવું વાક્ય પ્રચલિત છે. શાસ્ત્ર પણ કહે છે કે आयुर्घृतम्=ઘી તેજ માનવનું આયુષ્ય છે. માટે ખરૂં જોતાં તો આ ઇન્દ્રિયનું બળ પોષક દ્રવ્યને આધારે છે, અને સર્વોત્કૃષ્ટ પોષક પદાર્થને પ્રસવનાર ગાય છે. માટે ગાયનેજ ઇન્દ્રિય કહીએ તો ચાલે.

વળી 'ગો'નો અર્થ સ્વર્ગ એવો થાય છે. શાસ્ત્રદ્વારા આપણે જાણીએ છીએ કે સ્વર્ગ એ સર્વ દેવોનું નિવાસસ્થાન છે; અને શાસ્ત્રજ આપણને જણાવે છે કે 'ગાયના દેહમાં સર્વ દેવનો વાસ છે. જુઓઃ—

### श्लोक.

पृष्ठे ब्रह्मा गले विष्णुर्मुखेरुद्रःप्रतिष्ठितः ।
मध्ये देवागणाःसर्वेरोमकूपे महर्षयः ॥ १ ॥
नागाःपुच्छेखुराग्रेषु येचाष्टौकुलपर्वताः ।
मूत्रेगङ्गादयोनद्योनेत्रयोःशशिभास्करौ ॥ २ ॥ इत्यादि.

भविष्यत्पुराणम्.

અર્થઃ—ગાયના શરીરમાં પીઠ ઉપર બ્રહ્મા, ગળે વિષ્ણુ, મુખે રૂદ્ર,

મધ્યે સહુ દેવસમાજ, રામરોમ મહર્ષિગણ, પુંછડે નાગવર્ગ, ખરિઓ-માં આઠ મુખ્ય પર્વત, મૂત્રમાં ગંગાદિ નદીઓ, અને આંખોમાં ચંદ્ર સૂર્ય રહે છે. વગેરે–

આ ઉપરથી આર્યજનોને તો ખાતરી થશે કે ગાયને સ્વર્ગ કહેવામાં કાંઇ વાંધો લેવા જેવું નથી. પરન્તુ મુસલમાન પ્રજામાંના કેટલાક જેઓ આ વાર્તામાં સ્વાભાવિક રીતે અનાસ્થા કરે તેઓના સમાધાનને માટે અ-ત્રે થોડુંક લખવું ઉચિત છે. જે વખતે હજરત નબી સાહેબને ખુદાએ પોતાની પાસે બોલાવ્યા તે વખતે સાતમા આશમાનપર તેમને માટે શો ખોરાક આપ્યો હતો? અલિ મર્તુઝાએ સિંહને રૂપે પોતાનો પંજો કાઢી પેગમ્બર સાહેબની સાથે જે ખોરાક ખાધો હતો તે દુધ અને ભાતજ હ-તાં. બહેસમાં કિંવા સાતમાં આશમાનપર જે ખોરાક ખુદાતાલાએ પોતા-ના દિલોજાન-રસુલને માટે મોકલાવ્યો તેજ ખોરાક ખુદાતાલાએ ગાયમાં ઉપજાવ્યો છે; માટે પણ ગાયને સાતમા આશમાન જેવી પવિત્ર માનવી અને પૂજવી પણ ગાયના ગુનેહગાર થવું નહીં. કેમકે તેમ કરવાથી ખુદા અને ખુદાના દિલોજાન દોસ્ત નબી સાહેબના તરફ બેવફાઈ થાય છે. બી-જું ગાયને સ્વર્ગ માનવાને માટે ભારતવર્ષ નિવાસીજનોને એક એવું કાર-ણ છે કે યજ્ઞાદિકથી સ્વર્ગપ્રાપ્તિ અને યજ્ઞાદિના સાધનની પ્રાપ્તિ ગાયથીજ છે. માટે પણ ગાય એ સર્વથા સ્વર્ગજ છે. જો આમ છે તો ગાયને બીજી શી રૂડી ઉપમા ન આપી શકાય?



## पाखण्डमण्डपखण्डनषट्पदावली.

અથવા

## પાખંડ ખંડન છપ્પા (છપય છંદ.)

( સાંધણ પાને ૨૫૦ મેથી. )

વૈશ્યોની વિપરીત રીત પણ હાવાં વરણું,
યથા અવિદ્યા ગ્રસ્ત તજી વિદ્યાનું શરણું;
વિત્તતણે વશ થઇ અનાદર વિદ્યાકેરો,

કીધો વૈશ્યે ઘણો લોભ લીધો કુજોગ;
શઠશાતન કે' જન અજાણ તો જનાવાદિ ક્યમ મેળવે,
કદી મેળવી જાણે તોય શું જો કદી ધન નવ કેળવે ? ૧૦૪
વેદ અને ઉપવીત તણો અધિકાર તજીને,
નિવર્ણમાંથી ટળ્યા કંઠીને કપટ ભજીને;
સ્ત્રીને શૂદ્ર સમાન બન્યા બુદ્ધિબળહીણા,
ઝાંખે ધન પ્રતિ ગાલ કરી નિજ નેત્રો ઝીણાં;
પણ ધર્મ જતાં ધન જો મળ્યું, તો તે ધન શા કામનું,
શઠશાતન કે' સજ ધર્મ શુભ કામ નથી ધન ધામનું. ૧૦૫
અસલ હતા જે પ્રજા વેદમાં ને વ્યાપારે,
અજ્ઞ થયા તે હાલ શૂદ્ર જેવા સંસારે;
શૂદ્ર શૂદ્ર સઉ કહે તોય પણ લાજ ન લાગે,
અસલ વૈશ્ય સમ થવા શીખપાગી નવ જાગે;
શઠશાતન કે' વ્યાપારમાં, પણ પ્રપંચ પૂજો ધર્યો,
આ લોક અને પરલોકનો પંથ બંધ આંધે કર્યો. ૧૦૬
વિના વિણ વ્યાપાર રૂડી રીત્યે નવ ચાલે,
વ્યાપારી છળ ભેદ વિષે રળવા મન ઘાલે;
કપટ તણાં કાટલાં કરે કાં ગરડે ડાંડી,
ભરે પ્રપંચે પેટ હાટ મૂર્ખાજન માંડી;
શઠશાતન પણ રળવા તણા રૂડા માર્ગ સૂઝે નહીં,
'છે જુઠ વિના વ્યાપાર નહિં' મલકાતા એવું કહી. ૧૦૭
કરે માલમાં ભેળ, દામ રળવાને માટે.
અથવા વેચે ગાલ, થઈ ખળ ખોટે કાંટે;
અથવા બોલે જૂઠ બાવ કરતાં તે ભાવે,
કરે કમાણી આમ કોટિધા કાવે દાવે;
શઠશાતન પણ સંસારમાં જાય કૂડનું. કૂડમાં,
અંતે તો સુખ આવે નહીં, કપડ સર્પની ચૂડમાં. ૧૦૮
પચીસ રૂપૈયા તણી પાઘ તો શિરપર બાંધે,
શાલદુશાલાતણાં ફરત લઇ નાંખે કાંધે;
મોટી પ્હોડી કરે ફરે બાપડો ગારીને,

વસ્ત્ર ભૂષણ વડે ઢાંકી નાંખે નારીને;
પણ જમે માંડતાં ના જુએ પાછું વાળી વાણિયો,
શઠશાતન કે' દેતી વખત સહજે સોડો તાણીયો. ૧૦૯
વાણોતર દશ વીશ, ઘણાં ગાડીને ઘોડા,
ચાકરના નફ્ફર વળી, કદી રાખે નહિ થોડા;
મોટાં મેડી માળ, રચી બહુ કાર વધારે,
ટાંણાં ટચકાં કરે, વધે બહુધા વ્યવહારે;
શઠશાતન કે' માંડી જમે અંને મુખ સંતાડતા,
ને દામ પરાયા પચવવા, પ્રપંચ આવા માંડતાં. ૧૧૦
રળવાનું નવ રહ્યું, ગયો ઉદ્યમ નાશીને,
આળસનું અતિ જોર, હામતો ગઇ ત્રાસીને;
શોધક બુદ્ધિવિના, વૈશ્યનું વિત્ત ગયું છે:
આર્ય જનોનું સ્થાન, વિત્તવિણ દીન થયું છે;
શઠશાતન ધંધો છે રહ્યો પ્રપંચ દેવાળા તણો,
આ દુઃખ વડે અતિ દુખજો દેશ દિસે આર્યો તણો. ૧૧૧
ખેડુત ખેતી કરે પરન્તુ ન મળે ખાવા,
પકવે પોતે છતાં રહે બાવાને બાવા;
વાંકું બોલી વણિક ગ્રહે બમણાને ત્રમણા,
આ રીત્યે દુઃખ વિષે કશીએ રહી નહિ મણા;
શઠશાતન કે' વિદ્યાવિના કેવળ જડ જેવા થયા,
વિણ વિવેક વાવ્યું બહુ છતાં, અંતે ભીખારી રહ્યા. ૧૧૨
વ્યાપારાર્થ વિદેશ, વ્હાણ ચઢીને જે જાતા,
તે નદી નાળું જોઇ વાણિયા હેબક ખાતા;
દેશવિદેશે ફરી જેહ, ધન સંચય કરતા,
તે પોતાને ગામ ગલીમાં ભૂલા પડતા;
જે શાણા શેઠ ગણાઈને, દરબારે જઈ રાજતા,
શઠશાતન કે' તે આજતો, લાડી આગળ લાજતા. ૧૧૩
ગોરક્ષક આહીર કૃષ્ણના જૂના સંગી,
પકડી બેઠા હાલ રીતિ આ પૂર્ણ કઢંગી;
કસાઇ–કર આપતા ગાયો પાળી પુરા,

પાપે ભરવા પેટ અક્કલના ખરા અધૂરા;
શકરાતન કે' ગોવધ તેણા પાપે દેશ પ્રજાળિયો,
વિણ વિદ્યા જ્ઞાન જતાં જુઓ પંથ પુણ્યનો ટાળિયો. ૧૧૪
શૂદ્ર વર્ણની સ્થિતિ હવે કહું છું દુઃખ પામી,
સેવા શાની કરે થયા બહુ લૂણ-હરામી;
શેઠ તણા ધન કાજ શેઠને પ્રાણ તજાવે,
શેઠાણીશું જારિ માંડીને લૂણ લજાવે;
શકરાતન કે' સંસારમાં કળિની કાંઈ ન'રી કમી,
કહું અન્ય વર્ણ શૂદ્રો સમા, શૂદ્ર જાતિ મ્લેચ્છો સમી. ૧૧૫
જન મંડળમાં જુઓ ખરાબી થઈ આ રીતે,
કળિએ માંડયો કેર સમય વિદ્યાનો વીત્યે;
વગર ભણ્યાં પશુ તુલ્ય ભણ્યા પણ ભ્રષ્ટ થયા છે,
મોટા ખોટા વળિ ખોટા તો હાડ ગયા છે;
શકરાતન કે' નરમણિ જુઓ ખરમણિ સમ કળિયે કર્યા,
દુર્ગુણના દંશો લાગીયા ખરઈ ખરાબીમાં ઠર્યા. ૧૧૬
સંક્ષેપે આ કર્યું છપયમય કાવ્ય-ભલેરું,
સર્જન વર્ત્તે સમઝે સકળ રૂપ આ જગકેરું;
દેખી બાજ પ્રપંચ રંચ સર્જનના રાચે,
લહિ અંતરનો સંચ સુજન તો વગગે સાચે;
શકરાતન સદ્ગુરુને નમે છપય સોળ સદ રત્ત કવી,
પાખંડીનું ખંડન કર્યું જે કરૂણા ગુરુની હવી. ૧૧૭

ઈતિ પાખંડ ખંડન છપ્પા.

——*+*——

## આર્ય પ્રજાનો નિપાત.

પ્રિયતમ આર્યબંધુઓ ! જગદ્વિદિત ભારતભૂમિનાં સંતાન !! વ્યવહાર અને પરમાર્થ પારંગત પૂર્વજોની પ્રજા !!! તમારી આધુનિક સ્થિતિને જોઈને તમારા સદ્ગતિને પામેલા પૂર્વજોનાં રોમાંચ ખડાં થાય છે હૃદય આકુલવ્યાકુલ થાય છે, આમુષ્મિક શરીર કોપવડે નખશિખસંતા

થાય છે, અંતઃકરણ ચતુષ્યને નિરાશા શિથિલ કરી નાખે છે તથા નેત્ર ક્રોધ અને શોકના ઉષ્ણ અને ખારે અશ્રુપ્રવાહમાં નિરન્તર ન્હાય છે. સદ્ગતિથી ચલિત થઇ અસદ્ગતિ સમાન અવસ્થાને પામેલા તમારા પૂર્વજો કંઠ શોષાઇ જવાથી નહીંવત્ થઇ ગયેલા અને અંતરના અગ્નિની શેષ નાગની સહસ્ત્રફણાની જ્વાળા જેવા નિશ્વાસને દિશોદિશ ફેલાવી ભૂમંડલને અને નભોમંડલને તપાયમાન કરી નાખતા અવાજવડે પ્રશ્ન કરે છે કે ' હે અમારા વીર્યને કલંક લગાડનાર અને અમારા નામને અપયશના મહોદધિમાં ઝબોળનાર કુપ્રજા ! આવું વર્ણસંકરપણું તમારામાં ક્યાંથી આવ્યું ? ' આ પ્રશ્ન તમારા પૂર્વજો જે ઊર્મિથી કરે છે તે એટલી તો અનિવાર્ય છે કે જો તેમનો કંઠ તમારી દુર્દશા જોઇને ગદ્ગદિતભાવને પામી શીડાઈ ગયો ન હોત તો એમના ઘોર સ્વરવડે શિવની સમાધિ અને વિષ્ણુની યોગનિદ્રાનો ભંગ થયા વિના રહેજ નહીં. પણ અહો દુર્ભાગ્ય શીડાયલા કંઠનો શબ્દ તો કપૂત આર્યપ્રજા પણ સાંભળી શકતી નથી. બાળવિવાહનાં વાદિત્ર ધોળમંગળ અને નાટચરંગનો ઘોષ એટલો તો વ્યાપી રહયો છે કે શુષ્ક કંઠવાળા પૂર્વજોનો ઉષ્માક્ષરથી પણ ઘણોજ ઓછો અવાજ કોઇને કાને પણ પડતો નથી. વિવાહના ઉત્સાહમાં કળી ગયેલા આધુનિક નવા આર્યો જૂના પુરાણા પૂર્વજના ટકટકારા ઉપર ક્યાં ધ્યાન દે ! આધુનિક નવી આર્યપત્નીઓ પરલોકવાસી પૂર્વજોનો અમાંગલિક અવાજ આવા વિવાહના પ્રસંગમાં કાને ધરવાને ક્યાં નવરીઓ છે ? હતભાગ્ય પૂર્વજો શિરસ્તાડન કરી પુકારે છે–' અરે ! જેઓની દુર્દશા દેખી આ કંઠ શોકાગ્નિના ધુમાડાથી સુકાઇ ગયો તેઓ અમારા પ્રશ્નને લેખવતા પણ નથી ! અરે ! ! કોઇ ઉત્તર પણ દેતું નથી ! અરે ! ધિક્કાર છે આ ભારત વર્ષની ચેતન સૃષ્ટિને ! ! પણ હે ભરતભૂમિ ! હે સુરપ્રાર્થિત ભારતી વસુંધરા ! ! તું તો અમને ઉત્તર આપ ? અમોએ તારે ઉદર અવતાર લઇને તારી કુખ લજાવી નથી, જનનિ ! તું જાણેજ છે કે અમોએ લગીર પણ હરામખોરી કરી નથી, માતા ! તું જુએજ છે કે અમે તારી સાચી ભક્તિ કરી છે તેને માટે જગન્નિયંતાએ અમોને સદ્ગતિરૂપ નિશ્ચયપત્ર ( certificate ) આપ્યું છે. હે વીરજનની! આ ભારત સંતાનની આ દુર્દશાનું કારણ તુંતો અમને કહે ! '

પોતાનાં પરલોકવાસી પરમભક્ત સંતાનની આવી દીનવાણી સાંભ

ળીને ભૂમંડલના ઉત્તમાંગરૂપ અવાચક ભરતધરણી ગ્લાનિયુક્ત થઈ વિવિધ પ્રકારે સાન કરીને ઉત્તર આપે છેઃ-

" ભરતભૂમિ રેલવેના બે પટાપર ફરતાં ચક્રવડે સૂચવે છે કે દ્વિજાતિ ઉપર સુદર્શન ચક્ર ફરી વળ્યું છે અર્થાત્ કળિયુગ આવ્યો છે. સંચાઓની ચિમનીઓમાંથી નિકળતા કાળા ધુમાડીના ગોટ ઉપરથી સૂચવે છે કે કાળો કળિ આવ્યો છે. સૂકાં ખેતરપરથી સૂચવે છે કે ચૂશી ખાનાર કળિયુગ આવ્યો છે. યુવાન પુરૂષો ઉછરતી છોકરીઓના મ્હેતાજી તથા પરીક્ષક થઈને જેમાં બેસે છે એવી નિશાળોવડે સૂચવે છે કે કળિયુગ આવ્યો છે. રાજદરબારમા સિંહાસનને હામે બાર લાકડાં અને તેરમા નેતરવાળી ખુરશી વડે સૂચવે છે કે બાર કોળાં અને તેરમી રીત વાળો કળિયુગ આવ્યો છે. નારીઓએ ઓઢેલાં નગ્ન જણાય એવાં ઝીણા વસ્ત્ર ઉપરથી સૂચવે છે સહુને નાગા ધુપ જોવા કરનારો કળિયુગ આવ્યો છે. બ્રાહ્મણોના હાથમાંનાં પત્રાળાં પડીઆ વડે સૂચવે છે કે, પેટભરો કળિયુગ આવ્યો છે. ડાસે હાથે ફરતા રજપૂતોવડે સૂચવે છે કે, સહુનાં હથિયાર હેઠાં પાડનાર કળિયુગ આવ્યો છે. જૂઠાં કાટલાં તથા કાંટા પરથી સૂચવે છે કે વ્યાપારનું મૂળ વાઢનાર કળિયુગ આવ્યો છે. નીચ વર્ણના મિજાજી અમલદારો વડે સૂચવે છે કે પાત્ર વિવેકહીન કળિ આવ્યો છે. નર નારીને શેળભેળ કરતાં દેવમંદિરથી સૂચવે છે કે વ્યભિચાર વર્ધક કળિયુગ આવ્યો છે. બાળ રંડાઓના હાહવડે સૂચવે છે કે કેર કરનાર કળિયુગ આવ્યો છે. કલાલની દુકાનોવડે સૂચવે છે કે ઉન્મત્ત કળિયુગ આવ્યો છે. નાના બાળકોએ ધારણ કરેલાં ચશ્માઓથી સૂચવે છે કે છતી આંખે આંધળા કરનાર કળિયુગ આવ્યો છે. દેવ દરબારમાં બળતી અંગ્રેજીની ગીણબત્તિયો વડે સૂચવે છે 'દેવ ગયા ડુંગરે' એવો કળિયુગ આવ્યો છે. કસાઇને હાથે કપાતી ગયો ઉપરથી સૂચવે છે કે, નિર્દય કલિ આવ્યો છે. આ સર્વવડે સાનમાં ભરતભૂમિ પરલોકવાસી આર્ય પૂર્વજોને સૂચવે છે કે કળિયુગ સર્વ સ્થળે વ્યાપિ રહ્યો છે માટે આધુનિક આર્ય પ્રજાની આવી પરમ શોચનીય દુર્દશા થઇ છે.'

ભરત ભૂમિએ આ પ્રમાણે સાનમાં સૂચવેલો ભાવ સમજીને આર્ય પૂર્વજો અપહત અશ્રુ-પ્રવાહથી નિમિરવેષ્ટિત નેત્રવાળા થઇને આર્ય પ્રજાના રક્ષણાર્થે પોતાની પાછળ મૂકેલી આર્યવિદ્યાને સંબોધીને કહે છે કે-"હે

આર્યવિદ્યા! તેં અમોને વિશ્વાસ ઘાત કર્યો? અમોએ તારૂં શોધન તથા વર્દ્ધન કર્યું તેનો બદલો તેં આ પ્રમાણે વાળ્યો? જેઓની કીર્તિ ઉપર આમારી કીર્તિનો આધાર છે અને જેમની સત્કૃતિ ઉપર આમારી સદ્ગતિનો આધાર છે એવી પ્રજાને અમે તારે આશ્રયે મૂકી તેને કળિકાળના મુખમાં તજી દેઇને અમે તારા ઉપર રાખેલા વિશ્વાસનો આ પ્રમાણે ભંગ કર્યો! અમો વિકળ છીએ માટે આ પ્રમાણે હે તેજોમયી આર્યવિદ્યા! તારા પ્રતિ આવા અવિનય ભરેલા ઉદ્ગાર કાઢીએ છીએ. પણ ક્ષમા કર; અને આ આર્ય જનના નિપાતનો દુઃખદ ઇતિહાસ શ્રવણ કરાવીને અમારાં આ હૃદય, જેઓમાં એક વાર તારો પ્રાદુર્ભાવ થયોહતો અને અદ્યાપિ જેઓ તારાં નિવાસસ્થાન છે, તેમને વિદીર્ણ કરીને અમારા દુઃખની પરાકાષ્ઠા કર કે અધિક દુઃખની બીતિથી રહિત થઈએ.'

આર્યપૂર્વજોનાં આવાં આર્ત્તવચન સાંભળીને શોકગ્રસ્ત થયેલી આર્યવિદ્યા પોતાનું મુખ અર્ધું વસ્ત્રમાં સંતાડીને (હાલમાં આર્યવિદ્યાનાં પુસ્તકો લુગડાના બંધનમાં કેવળ બાંધ્યાં રહેતાં નથી પણ થોડાં થોડાં પ્રકાશમાં આવવા લાગ્યાં છે માટે અત્રે આર્યવિદ્યાનું મુખ અર્ધું સંતાડેલું કહ્યું છે) શોકકમ્પ સ્વરે બોલવા માંડે છે કે—'હે પરમેશ્વરની ઉજ્જવલ વિભૂતિરૂપ પુરાતન આર્યો! હું અતિ શોકાધીન છું કે તમારી સાથે હું પણ પરલોકવાસી ન થઇ. મારે આશ્રયે મૂકેલી તમારી પ્રજાની આ સ્થિતિ જોવાનો સમય મારે આવ્યો છે એનાથી અધિક દુઃખ બીજું નથી. હું છતાં આર્યો કલિને શરણ થાય એથી અધિક લજ્જાસ્પદ બીજું શું છે? હે વિકલ થઇ ગયેલા પ્રાચીન આર્યજનો જરી શાન્ત થાઓ. વ્યવહાર અને પરમાર્થમાં સલાહ આપનારી તથા આર્યોના વ્યાવહારિક તથા પારમાર્થિક વિજયની નોંધ રાખનારી હું આર્યના નિપાતની દુઃકથા કથનારી હું અભાગિણી ધૈર્યને અવલંબન કરી શકતી નથી. તોપણ વજ્રહૃદયવાળી થઈને હું અમંગલ વૃત્તાન્ત કહેવાનો પ્રયત્ન કરૂંછું તો તમો પણ વજ્રહૃદય કરીને સાંભળવાનો યત્ન કરો. જે સમયે આર્ય પ્રજાને મને સોંપીને તમે પરલોક વાસી થયા તે સમય હજુ પણ મારી આંખો આગળ તરે છે. જે સમે આર્યકુલાભિમાનને મારી સાથે મૂકીને તમે મને કહ્યું કે, તમે બન્ને (આર્યવિદ્યા અને આર્યકુલાભિમાન) અમારી હવે પછી થનાર આર્ય પ્રજાનું રક્ષણ કરજો તે સમયનો દેખાવ અને આપણું પરસ્પરનું

સંભાષણ હાલ મને પ્રત્યક્ષ થાય છે. પણ દૈવકોપ! હાય! તે વખતે મેં તમને કહેલાં વિશ્વાસજનક વચનો મારાથી પળાયાં નહીં અરે! હું જુઠી પડી. અરો પવિત્ર પ્રાચીન આર્યમહર્ષિઓ જે હૃદયમાંથી તમોએ મને ઉત્પન્ન કરી તેજ તપાયમાન થયેલા હૃદયમાંથી ઉપજેલા શાપરૂપ નિશ્વાસાનલથી મને જુઠીને ભસ્મીભૂત કરીને વિશ્વાસ ઘાતનું પ્રાયશ્ચિત્ત આપો. આ દુઃખથી મને કોઇ છોડાવો! રે! હાય!! આગળ શું કહેવું તે મને સૂજતું નથી. અરે સાંભળો મારા કર્મની કથા! મારા પરમ ભક્ત, પ્રાચીન આર્યો, સાંભળો! મારૂં કર્તવ્ય હું બરોબર બજાવતી જતી હતી; તમારી પછીની આર્ય પ્રજાને મારા ખોળામાં ને ખોળામાં રાખતી હતી; જરી પણ અસાવધ થતી નહોતી. પણ હતભાગ્ય! દોસ્તે દગો દીધો, સાહાય્યક શત્રુ નિવડ્યો, મિત્રે મહોકાણ્ય મંડાવી અને કળિયુગનો પક્ષ સંબળ થયો. જે આર્યકુલાભિમાનને તમોએ આર્ય સંરક્ષણના કામમાં મને મદદ કરવાને માટે મારી સાથે રાખેલો તેજ આર્યકુલાભિમાને છેવટે અને કપટ છરી મારી, હું નારી એકલી પડી, કળિયુગનો પક્ષ ફાવ્યો તેમ છતાં પણ જો આર્યકુલાભિમાન પ્રથમજ ખુલ્લા શત્રુ તરીકે મેદાન પડ્યો હોત તો તેનું દમન એક નિમિષમાત્રમાં કરી નાંખત. હું અબળા નથી પણ પ્રબળા છું; હું સકામ પુરૂષોને નિષ્કામ એક ક્ષણમાં કરી નાખવા સમર્થ છું. તો એ આર્યકુલાભિમાનનું દમન કરવું એ કાંઇ કઠણ નહોતું. પણ એ આર્યકુલાભિમાને મારા પક્ષમાં રહીને મારા પેટમાં પેશીને પાળી મારી તેથીજ મારે આ લાચારીનો સમય આવ્યો છે. કલિએ જે સમયે અનેકવાર પોતાના દુર્ગુણ યોદ્ધાઓને મોકલ્યા તે સમયે મેં મારા એક હુંકાર માત્રથીજ તેઓને પાછા હઠાવી તમોએ મને સોંપેલી આર્ય પ્રજાનું સંપૂર્ણ રક્ષણ કીધું. પછી જ્યારે કળિનો કોઇ પણ યોદ્ધો તમારી પાછળની આર્ય પ્રજાનો વાંકો વાળ પણ કરી શક્યો નહીં, ત્યારે કળિએ પોતાનો **બાળવિવાહ** નામનો વડો સેનાપતિ મોકલ્યો. તેની સામે પણ જ્યાં લાગી તમે આપેલો સાહાય્યક આર્યકુલાભિમાન સાચાદિલથી મારી સાથે રહ્યો ત્યાં લગી તો મેં કમર કસીને ટક્કર લીધી, એ દુષ્ટ બાળલિવાહને મેં પરસેવાના ટીપાં પડાવ્યાં, અને આખરે એ આસુરી યોદ્ધો પાછો હઠ્યો. પણ એ પ્રપંચીએ જ્યારે પોતાનું બળ ન ચાલ્યું ત્યારે મારા સાહાય્યક આર્યકુલાભિમાનને અનેક કપટપ્રપંચવડે ફોડ્યો. તે કળિ-

ના પક્ષમાં ગયો નહીં, પણ તેણે પોતાનું મન કળિના પક્ષમાં મોકલ્યું; તેશત્રુ થઈને ઉઘાડો ઉઠયો નહીં. જો તે ઉઘાડો ઉઠયો હોત તો મેં તમને એક વાર કહ્યું તે પ્રમાણે મારા અસંખ્ય હાથમાંનો એક જે નિર્વેદ છે તે એકજે હાથે તેને ચાંચડવત્ ચોળી નાખત. પણ અહો દુર્ભાગ્ય! હવે તો એ આર્યકુલાભિમાનની રીતિ કેવળ બદલાઈ ગઈ! પ્રથમ તે આર્ય સમુદાયને કહેતો તમો સર્વોપરિ છો; તમારૂં સર્વોપરિપણું ટકાવી રાખવાને ભગવતી આર્યવિદ્યાની (મારી) સર્વપ્રકારે સેવા કરો. પછીથી એટલે ફૂટયા પછી તે પ્રત્યેક આર્યને અને આર્યપત્નીને કહેવા લાગ્યો કે તુંજ સર્વોપરિ છે, તારાથી અન્યઆર્ય અને આર્યપત્નીઓ નીચાં છે. આ એનું (આર્યકુલાભિમાનનું) બોલવું સર્વને પ્રથમ તો અમૃત જેવુંજ લાગ્યું. વિઠાઈસિયા આર્યકુલાભિમાને પોતાના અમૃત જેવા બોલવામાં હાલાહલ સંતાડેલું હતું. એના આવા બોલથી તે સર્વ આર્ય પ્રજાને મારાથી પણ બહુ પ્રિય થઇ પડયો. છેવટે એટલે સુધી વાત વધી પડીકે સમગ્ર આર્યપ્રજા મારા આદેશનો પ્રકટ રીત્યે ભંગ કરવા લાગી. એ ફૂટેલા આર્યકુલાભિમાનના અમૃત જેવાં મિષ્ટ પણ મહાવિષના જેવાં હાનિકર વચનોનું પાનકરી તેઓ (આર્યો) પોતપોતાનાને એક બીજાથી ઉંચામાની અન્યોન્યને તિરસ્કાર કરવા લાગ્યા અને મિથ્યાભિમાની થયા. વાસ્તવે હવે આર્યકુલાભિમાન ફુટીને મિથ્યાભિમાન થયો હતો. એ મિથ્યાભિમાન છેવટે આર્ય પ્રજાને એટલો પ્રિય થઇ પડયો છે કે મારા મુખ વેદની આજ્ઞા ઉપર પણ તેઓએ પગ મૂકયો; અરે પછીથી તો તેઓને એ પાપીએ એટલે સુધી ભમાવ્યા કે તેઓએ મારા મુખ સામું પણ જોવાનું તજી દીધું. છેવટે, એ મિથ્યાભિમાને આર્યપ્રજા પાસે મારો આશ્રય છોડાવ્યો અને તેઓને ખેંચીને બાળવિવાહના પગ નીચે નાંખ્યા. બાળવિવાહે પણ તેમને પોતાના જાદુઇ બંધનમાં નાંખ્યા. એ બંધન એવાં માયાવી છે કે તેને આર્યો તો ભૂષણ રૂપ દેખે છે, પણ એ બંધન લોહશૃંખલા કરતાં પણ વાસ્તવે અધિક દુઃખદ છે, વળી એ બંધનમાં એવો વિષમય ગુણછે કે તેથી બદ્ધ થયેલાને નાગપાશથી બંધાયલાની માફક ઝેર પણ ધીમે ધીમે ચડે છે, અને સાવધપણાનો નાશ થાય છે. તેઓની (આર્યોની) બુદ્ધિમાં હવે એ વિષથી વિકાર થવા માંડયો છે. તેઓને હું માયાળુવાણીથી બોલાવું છું પણ તેઓ મારી તરફ પણ જોતા નથી બ્રાહ્મણો જે એ મારા મુખ્ય સેનક હતા તેઓ જ્યારે હું બોલાવું છું ત્યારે આ મારૂં કાળજું કપાઈ જાય એવા જબાબ દેછે. તેઓ કહે છે કે—

'હવે અમારે તારો પડછાયો પણ લેવો નથી. અમારા હિતકર (અહિતકર) આર્યકુલાભિમાનની (મિથ્યાભિમાનની) કૃપાથી પરમ સુખી થયા છીએ. તેણે અમોને પરમ સુખ પમાડનાર એક રૂડો અધિપતિ (બાળવિવાહ) શોધી આપ્યો છે. જ્યારે અમે તારી સેવામાં હતા ત્યારે મહાદુઃખ પામતા હતા. પણ હમારા પૂર્વજોનું કલ્યાણ થજો કે તેઓએ અમને તને એકલીને સોંપ્યા નહીં. કેમકે તુંતો અર્થવિદ્યા સ્ત્રી છે, અને સ્ત્રીની મતિ પાનિયે. જો એકલા તારાજ હાથ નીચે અમો ઉછર્યા હોત તો અમો પણ બાપડી જેવી બુદ્ધીવાળા થાત, અરે! અમો પશુ જેવાજ રહેત. પણ અમારા પૂર્વજો આ બધું જાણતાજ હતા. તેઓ ડહાપા અને આગમચેતીવાળા હતા. તેઓએ પ્રથમથી સમજીને અમારી સંભાળ લેવાનેમાટે **આર્યકુલાભિમાન** (હાલ મિથ્યાભિમાન) પોતાની પાછળ મુકયો છે. એ આર્યકુલાભિમાનને પ્રતાપે હાલ અમો અગણિત સુખ ભોગવિયે છીએ, આગળ જ્યારે અમો તારા મુખસામું જોઇને બેસી રહેતા (વેદાધ્યયન કરતા) ત્યારે અમારી ધર્ણીજ ખરાબ હાલત હતી. જ્યારે અમે તારા મુખસામું જોઇને બેસી રહેતા ત્યારે તો જાણે અમે ગુલામીપત લખી આપ્યું હોય એમ અમારા ઉપર નિયમ પ્રમાણે બધા સંસ્કાર જનમીએ ત્યારથી કરવા પડતા; હવે અમારે એ બધી બેડીઓ તુટી જવા લાગી છે, હવે તો એક સંસ્કાર વધારે થયો તોએ શું ને એકાદ સંસ્કાર ન થયો તોએ શું—હવે તો અમો ગુલામી ખતમાંથી મુક્ત થયા છીએ. જે વખતે અમો તનેજ દેખતા તે વખતે જનોઇ દીધા પછી જનોઈ વિનાં એક ડગલું પણ ભરાય નહીં; હવે તો જો તુટી ગઇ હોય તો એમને એમ બજારમાં જઈને જનોઇ લેઇ આવી ને પહેરીએ; વળી બંગાલામાં તો હવે જનોઇનો બાર વીંઢાળવાની કાંઇ જરૂર નથી એવો પણ ડાહ્યા માણસોનો મત થયો છે. હવે કેટલી બધી કડાકુટ ઓછી થઇ ગઇ? જ્યારે અમો તારૂં કહ્યું માનતા ત્યારે જનોઇ દીધા પછી ૧૨ વર્ષ લગી ગુરૂને ઘેર રહેવું પડતું અને હવેતો બે કલાકમાં કાશીએ ભણીઆવી ઘેર આવીને માના ખોળામાં ભરાઈ જઇએ છીએ. કેટલું સુખ? તારી આજ્ઞામાં રહેતા ત્યારે તો વેદાધ્યયન કરી કરીને મરી જતા તોપણ 'સ્વરિત' કહેવાનું કર્મમાં લખેલુંજ; અને હાલતો જરી અસેર બે કે ગોટ પિટ કરવા શીખ્યા તો મોટા મુનશી બક્ષી પ્રોફેસર, કે હેડમાસ્તર કે ડેડમાસ્તર કે ઝાડુમાસ્તર થ-

ઇ પડીએ છીએ; વળી જો જરીક કાદમ્બરી (કાદંબરી) કે તરક સંગત (તર્ક સંગ્રહ) તરક કુગતી (તર્ક કૌમુદી) કે મારતી મા ધવ (માલતી માધવ) કે એવું કાંઇક ભણ્યા તો તો પછી મોટા મોટા કોઇને ના ગાંઠીએ અને સઉની કરડાકી કરીએ એવા ડાકિયા ડોક્ટર (ભટ્ટ) થઇ પડીએ; મોટા પંડિતમાં લેખાં થાય અને જબરા ઉપાધિયા (ઉપાધ્યાય) થઈ પડીએ. તારો આદેશ માનતા ત્યારે આ સુખ નહોતું એટલુંજ નહિ પણ ભૂમિ ઉપર સુવું પડતું અને તેલ તાંમ્બુલનો તો સ્પર્શજ ન કરાય અને હાલનો અમો છત્રપલંગ અને ગાદી તળાઇઓ ઉપર સુતા સુતા સુંદર સોનેરી ગોલ્ડન ટ્રેઝરીમાંના ઇશ્કના ખ્યાલ ટપ્પાના અર્થને ઉંટની પેઠે વાગોળી વાગોળીને પેટમા ઉતારીએ છીએ; જરીક વાંચતાં લમણા ઉના થાય કે કોલન વોટરનું કપડું કપાળપર મૂકીએ છીએ, તેલ ફુલેલકે ફ્રકરની ચરણી વાળું પોમિટમ ઓઈલ રગડી રગડીને ભેજામાં ઉતારીએ છીએ અને પાન સોપારીની પિચકારીઓ મારીએ છીએ અને દેશી બીડી કે વિલાયતી સિગારેટમાંથી ધમૂડાના ગોટે ગોટ કાઢીને પેટના અગ્નિને પરાણે પ્રદીપ્ત કરીએ છીએ અને અજીર્ણને પરાણે દેશ નિકાલ દેઇએ છીએ. આ બધું સુખ છોડીને પ્રથમ ભણતા તોપણ વેદનો એક અક્ષર પણ અપવિત્ર સ્થાનકમાં કે અનધિકારી આગળ બોલાય નહીં, અને હાલ તો ઋગ્વેદના કે સામવેદના કે ગમે તે વેદના પરાણે ટાંટીઆ ટાંટીઆ મેળવતાં શીખ્યા કે ગમે તે સ્થાને કે ગમે તેવા માણસો આગળ ગેટપિટ્ કરતે કે અર્થનો ને અર્થનો ઓપલો બાળીને મોટા રેગવદનાના (ઋગ્વેદના) આજારી (આચાર્ય) થઈને 'તુમ કોન' કરનારા થઇ પડીએ છીએ. આ ઓછી સ્વતંત્રતા? શું ઓછું સુખ? વળી જ્યારે તારા મુખ સામું મુખ વિકાસી બરાડા પાડતા ત્યારે તો વીશ વર્ષ લગી વાંઢા રહેતા અને હાલ જ્યારે આર્યકુલાભિમાનની સલાહ માની બાળવિવાહનું શરણ પકડ્યું ત્યારથી બાર વર્ષમાં વિક્રમોર્વશી અને દુષ્યન્ત શકુંતલા જેવું સુખ ભોગવવાનો સમો આવે છે; અને આ સુખની સાથે સંબંધ રાખનાર ઉપર વર્ણવેલા સર્વ સુખ આવે છે એટલું નહીં પણ વળી હાલ શરીરસંપત્તિને માટે હરકોઇ ટાઇમ કે ગિલોરની બાટલી લેઈને ડાક્ટર સાહેબને ત્યાં જઇએ છીએ, જેનાથી માણસ ગંભીર જણાય એવાં શોર્ટસાઇટનાં કે લોંગસાઈટના ચશ્મા પહેરીએ છીએ, રેમ્સ ગંગાના પરમપાવન જળના

બ્રાન્ડીનો સિરપ પીએ છીએ, હાડકામાંથી નીકળેલા તર ફોસ્ફરસની સુંદર ગોળગોળ ગોળીઓ આરોગીએ છીએ, તનદુરસ્તીને ટકાવી રાખનાર કૉડ માછલીનું તેલ પીએ છીએ, કામદેવની પ્રિયસખી પોર્ટમદિરા પીએ છીએ, વળી પરભાગની પાઠશાળાઓમા શાહુશોખથી ભણતા રહીએ છીએ ત્યાં ભણીને ચાતુર્ય મેળવીએ છીએ તે ॥ હ્નુડે वाराङ्गना राजसभाप्रवेश : એ પદમાં કહેલ વારાંગનાદ્વારા પણ ચતુરશિરોમણિ થઇ ચાંદીઆ (ચાંદલાળા) બની ચતુરની સભાએમાં માગ મૂકાવીએ છીએ. અમારા નવા અધિપતિ (બાળવિવાહે) એ અમને એવું સુખ આપ્યું છે. ? ધન્ય છે છે અમારા દાનસ્તા દોસ્ત' આર્યકુળાભિમાનને ! એનેજ પ્રતાપે ઘેર ઘેર વિવાહનાં વાજાં વાગી રહ્યાં છે. એનેજ પ્રતાપે છોકરા ઘોડિયામાંથી ઝડપાય છે. એનેજ પ્રતાપે 'અગો બીજાં' આદિ અનેક સુખ દેનાર નવા અધિપતિનું સુખ પામ્યા છીએ. " આ પ્રમાણે બાળકોનું બોલવું સાંભળી પ્રજળી રહેલી છું. મેં તો આ તમને સંક્ષેપમાં કહ્યું. હે પુરાતન આર્યો ! જો તમે બાળકોના બોલ જાતે સાંભળ્યા હોય તો તમે ઉર્ધ્વ લોકમાંથી હેઠે પડ્યાવિના રહો નહીં. તેઓ તો કહે છે કે "કાણાકુબડા રોગી વગેરેને અપ્સરા જેવી કન્યાઓ અપાવનાર તો અમારો દયાળુ અધિપતિ ગોત્રાંધશુ પ્રતિપાળ કલિ સૈન્યાધિપતિ શ્રીયુત બાળવિવાહજ છે. " " '

આર્યપૂર્વજો કહે ' પુત્રર આર્યવિદ્યા તારી અવસ્થા અમારી સંતતિએ કરી તેથી અમો અતિ દિલગીર છીએ; પણ પૃથ્વી પાળનાર રાજનીતિમાં કુશળ અને રણમાં સિંહ જેવા અમારા ક્ષત્રિય પુત્રોએ તને શું કહ્યું ? '

(સંપૂર્ણ)



## ગરબા.

આસો માસના શુક્લ પક્ષના પ્રથમ નવ દિવસ નવરાત્ર હોય છે. નવરાત્રના તહેવાર મહામાયાને નામે પાળવામાં આવે છે. આ તહેવારમાં લોકો મહામાયાની વિવિધ પ્રકારે ઉપાસના કરે છે. નવરાત્રનો તહેવારથી આખુ ભારતવર્ષ વાકેફગાર છે; પણ ભારતવર્ષના વિવિધભાગમાં મહામાયાની કૃપા પ્રાપ્ત કરવાના પ્રયત્ન વિવિધપ્રકારે થાય છે. કેટલેક સ્થળે નવ ગડી, ઘટ સ્થાપી વગેરે કરાવીને લોકો જગદીશ્વરીની આરાધના કરે છે.

કેટલેક સ્થળે ઉપાવાસાદિ કરીને મહાદેવીની ઉપાસના કરવામાં આવે છે. કેટલેક સ્થળે કળશ સ્થાપન કરીને તથા જવારા વાવીને તેની આગળ બેસીને દેવીસ્તોત્રપાઠાદિ વડે વિશ્વંભરીની કૃપા યાચવામાં આવે છે. કેટલેક સ્થળે (જે સ્થળે વામ માર્ગનો પ્રચાર હોય છે તે સ્થળે) અતિભ્રષ્ટ અને કંપારો ઉપજાવે એવી વેદવિપરીત અને તામસી ક્રિયાઓ કરી સર્વેશ્વરીની કૃપા પ્રાપ્ત કરવાની મિથ્યા આશા રાખવામાં આવે છે. અને કેટલેકસ્થળે તો ધર્મ ધિંગાણું મચાવી જગજ્જનિતાને પ્રસન્ન કરવાની દુરાશા રાખવામાં આવે છે. આ પ્રકારના ધર્મધિંગાણામાં ગરબાઓનો સમાવેશ થાય છે.

નારાયણીને પ્રસન્ન કરવાની રીતિયોમાંની કેટલીક ઉપર દર્શાવી છે, તે જોતાં વિચારવાન વાચકને સહજ જણાશે કે તેમાંની કેટલીક સત્શાસ્ત્રાનુસાર છે, કેટલીક અસત્શાસ્ત્રાનુસાર છે, અને ગરબા પ્રથમ શાસ્ત્રના સહજ આધારવાળા છે પણ હાલના સમયમાં શાસ્ત્રને કોરાણે મૂકી લોકપ્રવૃત્તિ થવાથી કેવળ ધર્મ ધિંગાણા રૂપ તથા અનેક અનર્થની ઉત્પત્તિના કારણ રૂપ થઇ પડ્યા છે. આ છેવટની વાર્તા પ્રતિપાદન કરવાનો આ વિષય લખનારનો હેતુ છે

વેદ શાસ્ત્રાદિથી વિરૂદ્ધ વામમાર્ગની ક્રિયાઓ તો ત્યાજ્યજ છે. એમાં કોઈ પ્રકારનો સંદેહ નથી એ તો સર્વથી પ્રથમ અમો કહી દેઇએ છીએ. આ માર્ગની ક્રિયાઓ પ્રકૃતિ વિરૂદ્ધજ છે માટે એથી પ્રકૃતિ રૂપ મહામાયાની પ્રસન્નતા થતી નથી. પ્રકૃતિના સારા નિયમનું ઉલ્લંઘન કરવું પ્રથમ ગમ્યું લાગે પણ પાછળથી તેનો પરિણામ કડવો આવે છે. તે પ્રમાણે કોઇ વામી વખતે સુખી થયો જણાય તો તેથી લોભાઇ કોઈએ પણ વામ માર્ગમાં કિંવા તે માર્ગની કોઈપણ ક્રિયામાં શ્રદ્ધા પણ કરવી નહીં.

ગરબાનો ચાલ આ ગુજરાતમાંજ પ્રધાનપણે છે. ગુજરાતમાં કેટલેક સ્થળે સ્ત્રીઓ ગરબા ગાય છે અને કેટલેક ઠેકાણે પુરૂષો ગરબા ગાય છે. કાઠિયાવાડમાં અને કેટલાક ગામડામાં પુરૂષવર્ગ માંડવીની આગળ ગાળ ફરીને ગરબા ગાય છે. આ ગરબાના રિવાજને. અસલ કાંઇ શાસ્ત્રનો ટેકો છે, એ વાર્તા અમો આગળ સૂચવી ગયા છીએ. પ્રસ્તુત [illegible]યમાં શાસ્ત્રનો આધાર શી રીતે છે એ વાર્તા અત્રે સંક્ષેપમાં સૂચવવી યોગ્ય

છે. વિવિધ દેવનિમિત્ત પાળવામાં આવતા તહેવારોમાં તે દેવની ઉપાસના ચાલે છે. ઉપાસનામાં નવધાભક્તિનો પણ એક રીતે સમાવેશ થાય છે. એ નવધાભક્તિમાંની એક કીર્તનભક્તિ છે. આ કીર્તનભક્તિ શાસ્ત્રાધારયુક્તજ છે. આ ભક્તિના હેતુથીજ પ્રથમ ગરબાનો ચાલ શરૂ થયો હોય એમ માનવાનું વધારે સબળ કારણ છે.

ગરબાનો ચાલ શરૂ થવાનું એક બીજું કારણ જડી આવે છે પણ તે ઉપર દર્શાવેલ પ્રથમ કારણ જેટલું સબળ નથી. આ બીજું કારણ આ પ્રમાણે છેઃ—પુરાણમાં કેટલેક સ્થળે મહાશક્તિને પોતાની ઉપશક્તિઓ સહિત સુંદર અને પવિત્ર વનઉપવનોમાં ગીત વાદ્યાદિવડે વિનોદ કરતાં વર્ણવેલાં છે. તેજ પ્રમાણે માનવ લોકમાં પણ મનુષ્યોએ આનંદ લેવો એવા હેતુથી પણ ગરબાનો ચાલ શરૂ થવો સંભવે છે. અને લોકમાં એમ માનવામાં આવે છે કે જ્યાં સ્ત્રીઓ ગાતી હોય છે ત્યાં મહાશક્તિ કિંવા ઉપશક્તિ કિંવા તેમની અનુચરી કોઇ યોગિણી પણ પરમાનંદસન્દોહજનક સંગીતનો અનુભવ કરવા આવે છે, તથા માનવી નારીઓમાં ભેગાં ભળીને પોતે પણ ગાય છે. આ વાર્તાને પણ અમો ખોટી માનતા નથી. હાલના ઓગણીસમી સદીના સુધારાવાળા કોઇ માણસને આ વાર્તાના સંબંધમાં શંકા થાય તો ભલે. પણ એ વાર્તાને કેવળ જુઠીજ કહેવાનું સાહસ અમો તો કરવાનાજ નહીં. વળી લૌકિક વ્યક્તિયોની સાથે લોકોત્તર વ્યક્તિઓ સંબંધ નજ રાખે એમ કહેવું કેવળ અવિચારમય છે. કારણ કે જો એમજ હોય તો માનવપ્રજાને લોકોત્તર સ્થિતિ અને ગતિની શાસ્ત્રોક્ત પ્રાપ્તિમાં વિરોધ આવશે. માટે અમોએ અંગીકાર કરેલી વાર્તા અમો અમાન્ય કરી શકતા નથી. વળી અમોએ અંગીકાર કરેલી વાર્તાની સામે, સન્દેહ કરવાથી લોકોત્તર વ્યક્તિઓની વિવિધ શાસ્ત્રોક્ત શક્તિની સામે પણ શંકા કરાશે. માટે અમોએ પ્રસ્થાપિત કરેલો વિચાર અમારે તો માન્યજ છે. सौभाग्यादिच यत्किंचिद्दृश्यते ललनाजने तत्सर्वंमत्प्रसादेनेत्यादि વડે પણ ઉપર દર્શાવેલી લોકોની જે સમજ છે તેનો ખુલાસો થઇ શકે છે. સૌભાગ્યવતી અનેક સ્ત્રીઓના સમુદાયમાં સૌભાગ્ય વગેરે અનેક મોહજનક સત્તાનો જે પ્રાદુર્ભાવ તે પણ મહામાયાનુંજ સાન્નિધ્ય ગણવામાં કોઈ પણ પ્રકારે શાસ્ત્રનો બાધ આવતો નથી. જો એકલી સ્ત્રીઓજ ગરબા ગાય એવોજ સિદ્ધાન્ત હોય તો તો આપણે આ બીજા કારણને અધિક સ-

બળ માનત. પણ આપણે તો ઉપર કહી ગયા છીએ કે પુરૂષો પણ ગરબા ગાય છે. આથી એમ સિદ્ધ થતું નથી કે શક્તિસમુદાયની માફક મૃત્યુ લોકની સ્ત્રીઓનો સમુદાય પણ ગીત ગાઇ આનંદ પામે એવાજ હેતુથી અર્થાત્ કેવળ શક્તિ વર્ગના અનુકરણના હેતુથીજ ગરબાનો ચાલ શરૂ થયો નથી. જો ઉક્ત બીજા કારણને આપણે માન્ય રાખીએ તો પણ તેમાં પ્રથમ કારણનું અસ્તિત્વ કબુલ રાખવાની જરૂર પડે છે. જ્યાં ગરબો હોય છે ત્યાં મહામાયાનું સાન્નિધ્ય રહે છે. આ વાર્તાનો ખરો અર્થ પ્રથમ કારણજ સમજાવી શકે છે. ભક્તસમુદાય જે સ્થળે કોઇ પણ ઉપાસ્યની ભક્તિ કરે તે સ્થળે ઉપાસ્યનું કોઇ પણ રીત્યે સાન્નિધ્ય રહે એ વાર્તા તો આર્ય શાસ્ત્રસંમત છે.

મહામાયાની ભક્તિ કરવાના હેતુથીજ પ્રથમ તો ગરબા થયા એમ માનવું એ વધારે સબળ છે એ પૂર્વોક્ત ઉભય કારણના વિવેચનનો વિચાર કરતાં સહજ સમજાશે. જેઓને એ વાતનો અનુભવ હશે તેઓ સહજ જાણશે કે ઇશ્વરગરણથી કેવો આનંદ થાય છે. તેજ પ્રમાણે ગરબે ઇષ્ટકીર્તનનાં ગીત ગાવાથી ભક્તિજન્ય આનંદનો અનુભવ ગીત ગાનારને થવા લાગ્યો. પણ શાસ્ત્રાનુસાર અનેક બાબતમાં ધીમે ધીમે લોકોના અજ્ઞાનથી બગાડો થતો ગયો તેજ પ્રમાણે આ બાબતમાં પણ થયું. પારમાર્થિક બાબતમાં પણ ધીમે ધીરે વ્યવહાર પોતાનું માથું ઘાલે છે. અને છેવટે પરમાર્થને પદભ્રષ્ટ કરીને વ્યવહાર પોતાનું સામ્રાજ્ય સ્થાપે છે. અને આ સ્થળે એટલું તો દર્શાવવું ઘણુંજ જરૂરનું છે કે જે પારમાર્થિક કાર્યમાં ઘણાં માણસોના સમુદાયની જરૂર પડે છે તેવાં પારમાર્થિક કાર્યોમાં તો થોડા સમયમાં વ્યવહારની સંપૂર્ણ સત્તા સ્થપાઇ જતાં પરમાર્થને દેશનિકાલ દેવામાં આવે છે. આજ પ્રમાણે મહામાયાની પરમભક્તિરૂપ કાર્ય જે ગરબો તેમાં પણ વ્યવહાર અધિપતિ થયો, અને વ્યવહારની મહા ઉથલપાથલ કરનારી પટરાણી પ્રવૃત્તિની પ્રબળ સત્તા જાગી તથા ધીમે ધીમે જે હેતુથી મૂળ ગરબાનો રિવાજ દાખલ થયો તે હેતુનું તો નામ માત્ર રહ્યું અને પ્રવૃત્તિનાં દુર્ગુણરૂપ અનેક સંતાનોએ જબર ભંજવાડ કરવો માંડ્યો. ભક્તિજન્ય આનંદની જગોએ પ્રવૃત્તિજન્ય લસાડસનો, મશ્કરીનો, હાંસીઠોળીનો, હાવભાવનો, લહેકા અને લટકાનો આનંદ આવીને વસ્યો. જ્યાં ગાતાં જવાથી પ્રથમ સાત્વિક આનંદ અને મહામાયાનો સા-

લિક પ્રસાદ ગળતો હતો ત્યાં હવે કેવળ પાપમય વૃત્તિ અને વિકાર ભરેલાં નેત્રોથી ઉત્પન્ન થતો તામસ વિષયાનંદ મળવા લાગ્યો અને મોટી મોટી લઢાઈઓ થવા લાગી. જે સ્થળે પહેલાં મહામાયાનાં નિર્મલ યશોગાન થતાં, તે સ્થળે વિષયનાં નીચ ગીત ગવાવા લાગ્યાં. જે સ્થળે આગળ પવિત્ર મનથી કૃતાર્થતા મનાતી તે સ્થળે હવે ટાપટીપ કરીને મનની શોભા કરતાં તનની શોભા ઉપર અધિકતમ લક્ષ અપાવા લાગ્યું. અને કેવળ શાસ્ત્રવિરૂદ્ધજ પ્રવૃત્તિ થવા લાગી.

આ સર્વ બગાડ સ્ત્રીઓ પોતાના ધર્મથી અજ્ઞાન હોવાથીજ થયો છે. સ્ત્રીઓએ પારકા મહોલ્લાઓમાં તથા જ્યાં પુરૂષવર્ગ ભેળો થવાનો સંભવ હોય એવે સ્થલે તથા પોતાનું કોઇ રક્ષક અથવા નિયામક ન હોય એવે સ્થળે કદી પણ ન જવું એવો શાસ્ત્રનો પરમ ધર્મસ્થાપક નિયમ છે તે સ્ત્રી વર્ગને અકારો થઇ ગયો અને વડીલોએ અયોગ્ય હુકુમત ચલાવી પણ યોગ્ય બાબતમાં તો આંખે પાટા બાંધ્યા ત્યારથી પરમાર્થમાં ઉધેઇ લાગી અને વ્યવહારમાં વાટ હડી. છોકરીઓને રાત્રીઓની રાત્રીઓ, ઘણી ઘોરીવિનાં, અયોગ્ય વસ્ત્રાભરણ ધારણ કરીને સ્વચ્છંદે પારકી શેરીમાં રઝળવા દેતાં માબાપના મનમાં જરીક પણ આશંકા ન થઇ; ધણીના મનમાં જરીક પણ ધોખો ન લાગ્યો; અને સાસુ સસરાના મનમાં જરીક પણ સંકોચ ન થયો. આ પ્રમાણે ગરબાની ખરાબી થઇ. જ્યાં સ્ત્રી વર્ગ ભેળો થયો હોય એવે સ્થળે પુરૂષોએ જવુંજ નહીં અને જો જવું પડયું તો તે સ્થળે પરમ વિવેક સહિત જેમ બને તેમ સત્વર પાછા નીકળી આવવું એ પુરૂષ વર્ગનું પરમ નીતિરૂપ ભૂષણ છે એવું શાસ્ત્રમાં અનેક સ્થળે લખ્યું છે; રામ, યુધિષ્ઠિરાદિ આર્યોત્તમ પુરૂષોએ પણ એવુંજ વર્તન રાખીને જગતને સર્વોત્તમ ઉદાહરણ આપ્યાં છે. આટલું છે તે છતાં યુવકવર્ગ પોતાનો ધર્મ વિદ્યા અને ઉપદેશને અભાવે ભૂલી ગયા, માતા પિતાએ પોતાના પુત્રોને જ્યાં સ્ત્રી વર્ગ ભરાય ત્યાં જવાની મના કરી પોતાનો ધર્મ બજાવ્યો નહીં, અને ગરબાને બદલે ગરબડ થઇ ગઈ.

સુધારાવાળા પોતાની સ્ત્રીઓને જે સ્વતંત્રતા આપે છે તેને માટે આપણા કેટલાક આર્ય બંધુઓ અતિશય ટીકા કરે છે. પણ પોતેજ સ્ત્રીઓને ગરબામાં અને તેના જેવા બીજા પ્રસંગે જે છુટ આપે છે તેથી તો અવધિ છે. ગરબાનાં તોફાના જેઓએ જોયાં હશે તેઓને તો ખાત-

રી હશે કે ઇંગ્રેજ લોકો પોતાની સ્ત્રીઓને કેટલીક અયોગ્ય છુટ આપે છે. તેના કરતાં પણ આપણા હિન્દુભાઇઓની બારેખમ ભામિનીઓ જે નિરંકુશપણું ભોગવે છે તે સહસ્ત્રગણું અને વધારે હાનિકર છે.

જ્યારે સમય દિવસે દિવસે બદલાતો જાય છે, જ્યારે કાળાં કર્મની વૃદ્ધિ કરનાર કળિ પોતાની પ્રબળતા વધારતો જાય છે, જ્યારે સ્ત્રીઓ તથા પુરૂષવર્ગ પોતાના વાસ્તવ ધર્મનું પાલન કરવાને પ્રીતિ ધરાવતો નથી ત્યારે સજ્જનોએ અને સારી નારીઓએ ગરબા જેવા નીતિનાશને અવકાશ આપનાર પ્રસંગોમાં કદી પણ ભાગ ન લેવો એ શાસ્ત્રસંમત વાર્તા છે. હાલના સમયમાં ગરબા વગેરેમાં મહામાયા પોતાનું સાન્નિધ્ય ઘણું કરીને આપતાંજ નથી આપે તો તેનો પરિણામ જગદીશ્વરીના કોપમાંજ આવવાનો એમ સુજ્ઞ શ્રદ્ધાળુ જનોએ માનવું એ સર્વથા સકારણ છે. શ્રદ્ધાળુ જનોએ તો ઇશ્વરીનું યજનપૂજન કરવું અને ભગવતીનિમિત્ત અન્ય સત્કર્મ કરવાં પણ જેમાં અનેક પ્રકારનાં દુરાચરણ થવાનો સંભવ રહે છે અને દુરાચરણદ્વારા સર્વ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિલયકારિણી શક્તિ મહામાયાના કોપનો પણ સંભવ રહે છે એવા ગરબાનો સમારંભ તો કદી પણ કરવો નહીં; તથા જ્યાં એવો સમારંભ થયો હોય ત્યાં જવું પણ નહીં અને કોઇ અનિવાર્ય કાર્યને અર્થે જવું પડ્યું તો જે ગરબામાં જ્યોતિરૂપનારાયણી સ્થાપેલી હોય છે તેનીજ પ્રતિ માત્ર દૃષ્ટિ રાખીને નમન કરીને ત્યાંથી નાશી છુટવું; પણ તેવે સ્થળે અધિકવાર ટકવું નથી.

ગરબાના સંબંધમાં જે જે ઐતિહાસિક પ્રસંગો બનેલા છે અને બને જાય છે તેનો જો આપણે વિચાર કરીશું તો પણ આપણને સહજ સમજાશે કેશી મહામાયાએ કળિયુગમાં ગરબાના પ્રસંગ શાપિત કરેલા છે:- જુઓ પાવાગઢના રાજા પતઇરાવળના નાશનો પ્રસંગ ગરબોજ હતો. આના શિવાય બીજા કેટલાક પ્રસંગનો અનુભવ આ લખનારને ઘણેસ્થળે થયેલો છે. પણ અત્રે તે સર્વ પ્રસંગોને પ્રકટ કરી વિવેચન કરવાથી હોઇતી ખાનગી લાગણી દુભાય માટે મૌન પકડવું ઠીક છે. સર્વ પ્રસંગોનું તારણ તો એજ આવે છે કે પાવાગઢના પતાઇ રાવળના ભયંકર નાશ પછી મનુષ્ય લોકનો ગરબો શાપિતજ છે. વિષયનો સારરૂપ ઉપદેશ એજ છે કે સતીઓ અને સત્પુરૂષોએ ગરબાથી દુરજ રહેવું જોઇએ; અને તે પ્રમાણે તેઓ રહે છેજ.

ॐ





# महाकाल.

( માસિક. )

रूप (पुस्तक) २. कार्तिक कृष्ण. १४ दर्शन (अंक) १.

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥
सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

પ્રતિષ્ઠા કરનાર.

उपाधिबाधकवर्ग.


રાજનગર (અમદાવાદ)

"એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ"માં છાપી પ્રસિદ્ધ કરનાર

નથુભાઈ રતનચંદ મારફતીઆ.

સંવત ૧૯૪૬. પોષ્ટેજ માફ. સને ૧૮૮૯.

વાર્ષિક ઉપહાર. રૂ. ૨ અગાઉથીજ.

પાછળથી રૂ. ૨-૮-૦




દરેક છુટી નકલનો રૂ ૦I.'



ॐ

# श्री महाकाल.

रूप (पुस्तक) २,—कार्त्तिक कृष्ण १४ सं· १९४६ दर्शन (अंक) १

## अथ मङ्गलम्.

गीतिः

ॐ कृतिधृतिहृतिपतये निजशरणागतजनगतिरूपाय ।
नमोमहाकालाय प्रभवे विभवे भयाभयकराय ॥ १ ॥

इति मङ्गलम्.

### इष्ट स्तुति.

#### એકત્રીશા સવૈયા-લાવણી.

જય જય જય જગ કારણ ધારણ હારણ કષ્ટ નિવારણ નાથ,
અશરણ શરણ ! જનન જરણ મરણ હરણ કરિ અહો નર હરિ ! હાથ;
શરણાગત પ્રાણી જાણીને તાણી લ્યો ભવજલથી બ્હાર,
મહાકાલ છો કાળતણા વિભુ તમને વંદું વારંવાર. ૧
માયાપતિ જગરાયા નિગમે આપ લખાયા નિર્ગુણરૂપ,
સંકલ્પે કલ્પ્યું આ ત્રિભુવન અનંત કોટિ ભુવનના ભૂપ;
જડ જગ ચેતનરૂપ બતાવ્યું નિજ સત્તાનો દઈ આધાર,
મહાકાલ છો કાલતણા વિભુ તમને વંદું વારંવાર. ૨
પંચભૂતનો પ્રપંચ રચિયો પચિયો તેમાં જીવ સમૂહ,
પૃથ્વી-પય પાવક સહ સૃજિયો પવન ગગનનો અદ્‌ભુત વ્યૂહ;
પંચ વિષય વિષ પ્રેરણ અંદર પ્રેરાયો સઘળો સંસાર,

મહાકાલ છો કાલતણા વિભુ તમને વંદું વારંવાર. ૩
અગણિત બ્રહ્માંડોના મણકા કેરિ રચી પ્રભુ અદ્દભુત માલ,
ત્રિગુણ સૂત્ર પ્રોવીને કેવો કૌતુકકારી કીધો તાલ;
તે માળા કંઠે ધારીને વિધ વિધ કરતા વિશ્વ વિહાર,
મહાકાલ છો કાલતણા વિભુ તમને વંદું વારંવાર. ૪
પ્રકૃતિ આપની સંગ રમે છે અંતર ધારી અતિ ઉલ્લાસ,
નિરખે નિશદિન આપતણા જન પ્રકૃતિ પ્રકૃતિપતિનો રાસ;
રાસ-વિલાસ સમય વિકસે છે આ જગ રચના સર્વ પ્રકાર,
મહાકાલ છો કાલતણા વિભુ તમને વંદું વારંવાર. ૫
અણુછતિ પ્રકૃતિ સતી રમતાં અંતે પ્રભુ થાકી પામે હારે,
તે સમયે તમ ઉત્સંગે આવીને પડતી થઈ લાચાર;
તે સમયે બ્રહ્માંડ તણી માલા કેરો વળતો સંહાર,
મહાકાલ છો કાળતણા વિભુ તમને વંદું વારંવાર. ૬
આપ તણી લીલાને વશ સહુ વર્ત્તે વિશ્વ તણો વ્યવહાર,
બ્રહ્માંડે છે અગણિત પિંડો, પિંડે પિંડ તણો નહિ પાર;
સ્તુતિ શું કરૂં કરૂણાળુ! નિગમે 'નેતિ' 'નેતિ' કર્યો પોકાર,
મહાકાલ છો કાળતણા વિભુ તમને વંદું વારંવાર. ૭
છો જગવંદન અઘનિકંદન યતિમનનંદન વિશ્વાધાર,
ષડ્રિપુગંજન મનમળભંજન ભવભયભંજન ભવભર્તાર;
નિજજનરંજન આદિ નિરંજન મન-નયનાંજન સહુના સાર,
મહાકાળ છો કાળતણા વિભુ તમને વંદું વારંવાર, ૮

દોહરો.

જય જગજનક અકલ ગતિ, જય જય જગ પ્રતિપાળ;
જય જય જય જગસંહરણ, મહાકાલ વિકરાલ. ૧

---

## આર્ય પ્રજાનો નિપાત.

### (સાંધણ-પ્રથમ પુસ્તકને પાને ૨૮૩થી.)

એ નિઃશ્વાસ નાંખીને આર્યવિદ્યા બોલી, 'અરે પુરાતન આર્યો! ત

મારી ક્ષાત્ર પ્રજાએ મને જે વચનો કહ્યાં છે તે સાંભળીને કાંઈકસુખ થશે એવી મિથ્યા આશા તમે શું કરવા ધરાવો છો? જ્યારે કમલકલિકાએ બ-રછીના ફળનું કામ સાર્યું ત્યારે સ્વાભાવિક રીતેજ ક્ષતદાન કરવાને સમર્થ એવો કેવડો કરવતનું કામ સારે એમાં કોઈપણ પ્રકારે સંદેહ કરવા જેવું નથી. સાત્વિક પ્રકૃતિવાળી બ્રાહ્મણ પ્રજા જ્યારે ઢિલગંડી નીવડી ત્યારે રાજસ સ્વભાવવાળી ક્ષાત્ર પ્રજા કરડકણી નીવડે એમાં શો સંદેહ? તેમ છતાં જ્યારે ક્ષાત્ર પ્રજાએ મને આપેલ ઉત્તર સાંભળવાને ઈચ્છો છો તો પ્રથમથીજ અ-શુભ અનુમાન કરીને અપ્રમાદ યુક્ત ધૈર્યને ધારણ કરીને સાંભળો. ક્ષાત્ર પ્રજાએ પણ મને તિરસ્કાર ભરેલી વાણીથી કહ્યું કે "તારી સાથે સંબંધ રાખવાથી અમને કોઈપણ પ્રકારે લાભ ભાસ્યો નથી અને ભાસતો પણ નથી. તારી સાથે સંબંધ રાખવાથી, રાજકુલમાં અમારો જન્મ છતાં, અમારે વનેચરે જેવા મુનિયોના કુલમાં ઉપનયનના સમયથી વાસ કરવો પડતો; અને અનેક યત્નથી પણ સિદ્ધ થવો કઠિન એવો ધનુર્વેદ અમારે ભણવો પડતો, એટલુંજ નહીં પણ પિતાને ઘેર સિંહાસન છતાં ગુરુને ઘેર કુશાસન ઉપર બિરાજવું પડતું. અને વળી ગુરુની સમીપતામાં તો એ કુશાસનનો પણ પરિત્યાગ કરીને ગુરુને માન આપવું પડતું. અને હવે તો ટયુટર કરતાં પણ ઉંચી ખુરશીએ બેશીને ફક્ત માત્ર ભણીને પંડિત બનીએ છીએ. તીક્ષ્ણ અણીવાળાં બા-ણની જોખમ ભરેલી વિદ્યા મૂકીને વિલાયતી પીછાવાળી વિદ્યા બડી મો-જથી ભણીએ છીએ. આગળ અમો રણમાં સિંહ જેવા હતા પણ ગુરુ આગળ તો ધર્મારણ્યના અથવા તપોવનનાં નિરાગસ મૃગના જેવા હતા એટલી અમારામાં ખોટ હતી, પણ હવે તે ખોટ અમારા સુધરેલા આર્ય-કુલાભિમાને પૂરી પાડી છે. હવે તો શિક્ષકના પણ અમો શિક્ષક છીએ. જો મહેતાજી તીન પાંચ કરે તો અમે રજપુત બચ્ચા અમારું સ્વરૂપ પ્ર-કાશ્યા વિના રહીએ નહીં. અમો રજોગુણ પ્રધાન પ્રકૃતિવાળા છતાં અ-મારે બ્રાહ્મણોની માફક બ્રહ્મચર્ય પાળવું પડતું એટલુંજ નહીં પણ એ બ્ર-હ્મચર્યની મુદત બ્રાહ્મણો માટે ઠરાવેલી મુદત કરતાં બે વર્ષ વધારે હતી. હવે તો અમો અમારા નવા મહેન્દ્ર બાળવિવાહને પ્રતાપે બાળપણામાંજ અમને તેડીને ફરે એવી એકથી વધારે વનિતાઓ વરીએ છીએ અને પ્રૌઢા ગો-પિકાઓ અને બાળકૃષ્ણના રાસનું સુખ ભોગવીએ છીએ. વળી આગળના સમયમાં જો કોઈ ક્ષત્રિય મહારાજા અનેક સ્ત્રીઓ પરણતા તો તે સર્વેને

સમભાવે પાળતા. આ પ્રમાણે સમભાવ રાખવો એ યોગીજનોને પણ કઠિન પડે એવું કામ કરવું પડતું. તે સંબંધી માથાફોડ હવે કેવળ મટી ગઈ છે. હવે તો જેના ઉપર દિલ ચોટયું તેને માનીતી ઠરાવી અને બાકીનીને પડતી મૂકીએ. ભાવતું અને ન ભાવતું સઘળું સરખું ગણીને જમતા સ્વામીનારાયણના સાધુ પેઠે હવે અમારે સ્ત્રીઓના સંબંધમાં વર્તવું નથી પડતું. મરજીમાં આવે તેને માનીતી ગણીએ અને મરજીમાં આવે તેને અણમાનીતી ગણીએ. ગોળ ખોળ સરખાં ગણવા જેવો અવિવેક હવે અમારામાંથી જતો રહ્યો છે. પણ આ બધું સુખ હે આર્ય વિદ્યા તારો અતિ દુઃખદ સંગ છુટયા પછી અમને પ્રાપ્ત થયું છે. તેં તો અમને ખરેખરા કેદીજ બનાવી મુક્યા હતા. આગળના સમયમાં તારો સંગ રાખનાર રાજાઓને (દાખલા તરીકે) સગર રાજાની માફક સાઠ હજાર છોકરાઓની ભુંજર ધાડ હતી અને હવે જ્યારથી અમે બાળ વિવાહનું શરણ પકડયું ત્યારથી અમારા સિંહ નામનું કામ સારી રીતે કરી શકીએ છીએ. સિંહને જન્મારામાં એકાદ બચ્ચું થાય તેમ અમારે પણ એકાદ બચ્ચુ થાય તો થાય નિકર બીજે કંઈથી લાવીને પણ ગાદી સોંપવી પડે. પણ ઝાઝાં મળ્યાંને ખાવા ટળ્યાં એ દુઃખ તો તારો સંગ છોડતાં અને બાળવિવાહની સાથે સંબંધ જોડતાંજ ગયું છે. વળી જ્યારે અમે તારા સંગી હતા ત્યારે પ્રજાની પીડામાંને પીડામાં પીલાઈ જતા. આગલ રાજાઓ 'કાજી કયું દુબલે તો કે સારે શહરકી ફિકર' એવી સ્થિતિમાં હતા. હવે તો ફિકર ફકીરનો નાયકાઓનાં ગાનમાં, તાનમાં, વાનમાં અને સાનમાં, અને મદિરાના પાનમાં ગુલતાન બનીને સુખ ભોગવીએ છીએ. વળી આગળના રાજાઓને તારા સંગને લીધે રોજ શસ્ત્રાસ્ત્રની શય્યામાંજ સુવું પડતું અર્થાત્ રણ પ્રયાણ વગેરેને માટે સાવધ રહેવું પડતું. અને હવે તો બાળવિવાહે અમને એટલી તો કોમળતા આપી છે, કે અમારે ખાવાનું પણ કોમળ, સુવાનું પણ કોમળ, અને સાંભળવાનું પણ કોમળ (ખુશામત અને વેશ્યાગાન). હવે અમારે ઈન્દ્રનો સઘળો વૈભવ છે. હવે તો અમને ક્ષત્રિય વર્ગને લગાડવામાં આવતો રાજા શબ્દ એક નવીજ શક્તિ ધરાવે છે. સારૂં થયું કે આર્યકુલાભિમાનના મનમાં બાળવિવાહના સર્વોત્તમ ગુણો સમજાયા. સારૂં થયું કે તેણે અમને તારા ચેપી સંગમાંથી મુક્ત કર્યા."—

આર્ય વિદ્યાનાં આ વચન સાંભળીને શોક સાગરમાં ડૂબેલા પુરાતન આર્ય પોકારી ઉઠયા–'હે સર્વથા પૂજ્ય આર્યવિદ્યે અમારી પ્રજાના રક્ષણાર્થે નીમેલી વિશ્વાસ પાત્ર ક્ષાત્ર પ્રજાએ પણ તારો આ પ્રમાણે અનાદર કર્યો એ જાણીને અમારા દુઃખની સીમા રહી નથી. પરન્તુ હજી આશાથી નહીં વિરામનાર અમારૂં મન વૈશ્યોએ તને આપેલો ઉત્તર સાંભળવાની ઇચ્છા રાખે છે. અમે પ્રથમથી એટલું તો અનુમાન કરી શકીએ છીએ કે બ્રાહ્મણ અને ક્ષત્રિયથી અધિક યોગ્ય ઉત્તર તેઓ આપી શકયા નહીંજ હોય. તો પણ અમારી પ્રજાના સંબંધી અશુભ તે અમારૂંજ અશુભ હોવાથી સર્વ વૃત્તાન્ત સંપૂર્ણ રીત્યે જાણ્યા વિના અંતઃકરણ વિરામ પામતું નથીઃ માટે હે અનવદ્ય આર્ય વિદ્યા એ વૈશ્યોએ તને શો જબાબ દીધો તે પણ એકવાર કહે.'

પુરાતન આર્યોનું આવું નૈરાશ્યમય બોલવું સંભળીને આર્ય વિદ્યા બોલી, 'હે આર્ય પૂર્વજો–અતિ દુઃખીને દુઃખ નહીં અને અતિ ઋણીને ઋણ નહી–એ કહેણી પ્રમાણે આપનાં હૃદય કઠણ કરીને વળી પરિતાજનક પારાયણનું શ્રવણ કરો. જ્યારે મેં વૈશ્યોને કહ્યું કે હે પુત્રો તમેં તો મારી તરફ જરી જુઓ, ત્યારે તેઓ બોલ્યા કે "તારી તરફ અમેં જોઇએ એમાં અમારે શું ઉધરવાનું હતું. જો તારામાં કાંઈ ગુણ હોત તો અમારાથી ઉત્તમ ગણાતા બ્રાહ્મણો અને ક્ષત્રિયો તને શું કરવા તજી દેત. જો બાળવિવાહની કૃપા અમારા ઉપર ન થઇ હોત તો તારી ત્રણ ત્રાગડાની ફાંસી (જનોઈ)માંથી અમો કદી પણ છુટત નહી. જો તારાં સંગમાં રહ્યા હોત તો બારને બાર ચોવીશ વર્ષ લગી તો વરરાજા થવાનો દિવસ ન આવત. વળી વ્યાપારના સંબંધનાં શાસ્ત્ર અને ખેતીનાં શાસ્ત્ર અને પશુ પાલન વિદ્યા વગેરે શીખી શીખીને તેમજ વળી સ્વશાખાના લવારા કરીને ભરી જાત. આતો બોધડું તોતડું નામું લખીને હજારો રૂપૈયાની ઉથલ પાથલ કરીએ છીએ અને તારા સંગમાં તો મોટા ગ્રન્થો ભણવા પડત. ગ્રન્થો ભણીને શું અમારે તુમડાંની પેઠે ભીખ માગવી છે? અમે તો શાહુકાર, અમે તો વ્યાપારી; ભણીને ભીખ માગનારા નહીં. વળી તારા ઉપર આધાર રાખીએ તો પાટી ઉપર લેખણનાં પતરણાં ફેરવી ફેરવીને ડૂચા નીકળી જાય તેના કરતાં ખાસા મોકળા ખેતરમાં હળની અણી ફેરવીએ છીએ તે શું ખોટું? વળી કૃષિશાસ્ત્રનો અભ્યાસ કરીને પછી ખેડીએ તેના

કરતાં પ્રથમથીજ ખેડવા મંડી પડીએ તો ભણુવામાં વખત તો ગાળવો મટે. વળી ગ્રંથ ભણીને અમારે કરવું શું ? સઉને આપનાર મોટા દાતાર અમે ભટારીયાની પેઠે ભીખ માગવાના હતા ? અમે તો દાતાર કણુબી, નહીં પેલાં નાદાર બ્રાહ્મણાં ! પશુ પાલન વિદ્યાને અમારે ભણીને કરવી'તી શું? ખાય પીએ એટલે એની મેળ્યે પશુ પલ્યે જાય; વળી એનું પાલન કરીને કયમ કરવું તું જે? વળી અમને તો તારો સંગ છોડ્યા પછી બહુજ લાભ થયો છે. અમારી નાતમાં તો વળી કોઈ બાયડીને રંડાપોજ નહીં સઉને અખંડ સૌભાગ્ય તારા સંગમાં હતા ત્યારે ધર્મનાં બંધન બંધનને બંધન. હવે તે બેડીઓ ફડાફડ તુટી ગઈ છે. લોહની ભોગળો પવને ભાગી ગઈ છે. આનંદાં આનંદા ને આનંદા!! રાંડેલી લાવીએ, છાંડેલી લાવીએ, વિત્ત વડે વનિતા છંડાવીએ અને દાશી પુત્ર જેવી પ્રજા ઉત્પન્ન કરીએ. જ્યારે અમે તારા પંજામાંથી છુટ્યા ત્યારેજ અમે આ પ્રમાણે મોકળે મહાલી શકીએ છીએ." વળી હે પૂરાતન આર્યો શૂદ્રોએ જે ઉત્તર મને આપ્યો તે પણ ભેગા ભેગો સાંભળી લ્યો. તેઓએ મને કહ્યું "તારાથી અમને કશો લોભ હતો નહીં, અમે તો તારાથી છુટા થયા એટલે દાસત્વમાંથી છુટા થયા. આગળ ત્રૈવર્ણિક પ્રજાની સેવા કરી કરીને અમારો આટો નિકળી જતો હતો. હવે તો કોઈ વાર લાગ આવ્યે બ્રાહ્મણ સુદ્ધાં અમારું દાસત્વ ઉઠાવે છે. અમારે હવે કોઈ પણ પ્રકારનું બંધન નથી. અમારે હવે લીલાલ્હેર છે." હે પુરાતન પૂજનીય આર્યો તમારી સંતતિએ આ પ્રમાણે મારો તિરસ્કાર કર્યો, અને ફુટેલા આર્ય કુલાભિમાનને વશ થઈને બાળ વિવાહને શરણે તેઓ ગયા.

આર્ય વિદ્યામાં પૂર્વોક્ત વચન સાંભળીને સમુદ્ર મથન સમયે જેવી દશા મહાસાગરની થઈ હતી તેવી દશાને પ્રાપ્ત થયેલાં જેઓનાં અંતઃકરણ છે એવા પુરાતન આર્ય મહાજનો પ્રલય પવનના જેવો નિઃશ્વાસ નાખીને બોલ્યા, 'હે પરમ હિતકર આર્યવિદ્યે, તારાં વિશ્વવંદનીય ચરણ કમળને અમો નમન માત્ર કરીને વિરામીએ છીએ. અમારી પ્રજાએ કરેલા તારા અનાદરને માટે શી રીત્યે ક્ષમા યાચવી તેની પણ અમને ગમ પડતી નથી. હે માતર્! તારો અનાદર કરવાથી તેઓને જે સ્થિતિ પ્રાપ્ત થઈ છે અને થશે તે અતિ ઉચિત શિક્ષારૂપ નીવડશે. ઉપાસકહીન થએલી તું વિશ્વમાંથી કેવળ અંતર્હિત થઈ જઈશ નહીં. દેવિ ! જગત્માં પતિત કલિકલુષિત આર્યોવડે જેઓ મૂર્ખ ગણાય છે તથા જેમનો દ્વેષ કરાય છે એવા

કેટલાક પવિત્ર આશયવાળા આર્યો છે. તેઓનું આશ્વાસન તારા વિના કોણ કરશે? પ્રતિકૂલ થયેલ પતિત આર્યો તેઓનો દ્વેષ અને તિરસ્કાર કરે છે તે સમયે માત્ર સંતોષનાં સ્થાન બેજ છે. એક તો તારૂં પરમ કલ્યાણકારી દર્શન અને બીજું અમારૂં પરમ ઉજ્જવલ સ્મરણ એ તેઓના આધાર છે. માટે હે પરમેશ્વરી! તું એવાં પવિત્રાશયી અમારાં કેટલાંક વિખુરાં પડેલાં બાલકોની દયા આણીને હજુ ભૂતલમાં કેટલોક સમય રહે. જો તારો આદર કરનારની સંખ્યા વધે તો સ્થિતિ કરીને રહેજે. નિકર અમારા છેલ્લામાં છેલ્લા શુભ સંતાનની સાથે તેની ધાત્રી તરીકે અમારી પાસે આવજે. ભ્રષ્ટ થયેલા આર્યકુલાભિમાનને અને પતિત આર્યોના પ્રિય બાલવિવાહને આર્ય કુલકંટક નીવડેલ કુપ્રજાનો નાશ કરવાને પૃથ્વીમાં રહેવા દેજે. જેમના સંગ માટે તને તજી તેજ આર્યકુલાભિમાન અને બાલ વિવાહ એ પાપી પ્રજાનો નાશ કરશે એવો અમારી કલકલતી આંતરડીથી અમો શાપ દેઇએ છીએ. પણ હે દયાલુ જનની! જે આર્ય શિશુ પશ્ચાત્તાપ પામીને તથા મિથ્યાઆર્યકુલાભિમાનનો અને બાલવિવાહનો સંગ ત્યાગીને તારી પ્રતિ દયામણે મુખડે પાછું ફરે તેના ઉપર કાંઈક દયા કરજે. અંતઃકરણમાં તારા ભક્ત પણ શત્રુ સૈન્યના કબજામાં પડેલા લાચાર આર્ય બાલકોના ઉપરથી તારો પ્રેમ તું ઉતારીશ નહીં. હે માજી! તારી દિવ્ય ધ્યેય મૂર્તિ તેઓના અંતઃકરણમાં સ્થાપજે. કેમકે કાલાન્તરે નહીં તો જન્માન્તરે પણ તેઓ તારાં ઉપાસક બાલકડાં નિવડશે. આટલુંજ વિનવીને અમો તારી પાસે શાન્તિ યાચીએ છીએ. ક્ષોભ પામેલા અમારા અંતઃકરણને શાન્તિ આપવાને હે વિશ્વંભરી આર્યવિદ્યે! કૃપાલુ થા. પરલોક નિવાસી થયેલાં અમો બાલકને હે જનનિ શાન્તિરૂપી પયપાન આપ. કુપ્રજાનાં પાપાચરણ જોઇને અમારા હૃદયમાં જે મહા દાવાનલ પ્રકટ્યો છે તે શમાવવાને કૃપા કર! હે દેવી અમો તારે શરણે આદિ અનાદિથી છીએ.'

આવી કરૂણાજનક વાણી સાંભળીને જેનું અતિ કરૂણામય હૃદય છે એવી આર્યવિદ્યાના નેત્રમાં અમૃતના મહામેઘસમુદાયના જેવાં કરૂણાનાં આંસુ આવ્યાં. તેનાવડે જેઓનું તર્પણ કરવામાં આવ્યું એવા આર્ય પૂર્વજોનો પરિતાપ શાન્ત થયો અને તત્કાલજ આર્યવિદ્યા બોલી મારાં કરૂણા પાત્ર બાલકો શાન્તિ અમૃતના મહાસાગરમાં તમે નિરન્તર ઝીલો અને શાન્તિ સુધાનો મેઘ તમારા ઉપર નિરન્તર વૃષ્ટિ કરો.

# ભજન ભાગીરથી.

(છુટાં છુટાં ભજનનો સંગ્રહ.)

---

## મંગલા ચરણ.

### પદ ૧ લું.

રાગ-પીલુનો બરવો.

(ભોલાભોલા શંભુ તમપે વિશ્વ વખાણેઃ—એ રાગ)

શ્રી સદ્‌ગુરૂ પદરજ શિર ધારૂં,
મંગલ મહિમા મુખથી ઉચારૂં. ટેક
કલિયુગમાં પૃથિવી અતિ ભારી,
પણ પદરજવાળી શિર ધારી;
બારથિ મુક્તજ શેષ રહે છે,
સહસ્ત્ર મુખ પદરજ ગુણ કે' છે. શ્રી સદ્‌ગુરૂ૦ ૧
મહી મંડલ માટીનું ઘડીયું,
પદરજથી પદ્મીપર ચડિયું;
ક્ષીર સાગર વારી હરિ જે છે,
તેના છત્રનિ મણિપર રે'છે. શ્રી સદ્‌ગુરૂ૦ ૨
ગુરૂ પદરજ અંકિત જગ જાણી,
જન્મે જગમાં જુઓ ચક્રપાણિ;
હરિના જન્મ અનેક થયા જે,
ગુરૂ પદરજ લહિ મહીમાં રહ્યા તે. શ્રી સદ્‌ગુરૂ૦ ૩
ગુરૂ પદરજ મય ભૂતલ ધારે,
હિમગિરિ ભૂધર નામ સ્વિકારે,
ભૂધર નામે હર હરખાયા,
વસવા હિમાચલ પ્રતિ ધાયા. શ્રી સદ્‌ગુરૂ૦ ૪
વસુધા ઉપર ગુરૂ વિચરે છે,
માટે પાવન પૃથ્વિ કરે છે;

તેથી સુર સકે જન્મ ચહે છે,
મહીંને મોક્ષનું ઠામ લહે છે. શ્રી સદ્ગુરૂ૦ ૫
એવી શ્રીનરહરિ પદ ધૂલી,
શિરપર ધારૂં વિભૂતિ અમૂલી;
તનમન વચને વિમલ અતિ થાઉં,
દીન——હું ગુરૂ ગુણ ગાઉં. શ્રી સદ્ગુરૂ૦ ૬

---

## ગુરૂભક્ત મહાત્માઓને ધન્યવાદ.

### પદ ૨ જું.

### રાગ પ્રભાત,

(નિત્ય પ્રભાત મન વિચાર સત્ય બ્રહ્મ દેવા. એ રાગ.)

ધન્ય ધન્ય ધન્ય છે અનેક વાર તેને,
ભક્તિ સદ્ગુરૂ તણી વિશેષ ભાવી જેને. ટેક.

મનનું મોડી સર્વ માન, તનનું તોડિ ગર્વતાન;
ગુરૂવર ગુણ ગણનું ગાન, વહે વિમલ વેણે. ધન્ય૦ ૧
વદન ધનનું ગુરૂ સ્તવન—ગર્જન સુણી મોરશું મન;
નાચિ રહે થનન થનન, નીર વહે નેને. ધન્ય૦ ૨
નેમનું ઝુલી નિશાન, કરી પ્રેમ કેરૂં પાન;
નિર્ભય બનિ છોડી ભાન, ઘુમે ભક્તિ ઘેને. ધન્ય ૩
ભિન્ન ભાવ દૂર જાય, એક ભાવ ગુરૂશું થાય;
ઉગરવા તણો ઉપાય, એજ જડયો એને. ધન્ય૦ ૪
અવરની ધરે ન આશ, સકલ તોડિ વિષય પાશ
ગુરૂ કૃપા તણો પ્રકાશ, પામી રહે ચેને. ધન્ય૦ ૫
દૂર થયા સર્વ દોષ, પૂર થયો પ્રેમ કોશ;
આપિયો અખંડ તોષ, ભક્તિ કામ ધેને. ધન્ય૦ ૬
ગુરૂ ચરણ જલનું મીન, નિત્ય છે——દીન,
સર્વહીન ભક્તિ લીન, સભય રહે શેને? ધન્ય૦ ૭

## ભવપ્રવાસમાં સદગુરૂની પ્રાપ્તિ કરાવનાર મહાત્માએ કરેલો ઉપકાર.

### પદ. ૩ જું.

### રાગ ગરબી.

(સાહેયર શું કરૂંરે મારે નંદ કુંવરશું નેહ? એ રાગ.)

સ્વરૂપધન પામવારે, હું તો પરવરિયો પરદેશ;
દારિદ્રય વામવારે, મેં તો ધર્યો મુસાફર વેશ. ૧

પણ ન જડી મનેરે, દુર્ગમ જ્ઞાનનગરની વાટ;
ગૂંચાણો મનેરે, ઉર ઉપજ્યો અતિશય ઉચ્ચાટ. ૨

એવામાં તહીંરે, આવ્યા બીજા પુરૂષ અનેક;
'પ્રથમ આવ્યા અહીંરે,' મુજને પૂછ્યું ધારી વિવેક. ૩

વેશ વિલોકિનેરે, મુજ મનમાં ઉપજ્યો વિશ્વાસ;
વેગ ન રોકિનેરે, મેં તવ અંતર કીધું પ્રકાશ. ૪

પ્રવાસી છીએ અમોરે, જાવું જ્ઞાન નગર ગઢ જ્યાંય;
જો જાણો તમોરે, તો અમને કહો એ પુર ક્યાંય?' ૫

તત્વ ત્યાં બોલવારે, લાગ્યા તે પુરૂષો તત્કાળ;
અમો વળાવવારે, તમ સાથે રહીએ આ કાળ. ૬

આ સઉ માંહીથીરે, કોને રાખું વળાવો સાર;
એવો ચિત્તથીરે, કરવાને લાગ્યો હું વિચાર. ૭

તદા તે માંહિનોરે, આગળ આવ્યો આદમિ એક;
ઠાઠ હતો ઘણોરે, તેણે ભૂષણ સજ્યાં અનેક. ૮

તે તો ઉચ્ચર્યોરે, હું છું ઠેઠ તણો ઠાકોર;
મુજ સહ વિચરશોરે, તમને નડશે નહિ ઠગ ચોર. ૯

તમં સાથે રહીરે, દેખાડિશ અતિ સહેલો પંથ;
દુઃખ પડશે નહીંરે, ઉલટું મળશે સુખ અત્યંત. ૧૦

એમ કહી મનેરે, એણે સેવકને કરિ સાન;
તવ મારી કનેરે, તેણે લાવિ ધર્યું પકવાન. ૧૧

પછી મુજને કહેરે, ઠકરાઈવાળો નર તેં હામ;
'અમ સંગે રહેરે, તેને અડચણ ન મળે નામ. ૧૨

આવું ભાતું તોરે, અમ સંગે પંથે સઉ ખાય;
ધારી ઢોર જોરે, કેસરપાક રૂડો કે'વાય. ૧૩
ખટ રસની ભરીરે, પંથે નિત્ય રસોઈ થાય;
ગીત ખુબી ખરીરે, માર્ગે બહુ મિજલસ સોહાય. ૧૪

સુખ્યું મુખ લ્યો કરોરે, મુખ લ્યો શ્રી કૃષ્ણતણું નામ;
સંબંધ કરો ખરોરે, કોલ કરાર કરી આ ઠામ. ૧૫

હરિ સ્મરિ હેતથીરે, મેં પણ પ્રાશન કર્યું પકવાન;
ફરી મતિ મૂળથીરે, હું તો ભ્રમિને ભૂલ્યો ભાન. ૧૬

વળાવો આ ખરોરે, બીજો કો નહિ એહ સમાન;
એ સહ વિચરોરે, મળશે ખાનપાન ને જ્ઞાન. ૧૭

વળાવો મેં કર્યોરે, એનાં કથનં ધરિને કાન;
પ્રવાસે વિચર્યોરે, એની સંગે બનિ બે ભાન. ૧૮
અનીતિ પંકનારે, મોટા પર્વત જેવા ગ્રન્થ;
ફળિ રહે અંગ ત્યાંરે, એવો ઉલટો નિવડ્યો પંથ. ૧૯

વિષયના પાશથીરે, બાંધ્યો મુજને વન મોઝાર;
વિકટ વને તહીંરે, મુજને કોણ મદદ કરનાર. ૨૦.

એ વન વર્ણવુંરે, વર્ણન સજ્જન ધરજો કાન;
અવીધ્યા આખલારે, તે તો ઉર ધરશે અભિમાન. ૨૧

દુર્ગુણ ડુંગરારે, ઉભા ત્યાં ફાડે આકાશ;
ગિત શૃંગારનાંરે, ગાજે સિંહ સમાં દે ત્રાસ. ૨૨

મ્હેકે ઇંદ્રિયોરે, એવા વિષયરૂપિ બહુ સાપ;
ફુંફાડા મારતારે, વિષમય વાયું દે પરિતાપ. ૨૩

ચેતન માત્ર તોરે, જન મનનું ત્યાં સૂંપઈ જાય;
જડતા જાગતીરે, સાચું જૂઠું નવ સમજાય. ૨૪

કાળી કામ તોરે, નર નારીને લૂટે ત્યાંય;
પ્હેર્યાં વસ્ત્ર જેરે, તે પણ ઉતારી લે પળમાંય. ૨૫

માનવિ માત્રનેરે, તહિં મારે મહેવાસી મોહ;
લુટારો લોભતો રે, લૂટે પંથિતણો કરિ દ્રોહ. ૨૬

એહ અરણ્યમાં રે, ભાસ્યો મુજને ભય નિરધાર;
ક્ષણમાં માહરાંરે, ત્યાં હેઠાં પડિયાં હથિયાર. ૨૭

બીજાં પંથિના રે, જેવી દશા થવાનો કાલ;
પાસે આવિયો રે, મારી કોણુજ લે સંભાળ. ૨૮

દુઃખના ડુંગરા રે, નજરે દેખાયા તે ઠાર;
આડા આવિયારે, ખાડ ખરાબીના તે વાર. ૨૯

ઉર જાણ્યું થશેરે, બીજા પંથી સમી સ્થિતિ આજ;
કરવા માંડિયારે, નાશી છુટવા ત્યાંથિ ઈલાજ. ૩૦
નહીં એ ભોમિયોરે, એ તો ભ્રાન્તનગરનો ભૂપ;
ઠગાયો હું ખરેરે, એનું ઉપરનું જોઈ રૂપ. ૩૧
જીવ ફસાવવા રે, તેણે ધર્યો વળાવા વેશ;
હું ચિન્તા વિષેરે, ઉરથી પ્રજળું, સુખ નહિ લેશ. ૩૨
મથતો હું હતો રે, પ્રવાસ દુઃખથી થાવા મુક્ત;
પણ ન જડે મને રે, બીજો રસ્તો યુક્ત અયુક્ત. ૩૩

મન હું વિમાસતો રે, ક્યાં ઠગનો કીધો વિશ્વાસ;
હવે મુજ શી ગતિ રે, કહિ એમ નાખું બહુ નિઃશ્વાસ. ૩૪

વિકટ આ પંથમાં રે, મુજને આપે કોણુજ સ્હાય;
મિત્ર સગાં તણો રે, અંહિ તો ચાલે નહિજ ઉપાય. ૩૫

વિલપતો હું બહુરે, મારી કોઈ કરેરે વ્હાર;
રખડિ કુપંથમાંરે, થાકી લોથ બન્યો લાચાર. ૩૬

એવામાં તહીંરે, સાધક યોગ તણો કો વીર;
ઉડી અંતરીક્ષમાંરે, નિજગુરુ ભજતો જતો ગતિ ધીર. ૩૭

તેહ તણું હતું રે, જીવનવેલીવર્ધન નામ;
રુદન સુણી માહરું રે, મુજ પાસે આવ્યો તે ઠામ. ૩૮

## ગૃહસ્થાશ્રમ.

આશ્રમ ક્રમ અને આશ્રમસ્થ જનોના કર્ત્તવ્યનું વિવેચન કરનાર આર્ય શાસ્ત્રોએ-પ્રથમ બ્રહ્મચર્ય અને પછી ગાર્હસ્થ્ય, અને ત્યાર પછી વાનપ્રસ્થ અને તેના પછી સંન્યાસ એ પ્રમાણે આશ્રમનો ક્રમ રાખેલો છે. અનુક્રમે એ સર્વ આશ્રમનું સાંગોપાંગ વિવેચન કરનાર ઘણા ગ્રન્થો આ વિષયના લખનાર કરતાં અધિક સમર્થ એવા પ્રાચીન ઋષિ, આચાર્ય અને પંડિતોએ રચેલા છે, અને તે ગ્રન્થો હાલ લભ્ય પણ છે. પરંતુ ઉક્ત અનુક્રમને એક કોરાણે મૂકીને આ વિષય લખવાનો કાંઈક વિશેષ હેતુ છે અને તે આ વિષયના સંપૂર્ણ સ્વરૂપનો વિચાર કરતાં વાચક વર્ગને સ્વતઃ સમજાશે.

પૂર્વોક્ત ચારે આશ્રમ ઉપર જેમણે લક્ષ આપ્યો એવા તો આર્ય લોકોજ છે. પણ જે આશ્રમ વિષે સમગ્ર ભૂગોળ, નિવાસી જનોએ એક સરખો લક્ષ આપ્યો છે એવો તો એક ગૃહસ્થાશ્રમ છે. તેમજ આર્યશાસ્ત્રોમાં પણ એકથી વધારે સ્થળે દર્શાવેલું છે કે અન્ય સર્વ આશ્રમોનો આધાર એક ગૃહસ્થાશ્રમજ છે. વર્ણાશ્રમ ધર્મની યથાર્થ વ્યવસ્થા જાળવનાર જે રાજા તે પણ ગ્રહસ્થાશ્રમમાંજ રહીને રાજ્ય કરી શકે છે. બ્રહ્મચારી, વની અને યતિ એ સર્વની વૃત્તિ જેના ઉપર રહેલી છે તે એક ગૃહસ્થાશ્રમજ છે. અત્રે પ્રસ્થાપિત કરેલા અભિપ્રાયને માટે એકથી વધારે પ્રમાણ આપી શકાય તેમ છે પણ અધિક ઉપયોગી ચર્ચાનું સ્થાન શાસ્ત્રજડતા રોકી લે એ અપેક્ષિત ન હોવાથી તેમ કર્યું નથી.

ઉપર પ્રમાણે જ્યારે ગૃસ્થાશ્રમનો અને અન્ય આશ્રમનો અનુક્રમે આધાર આધેય સંબંધ સમજાય છે ત્યારે એ સંબંધજન્ય અનુમાન પણ ખરાં ગણવાં પડે છે, વાસ્તવે છે પણ તેમજ. એ સંબંધનાં કાર્ય અનુમાન દ્વારા તો શું પણ વ્યવહાર દ્વારાએ પ્રકટ પણે દૃષ્ટિગોચર થાય છે. પ્રથમ તો એટલુંજ વિચારીએ કે જ્યારે આધાર અદ્દઢતાને પ્રાપ્ત થાય છે ત્યારે આધેય નિપાતોન્મુખ થાય છે. આપણને ઘણા અનુભવી જનો કહેતા આવે છે કે હિન્દુઓનો ગૃહસ્થાશ્રમ ઘણી ખરાબ અવસ્થામાં આવતો જાયછે, પણ ગૃહસ્થાશ્રમમાં નિવાસ કરી રહેલા જનોના જાણવામાં એ વાત આવતી નથી. તેઓ કહે છે કે હિન્દુઓનો ગૃહસ્થાશ્રમ કેવી ખરાબ

દશામાં આવી પડયો તે અમને સમજાતું નથી. શું અમે નથી ઉછરતા, નથી ભણતા, નથી પરણતા, નથી રળતા, નથી ખરચતા, કે નથી સમજતા? અમારામાંથી શું જતું રહ્યું કે અમારો ગૃહસ્થાશ્રમ ખરાબ સ્થિતિમાં આવ્યો? જેઓ કહે છે કે હિન્દુઓનો ગૃહસ્થાશ્રમ બગડયો છે તેઓની પોતાનીજ વિચાર શક્તિ બગડી છે. આ પ્રમાણે કેટલાક આર્ય કુલાભિમાની ગૃહસ્થોનું કહેવું છે.

ઉક્ત આર્યકુલાભિમાની ગૃહસ્થોનું આવું બોલવું સાંભળીને તીવ્ર સ્વભાવના કેટલાક જનો ક્રોધવશ થાય છે અને કહે છે કે તમો ઊંધી સમજવાળા છો. પણ ઉક્ત આર્યકુલાભિમાની જનોની ઊંધી સમજ હોય તેમાં તેમનો દોષ નથી. તેઓ અન્ય આશ્રમના આધારભૂત ગૃહસ્થાશ્રમ માં રહે છે. તેઓ સર્વ આશ્રમ રૂપ ઈમારતના પાયામાં રહે છે. એ પાયો એટલો તો ધીમે ધીમે નમવા લાગ્યો છે તેમને ખબર નથી પડતી કે ઈમારત પડવા બેઠી છે. પણ જો તેઓ ઈમારતના છાપરા તરફ દૃષ્ટિ કરે તો તેમને વસ્તુતઃ જે સ્થિતિ છે તે સમજ્યા વિના રહે નહીં. સર્વને સમજાય એવું એક ઉદાહરણ લેઈએ. એક લાકડીને ઉભી રાખીને તેના મૂળના ભાગને અમુક અંશે નમાવીશું તો તેનો ઉપરનો છેડો અનેક ગણો નીચી તરફ ગતિમાન થશે. નીચેની નિપાત ગતિ કરતાં ઉપરની નિપાત ગતિ વધારે દૃષ્ટિગોચર થાય છે. હવે સર્વ આશ્રમનો ઉપરનો ભાગ સંન્યાસ આશ્રમ છે. હવે પ્રથમ તેની અવસ્થા તપાસો એટલે સમજાશે કે એ આશ્રમના આધારરૂપ ગૃહસ્થાશ્રમનો પણ નિપાત થયો છે. સંન્યાસ આશ્રમને જો આશ્રમરૂપ ઈમારતના છાપરાનાં નેવાં ગણીએ તો તેતો હેઠાંજ પડ્યાં છે એટલી આશ્રમરૂપ ઈમારત નિપાત વશ થઈ છે. સંન્યાસ એટલે સંપૂર્ણ ત્યાગનાં લક્ષણ હાલના ત્યાગીઓમાં આપણે ક્યારે જોઈએ છીએ? ઉલટા ત્યાગીઓમાં તો ગૃહસ્થને પણ નીચું જોવડાવે એવાં દુરાચરણ આપણે જોઈએ છીએ. જેમ છાપરૂં પડવા લાગે ત્યારે છાપરા ઉપર રહેલાં માણસો એમ ઈચ્છે છે કે આપણે વગર વાગ્યે જમીન ઉપર પડીએ તો ઠીક તે પ્રમાણે ત્યાગીઓ પણ એવીજ આશા રાખે છે કે જો વિના ફજેતી થયે આપણને આશ્રમની આધાર ભૂમિ રૂપ ગૃહસ્થાશ્રમનાં સુખો મળે તો ઠીકઃ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ કે ત્યાગીઓ પુનઃઘરને સ્થાને મઠની અપેક્ષા કરે છે. વળી ગૃહસ્થોના જેવાંજ વસ્ત્રાભૂષણનો પણ સંગ્રહ કરે છે. સ્વાદ

ભોજનને માટે ગૃહસ્થોને ત્યાં કુતરાંની માફક ભટકે છે; એટલુંજ નહીં પ-ણ પ્રસંગ આવ્યે સામગ્રી હોય તો મન વાંછિત ભોજન કરાવીને પણ જમે છે. જૂદી જૂદી પદ્ધતિમાં લખેલ વિધિનિષેધ ઉપર તેઓ બિલકુલ ધ્યાન દેતા નથી. વળી કનક અને કામિની જેવી ત્યાગીઓએ મુખ્યત્વે ક-રીને તજવા લાયક વસ્તુઓ તેનો પણ તેઓ સ્વીકાર કરે છે. આ ઉપરથી એજ સૂચવાય છે કે ગૃહસ્થાશ્રમરૂપ પાયો ડગ્યો છે. જો પાયો ન ડગ્યો હોય તો શિખર આ પ્રમાણે પતિત દશાને પામેજ નહીં. જો ગૃહસ્થ વી-લા ન થયા હોય તો ત્યાગ ધર્મનો ભંગ કરનાર સાધન રૂપ કનક અને કા-મિની ત્યાગીઓના સંબંધમાં આવેજ ક્યાંથી? પણ ખરૂં જોતાં તો એમજ છે કે ગૃહસ્થાશ્રમનીજ ખરાબી છે વાનપ્રસ્થ આશ્રમરૂપી વળીઓ પણ સંન્યાસ આશ્રમરૂપી નેવાંનીજ સાથે ઉખડીને હેઠલ પડેલાં છે. તેમ બ્ર-હ્મચર્ય આશ્રમ પણ નામનોજ ઉભો રહ્યો છે. જો આ ગૃહસ્થાશ્રમ રૂપ પાયાને સ્થિર કરવામાં નહીં આવે તો બ્રહ્મચર્યનો પણ કેવળ નિપાત તો શું (કેમકે નિપાતતો થયેજ છે) પણ વિનાશજ થવાનો; કેમકે બાળક નિ-યમમાં રાખી બ્રહ્મચર્ય પળાવવું એ પણ માબાપનાજ હાથમાં છે. માટે ગૃહસ્થાશ્રમ પાળનાર મનુષ્યોમાંજ સુધારણ થવી જોઈએ. તેઓની પોતાનું વાસ્તવ હિત અહિત સમજવાની શક્તિ પ્રદીપ્ત થવી જોઈએ, અને કોઈ પ્ર-કારની પ્રવૃત્તિ કરવી એ ગૃહસ્થાશ્રમિનેજ ઉચિત છે. પતિત અવસ્થાને પા-મેલા ત્યાગી વગેરે કાંઈ ગૃહસ્થની સુધારણા કરવાનો યત્ન લેઈ બેસે એ તો અસંભવિતજ છે. સામાન્ય કહેવત છે કે એક બુડેલો બીજાને બુડાડે પણ તારે એની આશા રાખવી એ મિથ્યા છે. દાખલા તરીકે જોઈએ તો કેટલાક સાધુઓ સર્વને ચાર ધામ ધોઈ આવેલા સાધુઓએ રાંધેલી ર-સોઈની પ્રસાદી લેતાં શીખવેછે, પછી તે સાધુ ગમે તે વર્ણના હોય! ત્યાગી થયા પછી પાછા ગૃહસ્થ થએલા વર્ણનષ્ટ અતીતો પોતાના સેવકોને પો-તાનું ઉચ્છિષ્ટ જમાડીને ભ્રષ્ટ કરે છે. આવી રીતે પતિત થયેલા ત્યાગી વગેરે અનાચાર શિવાય બીજો કોઈ લાભ પ્રજાના હકમાં કરી શકે તેમ નથી.

હવે ગૃહસ્થાશ્રમમાં શી રીતે સુધારણા થઈ શકે એ પ્રશ્ન ઉભો થાય છે. એ પ્રશ્નના ઉત્તરમાં એટલું બધું જણાવવાનું છે કે જો તે સવિસ્તર દ-ર્શાવવા બેસીએ તો એક મોટો ગ્રંથ બની શકે. અપૂર્ણ.

# INDIAN NIGHTS.

# ઈન્ડિયન નાઈટ્સ.

અથવા

# આર્ય–રજની.

## (વાતો).

### દોહરો.

નર હરિ સ્મર, ઉપજાવવા, અંતર ઉજ્જવલ જ્ઞાન;
સમવા સઘળા તાપ કર, વાણી પાણી પાન. ૧

### સુચના.

આ સ્થળે ઝાઝું લખી વાંચનાર સજ્જનોનો વખત રોકવાને હું ઈચ્છતો નથી. ફક્ત એટલુંજ કહું છું કે પરદેશી ભાષામાં પ્રસિદ્ધ થયેલી પરદેશની 'આરેબીઅન નાઇટ્સ' (Arabian Nights) ની વાતોનાં ગુજરાતી ભાષાન્તર ગુજરાતી લોકો અતિશય આનંદ સાથે વાંચે છે; તો આ 'ઈન્ડિયન નાઈટ્સ' એટલે 'હિન્દુસ્તાનમાં ઘણી રાત્રી લગી ચાલે એવી વાતો' ગુજરાતના રહેવાસીજનો ઘણા આદર સહિત વાંચશે એમ ધારીને આ વાતો પ્રજાની આગળ મુકું છું. જેમને પોતાના દેશ વિષે કાંઈ પણ મમતા હશે એવા સજ્જનોને વધારે કહેવાની જરૂર નથી; અને જેમને પોતાના દેશની વસ્તુઓ ઉપર મમતા નથી તેમને કહેવાથી ફાયદો પણ શો છે?

**લખનારના યથાયોગ્ય.**

---

## વાત ૧લી.

### પરિમલાનો પુરૂષવેશ તથા પ્રવાસ.

આખી દુનિયામાં પૂરે પૂરા પ્રખ્યાત થયેલાં આ હિંદુસ્તાનનું નામ ભરતખંડ છે એતો કોઈને અજાણ્યું નથી. પણ આ ખંડમાં એક બીજો ખંડ છે તેનું નામ સઉ કોઈને માલમ નહીં હોય. એ ખંડ તે બુંદેલખંડ

છે. ભરતખંડના ઉત્તર ભાગમાંજ એ ખંડ આવી રહેલો છે. મુસલમાન રાજાઓ આ દેશમાં જે વખતે આવ્યા નહોતા તે વખત પહેલાં કેટલાંક સૈકાં અગાઉ એ બુંદેલખંડમાં મહાપ્રતાપી ક્ષત્રિય રાજાઓ રાજ્ય કરતા હતા. તે સઘળા રાજાઓ મહારાજા કહેવાતા. બુંદેલખંડના ક્ષત્રિય મહારાજામાંનો એક મહારાજા વીરકૈયટ નામે હતો. તે મહારાજા પોતાના સમયના રાજાઓમાં મહાશૂરવીર ગણાતો. તેનું શરીર એવું તો કસાયલું અને બળવાન હતું, તથા રણસંગ્રામમાં તે એવો તો ચાલાક હતો કે આખા હિન્દુસ્તાનના રાજાઓ તેને વજ્રસિંહ વીરકૈયટને નામે ઓળખતા. એ રાજાને એકલા મહાશૂરવીર તરીકે ઓળખાવી અટકી શકાય તેમ નથી. ક્ષત્રિયરાજા શૂરવીર હોય એમાં કાંઈ નવાઈ જેવું નહીં; પણ આ મહારાજા કૈયટની કવિતા રચવાની શક્તિ પણ બેહદ હતી. રાજાઓમાં જેમ એ વજ્રસિંહ કહેવાતો તેમ તેના વખતના સર્વે કવિયોમાં એ કવિમહારાજા કહેવાતો. જેમ કેટલાક હુંશિયાર કવિયો પોતાથી ઓછા હુંશિયાર કવિયો સાથે અભિમાનથી વર્ત્તે છે તેમ આ કવિ મહારાજા કૈયટ કદી પણ કરતો નહીં. પોતાના દરબારમાં આવતા સર્વ કવિયોને તે ખાનં પાન અને સન્માન આપતો તથા તેમના કસ પ્રમાણે ઈનામ આપતો. તેનું આપેલું ઈનામ વખતે થોડું કે ઘણું હોય પણ તેના સમાગમથી સર્વે કવિયોને અને વિદ્વાનોને જે આનંદ થાય તે તો એક સરખોજ હોય એવો તે વિનય અને વિવેકવાળો હતો. પ્રજા પણ એનાથી એટલી બધી ખુશી રહેતી કે એની રૈયતમાંના કેટલાંક આસ્તિક માણસો તો તેને દેવજ માનતા અને તેનું દર્શન કર્યાવિના કેટલાક જમતા પણ નહીં. પોતે રાજા પણ છ ઘડી દિવસ ચઢે એટલે ઘોડા ઉપર ચઢીને પોતાના નગરના બજારમાં ચારજ ઘોડેસ્વાર સાથે ફરતો. આથી તેનાં દર્શન કરવાના નિયમ વાળાં માણસોની ઈચ્છા પૂરી પડતી. વળી ખુલ્લી કચેરીમાં તે ન્યાયાસન ઉપર ઈન્સાફ કરવાને બેસતો તે વખતે પણ તેનાં દર્શનનો લાભ હરકોઈને મળી શકતો. આ પ્રમાણે કવિ મહારાજા વજ્રસિંહ વીરકૈયટનો જશ રાજાઓમાં, વિદ્વાનોમાં અને રૈયતમાં જેવો જોઈએ તેવો ફેલાયો હતો. એની રાજધાનીનું શહેર મહારાજપુર હતું. હાલ તો એ નગરનું નામ કે નિશાન પણ જડતું નથી; પણ "કીર્તિકેરાં કોટડાં પાડયાં નહીં પડંત" એ વચન પ્રમાણે જુઓને હાલ પણ આપણે એને સંભારીએ છીએ.

બહાદુરી અને વિદ્યા એવા બે મુખ્ય ગુણ આ રાજામાં હતા. તેને પુત્ર પણ બેજ હતા. તેમાના દરેકમાં પોતાના પિતાનો એક એક મુખ્ય ગુણ પૂરેપૂરો હતો અને બાકીના ગુણો પણ કેટલેક દરજ્જે હતા. તેનો પાટવી પુત્ર **ચંડમલ્લ દેવ** નામે હતો તેનામાં પોતાના પિતાની મહા શૂરવીરતા તથા પ્રતાપ સંપૂર્ણ રીત્યે હતાં; અને પોતાના પિતાના બીજા ગુણો પણ થોડે થોડે અંશે હતા. તેનાથી નાનો **રસાયુધદેવ** હતો; તે પોતાના પિતાનું કવિ મહારાજાએ નામ સંપૂર્ણ રીત્યે નિભાવી શકે એવો હતો; તેમજ રાજપુત્રમાં જેટલું શૌર્ય વગેરે જોઈએ તેપણ તેનામાં હતું. પણ તેનું શરીર ચંડમલ્લદેવ જેવું કદાવર અને બળવાન નહોતું ચંડમલ્લદેવ તો પોતાના પિતાના જેવો દેખાવડો તેમજ પ્રચંડ હતો. તેની મુખ મુદ્રા ઉપર ઉગ્રપણું હતું. તેનું ચાલવું તથા બોલવું ભલભલા યોદ્ધાનાં પણ હાંજાં ગગડાવી નાખે એવું હતું. તે હસતો તે સમયે પણ તેના મુખ ઉપર એટલી ઉગ્રતા તથા ગંભીરતા રહેતી કે તેની સાથે છુટ લેવાની સામા માણસની હિમ્મત ચાલે નહીં. રસાયુધદેવ આનાથી કાંઈ જુદાજ પ્રકારનો રાજકુમાર હતો. તેનું શરીર મધ્યમ કદનું હતું બોલવું ચાલવું વીરપુરૂષના જેવું હતું પણ મુખમુદ્રા પોતાના પિતાના જેવી છતાં ઘણી કોમળ અને રમણીય હતી. મુખ ઉપર ઉદારતા, વિચક્ષણતા, દયા તથા સ્નેહભાવનાં સઘળા લક્ષણ આવી વસ્યાં હતાં. તેની આંખ ઉપરથી તે મહાકવિ છે એમ જોનારને તરતજ સમજાઈ જતું. શરીર પણ સામાન્ય બળવાળું હતું; પરન્તુ આરોગ્યતાને અને એ શરીરને કદી પણ અણુરાગ થતો હશે એવું જણાતું નહોતું. અને હતું પણ તેમજ. આ બન્ને પુત્ર મહારાજા હૈયટને ઘણીવાર સારી મદદ કરતા. લશ્કરને કવાયત કરવામાં અને બીજાં અનેક લશ્કરી કામમાં ચંડમલ્લદેવે પોતાના પિતાનો ઘણોખરો ભાર ઉપાડી લીધો હતો. તેનો સેનાપતિ વગેરે લશકરી અમલદારોમાં તથા યોદ્ધાઓમાં ઘણો સારો ભાર પડયો હતો. તેઓ સર્વ ચંડમલ્લદેવને પોતાનો નાનો મહારાજા જાણીને તેની તરફ પ્રેમ ભરેલી દૃષ્ટિ પણ રાખતા હતા. રસાયુધદેવ, પોતાના પિતાની સુકીર્તિ સાંભળીને દેશદેશથી આવેલા વિદ્વાન્ અને કવિયોની સંભાળ કરવામાં, બીજા રાજાઓના સંધિવિગ્રહ સંબંધી જે પત્રો આવતા તેના કેવા ઉત્તર લખવા એ સંબંધી નિર્ણય કરવામાં, તથા બીજાં રાજનીતિ સંબંધી કાર્ય કરવામાં મહારાજા વીરહૈયટને, ઘણી મદદ કરતો. ઘણોખરો

સમય તે પોતાના પિતાની હજૂરમાંજ રહેતો. મહારાજા વીરકૈયટ ઉમરે બાવન વર્ષનો હતો, પાટવી ચંડમલ પચીશ વર્ષનો હતો તથા રસાયુધ પોતાના મોટા ભાઈ કરતાં ત્રણ વર્ષે નહાનો એટલે બાવીશ વર્ષનો હતો. પરન્તુ આટલી બધી ખુશી ઉપજે એવો હેવાલ કહ્યો, ત્યારે એક આટલી શોક ઉત્પન્ન કરનાર વાત પણ સાંભળી લ્યો એટલે આપણે મહારાજા કૈયટના કુટુંબના આખા હેવાલથી જાણીતા થઈએ. પોતાના પિતાને માંથેથી રાજ્યકારભારનો ઘણોખરો ભાગ ઉપાડી લે એવા એ બે રાજપુત્રોની માતા દેવી વિશાખા આ વખતે આ રામલક્ષ્મણ જેવી જોડ જોઈ આંખો ઠારવાને હયાત નહોતી. તેતો મોટાને ૭ વર્ષનો અને નાનાને ત્રણ વર્ષનો મૂકી સ્વર્ગવાસી થઈ હતી. પણ એક પત્નીવ્રત ધારણ કરનારો મહાપ્રતાપી ધર્મનિષ્ઠ વીર કૈયટ ફરીને પરણ્યો નહોતો.

મહારાજા કૈયટ એકવાર પાછલે પહોરે નવરાશની વેળાએ પોતાના બે પુત્રો સહિત પોતાના મેહેલની પાસેના નજરબાગમાં હવા ખાતો હતો. નાનો રસાયુધદેવ પોતાના પિતાને તથા મોટાભાઈને ખુશ કરવાને પોતાની રચેલી સુબોધક અને રસમય કવિતા કહેતો હતો. પુત્રની કાવ્ય રચનામાં જ્યાં જ્યાં કંઈ ખામી વીરકૈયટને જણાતી તેતે ખામી સુધારવાની સૂચના તે કરતો હતો; અને ચંડમલદેવ તો પોતાના પિતા અને ભાઈની વચ્ચે થતી ચર્ચાથી થતા આનંદ ને ગંભીરપણે બોલ્યા ચાલ્યાવિના અનુભવતો હતો. એવામાં એક ચોબદારે આવીને પ્રણામ કર્યા અને કહ્યું કે **પ્રહ્લાદપુરના** રાજકવિ **અવિચલ બારોટ** ના મુખ્ય શિષ્ય કવિ **ચતુરસિંહ બારોટ** આપના દર્શનને માટે બારણે ઉભા છે, એમની સાથે બે ઘોડાં અને ચાર માણસ છે.

મહારાજા કૈયટે પોતાના નાના પુત્ર રસાયુધના સામું જોયું કે તરત કુમાર રસાયુધ ઉભો થયો અને ચોબદારને પોતાની સાથે લેઈને બારણે આવ્યો અને વિનય સહિત માન આપીને ચતુરસિંહ બારોટને કહ્યું કે કવિરાજ આપનાં આ માણસોને ચોબદારની સાથે જવા હુકમ કરો તે આપને માટે ઉતરવાનું સ્થાન બતાવશે અને રસોઈ વગેરેની સોઈ કરાવશે. અને આપ મહારાજાશ્રીની પાસે સુખેથી મારી સાથે પધારો. કુંવર રસાયુધની આવી રૂડી વિનયવાળી વાણી સાંભળીને પ્રસન્ન થએલા કવિએ પોતાના માણસને ચોબદાર સાથે જવાની આજ્ઞા કરી અને પોતે રસાયુધની

સાથે મહારાજા વીરકૈયટની હજુરમાં આવ્યો. રાજાએ પણ કહ્યું કે કવિરાજ ભલે પધાર્યા અને માન સાથે એક આસન ઉપર બેસવાનું કહ્યું. કવિએ પોતામાં જેટલું ચાતુર્ય હતું તેટલું મહારાજાની આજ્ઞાથી દર્શાવ્યુ અને રાજા પણ પ્રસન્ન થયો. તેજ દિવસે રાજાએ તેને ઘટે એવું સારૂં ઈનામ આપ્યું અને પાંચ સાત દિવસ નગર જોવાને રહેવાને માટે વિનંતી કરી. કવિએ ઘણી ખુશીથી પાંચસાત દિવસ રહેવાનું કબુલ કર્યું.

ચતુરસિંહ કવિ પાંચ દિવસ મહારાજપુરમાં રહ્યો. તેટલા વખતમાં રસાયુધદેવને તથા તે કવિને એક બીજાની સાથે સારો પરિચય થયો. રસાયુધદેવની કવિતા રચવાની ઉત્તમ શક્તિ જોઈને ચતુરસિંહ બારોટ ઘણો પ્રસન્ન થયો. કેમકે રસાયુધદેવની કવિતામાં રસની ખુબી ઘણીજ સારી રીતે આવતી હતી એ રાજકુમાર સ્વાભાવિક કવિ હતો. રસાયુધદેવે કવિ ચતુરસિંહમાં પોતાના કરતાં એક જુદા પ્રકારની ખુબી જોઈ. એ કવિની કવિતામાં રસ તો સાધારણ રીતે આવતો હતો પણ અલંકારની ખુબી એટલી તો સારી આવતી હતી કે તેથી રસાયુધ કુંવર લોભયો. પોતાના પિતાના દરબારમાં અનેક કવિયો આવતા હતા પણ કવિ ચતુરસિંહ જેવો અલંકારમાં હુશિયાર કવિ તેણે આટલા દિવસ લગી એક પણ જોયો નહોતો. તેણે કવિને પુછ્યું કે આપે જે કવિવર પાસે કવિતાનો અભ્યાસ કર્યો છે તેઓ હાલ હયાત છે? કવિએ ઉત્તર આપ્યો મારા પૂજ્યગુરૂ કવિરાજશ્રી અવિચળ બારોટજી હાલ હયાત છે અને પ્રહ્લાદપુરના મહારાજા પાસે રાજકવિનો હોદ્દો ભોગવે છે. તેઓ એવા તો સમર્થ છે રસ અને અલંકાર એ બન્ને એમની આગળ હાજરા હજૂર રહે છે એમ કહીએ તો ચાલે. એમની પાસે અભ્યાસ કરીને ગયેલા ઘણા કવિયો હાલ રાજકવિની પદવીએ ચડેલા છે. જેને માથે એમનો હાથ પડેલો એવો કોઈ કવિ હાલ નાગો ભૂખ્યો રહ્યો નથી. સૌને પોત પોતાના ભાગ્ય પ્રમાણે રાજા રજવાડામાંથી શિરપાવ, પસાયતા, જહાગીર, ગામ વગેરે મળ્યાં છે. રસાયુધે આશ્ચર્ય પામીને કહ્યું આપના ગુરૂ કવીશ્વર અવિચલદાસે અમારા રાજ્યમાં પગલાં નથી કર્યાં એથી અમે અમારા ભાગ્યની ખામી સમજીએ છીએ; ભરતખંડના બીજા સર્વ વિદ્વાનોતો અમારૂં રાજ્ય પાવન્ન કરી ગયા છે. કવિ ચતુરસિંહે કહ્યું, મહારાજા આપના જેવા રૂડા પૃથ્વીપતિ જ્યાં રાજ્ય કરે છે એ દેશ હમેશાં પાવનજ છે. મારા ગુરૂજીને પ્રહ્લાદ-

રવાની ઘણીજ ઈચ્છા છે. પણ આપ મને જવાની રજા નહીં આપો એવું જાણીને હું કહેતો નહોતો. આ સાંભળી મહારાજા વીર કૈયટ બોલ્યો કે પુત્ર ક્ષત્રિય પોતાના દીકરાને રણમાં જતાં પણ ન અટકાવે તો આતો માત્ર વિદ્યા ભણવાને માટે તું જાય છે; તેમાં હું શું કરવાને ના કહું? તને મેં હજી લગી આંખ આગળથી અળગો કર્યો નથી માટે જરી સંકોચ થાય છે. તારી બા જ્યારથી ગુજરી ગઈ ત્યારથી તમને બે ભાઈઓને મેં પોતે માની પેઠે ઉછેર્યા છે એટલે મારા છતાં તમને પરદેશ ભોગવવા દેતાં જીવ એકદમ ચાલે નહીં, એ તો સ્વાભાવિકજ છે. બેટા જો તારી ઈચ્છા હોય તો પ્રહ્લાદપુરના મહારાજાને એક પત્ર લખીને કવિરાજ અવિચલ બારોટને અહીં બોલાવીએ. કેમકે, પ્રહ્લાદપુરના મહારાજાને અને મારે સારી મિત્રતા છે. જ્યારે તમારો તો જન્મ પણ નહોતો ત્યારે પ્રહ્લાદપુર લૂટવાને **સેનપુરનો** ભીલરાજા હુંદકિરાત પાંચ હજાર ભીલ લેઈને આવ્યો હતો. તે સમયે અહીંથી આપણા આઠસેં ક્ષત્રિય સિપાઈ લેઇને હું ગયો હતો અને હુંદકિરાતને હરાવી પ્રહ્લાદપુરનો ઘેરો ઉઠાવ્યો હતો. જો આપણે કાગલ લખીએ તો પ્રહ્લાદપુરનો મહારાજા રાજકવિને મોકલવામાં વિલંબ પણ ન કરે. પણ હવે કવિરાજ અવિચલ બારોટ ઉમ્મરે પહોચી ગયા હશે એટલે બીજા દેશનાં હવા પાણી એમને માફક આવે કે ન આવે. પ્રહ્લાદપુરનો મહારાજા તેમને આગ્રહ કરે તો બારોટજી આવેતો ખરા, પણ વખતે પાણી માફક ન આવે અને પાકુંપાન તેથી ઉલટા બિચારા જીવ હેરાન થાય. કોઈ વિદ્વાનને અમથી ઉપાધિ કરાવવી એમાં શો માલ?

રસાયુધ કહે, ના, ના; એમતો ન કરવું: હું પોતે પ્રહ્લાદપુરમાં જાઉં તેમાં કાંઈ અડચણ છે? તાકીદથી અભ્યાસ કરીને એકાદ વર્ષમાં પાછો આવતો રહીશ. કેમ પિતાજી?

श्री





# महाकाल:

( માસિક. )

रूप (पुस्तक) २. मार्गशीर्ष कृष्ण. १४ दर्शन (अंक) २.

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥
सर्वेभ्यःसर्वशर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

પ્રતિષ્ઠા કરનાર.
उपाधिवाघहणी.

રાજનગર ( અમદાવાદ. )
"ઓંઓ ધર્માભ્યુદય પ્રિંટિંગ પ્રેસ"માં છાપી પ્રસિદ્ધ કરનાર
નથુભાઈ રતનચંદ માસ્તીયા.
સંવત ૧૯૪૪. પોહેષ માહ. સને ૧૮૮૮.
વાર્ષિક ઉપહાર. રૂ. ૨ અગાઉથીજ.
પાં અન્તે રૂ. ૨-૮-૦
દરેક છૂટી નક-
લનો રૂ ૦૪.





## अनुक्रमणिका.

વિષય.



---

શુરપદ અમૃત સરોવરે-ધર્યો, રહ્યું દુઃખ વાગી. ગુણ શા૦ ૪

ધણી વિનાનું ઢોર હું, ભવરણમાં ભટકતું;
ખરે ખીલે મુને બાંધિયું, જેથી ભટકણ ગયતું. ગુણ શા૦ ૫

ભવસાગરમાં બૂડતાં, ગુરૂ-નૌકા બતાવી,
બુડતાં બુડતાં બચાવીઓ, દયા દિલમાંહી લાવી. ગુણ શા૦ ૬

શિર શ્રીફળ ગણિ સોંપતાં, ઉપકાર ન વળશે;
જીવનજ જાણી——તો, ગાઈ ગુણ સુખ રળશે. ગુણ શા૦ ૭

---

## જગમાં શું જોયું ?

### પદ ૫ મું.

### ગરબી.

શું જોયું, શું જોયું, જગમાં શું જોયું, શું જોયું ?
શામાં તુજ મન મોહ્યું ? જગમાં શું જોયું, શું જોયું ! ટેક.

તનને તોરે જોબન જોરે, છકથી દિલ તુજ છોયું;
પણ જો ભીતર શું ભરિયું છે! છે-કોળું કાચું રે— જગમાં શું. ૧

ચતુરધ કરિ કરિ ચટપટ ચાલે, વસ્ત્ર-સજીને ધોયું;
મૂર્ખા મહીં તો ગંદા મળના, લચકાથી લોહ્યું રે.— જગમાં શું. ૨

વિદ્યાના વૈભવને બ્હેળે, પડી તેં સઘળું ખોયું;
પડ્યો અવિદ્યામાં તું ઉંડેરો, શિર પાપ ઢોયું રે.— જગમાં શું. ૩

લક્ષ્મીવરનો લક્ષ તજીને, લક્ષ્મીમાં મન પ્રોયું;
ખર આંકું પુણ્ય નાખી,-ખુડપતા પકડ્યું બોહ્યું રે.— જગમાં શું. ૪

પુત્ર અને દારા મારાં, મારાં કરિને સહુ ખોયું;
અંતે ક્ષેમ આપણું ખોસીને, કુટુંબ તુજ રોયું રે.— જગમાં શું. ૫

મોહ તજીને ભજી ગુરુ હરિ ગુરૂ, સુખમાં ઉર નવ સોહ્યું;
——તો જગમાં જનનું મન, માયામાં મોહ્યું રે.— જગમાં શું. ૬

તેમજ જેઠ વગેરે વડીલોએ પોતાના વડીલપણાના અધિકારનો ઉપયોગ કરતાં કુલવધૂનું હિત પ્રથમ ધ્યાનમાં રાખવું જોઈએ. કોમળ હૃદય, કોમળ વાણી અને હિતચિંતનવિવેક એવાં એકઠાં થાય ત્યારેજ અધિકારને પાત્ર મનુષ્ય થઈ શકે છે. તેમજ દરેક અધિકારની મર્યાદા છે. તે મર્યાદાને જાણીનેજ અધિકારનો ઉપયોગ કરવાથી લાભ થાય છે. અન્યથા अति सर्वत्र वर्जयेत् એ વાક્યનો અમલ થઈ અનેક પ્રકારની હાનિ થાય છે. ધર્મશાસ્ત્રોમાં વડીલોને ગુરૂજન કહ્યાં છે; પરંતુ એ સર્વ ગુરૂજનની સત્તા સમર્યાદ છે, અને ફક્ત એકલા પતિની સત્તાજ સર્વોપરિ ગણવામાં આવી છે. આના પ્રમાણ તરીકે જુઓ શાસ્ત્રમાં શું કહે છે? पतिरेकोगुरुःस्त्रीणाम् અર્થાત્ પતિ એજ એકલો સ્ત્રીનો ગુરૂ છે, તાત્પર્ય એ કે અન્ય વડીલો સમર્યાદ સત્તાવાળા ગુરૂજન છે, પણ સંપૂર્ણ સત્તા ધરાવનાર વડીલ તો સ્ત્રીને માથે તેનો પતિજ છે. પરંતુ વ્યવહારમાં ઘણું કરીને સઘળાં કુટુંબમાં એવું બને છે કે સ્ત્રીના ઉપર તેના પતિની જે સત્તા હોવી જોઈએ તે સત્તા પણ બીજા વડીલો પોતાના હાથમાં લેવા ઈચ્છે છે; અને પતિની બાલાવસ્થાને લીધે તથા કેટલીકવાર નિર્બળતાને લીધે સાસુ સસરો વગેરે વડીલ સ્ત્રી ઉપર તેના પતિએ ચલાવવાની સત્તા ચલાવે છે. આથી કરી સ્ત્રી પોતાના સ્વામીનો સ્વામિત્વનો હલકો વિચાર બાંધતાં શીખે છે. હલકો વિચાર બંધાયા પછી તે દ્રઢીભૂત થાય છે; અને [illegible] દરેક કાર્યમાં પ્રવેશ કરતાં પોતાના સ્વામિની ઇચ્છા વિચારવાને બદલે અમર્યાદ અધિકાર પચાવી પડેલાં વડીલોની પ્રસન્નતા જાળવવાનો સ્વભાવ રાખે છે. આથી ધીરે ધીરે દંપતી-સ્નેહનો વિધ્વંસ થવા માંડે છે. મેં પ્રસ્થાપિત કરેલા આ સિદ્ધાન્તને સપ્રમાણ કરનારા બનાવો દરેક કુટુંબમાં દ્રષ્ટિગોચર થાય છે. આખરામાં પડે [illegible] ઉપર શેરો એવો ઘાટ હોય છે તો પતિ વડીલ આગળ તો બોલી શકે નહીં, પણ સ્ત્રીને એકાન્તમાં ખીજે છે અને કહે છે કે અમુક સ્થળે તું કેમ ગઈ, કિંવા અમુક કામ તેં કેમ કર્યું? પરંતુ પોતાની સ્ત્રીને અમુક સ્થળે મોકલનાર કિંવા અમુક કાર્યમાં યોજનાર પોતાના વડીલોને તે બાપલા પતિથી એમ કહી શકાતું નથી કે તમારે એ સ્ત્રીને અમુક સ્થળે મોકલવી નહીં, કિંવા તેની પાસે અમુક કાર્ય કરાવવું નહીં. આ પ્રમાણે બનવાથી જો સ્ત્રી સારી હોય છે તો તે બિચારી શો-

નેક પ્રકારના ઉદ્યોગ શીખે છે; અને જ્યારે એ સ્ત્રી હાદ જાય છે ત્યારે તો પછી વડીલ તેગજ પતિ બન્નેથી નિડર રહી સર્વેની આજ્ઞા ઉપર પ્રેમ ખૂબીને આચરતા શીખે છે. અને આટલું થયું એટલે ગૃહસ્થાશ્રમના સુખનો લય થયો એમ માનવામાં કાંઈ પણ વાંધો નથી. વિવેકહીન વડીલો પોતાની સંતાની ગેયાદાને જાણ્યાં વિના તેને વંપરે છે તેથીજ ઘણાં ખરાં આર્ય કુટુંબો સુખદ હોવાને બદલે ભયંકર ભાસવા જેવાં થઇ પડ્યાં છે. માટે જે આર્ય તરુણોને પતિ-પદ નિભાવવું છે, તેઓને માટે કેટલીક હિતકર સૂચના કરવી અત્રે ઉચિત ધારૂં છું. એ સૂચનાનું વિવેક યુક્ત અનુષ્ઠાન કરવાથી ગૃહસ્થાશ્રમની સામગ્રીમાંની પ્રથમ સામગ્રી જે સ્ત્રી તેની અહૂં ઉપરાંત સુવ્યવસ્થા થઈ એમ જાણવું; કેમકે એ સૂચના જે સમયે અને જે કારણોથી સ્ત્રીના વર્તનનું બંધારણ પ્રથમજ બંધાય છે તે સમય અને તે કારણોની અપેક્ષિત અસર કરાવવામાં અત્યંત સહાયભૂત થઇ પડે છે.—૧. આપણને અરૂચિકર અથવા ખેદજનક કાર્યમાં જો સ્ત્રીને આપણાં માતા પિતા કિંવા અન્ય વડીલ પ્રવૃત્ત કરતાં હોય તો વિનય પૂર્વક તેમ ન કરવાની તેમને વિજ્ઞપ્તિ કરવી. તેથી તેઓ આપણા ઉપર કોપે તો સામો કોપ કરવો નહીં, તેમજ મનમાં પણ આંટી રાખવી નહીં.—૨. અમુક કાર્ય વસ્તુતઃ હાનિ થવાના સંભવવાળું છે કે નહીં એનો સંપૂર્ણ કારણોને ધ્યાનમાં લેઇને વિચાર કરવો અને પછી પ્રથમ સૂચનામાં કહેલ વિજ્ઞપ્તિ કરવી.—૩. વડીલોના ભયથી પોતાના વિવેક પૂર્વક કરેલા સંકલ્પથી ચળવું નહીં, પણ અડગપણે સંકલ્પ અમલમાં લાવવો; કેમકે નિર્બલ સંકલ્પથી કાર્ય સિદ્ધિ ન થતાં છેલ્લે પોત ગુમાવાય છે.

ઉપર દર્શાવેલ ત્રણે પ્રકારમાં સુખ આપનાર ત્રણે નિયમોનું યથાર્થ અનુષ્ઠાન કરનાર પુરૂષનો ગૃહસ્થાશ્રમ કદિ પણ બગડતો નથી. એ નિયમ પ્રમાણે વર્તવાથી પ્રથમ તો કેટલાક અવિચારી મનુષ્યો તેમજ ત્રાસ પામેલા અધિકાર લોભી વડીલો નિંદા વગેરે કરે છે પણ પરિણામે સર્વેને નિરન્તર સુખનો ઉપભોગ મળે છે. વડીલોનુંજ પ્રથમ હિત આ પ્રમાણે વર્તવામાં રહ્યું છે; કેમકે જો આ પ્રમાણે પતિ વર્તતો પારકીજણી વડીલોના સામે ઉત્તર આપવાનો સમય પામતીજ નથી. અને સર્વ વિખવાદનાં મૂળ કારણોનોજ આ પ્રમાણે અભાવ થવાથી ઘણે અંશે શાન્તિ રહે છે. ઉપરના ત્રણે નિયમોની સાથે એક ચોથો નિયમ છે તે પણ ઘણોજ ઉપયો-

ગનો છે અર્થાત્ એ ત્રણે નિયમના શિખર રૂપ એ ચોથો નિયમ છે. તે એ છે કે 'પતિએ પોતાની સ્ત્રીને સતત એટલા નિયમમાં રાખવી કે વડીલોના સામે એક શબ્દ પણ પ્રત્યુત્તરમાં બોલે નહીં. मौनं सर्वार्थसाधनम् એ નિયમ વડીલોની સાથે વસનાર પતિની સ્ત્રીને માટે એક ઘીંગી ઢાલ છે. જ્યાં લગી એક સુધરેલો અર્થાત્ યથાર્થ સુધરેલો જમાનો (પોતાના અધિકારની અને પોતાના આશ્રિતોના હકની મર્યાદા જાણનાર જમાનો) વડીલ પદવીએ આવ્યો નથી ત્યાં લગી ઉપર કહેલાં નિયમો અવશ્યે કરીને પાલન કરવાં યોગ્ય છે. વિદ્યા વિમુખ, અવિવેકી અને અહંકારને માટે અક્રાંતિયા, કેવળ કાળ અને દૈવ બળે વડીલ-પદવીને પામેલાં મનુષ્યોની આગળ કારણસર વાદ કરતાં પણ તેઓ સત્વર કોપાવિષ્ટ થાય છે. એમની મોટાઈ એમને અજ્ઞાનના છત્રની છાયામાંજ રાખે છે. એવાં વડીલ પોતાના પુત્રના સકારણવાદથી પણ વિષાદ પામે છે તો પારકી જણીના વિનયયુક્ત પ્રત્યુત્તરથી પણ પ્રજ્વલી ઉઠે તેમાં કાંઈ નવાઈ નથી; એક કવિએ પણ આધુનિક સમયનો વિચાર કરી કહ્યું છે કે:—

> कोपाविष्टे बन्धुवर्गे गुरुवर्गे तथा सति ।
> जयास्त्रं विश्वविख्यातं स्त्रीणां मौनावलम्बनम् ॥

વળી એજ અનુભવી કવિ સ્ત્રીઓએ ગુરુજન આગળ નિરુત્તર રહેવું જોઈએ એવું એક બીજું કારણ નીચે પ્રમાણે કહે છે:—

> संवृद्धे दम्पती स्नेहे । वृद्धा निन्दन्ति सत्पतिम् ।
> संरुद्धे दारवाग्योगे । लोका निन्दन्ति सर्वतः ॥

ભાવાર્થ:—પતિ પત્નીનો પરસ્પર પ્રેમ વધેલો જોઈને વડીલો (ઉપર કહી ગયા તેવા ગાંડ વડીલો) પતિધર્મને જાણનાર સારા પતિની નિંદા કરે છે અર્થાત્ 'તે તો [illegible]ઓ છે, રાંડનો વશ થઈ ગયો છે, બૈરા મોહો છે, બાપ દિવાનો [illegible] સાન કે બાયડી મારી તુળજાબવાની' એવાં એવાં વા[illegible] યોજનારે [illegible] વડીલોને તે [illegible] વડીલો તિરસ્કાર કરે છે. પણ જ્યારે તમારે [illegible]ને અમુક સ્થળે મોકલવી તરફથી લોક [illegible] મારે છે, અર્થાત નહીં [illegible] બનવાથી જો ઉત્તર આપે છે ત્યારે તો ઘણું લોક ને [illegible] શોધીને ચટવાઈ જાય છે" તોપણ લોકો તેના પતિને નિંદે છે,

અને કહે છે કે ધણી બાંધેલો ન હોય તો આ પ્રમાણે વધુ માણસથી વ- ડીલના સામી ઉભાજ કેમ ઉપડે !

ઉપર જે વિવેચન કરવામાં આવ્યું તે ઉપરથી હરેક વિચારવાન વાં- ચનારને યથાર્થ સમજાશે કે ઉપર કહેલો ચોથો નિયમ ઘણોજ ઉપયોગનો છે. એ નિયમ પાળ્યા વિના બાકીના પાળવાથી અપેક્ષિત ફળ થતું નથી. પ્રથમના ત્રણ નિયમથી ગૃહસ્થાશ્રમ સ્થિર રહે છે, અને ચોથા નિયમથી ગૃહસ્થાશ્રમ યશસ્વી થઈ સફળ થાય છે યશ વિનાનો ગૃહસ્થાશ્રમ સાર્થક ન હોતાં નિંદ્ય છે. (અપૂર્ણ)

---

॥ ॐ श्री ॥

## उत्पत्ति, स्थिति तथा लय.

तमीश्वराणांपरमंमहेश्वरं तंदेवतानांपरमंचदैवतम्
पतिंपतीनांपरमंपरस्तात् विदामदेवंभुवनेशमीड्यम् ॥

जन्मस्थितिविनाशेषु ह्युदयास्तमयेषुच
सममेव मनोयस्य सजीवन्मुक्त उच्यते ॥

અર્થઃ—જે દેવ આ જગતના મુખ્ય અભિમાની ઈશ્વરોનો પણ ઈશ હોવાથી શ્રી મહેશ્વર શબ્દ વડે વર્ણાય છે, જે દેવવડે સર્વ દેવતા- ઓનું દેવતાપણું રહેલું છે, જે વિવિધ વ્યક્તિઓને પ્રાકૃત જીવો પતિ, પ્રભુ, પોષણ કરનાર, તથા રક્ષણ કરનાર રાજા તરીકે માને છે તે સર્વ વ્યક્તિઓના પણ જે દેવ પતિ છે, જીવોનું અંતઃકરણ જે શ્રેષ્ઠ પદ કલ્પી શકે તેનાથી પણ જે દેવનું પદ શ્રેષ્ઠ છે, જે દેવ આ અખિલ વિશ્વનો એકજ ઈશ છે અને જે એકજ દેવ સર્વને પૂજવા યોગ્ય છે, તે શ્રી પર- માત્માને હું સ્તવું છું.

જેનું મન પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ, તથા લય, અને ઉદય તથા અસ્તને જોતાં છતાં નિરંતર સમ પરિણામ યુક્ત રહે છે તે પુરૂષ મહા- ત્મા જીવન્મુક્ત કહેવાય છે.

આ જગતના સંપૂર્ણ નામરૂપાત્મક પદાર્થો ઉત્પન્ન થતા જોવામાં

આવે છે, કેટલો એક કાળ સ્થિતિ કરતાં અને છેવટ લયને પામતાં પણ જોવામાં આવે છે. શાસ્ત્રકારોએ સર્વ પ્રાપંચિક પદાર્થોને ષડ્વિકારયુક્ત ગણ્યા છે. તે વિકાર આ છે. ૧ ઉત્પન્ન થવું, ૨ અમુક પદાર્થ છે એમ ગણનામાં આવવું. ૩ વધવું, ૪ પૂર્ણ અથવા પાકી સ્થિતિને પહોંચવું. ૫ ધીરે ધીરે ક્ષયને પામવું અને છેવટ ૬ નાશ પામવું. જેવી રીતે એક પુષ્પ ૧ કળીના રૂપમાં ઉત્પન્ન થાય છે. ૨ કેટલોએક કાળ તે રૂપમાં સ્થિતિ કરે છે તથા કળી ઉગી છે એમ ગણનામાં આવે છે. ૩ તે કળી વધે છે. ૪ ખીલીને પૂર્ણ શોભા તથા સુગંધ યુક્ત થાય છે. ૫ સુકાઈને ક્ષય પામે છે. અને છેવટ ૬ પોતાના કારણરૂપ પૃથ્વીમાં લય થાય છે. તેજ પ્રમાણે એક મનુષ્ય ૧ બાલકના રૂપમાં પ્રસવરૂપ ઉત્પત્તિને પામે છે ૨ એક બાલક જન્મ્યું છે એમ ગણનામાં આવે છે. ૩ ક્રમે કરી કિશોર, કુમાર, યૌવન અવસ્થાને પામે છે ૪ વધારે વધારે શારીરક અને માનસિક શક્તિઓને પામી લગભગ ૪૦ વર્ષની વયે પક્વ સ્થિતિને પામે છે. ૫ ત્યાર પછી શારીરક શક્તિઓ ક્રમે કરીને ઘટે છે અને પરિણામે મૃત્યુને આધીન થાય છે.

રવો થઈ છે. તેને માટે પ્રથમ તો એ વિચાર કરવો ઘટે છે કે અમુક પદાર્થની ઉત્પત્તિ સ્થિતિ, તથા લય થાય છે ત્યારે એમાં શા શા ફેરફાર થાય છે એ વિચાર કરવાથી પરિણામે સ્પષ્ટ જણાશે કે, એ વિકારો પ્રતીતિ માત્રજ છે. વસ્તુતઃ કંઈ ફેરફાર થતોજ નથી; અને તેથી એ પ્રતીતિરૂપ વિકારોમાં વૃત્તિએ અનુકૂળપ્રતિકૂળપણાના અધ્યાસ બાંધવા એ બહુજ અયોગ્ય છે.

આ વિચાર કરતાં પૂર્વે એટલું તો સિદ્ધજ હોવું જોઈએ કે નાના મોટા સર્વ દૃશ્ય પદાર્થો પરમાણુરચિત છે. માટીનું ઢેફું ભાંગીને ભૂકો થાય છે–ભૂકાના ઝીણા રજકણના પણ જો વિભાગ કરવામાં આવે, તો તેના ઝીણા પરમાણુ છુટા પડે છે– તેજ પ્રમાણે સાકરનો ગાંગડો પાણીમાં ઓગાળવામાં આવે છે ત્યારે સાકર દેખાતી નથી, પણ પાણી ગળ્યું લાગે છે–એ ગળપણનું કારણ પાણી સાથે મળી ગએલા સાકરના પરમાણુઓજ છે. તેજ પ્રમાણે, કાષ્ટ, પાષાણ સુવર્ણ, લોહ આદિના પણ વેહેર પાડવાથી રજકણ છુટા પડે છે–એ વેહેર પણ જો કોઈ જાતના તેજાબમાં ઓગાળવામાં આવે તો એ કાષ્ટાદિના પરમાણુઓ પણ કેવળ છુટા પડી જાય. કોઈ અંધારા ઓરડામાં એકજ છિદ્રમાંથી સૂર્યના કિરણો આવે છે ત્યારે એ કિરણો જેટલી જગામાં અસંખ્ય રજકણો ઉડતાં જણાય છે, ખરૂં જોતાં એવા રજકણો બધે ઠેકાણે ફરે છે–પણ બીજે ઠેકાણે સરખું અજવાળું હોવાથી દેખાતાં નથી, અને આ ઠેકાણે આસપાસ અંધારૂં હોવાથી દેખાય છે. એવા રજકણના પણ છઠ્ઠા ભાગને શાસ્ત્રકારો પરમાણુ કહે છે. એવા બે પરમાણુઓ મળીને એક દ્વયણુક કહેવાય છે. એવા ત્રણ દ્વયણુક અથવા છ પરમાણુને ત્ર્યણુક કહે છે. જેને આપણે રજકણ એવી સંજ્ઞા આપી છે. રજકણ ખુલ્લી આંખે દેખી શકાય છે, પરમાણુ દેખી શકાતો નથી. ઘો, ઈંટ, પથ્થર, પણ આવાં આંખે નહીં દેખી શકાય એવા સૂક્ષ્મ પરમાણુઓના પુંજ માત્ર છે. અને હજારો વર્ષ પર્યંત સ્થિતિ કરનારા, ભાંગ્યાભાંગે નહીં એવા, તથાપિ શ્રીકાળ ભગવાનની સત્તાથી ગમેતે કાળે અવશ્ય ભાંગનારા એવાં સમર્થ મકાનો પણ એજ સૂક્ષ્મ પરમાણુઓના પુંજ માત્ર છે. તો આવા નાના મોટા પણ સૂક્ષ્મ પરમાણુપુંજરૂપ અસંખ્ય પદાર્થોમાં પ્રતીત થતા વિકારોથી અધ્યાસને લીધે આપણે કેટલું દુઃખ સહન કરીએ છીએ તે જોવાનું છે.

૧ પ્રથમ સાદા દૃષ્ટાંત તરીકે કુંભકારનો કુંભ લઈશું. ઘટ ઉત્પન્ન થયો એટલે શું થયું. જે પરમાણુઓ પૂર્વે ધૂળ અથવા છૂટાં રજકણોના રૂપમાં હતા તેજ પાણીના સંયોગથી તથા સૂર્ય કિરણના સંસ્કારથી ફરીને મૃત્તિકાનાં રૂપમાં આવેલા છે. તેજ પરમાણુઓ બીજી અનેક ક્રિયાઓ તથા તાપ સંસ્કારથી છેવટ ઘટ સંજ્ઞાને પામેલા છે. ખરૂં જોતાં પરમાણુ તેના તેજ છે. માત્ર તેનું રૂપ અને તેથી તેનું નામ એ બેજ ફર્યા છે. એજ ઘટ જ્યારે કોઈ કારણથી ભાંગી જાય છે ત્યારે એને કોઈ ઘટ કહેતું નથી. પરમાણુઓ તેના તેજ છે પરંતુ ઠીકરાં અથવા કપાલ કહે છે. એ ઠીકરાં પણ ભાંગી ઝીણાં ઝીણા કટકા થઈ છેવટ પૃથ્વી સાથે મળી જાય છે. હવે આ ઘટમાં ઉત્પત્તિ સ્થિતિ અને લય ત્રણે વિકારો પ્રતીત થયા, તેમાં ખરૂં જોતાં શું થયું એમ વિચાર કરીશું તો જણાશે કે તેના તેજ પરમાણુઓએ માત્ર જુદી જુદી રચનાને અધીન થઈ જુદાં જુદાં નામરૂપ ધારણ કર્યાં હતાં.

૨ હવે ત્રાંબાના પદાર્થો લઈએ. પૃથ્વીના ગર્ભમાં કેટલાએક સંગતીય પરમાણુઓનું વિવિધ સત્તાઓ દ્વારા સંયોગી કરણ થઈ વિવિધ ધાતુઓના સમુદ્દ બંધાય છે. તેમાંની ત્રાંબુ એ એક ધાતુ છે. એ ત્રાંબાના પતરાંમાંથી એક ઘટ બનાવ્યો. ત્યારે એ ઘટ ઉત્પન્ન થયો કહેવાય છે. થોડે અથવા ઘણે કાળે એ ઘટ ઘોબાઈને અથવા કાણો થઈને અથવા ભાંગી જઈને ભંગાણમાં વેચવા યોગ્ય થાય છે. કંસારાઓ તે ભંગારને પુનઃ ગાળે છે, એટલે ઘટનો લય થયો કહેવાય છે. ગાળીને તેજ ત્રાંબામાંથી પુનઃ એક ચાળણી બનાવે છે. પરમાણુઓ તેના તેજ છે તથાપિ ઘટનો નાશ થયો અને ચાળણી ઉત્પન્ન થઈ કહેવાય છે. પુનઃ ઉક્ત પ્રકારે તે ચાળણી ભાંગી જતાં તથા તેને ગાળતાં ચાળણીનો નાશ થયો કહેવાય છે. પુનઃ તેજ ગાળેલા ત્રાંબામાંથી બે લોટીઓ બનાવે છે ત્યારે બે લોટીઓ ઉત્પન્ન થઈ ગયાસ છે. તથા તે પણ કાળે કરી લયને પામી કહેવાય છે. તથાપિ પરમાણુઓ તો તેના તેજ અસ્તિત્વમાં રહે છે. આ સર્વમાં પૂર્વે કહ્યું પરમાણુ પુંજ પૃથ્વીના ગર્ભમાં તામ્ર ધાતુ રૂપે બંધાયા હતા તેજ પરમાણુઓએ, ઘટ, ચાળણી, તથા લોટી એવાં ભિન્ન ભિન્ન નામો ધારણ કર્યાં હતાં. એ પરમાણુસમૂહ ઉપર જે વિવિધ ક્રિયાઓ થાય છે તે. ક્રિયાઓ થતાં એમાંથી કેટલાએક પરમાણુઓ છુટા પડે છે તથા નવા જોડાય છે.

પરંતુ તે છુટા પડેલા પરમાણુઓ કંઈ અસ્તિત્વમાંથી જતા રહેતા નથી. માત્ર સ્થાન ફેરજ કરે છે. તેમજ નવા જોડાયલા પરમાણુએ પણ સ્થાન ભેદજ કર્યો છે. પરંતુ, એ સંયોગવિભાગજન્ય ફેરફાર અત્યંત સૂક્ષ્મ હોવાથી હાલ લક્ષમાં લીધા નથી.—પરમાણુઓના સંયોગ વિભાગ થવાથી રચના બદલાય છે એ વાત નિર્વિવાદ છે. અને તેથીજ તેનો ઉપયોગ બદલાય છે. અને એ ઉપયોગ બદલાવાને લીધેજ જીવો હર્ષ શોકરૂપ દ્વંદ્વને અધીન થાય છે. એ ઉપયોગ તથા નામરૂપ બદલાવાને લીધે હર્ષ શોક કરવો એ ઘટે છે કે નહીં તે વિચાર આગળ થશે. હાલ એટલું તો સિદ્ધ થાય છે કે પ્રસ્તુત ઘટ, ચાળણી, તથા લોટી વિગેરે ભિન્ન ગણાતા પદાર્થો એકજ પરમાણુ સમુહના થયલા છે. તેમની ઉત્પત્તિમાં એક પણ પરમાણુ જે પૂર્વે અસ્તિત્વમાં નહોતો તે અસ્તિત્વમાં આવ્યો એમ કંઈ થયું નથી. તેમજ તેમના લયથી એક પણ પરમાણુ જે અસ્તિત્વમાં હતો તે અસ્તિત્વમાંથી ટળી ગયો એમ પણ નથી. ઉત્પત્તિનો અર્થ અસ્તિત્વમાં નહીં એવા પદાર્થનું અસ્તિત્વમાં આવવું એવો નથી. પરંતુ અસ્તિત્વવાળા પરમાણુનું સ્થાનભેદ તથા રચનાભેદ પામીને અન્ય નામરૂપમાં પ્રતીત થવું એ છે. તેમજ લય અથવા નાશનો અર્થ સ્થિતિવાળા પદાર્થોનું અસ્તિત્વમાંથી ટળી જવું એમ નથી પણ અમુક દેશ કાળમાં સ્થિત અમુક પરમાણુ પુંજની રચનાનું બદલાવું એટલે સ્થાનભેદને પામી અન્ય રચના યુક્ત થવું અને તેથી એક નામરૂપને મૂકી અન્ય નામરૂપની પ્રતીતિ કરાવવી એ છે.

જેની કલ્પના પણ પહોંચી શકે નહીં એટલા પૂર્વ કાળથી આ સંપૂર્ણ વિશ્વના મૂલ સ્વરૂપ શ્રી મહા માયા શક્તિ શ્રી મહેશ્વર ભગવાન, તથા એજ વિશ્વનાં સર્વ વ્યવહારોના મુખ્ય નિયામક શક્તિ સહિત ત્રણ મુખ્ય અભિમાની ઈશ્વરોની સત્તાથી અસંખ્ય વિવિધ પ્રકારના પરમાણુઓ તથા બીજા પણ પદાર્થો અસ્તિત્વમાં મુકાયલા છે: એ સઘ પરમાણુઓમાં એક પણ નવું પરમાણુ કોઈ જીવ ઉમેરી શકતું નથી તેમ કોઈ જીવ એમાંથી એક ઓછું પણ કરી શકતું નથી જેવી રીતે એકશત રૂપીઆ હોય તેની ૧૦–૧૫–૧૭–૨૫–૩૦ તથા ૩ એવી ૭ પોટલીઓ કરીએ, અથવા ૫–૨૦–૨૦–૨૨–૩૦ તથા ૩ એવી ૭ કરીએ. તેનીજ ૨૬–૨૫–૩૦ તથા ૨૫ એવી ચાર પોટલીઓ કરીએ તોપણ કુળ સો રૂપીઆની રકમ તો તેની તેજ છે. માત્ર એકએક પોટલીમાં રૂપીઆંની સંખ્યા ન્યુનાધિક થાય

છે, પરંતુ એક રૂપીઓ ખોવાઈ ગયો અથવા વધ્યો એમ નથી, તેવી રીતે આ સર્વ પદાર્થોનાં ઉત્પત્તિ તથા લય અનાદિ કાળથી રચાયલા પરમાણુ સમૂહના સરવાળા બાદબાકી સિવાય બીજું કંઈજ નથી. એક ત્રાંબાનો લોટો ભાંગી જાય તો તેને ગાળતાં તેના પરમાણુ સાથે બીજા સજાતીય પરમાણુ ઉમેરાઈ—એક દેગડો—એવો નામરૂપાત્મક પદાર્થ પ્રતીત થવાનો—અને તે દેગડો ભાંગી જાય તો તેને ગાળી તેના પરમાણુઓમાંથી ચાર નાની નાની લોટીઓ પણ થાય. પરંતુ મૂલ વસ્તુનું પરિમાણ અવિકીય છે. માત્ર રચના બદલાય છે, એજ રચનાનું બદલાવું પૂર્વભૂત નામરૂપની અપેક્ષાથી ઉત્પત્તિ છે, અને ઉત્તરકાલભાવી નામરૂપની અપેક્ષાથી નાશ ગણાય છે વસ્તુતઃ ઉત્પત્તિ નાશનાં સ્વરૂપ પ્રતીતિ માત્રજ છે; એકજ છે. અને અપેક્ષા બુદ્ધિથીજ ભિન્ન મનાયલાં છે. ઘટની ભાંગી જવા રૂપ ક્રિયા ઘટની અપેક્ષાથી નાશ મનાય છે અને ઠીબ—ઠીકરાં અથવા કપાલની અપેક્ષાથી ઉત્પત્તિ મનાય છે. એક મોટા બારોટીઆની વેહેરાવા રૂપ ક્રિયામાં બારોટિયાનો નાશ મનાય છે. પરંતુ પાટીઆની ઉત્પત્તિ મનાય છે. પાટીઆના નાશની ક્રિયા તેજ પેટીની ઉત્પત્તિની ક્રિયા છે. અને પેટીના નાશની ક્રિયા તે કોયલા અથવા રાખની ઉત્પત્તિની ક્રિયા છે. અર્થાત્ એક નામ રૂપનો પ્રતીતિ રૂપ સદ્‌ભાવ થવો તથા અન્ય નામરૂપનો અપ્રતીતિ રૂપ અભાવ થવો એ બંને સમકાલીન છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પરમાણુ પુંજની અમુક રચનાના બદલાવા રૂપ એકજ ક્રિયાને માટે જનોએ "ઉત્પત્તિ" તથા "નાશ" એવા બે શબ્દો પર વિરોધી અર્થના સંકેત કર્યા છે. અને તેવી એકબીજાને અનુકૂળ, તથા એકને પ્રતિકૂળ ગણીને, તથા ઉત્પન્ન થવામાં જાણે કંઈ નવિન વસ્તુ અસ્તિત્વમાં આવતું હશે અને નાશ થવામાં કંઈક પદાર્થ ખરેખર અસ્તિત્વમાંથી ટળી જતો હશે એવી મિથ્યા ભ્રાંતિ ધારણ કરીને જીવો અસહ્ય દુઃખો ભોગવે છે.

ઉપર વર્ણવેલા ઉત્પત્તિના નાશના સ્વરૂપને વિશેષ ઉપયોગી તથા આસક્તિવાળા પદાર્થના દૃષ્ટાંત લઈ સદૃઢ કરીશું. અપૂર્ણ.

## સાધકની ઈષ્ટપ્રતિ પ્રાર્થના.

### પદ.

કીજે કરુણા હો દીન દયાલ, શરણમેં આઈ રહ્યા, એ રાગે.

શુદ્ધ કરજો હૃદય વિશ્વેશ, નિહાળી દુઃખ દાસ તણું;
પીડે પાડે અધિક પંચ ક્લેશ, ટળે ન, કરૂં યત્ન ઘણું. ટેક.
દુઃખમાં સુખ બુદ્ધિ પ્રભુ થાતી, અનિત્ય જાણું નિત્ય;
અશુચિ દેહાદિ શુચિ જાણી, પ્રકટે કુરૂપમાં પ્રીત. નિહાળી.
અનુકૂળ વિષયે રાગ ઉપજતી, પ્રતિકૂળ પ્રત્યે દ્વેષ;
દ્વિધા વિષે અસ્મિતા અનુગત, શરીરમાં અભિનિવેશ. નિહાળી.
આ વિધિ પંચ રિપુ પ્રતિક્ષણ મુજ, શોષે સત્વ દયાળ;
યોદ્ધા બળવતા એ છે સ્વામિ, કાયર ભીરૂ હું છું બાળ. નિહાળી.
એ વિણ અગણિત વિષયરૂપી અરિ, જે ઉર કરે અનર્થ;
આપ પ્રભુને સર્વ વિદિત તે, છો સર્વજ્ઞ સમર્થ. નિહાળી.
તોપણ બાળ સ્વભાવે બોલું, સુણજો જાણો તોય;
બાળક તાત વિના કો સ્થળ જઈ, અંતર ખોલીને રોય. નિહાળી.
મહા મોહ, સુત અવિદ્યા કેરો, જાણો જોર પ્રચંડ;
તે કદિ કદિ આવી આ ઉરનાં, કરતો પ્રહારે શતખંડ. નિહાળી.
વળિ તેના અગણિત આ યોદ્ધા, આપાય થરકે જેહ;
તે પણ આજ પ્રભુ દૂર જાણી, વર્ષાવે તીરનો મેહ; નિહાળી.
કદિ કદિ શસ્ત્રો હું પણ સહાઈ, કરતો રિપુપર ઘાવ;
કોક્ષણ રિપુ વક્ષઃસ્થલ ભેદું, કોક્ષણ સુકી જાઉં દાવ. નિહાળી.
રિપુદળમાંથી કંઈક હણાયા, સમજી થાતો ન્યાલ;
(ત્યાં તો) મૃત પણ સજીવ થઈને ધાતા, થાતા દ્વિગુણ વિકરાળ. નિહાળી.
અમૃત સંજીવની જે પીવાળા, રિપુના યોદ્ધા સર્વ;
મારૂં તોપણ થાય ઉભા તે, જોઈને ત્યજુ છું હું ગર્વ. નિહાળી.
કદિ હું રિપુદળથી ઘેરાઈ, રિપુમય થઈ પણ જાઉં;
સ્મૃતિ થાતાં શસ્ત્રો જાઉં સ્હાવા, શસ્ત્ર વિના શું સ્હાઉં. નિહાળી.
યથાર્થ શુદ્ધિ જ્યાં, ત્યાં શસ્ત્રો,—રહે, અલૌકિક એહ;
પતિત રિપુદળ છાયા પડતાં, લોપ થતાં નિઃસંદેહ; નિહાળી.

વૈષ્ણવ છું" તો શ્રોતાના અંતઃકરણમાં શ્રીમદ્ ભાગવત વગેરે ગ્રંથમાં કહેલા જે વૈષ્ણવના ગુણો તે ગુણવાળો આ માણસ છે એવું ભાન ન થતાં વિષ્ણુસ્વામીનો મત જે પશ્ચાત્ થયેલા વૈષ્ણવ ધર્મ પ્રવર્તક કેટલાક આચાર્યોએ લીધો છે તથા જે હાલ ઘણે અંશે દુરાચાર ગ્રસ્ત સંપ્રદાયમાં ગ-ણાય છે તે મતનું અર્થાત્ તે મતમાં ક્રમે કરીને વ્યાપક થયેલા દુરાચાર-નું આલંબન કરનાર આ માણસ છે એવો અર્થ શ્રોતાનું અંતઃકરણ ગ્રહ-ણ કરે છે. એજ પ્રમાણે અનેક શબ્દો ભ્રષ્ટતાને પામતા જાય છે. ભક્તિ શબ્દ પણ આમાંનોજ એક છે હાલ કોઈને કહ્યું હોય કે અમુક માણસ ભક્તિવાળો છે તો એ માણસ ભોળો છે, વગરવિચારનો છે, મૂર્ખ છે ઈ-ત્યાદિ ગુણોનું તે ભાન કરે છે. આમ ભ્રષ્ટતા થવાથી ભક્તિ ઉપર લોકોને દિન પ્રતિદિન ત્રાસ થતો જાય છે એટલુંજ નહિ પણ તે ભક્તિનું યથાર્થ આલંબન કરનાર પુરૂષો પ્રતિ પણ લોકો દ્વેષ કરે છે. એને માટે વિચાર કરીએ તો બે કારણ જડી આવે છે.—એકતો દુરાચારી લોકો પોતાના ગ-મે તેવા વિચારોને ઉંચા બતાવવા કોઈ ઉત્તમ શબ્દને પોતાના માર્ગ વિષે આરોપી લેછે તથા બીજું તો લોકોનું અજ્ઞાન. જો ભક્તિ, વૈષ્ણવ, શૈવી આદિ શબ્દો લોકોએ પોતાના ગમે તેવા માર્ગમાં આરોપ્યા ન હોત તો એ શબ્દો પોતાના સુમાર્ગેમાંજ વપરાતા આવ્યા જાત, જેથી અન્ય લોકોને એ શબ્દો સાથે દુરાચારમાં અર્થનો સંસર્ગ કરવા અવકાશ રહેતજ નહિ. પણ જેમ કોઈ પદાર્થ જેમ જેમ વાપરવામાં આવે છે તેમ તેમ ક્ષીણ થઈ પરિણામે રદ્દ થઈ નાશને પામે છે તેમ આ સંપૂર્ણ વિશ્વપ્રવાહ પણ કાળે કાળે ક્ષી-ણતાને પામતો જોઈએ, નહિતો નાશજ નહિ પામે. અર્થાત્ ઉત્તરોત્તર ના-શ તથા ક્ષીણતાને આણનાર કારણ સમૂહ વધતો જાય એમાં આશ્ચર્ય નથી. એ નિયમથીજ અધિક અધિક ધૂર્ત લોકો થતા જાય છે અને થ-વાના. તે ધૂર્ત લોકો પોતામાં શ્રદ્ધા કરાવવા અનેક પ્રપંચો કરે એ પણ સ્વાભાવિકજ છે. અને ઉપર કહ્યા પ્રમાણે પોતાના ગમે તેવા માર્ગમાં ઉ-ત્તમ શબ્દોને લગાડી દેવા એ પણ એક પ્રકારનું પાખંડજ છે. તેથી હાલ અનેક ઉત્તમ શબ્દો એમ ભ્રષ્ટ કરવા છે અને વળી કોઈ અવશિષ્ટ રહ્યા હશે તે પણ ભ્રષ્ટ થવાના; તો પણ જેમ સર્પો જતા રહ્યા પછી તેથી પ-ડેલા લીસોટા ઉપરથી સર્પના ગુણોનું અનુમાન કરવું યોગ્ય નથી એટલે જેમ એ લીસોટા ચાલતા નથી, કોઈને કરડતા નથી તેમ ખરાં સર્પો પણ

ગતિમાન નથી. કોઈને દર્શતા નથી ઈત્યાદિ અનુમાન આવશ્ય છે. તેમજ
તે લોકોએ અયોગ્ય અર્થમાં વાપરેલા ઉત્તમ શબ્દો ઉપરથી તે શબ્દની નિ-
કૃષ્ટતા વિષે અનુમાન કરી તેથી ત્રાસ પામવો અથવા તે તે અર્થને યોગ્ય
રીતે ધારણ કરનાર પુરૂષ પ્રતિ દ્વેષ કરવો એ વિચારવાનને યોગ્ય નથી.

ભક્તિ શબ્દને યથાર્થ સમજવા સારૂએને, અધિક વ્યાપક અર્થમાં વા-
પરી વિચાર કરીએ તો આસ્તિક નાસ્તિક સમગ્ર જગત ભક્તિવાળું અથ-
વા ઉપાસકજ છે. સમગ્ર લોકો પોત પોતાના ઈષ્ટની ઉપાસના કરે છે, તેના
પ્રતિ પ્રેમ રાખી સર્વ પ્રવૃત્તિ કરે છે. જે લોકોએ પૈસો મેળવવો એજ આ-
શય માન્યો હોય છે તે લોકોનો મુખ્ય ઈષ્ટ, ધન છે એમ કહેતાં કશો બાધ
નથી. ધનને માટે તેઓ અનેક પ્રકારે શ્રમ કરે છે, ધનને માટે પોતાનું
શરીર બગાડતાં, પોતાની કીર્તિ ખોતાં, પણ તેઓ વિલંબ કરતા નથી.
તેઓનું મન જાગૃત તથા સ્વપ્નના પ્રત્યેક ક્ષણમાં ધનનુંજ ચિંતન કરે છે. તેઓની
ચક્ષુરિન્દ્રિય ધન શિવાય અન્ય પદાર્થ જોવા ઈચ્છતી નથી, શ્રોત્રેન્દ્રિય ધનવિનાની
અન્ય વાતો સાંભળવા અરૂચિ બતાવે છે. તેઓની કર્મેન્દ્રિય પણ ધન કે
બીજ અર્થાત્ ધન પ્રાપ્તિનો સંભવ હોય ત્યાંજ પ્રવૃત્તિ કરે છે. ટુંકામાં ક-
હીએ તો તેઓનાં મન, વાણી, શરીર વગેરે સમગ્ર તત્વો ધનમાં તલ્લીન
તન્મય થઈને રહે છે. આવા લોકો ધનના ખરા ઉપાસક છે. તેમજ જે
લોકોએ આ મૃત્યુ લોકના કોઈ એક ભાગમાંના લોકોમાં યશ મેળવવો એજ
આશય ધાર્યો હોય છે તેઓ તે યશ પ્રાપ્તિના સાધનમાંજ નિરંતર નિમગ્ન
રહે છે, યશની પ્રાપ્તિથી હર્ષને પામે છે તથા તેના વિયોગે મહા ખેદયુક્ત
પ્રતીત થાય છે યશને માટે તેઓ ખાવાને પણ ઈચ્છતા નથી. આરામની
ઈચ્છાનો પણ પરિત્યાગ કરે છે—ટુંકામાં એમજ કે અમુક સંપૂર્ણ પદાર્થ પ્રતિ
ભારે આસક્તિ કરી તેજ પદાર્થમાં ઐક્યને ધારે છે, આવા લોકો યશના ય-
થાર્થ ઉપાસક, યથાર્થ ભક્ત છે. એજ પ્રકારે અન્ય પદાર્થોને માટે સમજ-
વું. જે લોકોએ ધન, યશ વગેરે એકથી અધિક પદાર્થોને ઈષ્ટ માન્યા છે
તે લોકો પણ એ પદાર્થોથી અન્ય પદાર્થ પ્રતિ કેવળ અસક્તિથી વર્તે છે.
માટે આ પક્ષે જોતાં સંપૂર્ણ જગત્ ઉપાસકતયા ભક્ત છે એમાં કંઈ
સંશય નથી. દ્રષ્ટાન્તરૂપે કોલેજમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ લઈએ તો
તેઓ સુભોજન, સુશય્યા, વસ્ત્રાભૂષણ, જન્મભૂમિ, સ્વસંબંધીઓ, સ્ત્રી
પુત્ર વિગેરે સમગ્ર પદાર્થ પ્રતિનો પોતાનો પ્રેમ ઉઠાવી અભ્યાસના ઐક્ય-

નેજ ઝંખના કરે છે. એજ પ્રમાણે "જગન્નાથ, કાલિદાસ, બાણ, Shakespeare Plato Gladstone વગેરેના ઉપાસકો, તેમનાં ગ્રંથો વાંચે છે તેમના બોલેલા પ્રત્યેક શબ્દને અમૂલ્ય આભૂષણરૂપ ગણે છે, કંઈ પણ પ્રમાણ આપવું હોય, ગમે તે વાત ચાલતી હોય ત્યાં તેમનાંજ નામને સાંકળીને મૂકે છે, એકાંતમાં પણ તેમનાંજ નામનો તથા શબ્દોનો સતત જપ કરે છે. એ વગેરે જે જે માણસ પ્રતિ દૃષ્ટિ નાંખી વિચારશું તો તે કોઈનો નહિ તો કોઈનો પણ ઉપાસક, ભક્ત છે એમ જણાયા વિના રહેશે નહિ. આથી ભક્તિ, ઉપાસના તથા આસક્તિ એ વિચારો નવા નથી પણ સ્વાભાવિક છે, પ્રત્યેક પ્રાણીમાં રહેલાજ હોય છે, આ પ્રમાણે જોતાં એ વળી અધિક દેખાય છે કે યથાર્થે ભક્તોની ભક્તિમાં ભેદ નથી પણ તેમના ઉપાસ્ય પદાર્થ માત્ર જુદા હોય છે. જેમ ઉપરનાં ઉદાહરણોમાં ધન, પેરા, અભ્યાસ આદિ ઉપાસ્યમાં ભેદ છે, તે ઉપાસ્ય પ્રતિ પ્રેમમાં તથા તજ્જન્ય પ્રવૃત્તિમાં ફેર છે. સર્વ ઉપાસકો—ભક્તો—પોતાના ઇષ્ટનાં દર્શનથી હર્ષ, તેના વિયોગમાંથી શોક, તેમની પ્રાપ્તિ વા સિદ્ધિ માટે પ્રત્યેક સાધનનું અહર્નિશ ચિંતન, તે સાધનનું અનેક પ્રયત્નથી પણ અનુષ્ઠાન વગેરે અનેક બાબતોમાં સમાનતાવાળાજ દેખાય છે.

આમ છે તોપણ ઉપરના લોકોને ભક્તસંજ્ઞા આપાતી નથી, કેમકે તે લોકોના ઉપાસ્ય ઐહિક પદાર્થ છે. જે લોકોના ઉપાસ્ય ઐહિક નથી તે લોકો ભક્ત કહેવાય છે. જેમકે ભૂત, શક્તિ વગેરે, દેવતાઓ જેના ઉપાસ્ય છે તે લોકો તે તે ઉપાસ્યના ઉપાસક અથવા ભક્ત કહેવાય છે. તો પણ તેમાં જે ભક્તિ, તેમાં ફેર નથી. ભક્તિ તો એ બધામાં એક સરખી રીતેજ ચાલી આવે છે. ભૂત, પ્રેત, પિશાચાદિના ઉપાસકો [illegible]નનો વ્યય કરી, લોકોમાં પોતાની કીર્તિને કોરે મુકી, ધર્મની પણ બેદરકાર કરી, પોતાના શરીરની સંભાળથી પણ રહિત થઈ ઉગ્ર કમાટ ઉપજાવે એવા, વ્યાઘ્રાદિ ક્રૂર પ્રાણીના ભયવાળા, દુર્ગંધમય સ્મશાનમાં ઘોર અંધારી રાત્રિએ જઈ નિવાસ કરે છે તથા પોતાના ઇષ્ટની પ્રસન્નતા વાસ્તે તેને અર્થેજ થઈ વર્તે છે. તે ઇષ્ટનાં દર્શનથી રોમાંચ વગેરે પામી હર્ષને પામે છે, તથા એઓના ખેદ યુક્ત થઈ તેને માટે અધિક પ્રયત્નવાન થાય છે. તેમજ શક્તિના ઉપાસકો માટે પણ જોવામાં આવે છે. માટે જે ભક્તિરૂપ પ્રેમ વૃત્તિ તેમાં તો એ બધા સરખાજ છે. અર્થાત્ બધાને પોતાના માનેલા ઇષ્ટ પ્રતિ, પ્રેમ

છે અને તદિતર પદાર્થ પ્રતિ આસક્તિ છે, ભેદ માત્ર ઉપાસ્યમાંજ છે. શ્રુતિના ઉપાસકને ભક્ત સંજ્ઞા આપી છે પણ તેનું કારણ માત્ર એટલુંજ છે કે દાસ ભક્તિનો વિસ્તારવાળો અર્થ કર્યો છે. ભક્તિ શબ્દનો જે મુખ્ય અર્થ તે આગળ કહેવામાં આવશે પણ દાસ જે અર્થમાં એ શબ્દ વાપરેલો છે તેજ અર્થ-કોઈ શ્રેષ્ઠતા યુક્ત રીતે એ શબ્દ મુખ્યાર્થમાં બોધન કરે છે. લોકો ભૂતના ઉપાસકને ભક્ત સંજ્ઞા નથી આપતા તેનું કારણ માત્ર એટલુંજ કે એ નીચ યોનિ છે. બાકી શક્તિ વિગેરેના ઉપાસકને તો સામાન્ય લોકો પણ ભક્ત કહે છે એજ પ્રમાણે સંપૂર્ણ જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા લયરૂપ અવસ્થાના હેતુરૂપ પરમાત્મા જે, મહેશ્વર, ઈશ્વરાદિ સંજ્ઞાઓથી પણ ઓળખાય છે તેમને તથા એ સર્વજ્ઞ-સર્વ શક્તિમાન્ ઈશ્વરના લીલા વિગ્રહોને તથા તદ્રૂપ થએલા જીવન્મુક્ત પુરૂષોરૂપ સદ્ગુરૂને વિષે ઈષ્ટ બુદ્ધિ રાખનાર પુરૂષો પણ ભક્ત કહેવાય છે. આ છેલ્લા ઉપાસ્યોની ભક્તિ તથા પૂર્વોક્ત ઉપાસ્યો પ્રતિની ભક્તિમાં જે સૂક્ષ્મ વિલક્ષણતા છે તે આગળ કહેવાશે. પણ દાસ તો માત્ર એટલુંજ કે એ બધા ઉપાસ્ય પ્રતિ ભક્તિ ધારણ કરનાર ચેતના યુક્ત પ્રાણીઓ તથા તેમનો પ્રતિનો પ્રેમ અર્થાત્ ભક્તિ એ સર્વમાં સરખાંજ છે; ભેદ માત્ર ઉપાસ્યનોજ છે.

આ સર્વનું તાત્પર્ય એ નીકળ્યું કે ભક્તિ દરેક પ્રાણીમાં સ્વતઃસિદ્ધ છે, ભક્તિના ઉદ્ભૂતપણાથી તથા પ્રબળતાથી થતી પ્રવૃત્તિ સ્વાભાવિક છે. તથા તદિતર પદાર્થ પ્રતિ અસક્તિ પણ સ્વભાવ સિદ્ધ છે અર્થાત્ આમાંથી કોઈને પણ કેવળ નવું ઉત્પન્ન કરવું પડતું નથી. (તો એ શંકા થાય છે કે જ્યારે એ સર્વ સ્વભાવ સિદ્ધ છે, તો પછી શાસ્ત્રો શા માટે ભક્તિનું વિધાન કરે છે. એ શંકાનો ઉત્તર એની મેળેજ આગળ આવી જશે, તથા શાસ્ત્ર કયા અંશમાં વિધાન કરે છે એ પણ આગળ સમજાશે.)

ઉપર કહ્યા પ્રમાણે જગતમાંના સંપૂર્ણ પદાર્થ ઉપાસ્ય થઈ શકે છે તો હવે ઉપાસ્ય કેવા જોઈએ તે પ્રતિ વિચાર કરીએ. ત્યાં જે ઉપાસ્યથી દુઃખ થાય એમ હોય તે ઉપાસ્ય મુમુક્ષુજનને પુરૂષોએ હોય છે એમ કહેવું આવશ્યક નથી. પ્રથમ ઐહિક પદાર્થોરૂપ ઉપાસ્યપર વિચાર કરીએ. તો પ્રથમ ધન તથા યશ લઈએ. ત્યાં ધન પ્રતિની ભક્તિ ધનને પ્રાપ્ત કરવામાં કરાતા અનેક પ્રયત્નોદ્વારા દુઃખનું ભાન અનેક પ્રસંગે કરાવે છે એ સર્વને અનુભવ સિદ્ધ છે. એ ભક્તિ આરંભમાં દુઃખ આપે છે એટલુંજ, નહિ

પણ ધનની સ્થિતિ હોય, તે વખતે અર્થાત્ ગમે તે પણ એ ધન સદાકાળ આપણી સત્તામાં રહે, અન્ય માણસો એને લેઈ ન જાય, અગ્નિ ધરિત્રીકંપ આદિ ઉત્પાતોથી એનો નાશ ન થાય, આપણું શરીર એ ધન દ્વારેથી સુખ ભોગવવા યોગ્ય અવસ્થામાં અરોગ રહે. વગેરે અનેક ચિંતાઓથી તથા તત્પ્રયુક્ત પ્રયત્નદ્વારે આપણને દુઃખનું ભાન કરાવેજ છે. તેમજ ધન પણ માયિક પદાર્થ હોવાથી અર્થાત્ માયાના કાર્યરૂપ હોવાથી એટલે ઉત્પત્તિવાળો પદાર્થ હોવાથી વિકારી અને નશ્વર છે તેથી અનેક પ્રયત્ન કર્યા છતાં પણ એકની એક સ્થિતિમાં અવિકારીપણે રહેવાનો નથીજ તેથી નાશને પામવાનો અને તે કારણથી એ તેના ઉપાસકને અંતે પણ દુઃખનું ભાન કરાવવાનો માટે એ સર્વથા નિશ્ચય થાય છે કે એ ધનરૂપ ઉપાસ્ય વિકારી તથા નશ્વર હોવાથી તેના ઉપાસકને કેવળ સુખરૂપ નથીજ. તેમજ એ પદાર્થ જડ તથા પરતંત્ર છે તેથી સ્વતંત્ર રીતે સુખ આપવા કેવળ અસમર્થ છે. તેમજ યશ માટે પણ સમજવું યશ પ્રાપ્ત કરવામાં કેટલું દુઃખ છે, તથા પ્રાપ્ત થયા પછી પણ તેને નિભાવવામાં કેટલાં અસંખ્ય કષ્ટો છે, તથા એ પદાર્થ પણ વિકારી અને કાર્યરૂપ હોવાથી નશ્વર હોવાથી પોતાના નાશ તથા વિકારીપણા વગેરેથી તેના ઉપાસકને કેટલાં મહાભારત દુઃખોનું ભાન કરાવે છે એ પણ કોઈને અજ્ઞાત નથી. તેમજ સ્ત્રી પુત્ર માટે પણ જોવામાં આવે છે. માટે એ કોઈ પણ પદાર્થ ઉપાસ્યરૂપે ઘટતો નથી, કેમકે એને ઉપાસ્ય કર્યા છતાં એ દુઃખનો અભાવ થતો નથી. એ જડ પદાર્થો પોતાના પ્રતિના ઉપાસકની પ્રેમરૂપ આસક્તિને લીધે ઉપાસકને પોતાના અસ્તિત્વ માત્રથી સુખાભાસનું ભાન કરાવે છે. (અને તેથીજ અગણિત અજ્ઞાની લોકોએ એમને ઈષ્ટ માન્યા છે) તોપણ સુખ કરતાં કોટિગણું દુઃખ આપનાર એ છે એટલુંજ નહિ પણ આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એ ત્રણે તાપમાંના કોઈને સ્વસત્તાથી દૂર કરવા અસમર્થ છે. તેથી એ પદાર્થો જડ, પરતંત્ર, વિકારી તથા નશ્વર છે ઈત્યાદિ કારણોથી સુખેચ્છાવાન્ ઉપાસકના ઉપાસ્ય ઘટતા નથી.

તેજ પ્રમાણે, ભૂત, શક્તિ આદિ પદાર્થો પણ છે. એ પદાર્થો એ જડ નથી, તથા કેવળ પરતંત્ર નથી તોપણ વિકારી અને નશ્વર તો છેજ. એ લોકોને પ્રસન્ન કરવા માટે કેટલાં કષ્ટ સહન કરવાં પડે છે, પ્રસન્ન થયા પછી પણ ઉપાસકને તેમની પ્રસન્નતા નિભાવવા કેટલાં કષ્ટ પડે છે

વગેરે તે તે દેવના ઉપાસકને અનુભવ સિદ્ધ છે. માટે, આટલાં કારણથી પણ એ પદાર્થો ઉપાસ્યત્વને યોગ્ય નથી. વિશેષ આ પ્રમાણે:—

સંસારના સંપૂર્ણ ત્રિગુણાત્મક માયાનાં કાર્ય હોવાથી ત્રણ ગુણ યુક્ત છે. તેમાંના કેટલાક પદાર્થમાં સત્વગુણ પ્રધાન હોય છે તો, કેટલાકમાં રજોગુણ અને કેટલાકમાં તમોગુણ. કેટલાક પદાર્થો શુદ્ધ સાત્વિક હોય છે. તેમાં પદાર્થમાં પોતપોતામાં રહેલાં સત્વ પ્રમાણે સુખ આપવાનું સામર્થ્ય હોય છે, એ ચાર પ્રકારનાં દ્રવ્યોમાં—શુદ્ધ, સાત્વિક, રાજસી અને તામસી એ ચારમાં ઉત્તરોત્તર નેષ્ટ છે. તેથી તામસી પદાર્થો પ્રતિની જે પ્રેમરૂપ ભક્તિ તે રાજસી પદાર્થ પ્રતિની ભક્તિની અપેક્ષાથી નેષ્ટ છે કેમકે કોઈ માણસનો કોઈ જાતના પદાર્થ પ્રતિ પ્રેમ ક્યારે થાય છે કે તે પદાર્થ તેની વૃત્તિને અનુકૂળ હોય છે ત્યારે, અને તેથી તામસી પદાર્થને ઉપાસ્ય માનનારની વૃત્તિ તમોગુણ પ્રધાન હોવી જોઈએ, અને તમો ગુણ પ્રધાન વૃત્તિ મોહાદિગ્રસ્ત હોવાથી તમોગુણથી અધિક આનંદ આપનાર રાજસ ઉપાસ્ય પ્રતિ અનુકૂલ નહિ થાય; તાત્પર્ય એ કે તમો ગુણીવૃત્તિ રાજસ આનંદનો પ્રતિબંધક હોવાથી નેષ્ટ છે. તમોગુણથી રાજસ આદિ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે તેથી તમો ગુણી ઉપાસ્ય ઇતર સર્વથી ન્યૂનસુખ આપનાર હોવાથી સર્વથા નેષ્ટજ છે. રાજસ ઉપાસ્ય ઇતર બેની અપેક્ષાથી નેષ્ટ છે. સત્વનોજ શુદ્ધાંશ શુદ્ધ સત્વ હોવાથી એ બંને કોઈની અપેક્ષાથી નેષ્ટ નથી તોપણ સાત્વિક શુદ્ધસાત્વિકની અપેક્ષાથી ન્યૂનતાવાળા છે. રાજ, આ નિયમ પ્રમાણે કેશી વસ્તુઓ, ભૂત પ્રેતાદિ યોનિઓ આધુનિક કેટલાક વિધિ વ્યવહાર સેવનાર શાક્તની મનાતી શક્તિ તથા તદ્દતંત્ર આચરણ કરનાર અન્ય ઉપાસકો વડે મનાતા ભૈરવાદિ દેવતાઓ તમો ગુણ પ્રધાન હોવાથી અને તેજ પ્રકારે આ કાળે કોઈ કોઈ સ્થળે ઉપાસકો વડે કરાતી ઉપાસનાનું સ્વરૂપ જોતાં હનુમાન આદિ દેવતાએ રાજસ પ્રધાનમાં ગણ્યાં હોવાથી સાત્વિક ઉપાસકોને સેવ્ય નથી. સ્ત્રી, યશ, ધન આદિ પદાર્થો પણ ઉપાસ્ય તરીકે નેષ્ટજ છે કેમકે એ પદાર્થો રજતમ મિશ્રિતજ છે. આથી એ એક વિશેષ ગુણ ઉપાસ્યનો સિદ્ધ થયો કે તે શુદ્ધ સાત્વિક હોવા જોઈએ તથા ધન, યશ આદિ પદાર્થો, ભૂત, પ્રેત, શક્તિ આદિ ઇતર લોકના ચેતન પદાર્થો શુદ્ધ સાત્વિક નહિ હોવાથી યોગ્ય ઉપાસ્ય ગણવાને યોગ્ય નથી.

અપૂર્ણ.

# श्री पंचवरद वृत्तान्त.

(અનુસંધાન—પ્રથમ રૂપના પૃષ્ટ ૨૪૫ થી).

દ્વૈતાદ્વૈ ભયંભવતિ આ વાક્યને હું અનેકવાર, બોલતો, તથા બોલુંછું, અને સમજુંછું કે બીજું માનવાથી ભય થાય છે, તેમ છતાં અદ્વિતીય સ્વરૂપાકાર પરિણામને પામી વ્યુત્થાનાવસ્થાને પ્રાપ્ત થયેલી આ વૃત્તિ દ્વૈતાભાવના નિશ્ચયવાળી છતાં, આ દ્વૈતને ક્યાંથી અને કયા કારણવડે નિશ્ચય કરે છે એ કંઈ સમજાતું નથી. કેવલ અદ્વિતીય તત્વજ છે, એથી ભિન્ન કંઈ થયું નથી, તથા થવા સંભવ પણ નથી, એવા દૃઢ નિશ્ચયવડે અત્યંત નિર્ભયાવસ્થાને પામ થયેલો છતાં હું અંતરમાં આ કાળે કિંચિત્ ભયના ચિન્હને ભાળું છું, એ તે સાચું કે વૃથા ભ્રાંતિજ છે? આ વાર્તાનો પણ આ સ્થળે મને મારા વિના બીજો કોણ નિર્ણય કરી આપે એમ છે? અને જો હું ભ્રાંતજ હોઉં તો હું પોતે પણ એ વાર્તાનો નિઃશંક નિર્ણય કરવા આ ક્ષણે શક્તિમાન નથી. કારણ કે ભ્રાંત પુરૂષ ભ્રાંતિ કાળેજ પોતાને ભ્રાંત નિશ્ચય કરવા અસમર્થજ હોય છે. ભ્રાંતિના અંતમાંજ તે પોતાની પૂર્વ ભ્રાંતાવસ્થાને નિશ્ચય કરી જાણે છે; તેમ હું પણ કદાચિત્ આગળ ઉપર યથાર્થ નિર્ણય કરી શકીશ. પણ આ ક્ષણે તો આ અવસ્થાને ભોગવી છૂટવાના યત્નમાંજ મારૂં સામર્થ્ય વ્યય કરવું ઘટે છે. આમ વિચારતો આગળ ચાલું છું એટલામાં મેં આજુબાજુ કોઈને દીઠું નહિ, પણ બાજુએ એક ગુફાના મુખ સરખું દીઠું; તેમાં હું ભયભીત સરખો આજુબાજુ કોઈ નથી જણાતું માટે લાંબ સૂર્યોદય થતાં પર્યંત જેમ સૂર્યના અસ્તની વાટ જોતાં ઘુવડ પક્ષી ખાંઈની બોમાં ભરાઈ બેશી રહે છે તેમ બેશી રહું, એવો વિચાર કરીને લગાર ઉંડાણમાં જઈને, સંતાઈ પેસે તેની પેઠે બેઠો અને આ મારાં નેત્ર બંધ કરીને હૃદયમાં વૃત્તિને સ્થાપવા લાગ્યો ત્યાં તત્કાળ તો આ વૃત્તિ બહારના પદાર્થની ધારણાવાળી હોવાથી તેનુંજ ધ્યેયને સ્થળે ભાન કરતી જણાઈ. પણ લગાર વધારે પ્રયત્નથી યથાર્થ ધ્યેયની પ્રતીતિ કરવાને બદલે વિઘ્નરૂપ લયાવસ્થાને પ્રાપ્ત થઈ, એટલે તો હું વૃક્ષાદિની પેઠે ગાઢ સુષુપ્તવત્ થઈને પડ્યો રહ્યો. કેટલો કાળ એ સ્થિતિમ રહ્યો, એતું તો મને તે કાળે યથાર્થ ભાન કરવાને સમર્થ્યજ હતું નહિ. એ અવસ્થાઓમાંથી યથાર્થ જાગ્રત્ થયા પૂર્વે મને નાસાપુટમાંથી અલૌકિકસુગંધ

ભાન કરાવતો વાયુ સ્પર્શ કરવા લાગ્યો. તે સુગંધવડે હું મસ્ત થયો છું
એટલામાં ઘણે અંતરેથી આવતો હોય એવો, કાનને અત્યંત પ્રિય લાગે
એવો નાદ શ્રવણે પડવા લાગ્યો. આ સુગંધ તથા આનંદ જનક નાદના
સંબંધથી હું અંતર જાગ્રત થયો, પણ તત્કાળ મેં નેત્ર ઉઘાડ્યાં નહિ, પ
ણ અંતરમાં આ પ્રકારનો વિચાર કરવા લાગ્યો. "અહો! દ્વૈતને ભયરૂપ
ગણીને નિવૃત્તિમાં બેઠો, તો આ સ્થળે મને કેવું મને આનંદનું ભાન કરા
વનાર નિવડ્યું 'નજરે દીઠાનું ઝેર છે' એવાં અર્થનાં વચનો જનમાં બો
લાય છે, એ આ ટાણે મને તો સત્ય થઈ પડ્યું. હવે તો મારે આ નેત્રને
ઉઘાડવાંજ નહિ, અને બાહ્ય પ્રપંચને જોવો પણ નહિ. આ સર્વ ઇંદ્રિયોમાં
નેત્રજ અત્યંત બળવાન અને અધિક દોષ જનક છે, એમ પૂર્વ અનુભવી
પુરુષોનું માનવું છે, તે આજ માનવામાં આવે છે. જોઉં, હવે આ મારાં
નેત્રને મારે ઉઘાડવાં નથી, તો મારા વિના અન્ય એને કોણ ઉઘાડે છે?
આમ નિશ્ચય કરીને સ્વસ્થ બેશી રહ્યો. તેને કિંચિત્ કાળ ગયો. એટલામાં
તો જેમ ગૃહસ્થની સ્ત્રી બહારથી થતા પોકારને સાંભળીને તત્કાળ વ્યાકુળ
આવતા સાવધાન થઈ એકદમ ગૃહનાં દ્વાર ઉઘાડી બહાર જુએ છે, તેમ
આ મારા અંતઃકરણમાંથી એકા એક એવી એક વૃત્તિ ઉઠી કે અરે! ક્યા
રનો આ અલૌકિક સુગંધવાળો વાયુ તથા ચિત્તને પ્રસન્ન કરનાર નાદ ક્યાં
થી આવે છે? આ વૃત્તિએ એકદમ મારાં આ નેત્રને ઉઘાડી નાખ્યાં. નેત્ર
ઉઘડતાં તો મને સ્થાનાંતર થયેલું જણાયું. પેલો માર્ગ તથા ગુહાના દ્વાર
સરખું સ્થાન તો મને સ્વપ્નગત પદાર્થની પેઠે જણાયુંજ નહિ, પણ એક
તો નેત્રને આનંદ થાય એવું ઉપવનનું સ્થાન હોય એમ જણાયું, અને મા
રા સંમુખજ એક દિગ્વસ્ત્ર ધારણ કરેલી, યુવાવસ્થાથી યુક્ત, અને અતિ
મોહક શરીરવાળી દેવાંગના ઉભેલી જણાવા લાગી. તેને જોઈને વૃત્તિમાં કં
ઈક વિલક્ષણતાનું ભાન તો મને થયું, પણ તત્કાળ નૈરાશ્યના મારા વેશનું
તથા વૈરાગ્યના સ્વરૂપનું સ્મરણ થતાંજ ચિત્તમાં ગ્લાનિને પ્રાપ્ત થતો એવું
જાણીને, જેમ સુંદર રૂપાદિકનો અવલોકનાર રસિક પુરુષ વિષયપ્રતિ દૃષ્ટિ જ
તાં, તત્કાળ અન્ય પક્ષે પોતાની દૃષ્ટિ તથા મુખને અપ્રિયરૂપતાના ચિન્હ
મુક્તા બતાવે છે; તેમ મેં મારું મુખ ફેરવ્યું; તો તે દિશામાં પણ તેવીજ
સ્ત્રી તેટલેજ છેટે અંતરે દિગ્વસ્ત્રા દેખવામાં આવી. અપૂર્ણ.

ऐं





# महाकाळ.

(માસિક.)

रूप (पुस्तक) २. पौप कृष्ण. १४ दर्शन (अंक) ३.

ॐ अघोरेभ्योऽथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥
सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

પ્રતિષ્ઠા કરનાર.

उपाधियाधकवर्ग.


રાજનગર (અમદાવાદ.)

"એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ"માં છાપી પ્રસિદ્ધ કરનાર

નથુભાઈ રતનચંદ મોરકતીયા.

સંવત ૧૯૪૫. પોહેજ માફ. સને ૧૮૮૮.

વાર્ષિક ઉપહાર. રૂ. ૨ અગાઉથીજ.

(વર્ષ આખો) રૂ. ૨-૮-૦

દરેક છુટી નકલના રૂ ૦|.






## अनुक्रमणिका.



---

## જાહેર ખબર

આ મહાકાળના ઉપાસક થવાની ખાસ વિજ્ઞપ્તિ કોઇને કરવામાં નહિ આવે, માટે જેને એના ઉપાસક થવાની ઈચ્છા હોય, તેણે પત્રદ્વારા મહાકાળના મેનેજરને પોતાની ઈચ્છા જણાવવી.

---

## સુચના.

મહાકાલના જે ઉપાસકોને પ્રત્યેક માસની કૃષ્ણ ચતુર્દશી પછી પંદર દિવસમાં શ્રી **મહાકાલનાં** દર્શન ન થાય તેઓએ મહાકાલના (મેનેજરને નિયામકને ખબર આપવી. ઘણી મોડી ખબર આપનારના પત્ર ઉપર ધ્યાન દેવામાં નહી આવે


મેનેજર 'મહાકાલ'
C/o. N. P. Saugavi.
Sankadi Sheri.
Lalavasa pol
Ahmedabad.


---

श्री

# श्री महाकाल.

रूप (पुस्तक) २,—पोष कृष्ण १४ सं. १९४६ दर्शन (अंक) ३.

## અનાહત ચક્રમાં ઉઠતા નાદને અર્થે પ્રયત્ન કરનાર કોઈ અધૈર્યપ્રાપ્ત સાધકની વૃત્તિએ કરેલા ઉદ્ગાર.

પદ ગરબી.

સાધક શૂરા, જો છતો તો મનરિપુ એકજ છતો, એ રાગ.

આ હૃદયવને, વિશ્વપતિની અનહદ વેણુ વાગે,
વાતો શ્રવણે,—શુણિ ધાયાં શુણવા તે, મહા અનુરાગે. ટેક.

વ્યવહાર અમે સૌ છોડીને, પ્રિયજનની પ્રીતિ તોડીને,
દોડયાં સ્વરમાં મન જોડીને, આ હૃદય૦ ૧

અમે અધિક શુણ્યો'તો સ્વર મહિમા, કે શુણતાં સુખની રહે ન સિમા,
પછી દુર્લભ ના અણિમા મહિમા, આ હૃદય૦ ૨

વેણુમાં દશવિધિ ધ્વનિ વાગે, જે શુણતાં ભવ દુઃખ સૌ ભાગે,
ટળિ ભ્રમ નિજસ્વરૂપ વિષે જાગે, આ હૃદય૦ ૩

મન થાય ન સ્થિર કોઈ ઉપાયે, પણ અનહદ ધ્વનિ જો સંભળાયે,
ક્ષણમાં ટળી ચપળ, અસ્થુર પાયે, આ હૃદય૦ ૪

એ વિણુ લાભો અગણિત જાણી, અમો ધાયાં હૃદય પ્રીત આણી,
કરી સ્થિર નયનો જતાં તાણી, આ હૃદય૦ ૫

મહા વિકટ હતો વનનો રસ્તો, પૂર્વે અમે કદિ જોયો ન હતો;
રજનીના તિમિરે ના સુજતો, આ -હૃદય૦ ૬
પડતાં આખડતાં પણ આવ્યાં, આશામાં દુઃખ મન નવ લાવ્યાં;
પ્રભુ મળશે લહી તન ફુલાવ્યાં, આ -હૃદય૦ ૭
ધ્વનિ સુણવા વળતાં આતુર થઈ, અમો બેઠાં સ્થિર થઈ, કાન દઈ;
પણ શ્રવણે સાંભળિયું ન કંઈ. આ -હૃદય૦ ૮
સુર ભુવર સ્વરાદિ ઉર્ધ્વ સ્થળે, અધમાં પણ તળ સુતળે અતળે;
સુણ્યું, જાએ વેણુ ધ્વનિ સઘળે. આ -હૃદય૦ ૯
પણ તોય અમે નવ સાંભળિયો, તવ શોકાગ્નિ ઉરમાં જળીયો;
શું પ્રાણ અપાનશું નથિ મળિયો? આ -હૃદય૦ ૧૦
કદી ચક્રપતિ નિદ્રિત હશે, ઘડી રહી પછી વેણુ વાજવશે;
લહી એવું ધરી ધીર, ઉર વિષે. આ -હૃદય૦ ૧૧
આશાને આશામાં ચાલ્યાં, વર્ષો ત્રણ ન રહ્યાં ખ્યાલ્યાં;
ઈચ્છિત સુખમાંહિ ના મ્હાલ્યાં. આ -હૃદય૦ ૧૨
અંતરતમ દેશે સ્થિત રહી, પ્રભુ વાએ વેણુ એમ લહી;
અમો જાવા ત્યાં તૈયાર થઈ. આ -હૃદય૦ ૧૩
અતિ દુસ્તર ત્યાં આવી ઝાડી, નવ માર્ગ શક્યાં કો વિધિ કાઢી;
તવ રૂદન કર્યું મુખ સંતાડી. આ -હૃદય ૧૪
વળતાં અંતરથી થઇ વાણી, વૈરાગ્યાગ્નિ યત્નથી આણી;
સુખ લો સુણી વેણુ, પતિ નાણી. આ -હૃદય૦ ૧૫
વૈરાગ્યાગ્નિને કેમ કરી, અમો અબળા મેળવું યત્ન ધરી,
નથી તનમાં હાવાં શક્તિ જરી, આ -હૃદય૦ ૧૬
પ્રભુ કરૂણાપર શ્રધા રાખી, અમો બેસું નિશ્વાસો નાંખી,
દુઃખના આ ઉદ્દગારો ભાખી, આ -હૃદય૦ ૧૭

---

# શ્રી પંચવરદ વૃત્તાંત.

(અનુસંધાન—દ્વિતીય રૂપના પૃષ્ટ ૪૮ થી.)

આમ થવાથી હું મારાઆસનને ફેરવતો ચાર દિશા અને ચાર કોણમાં ફરી વળ્યો, પણ આઠે સ્થાનમાં મને તો ત્રિભુવનમોહક સ્ત્રીની મૂર્તિજ જો-

વામાં આવી અને પછી તો હે મહાત્મા નરેશ! જેમ ભયત્રસિત રાવણને ચઢાવેલા શરયુક્ત ધનુષ્યને કર્ણપર્યંત આકર્ષેલી ક્રોધયુક્ત નેત્રવાળી શ્રી રામની મૂર્ત્તિ અંતર તથા બહિર્ દશદિશામાં દેખાતી હતી, તેમ મને પણ મેં ઉંચે જોયું તો ત્યાં પણ તે સ્ત્રીજ જણાવા લાગી. મેં નેત્ર બંધ કરી એવો નિશ્ચય રાખ્યો કે હવે દૃષ્ટિ માંડવીજ નહિ. તો પ્રથમ તો આસુરવૃત્તિ બળવડે આ નેત્રને ઉઘાડવા યત્ન કરતી, અને હું ન ઉઘાડવા દેવા પ્રયત્ન કરતો. આ પ્રકારે પરસ્પર યુદ્ધ થતાં જ્યારે વૃત્તિ નિષ્ફળ થઈ ત્યારે એ મારી દુષ્ટ વૃત્તિ અંતરમાં પણ મને એ સ્ત્રીનીજ મૂર્ત્તિ સંમુખ ઉભી કરી દેખાડવા લાગી. આ પ્રકારે અત્યંત અકળાયેલો વિકળ સરખો હું પુનઃનિરૂપાય થઈ નેત્ર ઉઘાડી સંમુખ ઉભેલી તે દિવ્ય તનુવાળી સ્ત્રીને નિહાળીને જોવા લાગ્યો.

હું આ સમયે નેત્રને તથા વૃત્તિને રોકવામાં અસમર્થ થયેલો, તે દૃષ્ય વિષયરૂપ સ્ત્રીથી વૃત્તિને પાછી વાળવા નિમિત્ત નિત્યાનિત્ય વિવેકનું સ્મરણ કરતો, વિષય માત્રમાં દોષ દર્શન કરવા રૂપ વિષયાસક્ત સાધકના ધર્મને આચરતો મને પોતાને તથા આ મારા દેહને તથા પ્રીતિયુક્ત જોવામાં પ્રવેશેલી વૃત્તિને ધિક્કાર તિરસ્કાર કરતો જોતો બેઠો. આટલી વેળાપર્યંત એ સંમુખ ઉભેલી સ્ત્રીની દૃષ્ટિ જેમ ચિરકાલથી અંતુર્મુખ રાખેલી યોગાભ્યાસી પુરૂષની ખુમારીવાળી, આરક્ત નેત્રવાળી, તથા અત્યંત ગંભીર દેખાવવાળી હોય છે, તેવી મારા સંમુખ સ્થાપેલી હું અનુભવતો હતો, તે વિશેષ સ્પષ્ટ રીતે તેના સંમુખ સ્નેહયુક્ત નેત્રથી જોનારની પેઠે જોવા લાગ્યો ત્યારે તો મને તે સ્ત્રીનાં નેત્ર સમાધિમાં સ્થિત યોગીનાં નેત્રની પેઠે બંધ સરખાં અને અચળ હોય એવાં જણાવા લાગ્યાં. તે સ્ત્રી ઉર્ધ્વ બાહુવાળા તપસ્વીની પેઠે સંપુટ મુદ્રા કરીને અર્થાત્ ઉંચા હાથ મસ્તકથી ઉપર જોડી રાખીને બંને પગ અત્યંત સમીપ સમીપ સ્થાપીને ઉભેલી છે એમ સ્પષ્ટ જણાયું. તેના વસ્ત્ર રહિત અશેષ અંગને જોતો લજ્જાગ્રસ્ત હું તેને માતારૂપે નિશ્ચય કરવાને અંતરથી અચકાતો જણાયો આ એક પક્ષે આપત્તિરૂપ અને અન્ય પક્ષે સંપત્તિરૂપ મનાતી સ્થિતિમાં હર્ષ તથા શોક બંનેથી યુક્ત છતો ઉભયથી મુક્તની પેઠે સ્તબ્ધ સરખો, હું ત્રાટક ક્રિયામાં રખાતા અચંચળ નેત્રવડે તે સ્ત્રીને સ્તંભવૃત્તિથી જોતો રહ્યો હતો, એટલામાં તો અંતરથી વૃત્તિએ દુર્નિવાર વેગવડે આ મારા શરીરને ઉભું કર્યું.

આ ક્ષણે તો હું જેમ ઉન્માદ વાયુને વશ થયેલો મનુષ્ય વિના કારણ પ્ર-
સંગે ખડખડાટ હસવા લાગે છે તેમ ઉભો થતાં જ ખડખડાટ હસવા
લાગ્યો, અને પુનઃ સાવધાન થઈને વૃત્તિ સાથે યુદ્ધ કરનારને અચળ સ્થાણુની
પેઠે વૃત્તિની ચેષ્ટાને જોતો ઉભો રહ્યો. આ રીતે કિંચિત્ કાળ જતાં તો
હું અભિમાનીને અસાવધ કરીને તે વૃત્તિએ મને તેના અનુયાયી સરખો
કરીને તે સ્ત્રી તરફ પગલાં ભરતો કર્યો. આ સમયે હું અત્યંત નિર્બળ-
પણે ઈષ્ટ તથા ગુરુનું સ્મરણ કરીને વારંવાર દીનપણે નમસ્કાર કરતો
પુનઃ દૃઢપણે ઉભો રહી આ પ્રકારનાં વચનને બોલવા લાગ્યો. હે સંપૂર્ણ
ઉપાધિથી અતીત! હે ત્રીગુણમયી માયાથી અસંબદ્ધ, સમ, શુદ્ધચેતન
સ્વરૂપ પરમાત્મા! આપ તો આ જગત્ પ્રપંચના દ્રષ્ટા, સ્રષ્ટા કે જ્ઞાતા
ગણવા જતા નથી. તેથી આપને તો શરણાગતના પોકારને શ્રવણ કરી કરુણા
આણવા અર્થે પ્રાર્થના કરી શ્રમ આપવાની પ્રવૃત્તિ પણ હું સરખા આપત્તિમાં
આવી પડેલાથી વિના વિચાર્યે કેમ કરાય? જો હું કેવળ અલ્પજ્ઞ હોત, અને
આપના નિરૂપાધિક તથા સોપાધિક ઉભય સ્વરૂપને ન જાણનારો હોત તો
મારા વિષે એ વ્યવહાર દુર્ઘટ ન હોતો, પણ હું તો આ અલ્પજ્ઞ જીવથી
વિલક્ષણ અવસ્થામાં છું, કારણ કે મારા વિષે યોગ્યાયોગ્ય વસ્તુ વિવેક પ્રા-
પ્ત છે. માટે તે પ્રાપ્ત વિવેક વિચારનો ઉપયોગ કરી ઘટતી પ્રવૃત્તિજ કરવી
મને ઘટે છે. વળી હું સર્વજ્ઞ ઈશ્વર નથી, કે કોઇપણ વ્યવહારમાં નિઃશં-
કપણે પ્રવૃત્તિ કરૂં. આમ છતાં પણ આ વિચારણામાં પ્રવેશ કર્યા પૂર્વે તો
હું પોતાને સર્વજ્ઞ ઈશ્વર સમાનજ નિશ્ચય કરી ચુક્યો હતો. પણ હવે ક્રમે
કરીને તે નિશ્ચય અદ્યાપિ પર્યંતમાં ઘટતાં ઘટતાં અંશતઃ આ ક્ષણે અવ-
શેષ રહ્યો છે, જેથી નિર્ભ્રાંતપણે આપના વિષે ઉદાસીનતાનું અનુમાન કરી
કિંચિત્ પણ આપને કહેવું યોગ્ય નથી એવો નિશ્ચય ન કર્યો, પણ ઉલટું
આપને પૃથક્ જાણ્યા છતાં પણ સંબોધન કરી કિંચિત્ કહ્યું છે. એ- આ
મારી મધ્યમાવસ્થાનીજ પ્રવૃત્તિ છે, જેથી એ દોષરૂપ ગણાતી નથી. આમ
છતાં પણ પુનઃ આ ભ્રાંત ચિત્તથી સવિનય યાચું છું કે આપ સર્વના
સાક્ષીરૂપ હો તો આ ક્ષણે મારા ઉપર અનુગ્રહ કરજો. હવે આપના સો-
પાધિક સ્વરૂપને, પ્રાર્થના પૂર્વક કહું છું કે હે વિશ્વના નિયંતા! હે જગદા-
ધાર હે ભક્તજનપાલક! આપ આ સંપૂર્ણ વિશ્વપ્રપંચનાં ચાલક છો, તો
મારા ઘણા કાળથી પ્રાપ્ત કરેલા યોગબળનો ક્ષય કરનાર, પૂર્વ કાળમાં સ-

ગુંદ્દભૂત હોવાથી સમાધિનો વિરોધી ન થયેલો એવો આ સૂક્ષ્મ વાસનાગત સંસ્કાર આ કાળે પ્રકટપણે પ્રાપ્ત થઈને મારા પ્રાપ્ત યોગ બળનો ક્ષય કરવા પ્રવૃત્ત થયો છે, તેને તમે ગતિ આપશો નહિ, અર્થાત્ સંપૂર્ણ કર્મ સંસ્કારને પોતપોતાનાં ફળ આપવામાં પ્રવૃત્ત આપની સત્તાને આપ મારા પ્રતિની કરૂણાને ઉપજાવી રોકજો. મને એ કર્મ સંસ્કારનું ફળ આપવું યોગ્ય જણાય તો અન્ય એવે પ્રકારે આપજો કે જેથી આ મારા યોગબલનો ક્ષય થાય નહિ. આ ચિત્રારણ્યમાં મારો પ્રવેશ યોગબલની નિઃશેષ પ્રાપ્તિ અર્થે અનુમાન કરાયો હતો, તે આ કાળે તો પ્રાપ્ત બલનો પણ ક્ષય કરનાર કારણ રૂપે પ્રતીત થયો છે. આમ છતાં પણ હજી હું આ મારા પ્રવેશને દોષ આપતો નથી, કારણ કે આ સંપૂર્ણ ઇંદ્રિય ગોચર થતી ચેષ્ટાને હજી શું છે એમ યથાર્થ રૂપે મેં જાણી નથી. હાલ કાળે તો માત્ર મારી દુર્બલતાનેજ મેં અનુભવમાં આણી છે. હે અતીત, અનાગત, તથા વર્તમાન કાલના જ્ઞાતા! મારી આ ક્ષણની તથા ભાવિમાં થનાર સ્થિતિનું યથાવત્ આપનેજ જ્ઞાન છે, તેમજ મારા પૂર્વે પ્રાપ્ત બલનું તથા તેના વિરોધી પ્રબલ સંસ્કારનું પણ આપનેજ જ્ઞાન છે, તો તે જ્ઞાનાનુસાર મારી યથા યોગ્ય સ્થિતિને ભલે કરો. પણ તમે યોગીઓના ઈશરૂપે પ્રસિદ્ધ છો તેથી તે નામના સાર્થક માટે આજે હું યોગીનું તમે ઈશ હોવાથી રક્ષણ કરો. હું આશ્ચર્ય પામું છું કે કોઈથી પણ ન નિવારણ કરી શકાય એવું મારૂં અપ્રમાદયુક્ત ધૈર્ય બળ આ ક્ષણે ક્યાં અંળપાઈ ગયું? હે કર્મ ફળપ્રદાતા! જો તમેજ સંપૂર્ણ જીવોનાં કર્મ ફલને આપનાર હો તો મારૂં યોગબલ પ્રાપ્ત કરવા નિમિત્તનું કરેલું આરૂઢ કર્મ આ કાળે ફળ આપવા યોગ્ય સ્થિતિમાં કેમ ગણાયું જતું નથી? અને હે માયાના પતિ! જો તમે તમારા પદને પામવા યત્ન કરનાર પુરૂષોને આ પ્રકારે તમારા માયા બલવડે મુગ્ધ કરી હરાવી નિરાશ કરવા ઈચ્છતા હો તો એ આપની ઈચ્છા અયોગ્ય ગણી, તેને ન્યાયયુક્ત પ્રવર્તવવા કૃપા કરો. ક્ષત્રિય પુરૂષનો એવો ધર્મ યથાર્થ ગણાયો છે કે અસાવધને, શસ્ત્રવિનાનાને, મૂર્છિતને, યુદ્ધ કરવા રૂપ પ્રતિજ્ઞાને કરી ન ઉભેલાને, ભય પ્રાપ્તને વગેરે અનેક પ્રતિકૂળતાવાળાને એકાએક અસ્ત્રશસ્ત્રાદિકથી શૂરવીર પુરૂષે હણવો નહિ. તો આ ક્ષણે હું સંપૂર્ણ યુદ્ધના ધર્મ સ્વરૂપથી રહિતને આ માયા પ્રપંચ રૂપ અસ્ત્રશસ્ત્ર ચલાવીને આપ સરખા ધર્માધ્યક્ષ તથા શૂરવીરના શિરોમણિએ હણવો યોગ્ય

નથી તેમ છતા હણવા યોગ્ય ગણ્યો છે તો તે અયોગ્ય સંકલ્પ આપનો હોય તો તેનો પરિત્યાગ કરીને મને રક્ષો આ સમયે હું આપના પ્રપંચનો જય કરવા અંસ્ત્ર શસ્ત્રને ધારણ કરવા પણ સમર્થ નથી. માટે હું અસાવધને હણવારૂપ અધર્મથી આપ રહિત થઈને મને આ ભયથી મુક્ત કરો." આ વગેરે અનેક વચનો બોલીને પછી શ્રી ગુરના સ્મરણ પૂર્વક આ સ્તુતિ વચન બોલ્યો, 'હે ઈશના પણ ઈશ તમે જગદીશના નિયમનો જય કરવા કરાવવા સમર્થ ગણાવા છતાં હું દીન શિષ્ય આ વિચિત્ર સ્વભાવવાળી માયાના પ્રપંચમાં પચવાની અણી ઉપર આવી ઉગરવા પોકાર કરૂંછું તે શ્રવણ કરીને હજી કેમ સહાય્ય થતા નથી. આ સંસારમાં પ્રાણીમાત્ર સમર્થનો આશ્રય આપત્તિ દૂર કરવા અર્થેજ કરે છે, અને સમર્થનું સામર્થ્ય તથા ધર્મ પણ એજ છે કે શરણાગત આપત્તિમુક્ત થયા કરે. શરણાગતને કોઈપણ નિર્ભયપણે આપદા આપે, અને રક્ષક તેની અસ્પૃહા કરે તો તે રક્ષકની કીર્તિને મોટું લાંછન લોકમાં પ્રસિદ્ધ ગણાય છે, તો હે સર્વજ્ઞ આપ આ ક્ષણે કેમ અભય આપતા નથી? આ સંસારમાં અભય આપવું એજ આપનો પ્રધાન ધર્મ પૂર્વ કાળથી નિર્વિવાદ મનાતો આવ્યો છે; તે પ્રધાન ધર્મ આજે મારૂં યોગ્ય પ્રસંગે રક્ષણ ન થયાથી આ માયા પ્રવાહમાં મારી સાથે વહી ગયો ગણાશે. માટે હે સર્વ શક્તિમાન્ ગુરો આપ સત્વર સાવધાન થઈને હું અસાવધપણાને પ્રાપ્ત પીડિત શિષ્યનું તથા આપના પ્રસિદ્ધ ધર્મનું રક્ષણ કરો. (અપૂર્ણ.)

---

॥ ॐ श्री महेश्वराय नमः ॥

## वाणी निरोध.

* * * *

અજાતશત્રુપણે શોભીને, વસવું પાર પેરાનેરે, સાધક.

(શ્રી નૃસિંહ વાણી વિલાસ. તૃતીય પુસ્તક).

अत्याहारः प्रयासश्च प्रजल्पो नियमग्रहः
जनसंगश्च लौल्यं च षड्भि योगो विनश्यति ॥

'અતિ આહાર, પ્રયાસ, પ્રજલ્પ અર્થાત્ વાણિનો અધિક વ્યાપાર, નિયમ અર્થાત્ પ્રાતઃ સ્નાન, શીતોદકવડે સ્નાન, ફલાહાર આદિ નિયમોનું ગ્રહણ, જનસંગ અને લૌલ્ય અર્થાત્ ચાંચલ્ય એ છ વડે યોગનો વિનાશ પામેછે.'

ચિત્તવૃત્તિનો નિરોધ એ સ્વરૂપસાક્ષાત્કારમાં સર્વ માન્ય ઉપાય છે. નિરોધ સિદ્ધ કરવાના ભિન્ન ભિન્ન અનેક ઉપાયો શાસ્ત્રકારો વર્ણવે છે, પરંતુ જેમ લોકપ્રસિદ્ધ સૈન્યાદિસાધનસંપન્ન શત્રુનો વિજય કરવામાં, એક તો, સૈન્યનો પરાજય કરી પશ્ચાત્ રાજાને સ્વાધીન કરવો, અને બીજો, કોઈ અસામાન્ય યુક્તિથી રાજાનેજ પ્રથમ પકડી લેવો, અને તે પકડાતાં પશ્ચાત્ સૈન્યને તો અનાયાસ પરાભવ પમાડવું, એમ બે ઉપાયો રાજનીતિજ્ઞ પુરૂષો વર્ણી ગયા છે, તેમ નિરોધના તે સર્વ ઉપાયોનો આ બે પ્રકારમાં સમાવેશ થઇ જાય છે; એક તો, ચિત્તવૃત્તિની ચંચળતામાં હેતુભૂત બાહ્ય કરણોનો અર્થાત્ કર્મજ્ઞાનેંદ્રિયોનો જય કરી ક્રમશઃ આંતર કરણોનો જય કરતા જવું; અને બીજો, કર્મજ્ઞાનેંદ્રિયની પ્રવૃત્તિમાં મુખ્ય કારણભૂત આંતર કરણ જે મન, તેનેજ વિચાર વા પ્રાણના નિરોધ દ્વારા વશ કરી બાહ્ય કરણોના સ્વાભાવિક થતા વિજય પર્યંત જવું. આમ સ્થૂલ રીતે બે પ્રકાર પ્રતીત થતાં છતાં પણ પ્રથમ પ્રકાર સાધનાર સાધકનાં સાધનોમાં સ્વાભાવિકજ બીજા પ્રકારનાં સાધનોનો અંતરભાવ થઈ જાય છે, અને તદ્વત્ બીજો પ્રકાર સાધનારને પોતાનાં સાધનોમાં પ્રથમ પ્રકારનાં સાધનોનો અંતર્ભાવ થયેલો પ્રતીત થાય છે. દૃષ્ટાન્ત તરીકે કર્મજ્ઞાનેંદ્રિયના જયદ્વારા મનનાં જયને સાધનાર સાધકને હસ્તપાદાદિ અવયવોના ચલન વલન આદિ વ્યાપારોનો નિરોધ સાધતાં, અને ત્રાટકાદિ કર્મોમાં દૃષ્ટિની નિમેષાદિ ચંચળતાનો અભાવ સિદ્ધ કરતાં, આરંભેલા કાર્યથી વિપરીત કાર્યમાં તે તે ઈંદ્રિયની પ્રવૃત્તિ કરાવનાર મનની અનેક વૃત્તિઓના ઉદયનો અલક્ષ કરવો પડે છે; અર્થાત્ એમ કરતાં મનનો પણ ઘણે અંશે નિરોધ થઈ જાય છે, અને તેજ પ્રકારે સર્વ પ્રવૃત્તિના હેતુભૂત મનને અમનસ્ક કરવાનું યત્ન કરનાર સાધકને, પોતાનું તે યત્ન સાધતાં બાહ્ય અનેક ઉપાધીઓથી આકર્ષાઇ ચંચળ થતી દૃષ્ટિ આદિ ઈંદ્રિયોને રોકવી પડે છે. આથી કરીને મુખ્યપણે એક પ્રકારનું અનુષ્ઠાન કરનાર સાધકે ગૌણપણે અન્ય પ્રકારના અનુષ્ઠાનમાં પ્રવૃત્ત રહેવું જોઇએ એ સિદ્ધ છે.

ચિત્તવૃત્તિનો નિરોધ કરવામાં વર્ણેલાં આવશ્યક અનેક સાધનોમાં

વાણીનો નિરોધ એ એક મુખ્ય સાધન છે. ઉભય પ્રકાર સાધનાર સાધકોને તે અવશ્ય સાધવો પડે છે, તેથી અત્ર તે વિષે કાંઈક લખવું ઉચિત ગણ્યું છે.

સૂક્ષ્મ બુદ્ધિથી વિચારીએ તો મોક્ષને અર્થે વિવિધ સાધનોનું પ્રતિપાદન કરનાર સકળ સચ્છાસ્ત્રોનો મુખ્ય લક્ષ્ય વાણીનો નિરોધ એજ છે. વાણીનો સર્વ પ્રકારે નિરોધ થતાં કર્તવ્યની પરિસમાપ્તિ થાય છે; અને આ એકજ સાધન સાધનાર સ્વસ્વરૂપાકાર થઈ જીવનમુક્તિના વિલક્ષણ સુખને, અન્ય સાધનો સાધવાના પરિશ્રમ વિના, અનાયાસ પ્રાપ્ત કરે છે. સ્વલ્પમાં, નિર્વિકલ્પ સમાધિ એ શબ્દ, વાણીનાં યથાર્થ નિરોધનો પર્યાયજ છે, કોઈ અન્ય અવસ્થા વિશેષ સૂચક નથી.

સ્પષ્ટ થવા આ પ્રક્રિયાને સ્ફુટ કરીએ. વાણી ચાર પ્રકારવડે વર્ણાઈ છેઃ વૈખરી, મધ્યમા, પશ્યંતિ અને પરા. વાણીસ્થાનની સહાયતાથી સમીપસ્થ વા દૂરસ્થ પ્રાણિને શ્રવણ થતો ધ્વન્યાત્મક વા વર્ણાત્મક શબ્દ એ વૈખરી વાણી છે. અભિમાનીનેજ અનુભવમાં આવતો, પણ તેથી અતિરિક્ત અન્ય પ્રાણિને નહિ અનુભવાતો, અંતરદેશમાં અર્થાત્ કંઠમાં પ્રકટતો, સૂક્ષ્મ ધ્વન્યાત્મક વા અર્થાત્મક શબ્દ અર્થાત્ વિચાર, એ મધ્યમા વાણી છે. હૃદય દેશમાં પ્રાદુર્ભાવ પામતું વિચારનું પૂર્વરૂપ પશ્યંતિ વાણી છે; અને મૂર્દ્ધામાં અનુભવાતું યોગીગમ્ય શબ્દનું સૂક્ષ્મતમ, બ્રહ્મમય સ્વરૂપ તે પરાવાણી છે. વાણીનાં આ સ્વરૂપો જોતાં વિચારવાનને સહજ જણાશે કે પ્રથમની ત્રણ પ્રકારની વાણીનો નિરોધ કરનાર સાધક નિઃસંકલ્પ સ્થિતિને પ્રાપ્ત થાય છે, અને સ્વસ્વરૂપના પ્રાદુર્ભાવમાં એજ અવસ્થા પ્રાપ્તવ્ય છે, * એ યોગ, સાંખ્ય અને વેદાંતાદિ સચ્છાસ્ત્રોનો નિર્વિવાદ નિશ્ચય છે.

યોગ શાસ્ત્ર વૈખરીના નિરોધવાળા સાધકને યોગનો અધિકારિ ગણે છે. યથાર્થ વૈખરી નિરોધ જેને સિદ્ધ નથી એવા સાધકને યોગનાં પ્રથમ અંગ યમ નિયમ સિદ્ધ કરવા જતાંજ અનાયાસ વૈખરી નિરોધ સિદ્ધ થઈ જાય છે. મન, વાણી, અને કાયાએ કરીને કોઈ પણ પ્રાણિને દુઃખોત્પત્તિ નહિ કરવા રૂપ અહિંસાના અનુષ્ઠાનમાં વાણીની અનેક અનુચિત અને ગિ-

* વૈખરી, મધ્યમા, પશ્યંતિ વાણીરે, વેગ કરીને જીવ નય ધારોરે, પરાથી પાર તત્વ સુખમય થઈને, શબ્દ રહિત પદે રાચોરે. (શ્રી નૃસિંહવાણી વિલાસ. તૃતીય પુસ્તક).

ધ્યા પ્રવૃત્તિનો સહજ નિરોધ થઈ જાય છે. સત્યમાં સ્થિતિ કરતાં સત્યને અર્થેજ બહુધા મૌન સેવવું પડે છે. બ્રહ્મચર્યના પાલન અર્થે દુર્જનસંગ, સ્ત્રીસહવાસાદિના પરિત્યાગ રૂપ સાહાય્યક સાધનો યોજતાં, અધિક વાણીની પ્રવૃત્તિથી અનાયાસ વિરક્ત રહેવાય છે. નિયમના જપ અંગના સેવનમાં પ્રથમતઃ વૈખરીનો વ્યભિચારી પ્રવાહ નિરોધી અવ્યભિચારી એકાકાર પ્રવાહ સાધવો પડે છે; અને વૃદ્ધિંગત અવસ્થામાં તો વૈખરીનો નિઃશેષ નિરોધજ થઈ જાય છે. આમ યોગનાં યમનિયમ રૂપ અંગનાં ઉપાંગો સાધતાંજ ઘણે અંશે વૈખરીનિરોધ સધાય છે, એ તે તે સાધન સાધનારને અનુભવમાં આવેલું છે. આગળ આસન અંગ સાધતાં શરીરના અવયવાદિની અચંચલ અવસ્થા કરવામાં વાણી નિરોધનો અંતર્ભાવજ છે, અને ઉત્તરોત્તર અંગોમાં પણ વૈખરીનો કેવળ નિરોધ હોય છે. ધારણા અને ધ્યાન સિદ્ધ કરનાર સાધક, મનના સ્થુલ અને સૂક્ષ્મ અનેક વ્યાપારોને અર્થાત્ મધ્યમા અને પશ્યતિ વાણીની ક્રિયાને ભાવનામાં અને પોતાના ધ્યેયમાં જલય કરવાના યત્નવાળો હોય છે. સવિકલ્પ સમાધિમાં મધ્યમા અને પશ્યંતીના નિરોધ પૂર્વક અર્થાત્ સર્વ સંકલ્પના નિરોધ પૂર્વક પરાનોજ પ્રવાહ વહે છે, અને નિર્વિકલ્પ સમાધિમાં પરાતીત અવસ્થાનો યોગી અનુભવ કરે છે. આમ વૈખરીના નિરોધથી આરંભી પરિણામે પરાતીત થવું એજ યોગતત્વદ્રષ્ટાનો સિદ્ધાન્ત છે.

વિચાર માર્ગને લેઇએ તો ત્યાં પણ નિત્યાનિત્ય વિવેકરૂપ પ્રથમ સાધનને સેવતાં અનેક અનિત્ય વસ્તુઓને અર્થે વૈખરીનો થતો અસદ્વ્યાપાર, તથા મધ્યમામાં થતું અનિત્ય વસ્તુઓનું ચિંતન નિરોધવું પડે છે વૈરાગ્ય સાધતાં, સર્વ અનિત્ય દૃષ્ય પ્રપંચની પ્રાપ્તિની સ્પૃહાના લયાર્થે, વૈખરીથી મધ્યમાથી તથા પશ્યંતીથી થતાં દૃષ્યવસ્તુવિષયક અનેક વ્યાપાર ચિંતનાદિને નિરોધવાં પડે છે; અને શમદમાદિ ષટ્સંપત્તિના અનુસરણમાં પણ ઘણે અંશે વૈખરી મધ્યમાદિના અસદ્વ્યાપારોનો પ્રતિરોધ કરવાનો હોય છે. પશ્ચાત્ મુમુક્ષુતામાં તો એક મોક્ષ પ્રાપ્તિથી અતિરિક્ત અન્ય સર્વ ઇચ્છાના અભાવે વૈખરી મધ્યમાદિ વાણીનો અતિ દુર્બલ પ્રવાહજ હોય છે, જે શ્રવણ, મનન, અને નિદિધ્યાસનના યથાર્થ અનુષ્ઠાનથી નિઃશેષ નિર્મૂલનને પ્રાપ્ત થાય છે. અષ્ટમ સાધન આત્મ સાક્ષાત્કાર અને સમાધિ સ્વરૂપે એકજ હોવાથી, વિચારમાર્ગનું પર્યવસાન પણ વાણીના નિઃશેષ નિરોધમાં આવી અટકે છે.

મિશ્ર માર્ગ જે ભક્તિ, તેનો લક્ષ્ય પણ વાણીનો સર્વ પ્રકારે નિરોધ અને તદ્દારા ધ્યેય અથવા સેવ્યાકાર થવું, એ વિના અન્ય નથી. ત્યાં સ્મરણ કીર્ત્તન આદિ અંગના સેવનમાંજ વૈખરીની સર્વ અસત્ પ્રવૃત્તિ નિરોધાય છે. દાસત્વ, પાદસેવન આદિ અંગોના પાલનમાં સેવ્યની ઈચ્છાનુસાર વર્તવાના દુષ્કર યત્નમાં મનની અનેક પ્રકારની પ્રવૃત્તિનો અર્થાત્ મધ્યમા વાણીની ક્રિયાનો રોધ રાખવો પડે છે. સખ્યત્વ અંગના સેવનમાં પણ વાણીની અગણિત અવ્યવસ્થ પ્રવૃત્તિઓ એક ઈષ્ટસ્વેચ્છાનુસારિણી થઈ હોય છે. આત્મનિવેદન, પ્રેમ લક્ષણા અને પરામાં, વૈખરી મધ્યમા અને પશ્યંતીના પ્રવાહ ઈષ્ટાકાર થઈ ગયાથી નહિવત્જ ગણ્યા ગયા છે. ક્વચિત્ ક્વચિત્ પ્રેમ લક્ષણામાં ભક્ત ઉચ્ચ સ્વરે રડે છે, ગાય છે; આદિ વૈખરીનો વ્યાપાર કરતો પ્રતીત થાય છે, પરંતુ તે વ્યાપાર સામાન્ય પુરૂષોની વૈખરીમાં અનુગત ચાંચલ્ય આદિ દોષોથી રહીત, પ્રવૃત્તિવાળો પ્રતીત થતો થકો પણ કુંઠિત, અવ્યભિચારી, અને કેવળ ઈષ્ટાકાર હોવાથી વ્યાપાર કહ્યો જતો નથી. સ્મરણાંતર્ગત પંચવિધ જપના અનુષ્ઠાનથી શૂન્ય સ્થિતિને પામ્યે સાધકમાં પણ સર્વ પ્રકારની વાણીનો નિઃશેષ નિરોધ હોય છે, એવું કાંઈક દિક્પ્રદર્શન ક્રિયા માર્ગના નિયમ અંગવિષે લખતાં થઈજ ગયું છે, અર્થાત્ અત્ર વિસ્તારની આવશ્યકતા નથી. સ્વલ્પમાં ભક્તિની પરાવધિ પણ વાણીના અશેષ નિરોધથી પમાય છે, એ સ્પષ્ટ છે.

આમ વાણીનો નિરોધ એજ કર્ત્તવ્યનું શિખર સિદ્ધ થયાથી, કર્ત્તવ્યને સાધવા ઈચ્છનાર સાધકની સુગમતાને અર્થે આ કર્ત્તવ્યનું, તથા તેમાં થતી ઉપેક્ષાનું, તેના આરંભ કાળથી અત્રે સ્વલ્પમાં વિવેચન અનુપયુક્ત નહિ ગણાય.

પરમાર્થ માર્ગમાં પ્રવેશેલા, પ્રવેશતા, અને પ્રવેશનાર સાધકોમાંના ઘણાખરા સાધકોના અનેક મહાન્ દોષોમાંનો વૈખરી વાણીની મિથ્યા પ્રવૃત્તિ, એ એક મહાન્ દોષ છે. આ દોષથી થતી મહાહાનિવિષે *જેટલું લખાય તેટલું સર્વથી ન્યૂનજ છે, પરમાત્મા શ્રી સચ્ચિદાનંદે* પ્રણીત વેદમય શ્રી સિદ્ધાંત સિન્ધુના પ્રથમ રત્નમાં વર્ણેલું વાગિંદ્રિયનું ઉન્મત્તપણું, એ સંજ્ઞા આ દોષને આપી શકાય. એ દોષનું સ્વરૂપ કાંઈક આવું છે; બે ચાર અથવા અધિક સાધકો મળતાં, કોઈએક સ્થાવર વા જંગમ દ્રવ્ય વસ્તુના દોષ ઉપર, કોઈપણ શ્રેયસ્કર હેતુ વિના, માત્ર દ્વેષ જ-

ત્તિને સંતોષવા, વા સ્વગૌરવનું પ્રાધાન્ય સ્થાપવા નિરર્થક ચર્ચા કરવામાં નિમગ્ન થવું, અથવા તો વ્યવહારિક હિતને પણ ન સાધનાર આડી અવળી અનેક કુથલીઓ કર્યા કરવી. દૃષ્ય વસ્તુમાં દોષ દર્શન કરવારૂપ અભ્યાસ, એ સાધકોને ઉપાદેય એક સબળ સાધન વર્ણેલું છે પણ તેમાં અને આમાં ભેદ એટલોજ છે કે તે સાધન સિદ્ધ કરનાર સાધકને જે જે દૃષ્ય વસ્તુમાં જે જે કાળે સુખ બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તે તે કાળે તે તે દૃષ્ય વસ્તુમાં, દોષ દર્શનની યુક્તિદ્વારા દુઃખ બુદ્ધિ સિદ્ધ કરવી પડે છે, પરંતુ સાધકોની આ પ્રવૃત્તિ દોષ દૃષ્ટિ સિદ્ધ કરવા અર્થે નથી. તેમના દ્વેષના પાત્રીભૂત સ્થાવર વા જંગમ પદાર્થમાં તેમને સુખ બુદ્ધિ થઈ હોતીજ નથી અર્થાત્ દ્વેષ્ય વ્યક્તિના દોષો પ્રકટ કરવાના પોતાનો કૌશલ્યને અન્યના આગળ પ્રકટ કરવારૂપ દુષિત ઈચ્છાને દોષ પ્રદર્શનરૂપ સાધનમાં ભેળી દેવું, એ સાધનની અજ્ઞાનતાજ સૂચવે છે. ઘણાક સાધકો તો પરમાર્થ સાધનોના અનુષ્ઠાનમાં પ્રમાદી હોવાથી કાળક્ષેપ કેવી રીતે કરવો તે નહિ સુજવાથી આવી પ્રવૃત્તિમાં પ્રવેશે છે, અને કાળે કરી અભ્યાસનું અધ્યાસમાં રૂપાંતર થતાં તેવી પ્રવૃત્તિ વિના તેમને ચાલતું નથી. અપ્રાસંગિક, તથા હિતકર વા અહિતકરનો લેશ પણ વિચાર કર્યા વિના મધ્યમામાં જે કાંઈ સ્ફુર્યું તેને વૈખરીમાં નિરંકુશપણે પ્રકટ થવા દેવા રૂપ સ્વૈરાચાર પણ પરિણામે અધ્યાસ રૂપજ થાય છે. "આવેશમાં અમારાથી બોલ્યા વિના રહેવાતું નથી." અથવા મે અમુક માણસની પેઠે મૌન બેશી રહેવા ઘણુંએયત્ન કરીએ છીએ, પણ અમારાથી મૌન બેશી રહેવાતું નથી, નકામી કાંઈ કાંઈ પણ ટેવ થઈ જાય છે', એવાં ખેદનાં વાક્યો ઘણા માણસોને બોલતા આપણે સાંભળીએ છીએ. આવી તેમની અસાધ્ય અવસ્થા ઉપર વર્ણેલા અભ્યાસ ભૂત અધ્યાસથી થયેલી હોય છે. પ્રત્યેક શરીરવ્યક્તિમાં શબ્દ અને લક્ષણા એ બે મુખ્ય ઉપાધિ રહેલી હોય છે. લક્ષણા પ્રાકૃતમાં સુર્ત્તા અથવા સુર્તી શબ્દથી વ્યવહરાય છે. શબ્દ સ્વામિ છે, લક્ષણા સ્રી છે. શરીરમાં ઉઠતા શબ્દમાં અર્થાત્ સ્વામિમાં, લક્ષણા અર્થાત્ સ્રી લીન થાય તાત્પર્યકે તેનેજ અનુસરે, તો સર્વે સુખનો અનુભવ કરે, એમ અનુભવી પુરુષોનો નિશ્ચય છે.* પરંતુ શબ્દ અને લક્ષણા ઉભય દીર્ઘ કાળ-

---

* સુરત શબ્દમેં, લીન ભયે સુખ સાર.
(શ્રી નૃસિંહ વાણી વિલા૦ દ્વિતીય પુસ્તક. પૃષ્ટ ૧૫૬)

થી વ્યભિચારી થતાં છે. શબ્દ સ્વશરીરસ્થ લક્ષણારૂપ સ્ત્રીથી તૃપ્ત થતો નથી, અર્થાત્ વ્યભિચારી થઈ, અન્ય શરીરગત લક્ષણા વૃત્તિઓ સાથે સંસ્પૃષ્ટ થવા જ્યાં કોઈ અન્ય શરીર સમીપ આવે છે કે તરત મુર્દ્ધમાંથી હૃદયમાં, હૃદયમાંથી કંઠમાં, અને કંઠમાંથી મુખમાં, અપ્રતિહત વેગે ધસી આવી, સમીપસ્થ શરીરગત લક્ષણા, જે પણ વ્યભિચારી હોવાથી અન્ય શરીરસ્થ શબ્દ સાથે સંસ્પૃષ્ટ થવા ટાંપી રહી છે તેની સાથે સંબંધ કરે છે. શરીરસ્થ લક્ષણા પણ સ્વશરીરસ્થ શબ્દરૂપ સ્વામિથી અપરિતૃપ્ત હોઈ, વ્યભિચારી થયેલી હોવાથી અન્ય મનુષ્યથી અથવા કોઈપણ દ્વારાથી શબ્દ થાય છે કે તત્કાળ તે શબ્દ સાથે સંલગ્ન થવા, ગમે તેવા કાર્યમાં યોજાએલી હોય છે તો ત્યાંથી નીકળી તે તરફ ધસે છે. આમ પ્રત્યેક મનુષ્યના શબ્દ વિરોધી વા અવિરોધી મનુષ્યની સાથે સંબંધ થતાંજ, તેની વ્યભિચારિણી લક્ષણા સાથે સંબંધ કરવા અર્થે અનુકૂળ વા પ્રતિકૂળરૂપે પ્રવર્તે છે. વિરોધ વા અવિરોધ અભિમાનીમાંજ રહેલો હોય છે. લક્ષણા તો અવિરોધી, તેમજ વિરોધી શબ્દોને તેટલીજ પ્રીતિથી ગ્રહણ કરે છે, અને શબ્દ પણ વિરોધી મનુષ્યની લક્ષણા સાથે અત્યંત પ્રીતિપૂર્વક અગણિત સ્વરૂપોથી સંબંધ કરે છે. બે પરસ્પર વિરોધી મનુષ્યોમાં ચાલતા વાગ્યુદ્ધમાં લક્ષણા અને શબ્દનો આ સંબંધ કોઈપણ અંશે ન્યૂન હોતોજ નથી. પ્રતિપક્ષીનાં અનંત વિધિનાં ગાલિપ્રદાન આદિ કઠોર વચનો લક્ષણા એકાગ્ર થઈ ગ્રહણ કરે છે, અને તેટલીજ આતુરતાથી શબ્દ પ્રતિપક્ષીની લક્ષણાનો બળવત્તર અનેક કટુ વેણોથી સંબંધ કરવા ધસે છે. અનુકૂળ મનુષ્યોના સંબંધમાં પણ શબ્દ અને લક્ષણાનો વ્યવહાર તેવોજ હોય છે, અર્થાત્ વિરોધ વા અવિરોધ અભિમાનથીજ મનાયલો છે. લક્ષણાને મન તો પ્રત્યેક અન્ય શરીરગત શબ્દ; તેમ શબ્દને મન પ્રત્યેક અન્ય શરીરગત લક્ષણા અનુકૂળજ હોય છે.

વૈખરીના સ્વાંગમાં આવેલા અન્યના શબ્દ સાથે સંબંધ કરવા લક્ષણા નિરંતર આતુર રહે છે, એટલુંજ નહિ, પરંતુ મધ્યમામાં પ્રકટ થતા વિચારરૂપ શબ્દ સાથે સંલગ્ન થવા પણ તેટલીજ પ્રીતિવાળી રહે છે આવી લક્ષણાઓને તે શબ્દ, ગ્રંથ અથવા લખાણરૂપ સ્વાંગ ધરી સંતોષ પમાડે છે. શબ્દને લક્ષણા સાથે સંબંધ કરવાની અનિવાર્ય ઈચ્છા હોવાથી નઠારા ગ્રંથો ઉપર વિદ્વાનોના અનંત પ્રહાર થતાં છતાં પણ, અનેક થોડું ઘણું ભણેલા મનુષ્યો પણ કાંઈ પણ લખી બહાર પ્રસિદ્ધ કરવા નિરંતર

આતુરતાવાળા જણાય છે; અને તેજ પ્રકારે ઈશ્વર ચિંતાનાદિમાં સર્વ કાળ વ્યતીત કરવા યોગ્ય વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયા છતાં પણ ઘણા વિદ્વાન્ સરખા મનુષ્યોને, કાંઈ પણ વાસ્તવ શ્રેય ન કરનાર, વર્તમાનપત્ર આદિમાં લખેલા ગામગપાટા અથવા એવુંજ કાંઈ બીજું, દિવસમાં થોડું પણ વાંચ્યા વિના ચેન પડતું નથી. એક ગ્રંથ અવલોકી બીજો અવલોકવો, બીજા પછી ત્રીજો, ત્રીજા પછી ચોથો, એમ મરણપર્યંત અનેક ગ્રંથાદિ અવલોકવારૂપ આતુરતા, એ પણ આ વ્યભિચારિણી લક્ષણા વૃત્તિનુંજ લક્ષણ વિશેષ છે * અહો શબ્દને અને લક્ષણાને સંબંધ થવા રૂપ, ચમત્કારિક છતાં પણ નિત્યનું થઈ પડવાથી સાધારણ જેવું થઈ પડેલું કાર્ય, આવિશ્વ પ્રપંચમાં કેવું યશસ્વીપણે પ્રવર્તી રહ્યું છે! સર્વત્ર એનુંજ સામ્રાજ્ય પ્રતીત થાય છે. આ વિશ્વપ્રપંચનાં અગણિત કાર્યોમાં એ ઉભયના સંબંધ વિના અન્ય કશુંજ પ્રતીત થતું નથી. અવિદ્યાનાં કેટલાં કેટલાં કાર્યો આ ઉભયનો અશેષ સબંધ વિરામતાં વિરામ પામી જાય એમ છે? અને તેથીજ તત્વવિત્ મહાત્માઓ, આ લક્ષણા અને શબ્દ જે અન્ય શરીરસ્થ શબ્દ અને લક્ષણા અર્થે નિરંતર યત્નવાન્ હોઈ, તેમની સાથેજ સંબંધવાળાં હોય છે, અર્થાત્ એક વ્યક્તિગત લક્ષણા અને શબ્દ પરસ્પર વિયોગી હોય છે, તેમને સ્વશરીરમાં શમાવી, સંયોગી કરવાથીજ આ જન્મમરણ રૂપ ભ્રમણની શાંતિ પા-

* આમ લખી આ લખનારનો, સર્વે લખનારની તથા વાંચનારની પ્રવૃત્તિને દુષિત ગણી કાઢવાનો હેતુ નથીજ, એ વિવેકી વાચકને આ વિષય ધૈર્યથી અંતપર્યંત અવલોકતાં લક્ષમાં આવશેજ. આ સ્થળે માત્ર શબ્દની તથા લક્ષણાની પરમાર્થ માર્ગમાં બાધક પ્રવૃત્તિને દૂષણરૂપ દર્શાવવાનો હેતુ છે. યદ્યપિ યથાર્થ દૃષ્ટિમાં તો એ ઉભય પ્રવૃત્તિ દૂષણરૂપ ગણાયજ છે, તોપણ જમીને તૃપ્ત થયેલા પુરૂષને, જેમ પુનઃ અગ્નિ સળગાવવો, ધુમાડો ખાવો, આદિ પાક તૈયાર કરવાનો પરિશ્રમ દુઃખરૂપ છે, ક્ષુધાતુરને નથી, તેમ અયથાર્થ દૃષ્ટિ પ્રાપ્ત પુરૂષોને યથાર્થ દૃષ્ટિ પ્રાપ્ત થતાં પર્યંત, શબ્દ અને લક્ષણાનો સદ્વ્યાપાર આધિક દૂષણરૂપ ગણેલો ગયો નથી. શ્રી વસિષ્ઠજીએ જગતના હિતને અર્થે બોધ આપવારૂપ શબ્દનો વ્યભિચારી વ્યાપાર બ્રહ્માની આજ્ઞા થતાં પણ દૂષિતજ ગણ્યો હતો.

પ છે, એમ અનેક સ્થળે બોધ આપી ગયા છે,*‡ તથા આપે છે. આ પ્રકારે તત્વવિત્ પુરૂષો શિવાય પ્રત્યેક પ્રાણિની શબ્દવૃત્તિને અન્ય પ્રાણિની લક્ષણા વૃત્તિસાથે તેમજ પ્રત્યેક પ્રાણિની લક્ષણા વૃત્તિને અન્ય પ્રાણિની શબ્દવૃત્તિ સાથે સંબંધ કરવાની અનિવાર્ય ઈચ્છા, બહુ કાળના અધ્યાસથી અંતમાં સ્વભાવસિદ્ધ થયેલી હોવાથી, જ્યાં કોઈ વ્યક્તિની નિંદારૂપ,વા દેઃ પદર્શનરૂપ વાક્યો ઉચ્ચરાતાં હોય છે અથવા તો વ્યાવહારિક પણ એય-સિદ્ધ કરનાર કુથલીઓ ચાલતી હોય છે, તેવે સ્થાને શ્રોતાઓની લક્ષણા પ્રતિકૂળ અભ્યાસ નથી પાડેલો હોતો તો, તે શબ્દોના સંબંધ અને

---

* નિઃસંકલ્પ થતું નિઃસંશય, સુતા શબ્દ શમાવીજી;
અન્યોઽન્ય વિગોગે જો શમી જાશે, દેશે જરૂર ભ્રમાવી, શિક્ષા સાધુને.
(શ્રી નૃસિંહ વાણીવિલાસ પ્રથમ પુસ્તક પૃષ્ટ ૫૧

‡ આ સ્થળે એવી શંકા થવી સંભવે છે કે કોઈ પર્વતમાં વનમાં અથવા એકાંત દેશમાં પડેલા મનુષ્યની લક્ષણા અને શબ્દનો અન્યન શબ્દ અને લક્ષણા સાથે સંબંધ છુટી ગયો હોય છે, તો તે સર્વ શું જન્મમરણરૂપ ભ્રમણથી મુક્ત થયા હોય છે? તો ત્યાં એ સમાધાન છે? એવાં એકાંતવાસી ઘણાં મનુષ્યોનાં લક્ષણા અને શબ્દ ત્યાં પણ વ્યભિચારીજ હોય છે; અર્થાત્ લક્ષણા તેમણે એકાંતવાસ પૂર્વે જે જે અનુભવ્યું, સાંભળ્યું, જોયું વગેરે હોય છે, તેનુંજ ચિંતન કરે છે, અથવા તો વર્ણાત્મક શબ્દના અભાવે ધ્વન્યાત્મક શબ્દો સાથે, કે ન્યાય શાસ્ત્રે વર્ણેલા તૃતીય પ્રકારના ચટાપટ શબ્દો સાથે સંબંધ કરે છે, પરંતુ સ્વશરીરમાં ઉક્તા, પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરીરૂપ વિકારી વાણીથી અતિરિક્ત, બ્રહ્મસ્વરૂપ, અવ્યભિચારી શબ્દ સાથે નિમગ્ન થતી નથી. તેમજ શબ્દ પણ; અન્ય વ્યક્તિગત લક્ષણાના અભાવે વ્યાપારવાળો જણાતો નથી તોપણ વ્યભિચારિણી લક્ષણાઓની આસક્તિથી મુક્ત હોવાથી જેમ ધનાદિ પદાર્થની આસક્તિવાળા ત્યાગી પુરૂષો પદાર્થોની અપ્રાપ્તિ હોવાથી ત્યાગી જેવા જણાતા છતાં, વાસ્તવ ત્યાગી ગણ્યા જતા નથી, તેમ તે શબ્દ પણ મધ્યમા અને પશ્યતિનાં વિવિધ વિકારી સ્વરૂપોમાં રમણ કરતો રહેતો હોવાથી અવ્યભિચારી ગણાનો નથી, તાત્પર્ય એ કે શબ્દ અને લક્ષણા ઉભય સાધનના અભાવથી અવ્યભિચારી પ્રતીત થતાં હોય તે સ્થળે નહિ, પણ અંતર આસક્તિ રહિત યથાર્થ અવ્યભિચારી હોઇ જ્યાં એકતાને પામ્યાં હોય, ત્યાંજ જન્મમરણ છુટી જાય છે.

પ્રીતિપૂર્વક ધસે છે, અને તદ્દતજ તે શ્રોતાઓની શબ્દવૃત્તિ સંમુખ સ્થિત વક્તાની ન્વા અન્ય મનુષ્યોની લક્ષણાવૃત્તિ સાથે સંબંધ કરવા અર્થે, કાંઇ બોલવાનો પ્રસંગ આવતાંજ, અથવા પ્રસંગ ના આવ્યો હોય તો પ્રસંગને બળાત્કારથી ઉત્પન્ન કરી, પ્રીતિપૂર્વક ધસે છે, અને આ રીતે વાગિંદ્રિયની અપ્રાસંગિક, અહિતકર, મિથ્યા પ્રવૃત્તિની વૃદ્ધિ થાય છે. ઘણાં મંડળોમાં અથવા જ્યાં બે ચાર પુરૂષો બેઠા હોય તેવે સ્થાને કોઈ પ્રસંગ ઉપર વાર્તા ચાલતાં, થોડો સમય જતાં, મૂળ પ્રસંગનો ક્યાં રહે છે, અને વાત ક્યાંની ક્યાં ઉતરી પડેલી આપણે ઘણીવાર આશ્ચર્ય સાથે જોઇએ છીએ, તે આ ભિન્ન ભિન્ન શબ્દ અને લક્ષણા વૃત્તિઓને પરસ્પર સંબંધ કરવારૂપ અમર્યાદ આતુરતાનુંજ પરિણામ છે. રજાને દિવસે અથવા નવરાશના સમયમાં ઘણા માણસો બેઠા બેઠા કલાકોના કલાકો ગપ્પાં મારવા કરે છે, અને એમાંજ તેઓ આનંદ માને છે, એ પણ આ વ્યભિચારી શબ્દ અને લક્ષણાવૃત્તિની અનવધિ પ્રીતિનું પરિણામ છે. કોઈ મનુષ્યની સાથે વાત કરતાં, આપણી વાત પૂરે પૂરી શ્રવણ કરવા વિના વચમાંજ તે બોલી ઉઠે છે, એ પણ આપણી લક્ષણાવૃત્તિ સાથે સંબંધ કરવા તેની શબ્દવૃત્તિમાં રહેલી અગાધ પ્રીતિનો મહિમા છે. રસ્તે ચાલતાં નાયકા આદિનાં ગીત વાદ્યાદિનો ધ્વનિ કાને પડતાં, ઘણાં મતિમંદ મનુષ્યો દિઙ્મૂઢ સરખાં તે શ્રવણ કરવાં નિર્લજ્જ થઈ ઉભા રહે છે, એ પણ આ લક્ષણાવૃત્તિની શબ્દ ઉપરની અમર્યાદ પ્રીતિનો ચમત્કાર છે. યુવાવસ્થામાં ગીત વાદ્યાદિની પ્રીતિથી મર્યાદ મોહિત થઈ ઉન્માર્ગગામી થયેલા અનેક યુવકોમાં આ વ્યભિચારી શબ્દ અને લક્ષણાવૃત્તિનુંજ સામ્રાજ્ય પ્રતીત થાય છે. ધ્યાનમાં અથવા સવિકલ્પ સમાધિમાં નિમગ્ન થયેલા સિદ્ધ સરખા પુરૂષોનું અપ્સરા આદિના સુમધુર ગાનથી ઉત્થાનાવસ્થામાં આકર્ષાઈ આવવું, એ પણ આ લક્ષણાવૃત્તિના શબ્દ ઉપરના પ્રગાઢ પ્રેમનો પ્રતાપ છે. *

---

* શ્રી નારદાદિ ઈશ્વરના પરમ ભક્તો સંગીતના અનુષ્ઠાનમાંજ તત્પર રહી પરમેશ્વરના અનુગ્રહને પામ્યા છે, એમ દૃષ્ટાન્ત આપી આ વિષયમાં કોઈ વિરોધનું સ્થાપન કરે તો ત્યાં એટલુંજ સમાધાન છે કે તેવા પરમ ભક્તો સ્વશરીરસ્થ વ્યભિચારી શબ્દને, ઈશ્વરસ્વરૂપમાં એકાકાર અવ્યભિચારી કરી, તે શબ્દમાંજ સ્વલક્ષણાને તન્મય કરી પરમાત્માના અનુગ્રહને પામ્યા છે, અને તેમણે વીણા આદિ વાદ્યોએજ ઉદ્દેશમાં સાહાય્યક

## ॥ ॐ श्रीं ॥

### उत्पत्ति, स्थिति तथा लय.

**( અનુસંધાન ગતમાસ દર્શન ૨ પૃષ્ટ ૩૮ થી )**

હવે સુવર્ણના શૃંગારો લઇએ. સુવર્ણ પણ પૃથ્વીના ગર્ભમાં અમુક પ્રકારના સજાતીય પરમાણુઓનું વિવિધ દેશમાંથી વિવિધ સત્તાદ્વારા, એક દેશમાં આકર્ષણ તથા સંયોગ થવાથી ધાતુ સાથે ગણાતા પરમાણુ સમૂહ શિવાય બીજું કંઈ નથી. સુવર્ણના અલંકારો ઘડાવવામાં, તેના પર મમત્વ અભિમાન ધરાવનારા મનુસ્યો તમાંથી એક પણ રજકણ ઓછુ ન થાય તેને માટે કેટલી ચોકસી રાખે છે એ સર્વને સુજ્ઞાત છે. વીસ તોલા વજનનો સુવર્ણનો એક કટકો અથવા પરમાણુ પુંજ લઈએ એ કટકો આપણા હાથમાં પણ પૃથ્વીમાંથી તરત કાઢેલો આવતો નથી. પરંતુ ઘણું કરીને વ્યાપારીને ત્યાંથી આવે છે. તો આપણા હાથમાં આવતાં પૂર્વે તો એ કટકાના પરમાણુઓની રચના અનેક પ્રકારે બદલાઈ ગયેલી હશે. અર્થાત્ આરંભમાં એ ઢાળકાના રૂપમાં હશે. ઢાળકાનું રૂપ એ, સુવર્ણની સમસ્થિતિ અથવા સામ્યાવસ્થા કહેવાય. તાપતાડનાદિક્રિયાવડે એ ઢાળકામાંથી કંઇ અલંકાર બનાવવામાં આવેલ હશે, એટલે સમસ્થિતિમાંથી વિકારી સ્થિતિમાં આણાયલો હશે. પુનઃપ્રસંગ પરત્વે ગળાતાં વિકારી સ્થિતિમાંથી બદલાઈને સમસ્થિતિમાં ઢાળકાના રૂપમાં આવેલો હશે. એ પ્રમાણે અનેક ઘાટમાં ઘડાઈ ઘડાઈને અનેકવાર સમ તથા વિકારી પરિણામને પામીને છેવટ ગળાતાં પ્રસ્તુત કડકા રૂપ સમસ્થિતિમાં આવેલો હશે. એ વીસ તોલાને ગાળી અનુકૂળ રૂપવાળો ઢાળકો

---

સાધનરૂપે યોજ્યાં છે. અન્યના સુમધુર શબ્દોમાં સ્વલક્ષણાને વિલીન પમાડી તેઓ પર્યંતાં, દ્વા પદને પામ્યા નથી; અને શબ્દનું વ્યભિચારી સ્વરૂપ મટાડી, તેને પરચતિરૂપ, એકાકાર કરી ( પછી ગમે તે સાહાય્યક સાધનો સેવાથી અવ્યભિચારી ગણાણી, પરિણામે શબ્દાતીત થવું એ તો આ વિભવ સાધનના અભાવથી અ

પણ અંતર આસક્તિ રહિત થામાં તેમની લક્ષણાનો નિરંકુશ પ્રવાહ તે પુસ્યાં હોય, ત્યાંજ જન્મમરણ છુટે.

પાડીને પ્રથમ તો પુરૂષને હાથે પેહેરવાના નક્કર કડાં કરાવ્યાં. એટલે કડાંની ઉત્પત્તિ થઈ. અનેક વર્ષ વ્યતીત થયાં પશ્ચાત્ અનેક સ્ત્રી પુરૂષોના રાગદ્વેષનાં સાધનભૂત થયા પછી એ કડાંનો ઉપયોગ ન જણાવાથી તેને ગળાવી પુરૂષને પેહેરવાની હીરાકંઠી કરાવી. એટલે કડાંનો નાશ થયો અને હીરાકંઠીની ઉત્પત્તિ થઈ. એ પણ અનેક સ્ત્રી પુરૂષોના રાગદ્વેષમાં હેતુભૂત થયા પશ્ચાત્ કેટલેક વર્ષે ભાંગી તુટીને નિરૂપયોગી જણાવાથી, તેને ગળાવી સ્ત્રીઓને હાથે પેહેરવા યોગ્ય નક્કર સાંકળાં તથા બંગડી (કંકણ) ની એક એક જોડ કરાવી એટલે હીરાકંઠીનો નાશ થયો અને સાંકળાં તથા કંકણની ઉત્પત્તિ થઈ એમ ગણાય છે.

આ સર્વ ઘડભાંજમાં આપણને સ્પષ્ટ જણાય છે કે તેનું તેજ સુવર્ણ એકવાર સામ્યાવસ્થા તથા એકવાર વિકારી અવસ્થા એમ ક્રમે કરીને અનેકવાર અવસ્થાંતરને પામે છે એ સિવાય બીજું કંઈ નથી. કેટલે એક કાળે પ્રસ્તુત સાંકળાં તથા કંકણનો ઘાટ પણ રૂચિભિન્ન જણાવાથી નવિન અલંકાર કરવા માટે તે બંનેને ગળાવી એક ઢાળકો પડાવ્યો. એટલે સાંકળાં તથા કંકણનો નાશ થયો ગણાયો. વિકારી અવસ્થા બદલાઈ ગઈ, તથા આરંભમાં જે સમસ્થિતિમાં સુવર્ણ વેચાતું લીધું હતું તે રૂપમાં પાછું આવ્યું. અવાંતર કાળમાં અનેકવાર વિકારી પરિણામને પામ્યું. અનેક સ્ત્રી પુરૂષોમાં રાગદ્વેષની પ્રતીતિ કરાવી. અનેક કુટુંબોમાં કલહ ઉત્પન્ન કરાવી તેમનામાં વાઢયા વેર સ્થાપન કર્યાં. અનેકને સરકાર દરબારમાં જતા કર્યા તથા પ્રસંગે કોઈનો પ્રાણાન્ત થવામાં પણ હેતુભૂત થઈ તેને પિશાચાદિ નીચ યોનિનો અધિકારી કર્યો. આ સર્વ તો મનુષ્ય પ્રાણીની સુવર્ણ ઉપરની સ્વાભાવિકી આસક્તિના પરિણામ છે. આપણે વિષયમાં તો અવાંતરકાળમાં જે અનેક અલંકારોના ઉત્પત્તિ તથા નાશ થયાં તેમાં શું ગયું તથા શું આવ્યું તેનોજ માત્ર વિચાર કરવાનો છે.

ઉપર પ્રમાણે અનેક ઘાટ બદલવામાં અથવા એકનો એક ઘાટ પણ ઘણાં વર્ષ રહેવામાં ઘસારાને લીધે કેટલાએક પરમાણુઓ આ પરમાણુ સમૂહથી વિયુક્ત થાય છે ખરા તથાપિ એ સર્વ ઘાટનું રક્ષણ કરવામાં તથા ગળાવતી અને ઘડાવતી વખતે સુવર્ણના અભિમાની તરફથી એટલી તો સંભાળ રાખવામાં આવે છે કે પરિણામે ઘણુંજ, થોડા પરમાણુઓ

આ સમૂહથી છુટા પડે છે. એ છુટા પડેલા પરમાણુઓ પણ અસ્તિત્વમાંથી જતા રહેતા નથી. પણ પોતાનાઆદિ કારણરૂપ પૃથ્વી સાથે મળી જાય છે. મળીને માટી રૂપ થઈ જતા નથી. તેતે જે સંયોગીકરણથી તેઓ સુવર્ણપણાને પામેલા છે, તેનાથી ઉલટી ક્રિયારૂપ પૃથક્ કરણ યોગ્ય રીત્યે થયા શિવાય કારણરૂપતાને પામવું એ અસંભવ છે. મળી જવું એટલે ઘણા માટીના રજકણોમાં સુવર્ણના એક બે રજકણોનું ભિન્ન રૂપે પ્રતિત ન થવું એજ છે. સોનીને ત્યાં ગાળવાની તથા ઘડવાની ક્રિયામાં છુટા પડેલા પરમાણુઓ સોનીના વાસીદામાં વળાઈને તેનો કચરો ધૂળધોયાને ત્યાં જતાં ધૂળનું સંશોધન થતાં, પુનઃતેથી છુટા પડી, અન્ય સુવર્ણ સમૂહ સાથે સંયુક્ત થાય છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કડાં હીરાકંઠી સાંકળાં તથા કંકણ એ સર્વની ઉત્પત્તિ તથા નાશમાં સુવર્ણનો એક પણ પરમાણુ અસ્તિત્વમાં વધતો ઓછો થતો નથી. એ સર્વની ઉત્પત્તિ તથા નાશ, એ એકજ પરમાણુ પુંજની એક રચનાનું બદલાવું, અને નવી રચનાનું થવું અને તેથી એક નામનું બદલાવું અને અન્ય નામના સંકેતને પાત્ર થવું, એ શિવાય બીજું કંઇજ નથી. પ્રત્યેક વસ્તુના પરમાણુઓની અમુક પ્રકારની રચના એનેજ રૂપ, ઘાટ અથવા આકૃતિ કહીએ છીએ. એ આકૃતિના સ્વરૂપનો વિચાર કરતાં જણાશે કે પરમાણુ રૂપ દ્રવ્યથી એ કંઇ ભિન્ન વસ્તુજ* નથી. અને નામતોવ્યવહાર ચલાવવાને કેવળ આરોપિત તથા વસ્તુ સાથે કોઇ પણ પ્રકારના સંબંધથી રહિત છે. નામ એ કંઇ વસ્તુ નથી એટલુંજ નહીં, પરંતુ રૂપને વસ્તુ સાથે જેટલો નિકટ સંબંધ ગણાતો હશે તેટલો પણ એનો ગણાતો નથી.+ રૂપ એ દ્રવ્યથી ભિન્નવસ્તુ ન હોવાથી અમુક પ્રકારની

---

* શંકા—તર્કશાસ્ત્રમાં દ્રવ્ય તથા ગુણ એ બે ભિન્નપદાર્થ અંગીકાર કર્યા છે અને અત્ર ગુણને દ્રવ્યથી ભિન્નવસ્તુ ગણી નથી એ પરસ્પર વિરોધ જણાય છે.—તેના ઉત્તરમાં એ કે એક શબ્દનું ઉચ્ચારણ થવાથી અંતઃકરણમાં જે અર્થનું ભાન થાય તેને ( पदस्य अर्थः अभिधेयोवा ) પદાર્થ કહેલ છે. અને તેથી આ જગતમાં જેના જેના ઉપર શબ્દના સંકેત થઇ શકે, જે જે શબ્દના વિષય છે, તે સર્વને શબ્દવડે વર્ણાતા અર્થ એટલે પદાર્થ ગણી તર્કશાસ્ત્રીઓએ તેમનું વર્ગીકરણ કર્યું છે. એ શાસ્ત્રમાં, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન વગેરે ગુણ હોવાથી પદાર્થ કહ્યા છે. તેમજ અભાવને પણ

ઘણાકાળથી બંધાયલી આધ્યાસિકી વૃત્તિવડે પ્રતીતિ માત્ર છે જે મહાત્માની તે વૃત્તિ કારણમાં લય પામેલી છે તે તો સર્વત્ર-રૂપાદિ ઉપાધિનો બાધ કરી વસ્તુ માત્રનોજ અનુભવ કરે છે તેમં નામ એ પણ અંતઃકરણ રૂપ સમુદ્રનો એક તરંગ માત્ર હોવાથી પ્રતીતિ માત્રજ છે. આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે પ્રસ્તુત કડાં, હીરાકંઠી, સાંકળાં તથા કંકણ વગેરેના ઉત્પત્તિ નાશમાં સુવર્ણનો પરમાણુ સમૂહ તેનો તેજ રહે છે તથા બીજે ઠેકાણે પણ જ્યાં પરમાણુઓનું આવવું જવું થાય છે ત્યાં પણ જે પરમાણુઓ વર્તમાન અલંકારમાં છે, તે પૂર્વે જે બીજા અલંકારમાં હતા તેના તેજ છે. તાત્પર્ય એ છે કે એક પણ પરમાણુ નવો અસ્તિત્વમાં આવતો નથી અથવા અસ્તિત્વમાથી ઓછો થતો નથી, એ ચાર અલંકારો વસ્તુતઃ એકજ છે. એમાંના એક એકની ઉત્પત્તિ અને નાશ એ એક એક નામ રૂપના બદલાવા શિવાય બીજું કંઇજ નથી. અને નામરૂપ પૂર્વે જણાવ્યા પ્રમાણે પ્રતીતિ માત્ર અને પ્રતીતિરૂપે પણ અનિત્ય તથા અસ્થિર છે. તેથી ઉત્પત્તિ તથા નાશના સ્વરૂપનો વિચાર કરતાં પ્રતીતિ માત્રજ સિદ્ધ થાય છે.

ઉપર વર્ણવેલાં ત્રણ દૃષ્ટાંતો સાદાં છે. મૃત્તિકા તામ્ર, તથા, સુવર્ણ એ ત્રણેની અનેક વસ્તુઓની ઉત્પત્તિમાં કોઈ પરમાણુ નવો અસ્તિ-

---

પદાર્થ કહ્યો છે. તેથી તર્કશાસ્ત્રકારે પદાર્થ શબ્દ ઉપર જે સંકેત કરેલો છે, તથા તે સંકેતને લઇને જે ધોરણ ઉપર વર્ગીકરણ કરેલું છે તે ધોરણ પ્રમાણે દ્રવ્ય તથા ગુણનું ભિન્ન પદાર્થ તરીકે ગણાવું એ સંમત છે. પદાર્થ તથા વસ્તુ એ બે યદ્યપિ રૂઢિમાં સેળભેળ વપરાય છે તથાપિ ભિન્ન ભિન્ન શાસ્ત્રોના પારિભાષિક શબ્દો છે. વસ્તુ એટલે જડ તથા ચેતન એ બેમાંથી એક. તેથી દ્રવ્ય તથા તદ્દગત ગુણ (રૂપ વગેરે) એ બે ભિન્ન પ્રતીતિવાળા તથા શબ્દના વિષય હોવાથી ભિન્ન પદાર્થ છે ખરા પરંતુ સમવાય સંબંધવાળાએ બે ભિન્ન વસ્તુ નથી.

\+ વસ્તુ તથા તેના નામનો અથવા પદાર્થ અને તેનું ભાન કરાવનાર પદ એ બેના સંબંધનો અભાવ પ્રતિપાદન કરવા જતાં પ્રસ્તુત વિષયનો ભંગ થવાના ભયથી વિસ્તાર ન કરતાં, એ અભાવ સર્વ તત્વવિત્ પુરૂષોને સંમત હોવાથી આ વિષયમાં સિદ્ધ તરીકે ગ્રહણ કર્યો છે.

ત્વમાં આવ્યો એવી ભ્રાંતિ ભાગ્યેજ થાય છે. તેમજ તેમનો નાશ થવાથી તેઓ આપણી બુદ્ધિ ન પહોચે એવી રીતે અદૃષ્ટ થતા નથી તેથી અસ્તિત્વમાંથી ટળી ગયા એવી ભ્રાંતિ પણ બહુ કરીને થતી નથી. એ વસ્તુઓની પ્રાપ્તિ અપ્રાપ્તિથી તથા પ્રાપ્તિ માટે આરંભેલું પ્રયત્ન સફલ નિષ્ફલ થવાથી જેટલા હર્ષ શોક થાય છે, તેટલા તેમના રૂપાંતર જોવાથી થતા નથી. પરંતુ જલ અગ્નિવડે, સાધારણ મનુષ્યની બુદ્ધિ ન પહોચી શકે એવી રીતે રૂપાંતરને પામી અદૃશ્ય થવા રૂપ નાશને પામતી વસ્તુઓથી ખરેખરો ક્લેશ થાય છે. તેમજ અંડજ સ્વેદજ ઉદ્ભિજ પ્રાણીઓના જન્મ મૃત્યુથી આ સર્વ નવાજ અસ્તિત્વમાં આવ્યા અથવા અસ્તિત્વમાંથી સર્વ કાળને માટે ઓછા થયા એવી ભ્રાંતિ થાય છે. અને સંબંધી વર્ગમાં બાલકનો જન્મ થવાથી આ બાલક નિઃસંશય નવુંજ અસ્તિત્વમાં આવ્યું એવી તથા કોઈનું પણ મૃત્યુ થવાથી આ માણસ નિઃસંશય સર્વ કાળ માટે અસ્તિત્વમાંથી ઓછું થયું એવી ભ્રાંતિ ઘણાને થાય છે. એટલુંજ નહીં પરંતુ કાર્ય કારણ સંબંધના તથા રૂપાંતરના નિયમને જાણનારા એવા તથા ન જાણનારા એવા અસંખ્યને પોતપોતાના સંબંધી વર્ગમાં જન્મ મૃત્યુ થવાથી આસક્તિના પ્રમાણમાં હર્ષ શોક થયા વિના રહેતો નથી. માટે તેમનાં ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશના વાસ્તવ સ્વરૂપ યથામતિ વિચાર કરવાના ઉદ્દેશથીજ આ વિષય આરંભાયો છે. (અપૂર્ણ.)

---

॥ ॐ श्री ॥

## भक्ति अथवा प्रेम.

( અનુસંધાન ગયા દર્શનના ૪૬ મા પૃષ્ઠથી. )

જ્યારથી એક પદાર્થ પ્રતિ પ્રેમ અથવા ભક્તિ થાય છે અને અન્ય પ્રતિ નથી થતી ત્યારથીજ એ સિદ્ધ થાય છે કે તે પ્રેમ વા ભક્તિના વિષયભૂત પદાર્થમાં દૃષ્ટાને કંઈ વિશેષતાનું ભાન થાય છે, તાત્પર્ય એ કે પ્રેમના વિષયભૂતને ઉપાસ્ય થવા માટે વિશેષતાનું ભાન કારણરૂપ છે. તે વિશેષ ભાન શ્રેષ્ઠતા તથા સામર્થ્યનું હોય છે. વસ્તુતઃ તે ઉપાસ્યમાં શ્રેષ્ઠતા તથા સામર્થ્ય છે કે નહિ એ તપાસવું એ કંઈ પ્રેમવૃત્તિનું કામ નથી. કોઈ પણ કારણથી તે પદાર્થમાં ખરૂં ખોટું પણ શ્રેષ્ઠતા તથા સામર્થ્યનું ભાન થયું કે તુરત વૃત્તિ-તેના પ્રતિ ધાવન કરતી દૃષ્ટિગોચર થાય છે.

પછી જો તે ઉપાસ્યમાં શ્રેષ્ઠતા તથા સામર્થ્યનું અસ્તિત્વ અસત્ય ઠરે છે તો વૃત્તિ શમે છે. અથવા તો પૂર્વના અભ્યાસના બળે કેટલોક કાળ વળેલી રહે છે તોપણ વૃત્તિમાં અસંતોષરૂપ દુઃખ થઈ વ્યભિચાર તો અવશ્ય થાય છે. માટે ઉપાસ્ય શ્રેષ્ઠતા તથા સામર્થ્યવાળો હોવો જોઇએ એમ કહેવું કંઈ નવું નથી. તેમાં પણ જો ઉપાસ્ય મર્યાદાવાળાં શ્રેષ્ઠતા તથા સામર્થ્ય યુક્ત હોય છે તો ભક્તિરૂપ વૃત્તિ કેટલોક કાળ તેના પ્રતિ રહે છે ખરી પણ તે વખતમાં એ તે મર્યાદાવાળા સામર્થ્ય યુક્ત ઉપાસ્યથી તે પોતાના ભક્તનાં સંપૂર્ણ દુઃખ દૂર ન થવાથી સુખેચ્છાવાન્ ઉપાસકરૂપ ભક્તને દુઃખ દૂર થતાં નથી તેથી તથા પોતાના ઉપાસ્યથી અધિક શ્રેષ્ઠતા તથા સામર્થ્યવાળા ઉપાસ્યનું ભાન થતાં, અથવા તેવા ઉપાસ્યના ઉપાસકની અપેક્ષાએ પોતાની ન્યૂનતાનું ભાન થતાં, તથા તેવા ઉપાસક પ્રતિ પોતાની પ્રતિબદ્ધ શક્તિ થવાથી વૃત્તિમાં અસંતોષ થઈ વ્યભિચાર થાય છે. આજ કારણથી મર્યાદા યુક્ત સામર્થ્યવાળા ઉપાસ્યરૂપ ધન, યશ, ભૂતાદિ, દેવતાઓ વગેરેના ઉપાસકો ક્લેશથી મુક્ત ન થતાં ક્લેશરૂપ ગ્રાહથી ગ્રસ્ત દેખાય છે. આથી એ નિયમ સિદ્ધ થયો કે ઉપાસ્ય મર્યાદાવાળી શ્રેષ્ઠતા તથા સામર્થ્ય યુક્ત ન જોઇએ અર્થાત્ નિરતિશય શ્રેષ્ઠતા તથા સામર્થ્ય યુક્ત જોઇએ. આ કારણથી પણ ધન, યશ, ભૂત પ્રેતાદિ, તેમજ અન્ય ક્ષુદ્ર દેવી દેવતાઓ યથાર્થ ઉપાસ્ય નથી—ઉપાસ્યત્વને યોગ્ય નથી.

આ વગેરે અનેક કારણોથી પણ ધનાદિ પદાર્થોના ઉપાસ્યત્વની હાનિ થાય છે. ઉપર જે કહ્યું તેમાંજ ઉપાસ્યના ગુણો તો સ્પષ્ટ આવીજ ગયા છે. તો પણ યોગ્ય ઉપાસ્ય કોણ છે તે નિર્ણય કરવા માટે અત્રે તે ગુણો ભેગા કરીએ.

ઉપાસ્ય અવિકારી, નિત્ય, ચેતન, સ્વતંત્ર, શુદ્ધ સાત્વિક હોવા જોઈએ તથા તેમનામાં નિરતિશય શ્રેષ્ઠતા તથા સામર્થ્ય હોવાં જોઈએ. તો સંસાર તથા સંસારની બહાર જોતાં એવો પદાર્થ—જે એ સમગ્ર લક્ષણ લક્ષિત હોય અને તેથી યોગ્ય ઉપાસ્ય હોય એવો—શ્રી સમષ્ટિ ભગવાન્ તથા તેમનાં લીલાવિગ્રહ અને જીવન્મુક્ત પુરુષો શિવાય કોણ છે? કોઈજ નહિ. માટે એ ત્રણમાંથીજ કોઈ યોગ્ય ઉપાસ્ય હોઈ શકે. તેમાં પણ શ્રી સમષ્ટિ ભગવાનથી કોઇને સાક્ષાત્ સુખનું ભાન થતું--સિદ્ધ થયા પૂર્વે દૃષ્ટિગોચર થવાનું નહિ અને તેમનાં લીલા વિગ્રહ તથા જીવન્મુક્ત મહાત્મા

એ તેમનાથી અનન્યજ છે તેથી તથા તેમના તરફથી અનેક પ્રકારનો ઉપદેશ, તેમની અમી દૃષ્ટિથી અનંત ક્લેશોની નિવૃત્તિ, તેમની શરીર કિંવા મનદ્વારા સમીપતાથી વૃત્તિમાં અપાર આનંદ, તેમની સુમનોહર આકૃતિથી ધ્યાનની સુલભતા વગેરે અસંખ્ય કારણોથી સૌથી શ્રેષ્ટ ઉપાસ્ય અર્થાત યથાર્થ ઉપાસ્ય તો માત્ર પરમાત્મ સ્વરૂપ શ્રી ઇશ્વર લીલા વિગ્રહ તથા જીવન્મુક્ત પુરૂષોજ છે. જે કારણથી સમષ્ટિ ભગવાનં કરતાં તેમના લીલા વિગ્રહની ઉપાસ્ય તરીકે શ્રેષ્ઠતા અંગીકાર કરાય છે તે કારણથી વિદેહ મુક્ત કરતાં જીવન્મુક્ત પરમાત્માની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે તેજ કારણથી વર્તમાન લીલા વિગ્રહની ગતલીલા વિગ્રહ કરતાં શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે અને એવાજ પુરૂષાકૃતિ પરમાત્મા શ્રી સદ્ગુરૂ પદને યોગ્ય છે, માટે યથાર્થ ઉપાસ્ય શ્રી સદ્ગુરૂજ છે એ નિર્વાદ સિદ્ધ થાય છે.

આ ઉપાસ્ય સર્વને પ્રાપ્ત નથી માટે એ અંશ અપૂર્વ હોવાથી વિધાન કરવા યોગ્ય છે.

હવે ભક્તિ અથવા પ્રેમની પ્રતિ વિચાર કરીએ તો એમાં પણ કોઈ અપૂર્વ ભાગ છે એમ સ્પષ્ટ માલમ પડે છે. ઉપર કહેલા અનેક પ્રકારના ઉપાસકોનો પોતાના ઉપાસ્ય પ્રતિ પ્રેમ (અથવા ભક્તિ) છે ખરો પણ તે ઘણે સ્થળે સમર્યાદ જોવામાં આવે છે, અમર્યાદ નથી. ભક્તિની અમર્યાદ અવસ્થાનેજ પરાસંજ્ઞા પણ અપાય છે. અને એ પરાકાષ્ટાને પામેલી પ્રેમરૂપ વૃત્તિ વિશેષજ અવ્યભિચરિત વૃત્તિ કહેવાય છે. જે વૃત્તિને અથવા અંતઃકરણને પોતાના ઉપાસ્યથી ઈતર સર્વ પદાર્થપર આરંભમાં દઢ ગ્લાનિ અથવા તિરસ્કાર ઉત્પન્ન થાય છે તથા જેને અંતમાં ઈતર સર્વ પદાર્થોના અસ્તિત્વની અપ્રતીતિને લીધે તે પદાર્થોથી સુખ દુઃખ ઉભયનું ભાન ગલિત થાય છે તે વૃત્તિ અવ્યભિચરિત છે. પોતાના પતિનાં પ્રાણ છુટયા સાંભળી તત્કાળ સ્વાભાવિક રીતે શરીર તથા પ્રાણનો વિયોગ કરાવનાર વૃત્તિવાળી સતીઓની વૃત્તિ અવ્યભિચરિત છે. જે વૃત્તિ પ્રહ્લાદની પરમેશ્વર પ્રતિ હતી, જે વૃત્તિના બળથી અનેક દુઃખોને પ્રહ્લાદે અડગ થઈ સુખરૂપે સહન કર્યાં હતાં, જે વૃત્તિના બળથી ઈતર સર્વ પદાર્થ પ્રતિ પ્રહ્લાદને તીવ્રપરવિરાગ હતો તેજ વૃત્તિ અવ્યભિચરિત છે. જે વૃત્તિ પરમ દાક્ષિણ્ક શ્રી શ્રેયસ્સાધક વર્ગ તરફથી પ્રસિદ્ધિને પામેલા શ્રી સુરેશ ચરિત નામના અદ્ભુત ગ્રંથમાં "દેવી"ની સુરેશ પ્રતિ જોવામાં આવે છે તે વૃત્તિ અવ્યભિચરિત છે. જે નાયિકા માટે એક કવિ—

प्रहरविरतौ मध्ये वाऽह्नस्ततोऽपि परेण वा
किमुत सकले याते वाऽह्नि प्रिय त्वमिहैष्यसि ।
इति दिनशतमाप्यं देशं प्रियस्य यियासतो
हरति गमनं बालाऽऽलापैः सबाष्प गलज्जलैः ॥

પ્રથમ પ્રહર વ્યતીત થયાથી, કે મધ્યાન્હના અંતમાં અર્થાત્ દ્વિતીય પ્રહરમાં કે ત્રીજા પ્રહરમાં, કે આખો દિવસ પૂરો થતાં હે પતિ તમે ક્યારે પાછા આવશો, એ પ્રમાણે બાષ્પ સહિત ગદ્ગદ્ કંઠથી બોલતી સ્ત્રી, જ્યાં જતાં એક શત દિવસ લાગે એવા દેશ પ્રતિ જવાને તૈયાર થયેલા, પોતાના પ્રેમના વિષય રૂપ પતિના ગમનને અટકાવે છે—

એ પ્રમાણે લખે છે તે નાયિકાની વૃત્તિની અવસ્થાથી પણ કેટલીક ઉંચી અવસ્થાને અમર્યાદાવસ્થા અથવા અવ્યભિચરિત વૃત્તિ કહેવાય છે. એ પ્રકારની અમર્યાદાવસ્થા સર્વ સ્થળે પ્રાપ્ત નથી. કેમકે પ્રાયશ ધનના ઉપાસકોને પણ યશસની, શરીર સંપત્તિની તથા અન્ય પદાર્થની પ્રીતિ હોય છે, યશસ્‌ના ઉપાસકને શરીર સંપત્તિની, આહારાદિની, ગૃહસ્થાશ્રમ આદિની તથા અન્ય પદાર્થની પ્રીતિ હોય છે. એજ પ્રમાણે બીજા ઉપાસકોને પણ સમજવું. તેથી એ સર્વ ઉપાસકોની શક્તિના વિષયરૂપ એક પદાર્થ નથી પણ અનેક છે તેથી એ સર્વની વૃત્તિ વ્યભિચરિત છે. તેમજ અનેક ઉપાસ્ય હોવાથી એક ઉપાસ્યના વિયોગ વા નાશથી તે ઉપાસકનો પ્રાણ જતો નથી કેમકે તે ઉપાસકની વૃત્તિએ અન્ય પદાર્થ વિષે જેઓ વિદ્યમાન હોય છે તે પદાર્થ વિષે—ઇષ્ટ સાધનતા બુદ્ધિ કરેલી છે, તેથી મુખ્ય ઉપાસ્ય પ્રતિની પ્રેમરૂપ વૃત્તિ અમર્યાદ અવસ્થાને પણ પામેલી નથી, તેથી ભક્તિ વિષયમાં પણ અમર્યાદાવસ્થા અપૂર્વ કહીએ તો ચાલે, અને તેથી શાસ્ત્રમાં એ અવસ્થા વિધાન કરવા યોગ્ય છે.

આ સર્વ ઉપરથી યથાર્થ ભક્તિનું સ્વરૂપ એ સિદ્ધ થયું કે "પરમ કારુણિક, સર્વ શક્તિમાન્, સર્વજ્ઞ આદિ વિશેષણ યુક્ત શ્રી સદ્ગુરૂ ભગવાન્‌માં અમર્યાદાવસ્થા વાળો પ્રેમ" શાસ્ત્રમાં પણ ભક્તિનું સ્વરૂપ એજ કહ્યું છે:—

(૧) પરમકારુણિક—કિંકરીકૃતસકલાચાર્યવર્ગ શ્રીમન્નૃસિંહાચાર્ય—ભગવત્ પૂજ્યપાદ પ્રણીત શ્રી સિદ્ધાંત સિન્ધુ નામના ગ્રંથમાં ભક્તિનિરૂપણ

ह्रीँ

# श्री महाकाल.

रूप (पुस्तक) २,– माघ कृष्ण १४ सं. १९४६ दर्शन (अंक) ४.

## સાધકની હરિપ્રતિ પ્રાર્થના.

પદ.

છને આપકુ જોયા નહિ, એ રાગે.

અમનસ્ક ભાવ થતો નથી, પ્રભુ યુક્તિ અનુપમ આપજો. ટેક.

વૃત્તિ નિરોધ હું આદરૂં, પડતું નથી પણ પાધરૂં;
મન ખેલતું જેમ વાંદરૂં, ચાચલ્ય એનું કાપજો. અમનસ્ક૦

મમ બાળપણુ બધું વહી ગયું, વિષયી યુવામાં મન થયું;
કર્તવ્ય હજુએ ના લહ્યું, વિપરીત મતિબળ દાબજો. અમનસ્ક૦

ક્ષણ ક્ષણ તરંગ ઉઠે ઘણા, કામાદિ વૃત્તિઓ તણા;
કિંચિત્ નથી જતા હણ્યા, મૂળમાં દયા ધરી ચાંપજો. અ૦

વૈરાગ્ય ઉર નથી જાગતો, વધતો વિષય અનુરાગ તો;
પ્યારો હરિરસ લાગતો, ભક્તિ -હૃદયમાં છાપજો. અ૦

અધ ઉર્ધ્વને દિશ આઠમાં, નિજકૃત મનો બ્રહ્માંડમાં;
ભટકે ન પણ રહે પિંડમાં, કરૂં છું કદી પ્રભુ જાપજો. અ૦

નવ માનતી પ્રભુ બોધથી, બળ અધિક દાખે રોધથી;
ભ્રકુટી ચઢાવી ક્રોધથી, મરી જાય એમજ શાપજો. અમનસ્ક૦

# શ્રી પંચવરદ વૃત્તાંત.

(સંબંધ રૂપ ૨. દર્શન ૩. પૃષ્ઠ ૫૪ થી.)

હે પંચવરદ મહારાજ! આ વગેરે વચનો નેત્ર બંધ કરીને-હૃદયમાં વૃત્તિ સ્થાપીને બોલી રહ્યા પછી આ અંતઃકરણ પ્રતિ મેં જોયું તો તમામ વિષમપણું, જેમ સૂર્યના ઉદયથી સમગ્ર અંધકાર નિવારણ થાય છે તેમ, શમી ગયું, અને તે દોષરૂપ વિરોધી વૃત્તિ તો જેમ સિંહના ભયંકર શબ્દને શ્રવણ કરીને મૃગજંબુકાદિ શાંત રહી છુપાઈ જાય છે તેમ, છુપી ગઈ. જેમ અસાવધ રાજાના રાજ્યમાં ચોર, ધનવાન્ વગેરે પ્રજાને ભયની ઉત્પત્તિ કરે છે, અને પશ્ચાત્ જ્યારે સાવધાન થયેલો રાજા પ્રજાના પોકારથી દુષ્ટનો નિગ્રહ કરવાને તત્પર થયેલો જણાય છે કે તત્કાળ તે મંદમતિ ચોર કર્મ કરનાર બળરહિત થઈ ગુપ્ત થઈ જાય છે, તેમ આ મારા અંતઃકરણમાં પ્રાપ્ત યોગ બળરૂપ ધનને હરી લેવાને તત્પર થયેલા કામ મોહાદિક મને ગુરુ ઈશ્વરથી વિમુખ સરખો જોઈને, તે મારા નિરંતર રક્ષણ કરનાર ગુરુ ઈશ્વરના અસાવધાનપણાનું અનુમાન કરીને, પ્રબળ થયા હતા; પણ આ ઈશ્વરગુરુની મારા પોકારવડે સાવધાનતાને જાણીને ભયયુક્તપણે ન જણાયા જાય એવે પ્રકારે ક્યાંય ગુપ્ત થઈ ગયા તે જણાયા નહિ. આ પ્રકારે મોક્ષ માર્ગનાં વિરોધી, તથા યોગબળનો ક્ષય કરવામાં સમર્થ એવા અવિદ્યામય અંતઃકરણનાં સંપૂર્ણ કાર્ય જોતજોતામાં નિઃશેષ નિર્મૂળ થઈ ગયા સરખાં જણાયાં, અને તેથી મને મારો સ્વતઃસિદ્ધ સ્વાભાવિક સામાન્ય આનંદ પુનઃ પ્રતીત થવા લાગ્યો. હે વૃદ્ધ નરાધિપતિ! જ્યારે હું ગુહાના દ્વાર સમીપ ભયયુક્ત સરખો ગુપ્તપણે બેઠો હતો ત્યારે તો કિંચિત્ કાળમાં સૂર્યોદય થશે એવા અનુમાનથી બેઠો હતો, પણ પશ્ચાત્ જ્યારે હું આ સુગંધયુક્ત વાયુ તથા નાદના સંબંધવડે જાગ્રત થયો ત્યારે પણ મને રાત્રીના સરખોજ ભ્રાંતિજનક સમય પ્રતીત થયો હતો. પાછળથી પૂર્વોક્ત પ્રકારે સ્તુતિ કરી અંતરમાં સાવધાન થયા પછી વિરોધી વૃત્તિઓના અત્યંત અભાવવડે સાવધાન થયેલો હું અંતરમાં સ્વરૂપ સુખને અનુભવી થોડે કાળે સ્વભાવ સંસ્કારના બળે પુનઃ એકાએક બહિર્મુખ થઈ, શાંત ચિત્તવડે અચંચળ ગંભીર નેત્રથી આસપાસ જોવા લાગ્યો, ત્યારે પણ સમય તો મને રાત્રીના અંત સરખોજ જણાયો, તથાપિ સૂર્ય ચંદ્રના પ્રકાશ સિવાયનો કોઈ પ્રકાશક પદાર્થનો સાદો

રમણીય સરખો પ્રકાશ ભાસતો હતો. આ રીતે પુનઃબહિર્મુખ થયેલો હું અષ્ટ દિશાઓ પ્રતિ દૃષ્ટિ નાંખી વળ્યો તો તેટલેજ અંતરે તેજરૂપ, આકાર અને સ્થિતિમાં ઉભેલી અષ્ટ સ્ત્રીઓને અનુભવવા લાગ્યો. પણ પૂર્વે જે ઉર્ધ્વ, અધઃ અને સર્વ સ્થળે તેનેજ દેખવા લાગ્યો હતો, તે મોહાવસ્થા આ કાળે શમી ગયેલી હોવાથી તદ્દત્ વિલક્ષણ ભાન આ કાળે થયું નહિ. આ અષ્ટ સ્ત્રીઓ કોણ હશે, મને આ સ્થળે કોણ લાવ્યું છે, અને આ સુગંધ તથા નાદ ક્યાંથી પ્રકટ થઈ પ્રતીત થાય છે, એ વાર્તાનો મોટો સંદેહ ઉદય થતો જણાયો. મેં નિર્ભયપણે મારે સ્થળેથી આજુબાજુ દૂર દૃષ્ટિ નાંખી જોઈ, પણ આ આઠ સ્ત્રીઓ શિવાય કોઈ પણ પ્રાણી દૃષ્ટિએ પડ્યું નહિ, સુગંધમય વાયુ તો અદ્યાપિ પણ આવતો હતો, પણ નાદ તો વ્યતીત સ્વપ્નના પદાર્થની પેઠે બિલકુલ સંભળાતો ન હતો. અંતરમાંથી મને એવાં વિચારનાં સ્ફુરણ થતાં જણાયાં કે આ તો અષ્ટ સિદ્ધિઓ, હવે મારૂં સંપૂર્ણ યોગબળ નિશ્ચય કરીને સમષ્ટિ ઈશ્વરે મારે સ્વાધીન કરી છે, પરંતુ તે અમર્યાદ અવસ્થામાં મને પ્રાપ્ત થઇ છે, માટે મને વશ વર્તવારૂપ મારા સામર્થ્યને ન જાણીને છળ કરી ત્યજી જવાના સંકેતવડે આ સર્વ ચેષ્ટા કરી મને વ્યગ્ર કરતી જણાય છે. હશે હવે તો જેમ છંછેડેલો સર્પ સહજ સાધ્ય થતો નથી, તેમ હું પણ એમને પ્રપંચે ફસાઈ જાઉં એમ નથી. આ સમય તો મારે ધૈર્ય બળને ધારણ કરી રાખવાનો છે નહિ તો એક વાર આવીને ભ્રષ્ટ કરી ગયેલી સિદ્ધિ યોગીને તે જન્મમાંતો પુનઃ ભાગ્યેજ મળે છે, નિયમાનુસાર હું વંઝાની ક્રીડા સમાન આ સંપૂર્ણ યોગાભ્યાસરૂપ ક્રિયા કર્મને કરવા છતાં નિષ્ફળતાને પ્રાપ્ત રહીશ. યોગાભ્યાસીને સિદ્ધિઓ પ્રાપ્ત થતાંજ જો તે યોગી અતિ હર્ષવડે તે સિદ્ધિઓમાં જાણીને વા અજાણતાં આસક્ત થાય છે તો તે સિદ્ધિઓ તે યોગીને પૂર્ણ બળવાળો ન જાણીને તેને અત્યંત અધીન વર્તનારી પતિવ્રતા સ્ત્રીની પેઠે અધીન વર્તતી નથી. પણ જેમ આ લોકમાં પોતાનો પતિ, ધન વિના બીજો કોઇ નથીજ, એવું માની ધનને અર્થેજ વિવિધ પુરૂષને સેવનાર વારાંગના સ્ત્રીઓ પોતામાં આસક્ત ધનવાન્ પુરૂષને મિથ્યા અનુકૂળ પ્રવૃત્તિ દેખાડીને ક્રમે કરીને તે ધની પુરૂષનું ધન હરણ કરીને પશ્ચાત્ ધનહીન થયેલા તે પુરૂષને છળ કરી તજે છે, તેમ આ ઈશ્વરની અષ્ટ સિદ્ધિઓ જે ઈશ્વર પ્રતિના અચળ અભેદ ભાવયુક્ત પૂર્ણ યોગબળનેજ પોતાનો પતિ મા-

નનારીઓ છે, તે કિંચિત્ ભેદયુક્ત અપૂર્ણ બળવાળી અવસ્થામાં યોગાભ્યાસીના સંમુખ આવી સ્થિત થાય છે, અને તે સાધકને જો પોતામાં અત્યંત અસ્પૃહાવાળો જુએ છે અને ઈશ્વરમાં દૃઢ અભેદ ભાવયુક્ત પૂર્ણ યોગબળમાંજ આસક્ત થયેલો નાના યુક્તિથી અનુભવે છે, તો તો તેના પૂર્ણ બળ પામવાના સમય પર્યંત અને ત્યાર પછી પણ તેને અનુકૂળ વર્તતી આધીનજ રહે છે; અને પૂર્ણ યોગબળમાં આસક્ત ન થઈ રહેતા જે સકામ સાધકો સિદ્ધિના આગમનથીજ પોતાની પૂર્ણતાનું અનુમાન કરીને આ સિદ્ધિઓમાં આસક્ત થાય છે, તો તેને અનુકૂળ સરખી પ્રવૃત્તિ કરી તેના પ્રાપ્ત યોગબળરૂપ ધનને નષ્ટ કરી તત્કાળ છળ કરીને ત્યજી જાય છે. આ વગેરે યોગીના પૂર્ણપણાને તથા યોગબળના ફળરૂપ સિદ્ધિઓના સ્વરૂપને, તથા તેના વિચિત્ર સ્વભાવને જાણનારો હું અંતમાં સિદ્ધિઓવડે ન છળાવા અર્થેજ પ્રથમ શ્રી સદ્ગુરૂને શરણ રહી સાવધ થયો છું. તો હું સરખા સાવધાન યોગ બળ યુક્ત પુરૂષને છળવાની આશા રાખનાર આ સર્વત્ર સરખી મનાતી સિદ્ધિઓ ઉપહાસને પાત્ર ઠરશે, તથા અંતે એ પોતેજ મારાથી છળાવી સંભવશે.

આ વગેરે અનેક પ્રકારના વિચારવડે સાવધાન થયેલો હું તે સ્ત્રીઓના પ્રતિ દૃષ્ટિ ફેરવી બોલ્યો, હે સ્ત્રીઓ! તમે કોણ છો? અને આ નિર્જન પ્રદેશમાં અમર્યાદાવાળા વેષથી શા નિમિત્તે ઉભાં કષ્ટને વેઠો છો તે કહો. આ ક્ષણ પૂર્વે તો તમે મારા પ્રતિ ક્રૂર સૌમ્ય મિશ્ર સ્વભાવ યુક્ત દૃષ્ટિને સ્થાપી જોતાં હતાં, અને હવે તો તમે નેત્ર બંધ કરીને જાણે આપણા ઈષ્ટમાં નિમગ્ન થયાં હો એમ પ્રતીતિ કરાવો છો. આંથી તમે સિદ્ધ છો કે સાધક એ નિશ્ચય થઇ શકતો નથી. આ કાળે તો તમે ઉપાસકની અવસ્થાનો અનુભવ કરતાં પ્રતીત થાઓ છો, અને આ ક્ષણ પૂર્વે તો તમે કોઈ સમાધિમાંથી તત્કાળ જાગ્રત થએલા સિદ્ધના સમાન દૃષ્ટિથી જોતાં હતાં. હશે તમે ગમે તે હો તેની સાથે મારે કશો સંબંધ નથી. તમારા આ અલૌકિક રૂપ તથા વેષથી હું મોહને પ્રાપ્ત થવાનો નથી, માટે મારા નિમત્તેજ આ કષ્ટ આપનાર તાપસી સ્થિતિને રાખી રહ્યાં હો તો હવે તમે તમારે માર્ગે પડો, અને અન્ય નિમિત્તે તમારી સ્થિતિ આ સ્થળે હોય તો મને ઉત્તર આપો કે આ સ્થળે મને કોણે આણ્યો છે, તમે કોણ છો, આ અરણ્યનો અધિપતિ કોણ છે, આ અરણ્યમાં મેં જોએલા વિચિત્ર પ્ર-

સંગ તે, શું છે? આ પ્રશ્ન કરયા છતાં પણ ઉત્તર ન આપતાં તે સ્ત્રીઓ જેમની તેમજ અચલ ઉભી રહી. કિંચિત્ કાળ હું દષ્ટિ ફેરવી ફેરવી તેમને જોતો રહેલો, પણ તેમની સ્થિતિમાં વિલક્ષણતા જણાઈ નહિ, ત્યારે હું આશ્ચર્ય થઈને આ પ્રકારના વિચારને પુનઃ વશ થયો. અહોહો પરમ આશ્ચર્ય છે આ સંસારમાં સ્ત્રી જાતિ જેને અષ્ટગુણ કામયુક્ત કહીને અત્યંત ચંચળ સ્વભાવવતી ગણી છે, તે સ્ત્રી જાતિમાંની આ સ્ત્રીઓ સુમેરૂ પર્વતની પેઠે અચળ સ્થિત તપ કરે છે. મેં ઘણા પુરૂષોને તપ કરતા ઉભેલા જોયા છે, પણ તેમનાં તનુ, ઇંદ્રિય તથા મન આવાં અચંચળ કદી જોયાં નથી. આ સ્ત્રીઓની સ્થિતિ જોતાં એ સમાધિ સ્થિતિમાં તો નથીજ, પણ સમાધિ સ્થિતિને ક્ષણભર ભૂલાવે એવી આરૂઢ દશામાં ઉભી છે. એમને દિગ્ કાલાદિકનું ભાન જણાતું નથી. તેમજ એમણે ત્રિગુણના જયપૂર્વક અંતઃકરણનો ઇંદ્રિયસહિત અત્યંત નિગ્રહ કરયો જણાય છે. આ હું કે જે મને પોતાને આપ્તકામ યોગી સરખો માનું છું, તે પણ આ કાળે આટલા પ્રબળ નિગ્રહને કરી શકવા સમર્થ નથી; તો અન્યની શી વાર્તા? આ ભયાનક અરણ્ય જેમાં હું પણ પ્રવેશ કરીને વિકળ સરખો થઈ ગયો છું, તેમાં આ અતિ ધૈર્યવાન સ્ત્રીઓ, જેઓ જાતિ સ્વભાવથી અબલા ગણાતી આવી છે, તેઓ નિર્ભય સિંહની પેઠે સ્વસ્થ ઉભી તપ કરે છે, અને કિંચિત્ પણ વિકળતાને પ્રાપ્ત થતી જણાતી નથી. આ અદ્ભુત પ્રસંગને જોતાં મારે અવશ્ય અનુમાન કરવું ઘટે છે કે આ સ્ત્રીઓનો કોઈ પ્રબળ પુરૂષ રક્ષક હોવો જોઈએ, અને તેજ આ અરણ્યનો અધિપતિ પણ હોવો ઘટે છે. અરે! આ નિર્લજ્જ સ્ત્રીઓ વિષે ઉપાસક ધર્મ પણ સંભવતો નથી. કારણ કે ઉપાસક ભાવને આ દ્વૈત પ્રપંચનો અભાવ અંતરમાં સિદ્ધ થયેલો હોતો નથી, અને દ્વિતીય ભાવના દૃઢ થઈ ગયા વિના અમર્યાદાવસ્થા આવતી નથી. માટે આ સ્ત્રીઓ સાધક હોય એમ પણ ઠરતું નથી. પણ ખારે; કોઈ દિગંબર માર્ગને અનુસરનારી એ હોય તો તો એમને આ અજ્ઞાનયુક્ત ઉપાસક દશામાં પણ અમર્યાદા પ્રાપ્ત થવી સંભવે છે.

હે પંચવરદ મહાત્મન્! આ વગેરે અનેક વિચિત્ર વિચિત્ર કલ્પનાને કરીને પશ્ચાત્ મેં તે સ્ત્રીઓના સમીપ જઈ તેમની યથાર્થ સ્થિતિ જોઈ જાણવા નિશ્ચય કરયો. ત્યાં જો આ સિદ્ધિઓ હશે, તો મારે એમાં આસક્ત થવું નથી, અને જો એ સાધક અવસ્થામાં તપ કરનારી સ્ત્રીઓ હશે તો

મારે એમના તપને ભંગ કરવાનું પ્રયોજન નથી, તો પણ એમના સામર્થ્ય-
નો તથા મુખ્ય સ્વરૂપનો નિશ્ચય કરયાવિના મારે આ સ્થળ છોડી ચાલવું
યોગ્ય નથી, એવો નિશ્ચય કરીને જેમ ચોર કિંચિત્ પણ ખડખડાટ કરયા-
વિના ગતિ કરે છે તેમ મેં ધીરે ધીરે તેમાંની એક સ્ત્રી પ્રતિ ગતિ કરી.
જેમ જેમ હું સમીપ જતો ગયો, તેમ તેમ મને તે નિષ્કંપ ઉભેલી જણા-
વા લાગી. આથી સમીપ જતાં તો મને અન્ય ભ્રાંતિનો ઉદય થયો, જેથી
હું ત્વરાથી અત્યંત સમીપ ગયો, અને જોયું ત્યારે તો તે ભ્રાંતિ ખરી ઠરી.
એ સ્ત્રીનું શરીર કેવળ પાષાણનું જણાયું. ઉપરથી રંગ એવો કરેલો કે
સ્પર્શ કરયાવિના પાસે ઉભેલો માણસ પણ તેને પાષાણની મૂર્ત્તિ છે. એમ જાણી શ-
કે નહિ. મને સ્પર્શ કરી જોતાં જ્યારે તે સ્ત્રી પાષાણરૂપ જણાઈ, ત્યારે એક
પક્ષથી મારી મહા અજ્ઞાનતાનો ભાસ થઈ ગ્લાનિ જણાઈ, અને બીજે
પક્ષે ભયની નિવૃત્તિના મંદમંદ હર્ષથી હસવું આવ્યું. પછી તો આઠે
સ્ત્રીના સમીપ જઈને સ્પર્શ કરી નિશ્ચય કરયો કે આ સર્વ સ્ત્રી પાષણની
જ છે. અરેરે આ પાષણની સ્ત્રીઓએ પણ જ્યારે મારા અંતઃકરણમાં
આવડો મોટો ફેરફાર કરી નાંખ્યો, તો ખરી સ્ત્રીઓજ હોત તો શું
અનર્થ ન કરત, એ કળી શકાતું નથી. આ કારણથીજ વિરક્તના ધર્મમાં
પાષણકાષ્ટની મૂર્ત્તિને પણ દૃષ્ટિ માંડીને જોવાની મના કરી છે. હવે મારે
શું કરવું, અને ક્યાં જવું. આ ચિત્રારણ્યમાં પ્રવેશ કર્યા પછી મારી
એક અનધિકારિ સરખી અંતઃ સ્થિતિ થઈ ગઈ છે. મારું યોગબળ હણાઈ
ગયા સરખું થયું છે, અને અંતઃપર જો થોડો કાળ આ પ્રમાણેજ વ્ય-
તીત થશે તો હું કેવળ અજ્ઞાન, ક્ષુદ્ર હૃદય બળવાળાં પામરની પંક્તિમાં
જ આવીને ઠરીશ. માટે હવે કોને સલાહ પુછું અને કયે માર્ગે જાઉં, જે-
થી મારું ઈષ્ટ સિદ્ધ થાય. મને આ સ્થળે સૂર્યાદિક દિશાના સાધક હેતુના
અભાવે પૂર્વાદિક દિશાઓનું પણ ભાન થવું કઠિણ છે. આ નિરુપાધિ સ-
રખું રમણિય સ્થાન જણાય છે, તથાપિ એ મારા સરખાએ આ ક્ષણે સે-
વવા યોગ્ય નથી. આ પૂર્વ અનુભવેલા માર્ગ સરખો માર્ગ નથી, પણ આ
તો જુદા સરખું જણાય છે. પ્રકાશનું કારણ જણાયા વિના પણ અત્રે પ્ર-
કાશ જણાય છે. સુગંધીનું કારણ તો આસપાસ કંઈ હશે, પણ નાદ ક્યાં-
થી આવ્યો; એનો કંઈ નિર્ણય થઈ શક્યો નહિ. તેમ આ સ્થળના શો-
ધ્યા વિના તે થવો પણ કઠિણ જણાય છે. હશે ગમે તેમ હો, પણ હવે

માટે આ સ્થળથી આગળ ચાલીને નિર્ણય કરવા યોગ્ય સર્વ વાર્તાનો નિર્ણય કરવો ઠીક છે. આ સ્થાન તો પ્રમાદિક દોષોની ઉત્પત્તિ કરનાર જણાય છે, માટે તત્કાળ ત્યજવા યોગ્ય છે. (અપૂર્ણ)

---

# વાણી નિરોધ.

(અનુસંધાન પૃષ્ટ ૬૩ થી).

શબ્દ અને લક્ષણાનો આ પ્રકારે અન્ય વ્યક્તિગત લક્ષણા અને શબ્દ ઉપર પ્રગાઢ પ્રેમ થયેલો હોવાથી પ્રત્યેક સાધકની વાણી, પ્રસંગ પ્રાપ્ત થતાં ઘણી વાર અનિચ્છા છતાં પણ ઉપર વર્ણવેલી અન્યની નિંદા વા કુથલી કરવા રૂપ દૂષિત પ્રવૃત્તિમાં વ્યાપારવાળી થાય છે. અન્યનાં લક્ષણા અને શબ્દ સાથે સંબંધ કરવા રૂપ પ્રેમ, શબ્દનું અને લક્ષણાનું જો સ્વભાવસિદ્ધ લક્ષણ વા ધર્મ હોત, તો તો કોઈ કાળે તે ધર્મનો જય થવો સંભવતો ન હતો, પણ યોગીઓમાં અને અનેક તત્વવિત્ મહાત્માઓમાં, અન્યની લક્ષણા અને શબ્દ સાથે સંબંધ કરવા રૂપ ઈચ્છાનો અભાવ થયેલો હોવાથી, તે ધર્મ સ્વભાવ સિદ્ધ નથી એ તો સ્થાપિત થઈ ચુક્યું છે. અભ્યાસે કરીને આવો વ્યભિચારી ધર્મ, શબ્દમાં અને લક્ષણામાં સ્વાભાવિક જેવો થઈ ગયો છે, અર્થાત્ પ્રતિકૂળ અભ્યાસથી તેનો જય થવો સંભવે છે. પ્રતિકૂળ અભ્યાસથી શબ્દ લક્ષણાગત આ વ્યભિચારી ધર્મનો જો વિજય કરવામાં નથી આવતો, તો ઉત્તરોત્તર અભ્યાસનું અધ્યાસમાં રૂપાન્તર થતાં, આ મિથ્યા કુથલી તથા અન્યની નિંદા કરવા રૂપ મોક્ષનો વિરોધી વ્યાપાર જીવનપર્યંત સાધકો જાણ્યે અણજાણ્યે કર્યાજ કરે છે. નિરંતર થતી આવી પ્રવૃત્તિથી રાજસ ગુણની વૃદ્ધિ થતાં સત્વની હાનિ થાય છે, અને ઉત્તરોત્તર રાજસની વિશેષ વૃદ્ધિ થતાં, સત્વની વૃદ્ધિના ઉપાયોના પાલનમાં અનેક વિઘ્ન આવી નડે છે. કોઈ સત્કર્મના યોગે આ દોષનું કદાચ જ્ઞાન થાય છે, તો પછી તેથી છુટવાનો યત્ન કરવામાં આવે છે તોપણ રાજસની અતીવ અભિવૃદ્ધિ હોવાથી અનેક પ્રસંગે, એવી પ્રવૃત્તિમાં ન ફરી પડવાનો બળવાન્ નિશ્ચય કર્યો હોય છે, તોપણ અસાવધ થઈ જવાય છે, અને આમ સાધનં સંપન્ન પુરૂષોને પણ દુરત્યય આ ત્રિગુણાત્મક

પ્રપંચનું અતિક્રમણ, આ વાગીંદ્રિયના સ્વૈરાચારમાં નિમગ્ન સાધકોને અધિક દુરસ્થ,અનુભવમાં આવે છે.

આવી ક્લિષ્ટ પ્રવૃત્તિથી સાધકોનો મિથ્યા કાળક્ષેપ થાય છે, એટલીજ હાનિ થાય છે એમ નથી, પરંતુ બીજી અગણ્ય અને મહાન્ હાનિ થાય છે. પ્રતિ દિવસ આવી પ્રવૃત્તિમાં સ્વૈરાચાર થવાથી શબ્દ અને લક્ષણા ઉભય અધિકાધિક ઉન્મત્ત થતાં સાધકને સાધક અવસ્થાથી ભ્રષ્ટ કરે છે, અને પરિણામમાં તેમનો નિરોધ કરવાનું કાર્ય યત્ન કરતાં છતાં પણ અત્યંત વિકટજ રહે છે. જેમ વૃક્ષ લય થતાં પણ પોતાનાં બીજ પૃથ્વી ઉપર મુકી જાય છે, તેમ પ્રત્યેક ક્રિયા પોતાના અંતમાં અંતઃકરણમાં શુભ વા અશુભ સંસ્કાર મુકી જાય છે, અને કાળે કરીને પૃથ્વીમાં પડેલાં બીજક જેમ અંકુર કાઢે છે તેમ તે શુભ વા અશુભ સંસ્કાર પરિપક્વાવસ્થાએ અંકુર કાઢી પૂર્વે કરેલી શુભ વા અશુભ પ્રવૃત્તિ અનુસાર આપણને શુભ વા અશુભ ક્રિયામાં જોડે છે. આથી કરીને, થોડી વાર વાગીંદ્રિયની મિથ્યા પ્રવૃત્તિ થવા દેવાથી આપણને શી હાનિ થવાની છે, એમ સમજી જે સાધક વાગીંદ્રિયને ઉન્મત્ત થવા દે છે, તે સાધકે એકજ વાર વાગીંદ્રિયને ઉન્મત્ત થવા દીધી નથી, પરંતુ અનંત વાર તેને ઉન્મત્ત થવા સાધન યોજી આપ્યું છે, એમ સૂક્ષ્મ વિચારથી સમજાશે; કારણ એક વાર થયેલી પ્રવૃત્તિ પોતાના સંસ્કાર અંતઃકરણમાં મુકી જવાથી બીજી વાર પ્રવૃત્તિ થવાની, બીજી વારની પ્રવૃત્તિનો નિરોધ ન કરયો તો તે પણ સંસ્કાર મુકી જતાં ત્રીજી વાર પ્રવૃત્તિ થવાની, એમ અનંત કાળ જ્યાં સુધી નિરોધ નહિ કરવામાં આવે ત્યાં સુધી આ પ્રવૃત્તિ થવાનું, અને સંસ્કાર મુકી જવાનું કાર્ય ક્રમાનુસાર વિઘ્ન રહિત થયાજ કરવાનું; અને પૂર્વ પૂર્વ કાળ કરતાં નિરોધ કરવાનું કાર્ય ઉત્તર ઉત્તર કાળે વિકટ થતું જવાનું. આ સાથે પ્રત્યેક પ્રવૃત્તિકાળે અન્ય મનુષ્યોથી અંતઃકરણમાં નંખાતા તે તે પ્રવૃત્તિથી ભિન્ન અનેક સંસ્કારોનો વિચાર કરતાં આ પ્રવૃત્તિ ઉત્તરોત્તર કેવું વિસ્તારવાળું સ્વરૂપ ધરી આપણને અનિવાર્ય હાનિ કરવા સમર્થ થાય છે, એ સહજ લક્ષમાં આવશે.

હાનિ આટલેથીજ વિરમતી નથી. વિશ્વચક્રનો એ સિદ્ધ નિયમ છે કે ધ્યાતા ધ્યેયરૂપ થાય છે. કીટને દંશ દેઈ ઉડી ગયેલી ભ્રમરી પુનઃદંશ કરશે એ ભયથી ભ્રમરીનાજ ચિંતનમાં તલ્લીન થઈ જતો કીટ અંતમાં

'ભ્રમરી ભુની જાય છે એ દૃષ્ટાન્ત શાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે. એસતું છ માસ' ધ્યાન કરનાર કોઇક અાગરમ મનુષ્યને પોતાને મસ્તકે શીંગડાં છે એવું ભાન થયાનું દૃષ્ટાન્ત લોકમાં હજી પણ પ્રચલિત છે. શાસ્ત્રમાં તો સેવ્યની ઉપાસના કરતાં સાધક સેવ્ય રૂપ થઈ ગયેલા, ધ્યેયની દઢભાવના થતાં ધ્યાતા ધ્યેયરૂપ થયેલા એવાં અનેક ઉદાહરણો સ્થલે સ્થલે આપેલાં છે. અનુભવથી પણ આપણે એમજ જોઈએ છીએ. નિરંતર હળ લેઈ પૃથ્વીને ખેડતા કૃષીવલનો ધ્યેય વિષય પૃથ્વી હોવાથી તેઓની બુદ્ધિ અન્ય વર્ગના લોકો કરતાં બહુધા જડ હોય છે. એ વર્ગમાં જ્યાં જ્યાં બુદ્ધિમાન્ પુરુષો હોય છે, ત્યાં ત્યાં તે પુરુષોએ પોતાની વૃત્તિમાં પૃથ્વી કરતાં કોઈ અન્ય વિષયનું ધારણ ઘણો કાળ પર્યંત કર્યું હોય છે ત્યારેજ તે બુદ્ધિમત્તા રાખી રહ્યા હોય છે. बुद्धिकर्मानुसारिणी એ વિષયમાં સંશય કરવા જેવું કાંઈજ નથી*. આ પ્રકારે જે વિષયનું વા વસ્તુનું આપણે ઘણો કાળ ચિંતન વા ભાવના કરીએ છીએ, તે વસ્તુના વા વિષયના ગુણ કાળે કરી આપણામાં પ્રાદુર્ભાવ પામે છે, એવો સિદ્ધ નિયમ હોવાથી અન્ય પુરુષોના વા તેમની કૃતિના દોષોનું નિરંતર આપણે કથન કરતા રહીએ તો તે વિષય આપણી વૃત્તિમાં આરૂઢ થવાથી, તદ્વિષયગત વા પુરૂષગત દોષો કાળે કરી આપણામાં સ્ફુરે છે, આથી કરીને વાગિંદ્રિયની સહજ થતી મિથ્યા પ્રવૃત્તિનો નિરોધ કરવામાં ઉપેક્ષા કરવાથી, દોષનો લય કરવાને યત્નવાન સા-

---

*આ વિષયમાં વર્ણેલા સિદ્ધાન્તને બળે, પ્રતિમા પૂજનનું ખંડન કરનાર કોઈ પ્રતિમા પૂજનમાં એવો આક્ષેપ આણે કે પ્રતિમા સર્વ જડ વસ્તુની બનાવેલી હોવાથી તેમનું પૂજન કરનાર સર્વ ઉર્ધ્વગતિને નહિ પામવાના, પણ એ જડ વસ્તુના જેવા જડજ બનવાના; તો એ આક્ષેપ મંદબુદ્ધિનું પરિણામ છે, એ સ્પષ્ટ છે. કારણ પ્રતિમાપૂજક, અથવા ધ્યાતા, પ્રતિમામાં ઈશ્વરના ગુણોના આરોપણ પૂર્વકજ તેનું ધ્યાન અથવા પૂજન કરે છે; કાંઈ કેવળ પાષાણનું, જડતા કાઠિન્ય, અજ્ઞાન આદિ ગુણોના અનુસંધાન પૂર્વક ધ્યાન અથવા પૂજન કરતો નથી; પણ પ્રત્યક્ષ મહાદેવ, વિષ્ણુ, વા અન્ય ઈષ્ટના અભાવે, તે તે ઈષ્ટનું પ્રતિમા એ લિંગ છે એમ સમજી, તેમાં તે તે ઈષ્ટના શાસ્ત્રે પ્રતિપાદન કરેલા ગુણોના આરોપણ પૂર્વક પૂજા ધ્યાન આદિ કરે છે. જેથી ઉપાસક વા ધ્યાતામાં જડના ગુણોનો આવિર્ભાવ ન થતાં ઈષ્ટના આરોપિત ગુણોજ પ્રાદુર્ભાવ પામે છે.

ધકોના દોષનો ક્ષય ન થતાં ઉત્તરોત્તર દોષની વૃદ્ધિ થાય છે. આ કાંઈ ન્યૂન હાનિ નથી. 'લક્ષણુ જોયે લક્ષ ધરે' એવું કોઈએક સત્પુરૂષે કોઈ સ્થળે વદેલું વાક્ય, યદ્યપિ છે તો પ્રાકૃત, તોપણુ તેનો મર્મ સમજતાં બહુ બોધ લેવાય એમ છે. અન્યનાં લક્ષણુ અર્થાત્ દુષણુ જોતાં ઈશ્વરના અનુસંધાન પ્રતિ વળેલો આપણો લક્ષ ક્રમશઃ ઘટી પરિણામે આપણે કેવળ બહિર્મુખ થઇ જઈએ છીએ. એમ છતાં આ મહા હાનિ વિષે અજ્ઞાત આપણામાંના કેટલા બધા, અન્યનાં લક્ષણુ જોવા રૂપ કુટેવમાં કેટલી બધી વાર નિમગ્ન થાય છે. આ મહાન્ દોષનો અંતઃકરણમાંથી અભાવ થયા વિના સાધકની યથાર્થ સાધકમાં ગણના થઈ શકતી નથી, એ કહેવું હવે અવશેષ રહ્યું નથી. (અપૂર્ણ).

---

## સન્મિત્રનું મિત્રમતિ પત્ર.

( અનુસંધાન ગત દર્શન પૃષ્ટ ૧૫૭થી )

જેમ રૂઢિથી આ કાળે પણુ બ્રાહ્મણુવિનાની કેટલીક પ્રજા સૂત્રને ધારણુ કરી વૈદિક કર્મના અધિકારને પ્રાપ્ત તુલ્ય મનાય છે, તેમ જો આ કાળે ક્ષત્રિય તથા વૈશ્ય જાતિમાં ગણુવા યોગ્ય ઉપવીત રહિત પુરૂષો પોતાના પુત્ર પૌત્રાદિને રૂઢિ તથા અધિકાર પ્રાપ્ત થવાના ઉપાયનો આદર કરેતો કાલાંતરે તેઓ પણુ નિત્ય વગેરે કર્મના અધિકારી થાય, અને તે વિહિત કર્મ દ્વારા અવિહિત કૃતકર્મસંસ્કારનો ક્ષય કરવા પણુ સમર્થ થાય. નિત્ય કર્મ પાપની નિવૃત્તિપૂર્વક અંતઃકરણુની શુદ્ધિ કરવામાં તથા સર્વોત્કૃષ્ટ ગતિમાં મુખ્ય સાધનરૂપ છે. એ વિષે શાસ્ત્રમાં પણુ કહ્યું છે કેઃ--

संध्यामुपासते येतु सततं शंसितव्रताः
विधूतपापास्ते यांति ब्रह्मलोकमनामयम् ॥

'જે પુરૂષ નિરંતર શ્રદ્ધા ભક્તિ યુક્ત સંધ્યોપાસનાદિક કર્મને કરે છે, તે પુરૂષ સર્વ પાપોથી રહિત થઈને બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.

કેટલાએક વિદ્વાનો એમ માને છે કે પૂર્વે ગુણુ કર્મના વિભાગ વડે વ્યવસ્થા થઈ છે, અને તેજ પ્રમાણે આજે પણુ બ્રાહ્મણાદિ વર્ણુ ગુણુના વિભાગથીજ ગણાય તો ઘણા ઉપવીત ન ધારણુ કરેલા પણુ બ્રાહ્મ-

ણુમાં ગણાવા યોગ્ય થાય. આ વાતોમાં ગીતાના 'चातुर्वर्ण्यं मयासृष्टं गुण कर्म विभागशः०' ઈત્યાદિ૦ એ શ્લોકને પ્રમાણુ રૂપ મુકે છે. ત્યાં આ શ્લોકથી ગુણકર્મના વિભાગવડે ચાર વર્ણ બંધાયાનું સિદ્ધ થાય છે ત્યાં ગુણની વ્યવસ્થા એવી છે કે સત્વ ગુણ પ્રધાન, તથા ક્રમે કરી રજ તમ જેમાં ગૌણુ હોય તે મનુષ્ય બ્રાહ્મણ જાતિમાં છે. રજઃ પ્રધાન, અને સત્વ તમઃ ક્રમે કરીને જેમાં ગૌણુ છે, તેવાં મનુષ્ય ક્ષત્રિય જાતિમાં છે. રજઃ પ્રધાન, તથા તમઃ અને સત્વ ક્રમે કરીને જેમાં ગૌણુ છે, તે વૈશ્ય; અને તમઃ પ્રધાન તથા રજ સત્વ ક્રમવડે જેમાં ગૌણુ હોય તે મનુષ્ય શૂદ્ર ગણાય. આ નિયમાનુસાર કોઈ પણ પુરૂષ તે તે ગુણનાં કાર્યોની પોતામાં અભિવ્યક્તિ કરીને પોતાવિષે બ્રહ્મણત્વ સિદ્ધ કરે એમ છે, પરતું જ્યાં સુધી ગુણ તથા કર્મ એ વડે બ્રાહ્મણત્વ સિદ્ધ ન થાય ત્યાં પર્યંત તે તે જાતિમાં ગણી શકાય નહિ, માટે કર્મથી પણ બ્રાહ્મણત્વ સિદ્ધ કરવું ઘટે છે. ત્યાં કર્મ લૌકિક તથા વૈદિક બે પ્રકારનાં છે; તેમાં લૌકિક કર્મ તો સર્વ પોતપોતાના ગુણાનુસાર કરી શકે, પણ વૈદિક કર્મનો તો ઉપવીત ધારણ કરનાર દ્વિજને જ અધિકાર છે. તો જેના કુળમાં શુદ્ધ સંસ્કારવડે વિધિવત્ ઉપવીત ધારણ કરાતું નથી, તે કુળમાં કર્મવડે બ્રાહ્મણત્વ આવવામાં વિરોધજ રહેવો છે. પૂર્વે તો એ વિરોધની નિવૃત્તિ અર્થે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, એ ત્રણને વિધિવત્ સંસ્કાર આપી દ્વિજત્વ પ્રાપ્ત કરતા, તેથી તેઓ ઉત્તરોત્તર આપણા અધિકારને વધારતા. પણ આ કાળે તે સંસ્કાર તથા વૈદિક કર્મ વિધિવત્ કરાતું જણાતું નથી. તો એવી અયોગ્ય પ્રજા, યોગ્ય જાતિ ધર્મને ક્રમશઃ શી રીતે પ્રાપ્ત થાય? નજ પ્રાપ્ત થાય.

હે સન્મિત્ર! આ સર્વ કહેવામાં તાત્પર્ય માત્ર એજ છે કે વિધિવત્ વિહિત સંસ્કાર વિના યોગ્ય કર્મનો અધિકાર આવતો નથી, અને યોગ્ય કર્મ કર્યા વિના યોગ્ય શુદ્ધિ પ્રાપ્ત થતી નથી, અને યોગ્ય શુદ્ધિવિના રજ તમનું અતિક્રમણ કરી શકાતું નથી, અને રજતમનું અતિક્રમણ થયા વિના સત્વ અથવા શુદ્ધ સત્વની પ્રધાનતા થતી નથી, અને સત્વ વા શુદ્ધ સત્વની પ્રધાનતા થયા વિના યથાર્થ તત્વજ્ઞાન થતું નથી, અને વસ્તુતઃ પરમ તત્વાનુભવરૂપ જ્ઞાન થયા વિના યથાર્થ બ્રાહ્મણત્વ આવતું નથી, અને યથાર્થ બ્રાહ્મણત્વ પ્રાપ્ત થયા વિના અવિદ્યાદિ ક્લેશની નિવૃત્તિ થતી નથી, અને અ-

ધકોના દોષનો ક્ષય ન થતાં ઉત્તરોત્તર દોષની વૃદ્ધિ થાય છે. આ કાંઈ ન્યૂન હાનિ નથી. 'લક્ષણ જોયે લક્ષ ધરે' એવું કોઈએક સત્પુરૂષે કોઈ સ્થળે વદેલું વાક્ય, યદ્યપિ છે તો પ્રાકૃત, તોપણ તેનો મર્મ સમજતાં બહુ બોધ લેવાય એમ છે. અન્યનાં લક્ષણ અર્થાત્ દૂષણ જોતાં ઈર્ષ્યાના અનુસંધાન પ્રતિ વળેલો આપણો લક્ષ ક્રમશઃ ધરી પરિણામે આપણે કેવળ બહિર્મુખ થઇ જઈએ છીએ. એમ છતાં આ મહા હાનિ વિષે અજ્ઞાત આપણામાંના કેટલા બધા, અન્યનાં લક્ષણ જોવા રૂપ કુટેવમાં કેટલી બધી વાર નિમગ્ન થાય છે. આ મહાન્ દોષનો અંતઃકરણમાંથી અભાવ થયા વિના સાધકની યથાર્થ સાધકમાં ગણના થઈ શકતી નથી, એ કહેવું હવે અવશેષ રહ્યું નથી. (અપૂર્ણ).

---

## સન્મિત્રનું મિત્રમતિ પત્ર.

( અનુસંધાન ગત દર્શન પૃષ્ટ ૧૫૭થી )

જેમ રૂઢિથી આ કાળે પણ બ્રાહ્મણવિનાની કેટલીક પ્રજા સૂત્રને ધારણ કરી વૈદિક કર્મના અધિકારને પ્રાપ્ત તુલ્ય મનાય છે, તેમ જો આ કાળે ક્ષત્રિય તથા વૈશ્ય જાતિમાં ગણવા યોગ્ય ઉપવીત રહિત પુરૂષો પોતાના પુત્ર પૌત્રાદિને રૂઢિ તથા અધિકાર પ્રાપ્ત થવાના ઉપાયનો આદર કરેતો કાલાંતરે તેઓ પણ નિત્ય વગેરે કર્મના અધિકારી થાય, અને તે વિહિત કર્મ દ્વારા અવિહિત કૃતકર્મસંસ્કારનો ક્ષય કરવા પણ સમર્થ થાય. નિત્ય કર્મ પાપની નિવૃત્તિપૂર્વક અંતઃકરણની શુદ્ધિ કરવામાં તથા સર્વોત્કૃષ્ટ ગતિમાં મુખ્ય સાધનરૂપ છે. એ વિષે શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ--

> संध्यामुपासते येतु सततं शंसितव्रताः
>
> विधूतपापास्ते यांति ब्रह्मलोकमनामयम् ॥

'જે પુરૂષ નિરંતર શ્રદ્ધા ભક્તિ યુક્ત સંધ્યોપાસનાદિક કર્મને કરે છે, તે પુરૂષ સર્વ પાપોથી રહિત થઈને બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.

કેટલાએક વિદ્વાનો એમ માને છે કે પૂર્વે ગુણ કર્મના વિભાગ વડે વર્ણવ્યવસ્થા થઈ છે, અને તેજ પ્રમાણે આજે પણ બ્રાહ્મણાદિ વર્ણ ગુણ કર્મના વિભાગથીજ ગણાય તો ઘણા ઉપવીત ન ધારણ કરેલા પણ બ્રાહ્મ-

તેં, પ્રથમ લખેલી જે મનની અસ્થિર અવસ્થા તે આ રજોગુણ પ્રધાન અંતઃકરણ દ્રવ્યનોજ પ્રભાવ છે, એમ જાણજે. આપણા વ્યવહાર પ્રસ્ત પ્રાણિઓનાં મન વિષય કામનાવડેજ નિરંતર તપ્ત તથા અતિ ચંચળ રહે છે. અસંખ્ય વિરક્ત સરખા પ્રતીત થતા પુરૂષો પણ રાજસ પ્રધાન અંતઃકરણથી માત્ર બાહ્ય ત્યાગનાં ચિન્હને સેવનારા હોવાથી ચંચલ મનવાળાજ હોય છે. યથાર્થ અંતર બહિર ત્યાગવાળા પુરૂષો જે ચિત્ત વા મનનો અસ્થિર સ્વભાવ તથા તેના કારણને યથાવત્ જાણનારા છે તેઓ પણ આપણા સરખા વિષયાસક્તના સહવાસે કરીને મનના પ્રયત્નવડે સિદ્ધ કરેલા અચલ ભાવને પણ ક્રમે કરીને ક્ષીણ થતો અનુભવે છે, જેથી તેઓ પરિણામમાં સંગ ત્યજીને નિર્જન પ્રદેશમાંજ પોતાના પાપ રચીપચીને વધારતા તથા તેનું રક્ષણ કરતા વિચરે છે. વળી એવા એકાંતને સેવનાર પુરૂષોમાંના કોઇને પણ આ મન કોઇ પ્રકારે પજવતું નથી, એમ તું નિશ્ચય કરીશ નહિ. તેમજ સંપૂર્ણ વ્યવહાર યુક્ત પ્રતીત થતા પુરૂષોમાંના કોઈનું પણ મન આ અચંચલ ભાવને પામ થતુંજ નથી એવો અયથાર્થ નિશ્ચય પણ તું કરીશ નહિ.

અપૂર્ણ.

---

## ॥ ॐ श्री ॥

### भक्ति अथवा प्रेम.

(અનુસંધાન ગયા દર્શનના ૭૨ મા પૃષ્ઠથી)

यत्प्राप्य न किंचिद्वांछति न शोचति न द्वेष्टि न रमते नोत्साही भवति । यज्ज्ञात्वा मत्तो भवति स्तब्धो भवति आत्मारामो भवति । तत्परिशुद्धिश्च गम्या लोकवल्लिंगेभ्यः । संमान, बहुमान, प्रीति, विरहे, तरविचिकित्सा, महिमख्याति, तदर्थप्राणस्थान, तदीयता, सर्वतद्भावाप्रातिकुल्यादीनि च स्मरणेभ्यो बाहुल्यात् ॥

જેને પામીને કોઈની વાંછા કરતો નથી, શોક કરતો નથી, દ્વેષ કરતો નથી, વિષયમાં રમણ કરતો નથી, તથા ઉત્સાહવાળો થતો નથી;

જેના વિદ્યમાનપણાથી ઉન્મત્તવત, સ્તબ્ધવત્ થાય છે, આત્મામાં રમણ કરનાર થાય છે; લોકમાં અતિશય પ્રેમથી થતાં ચિન્હો ઉપરથી તેની (ભક્તિની) પરિશુદ્ધિ જાણવી; તથા સ્માર્ત ચિન્હો જેવાં કે ઉપાસ્યનું અત્યંત સન્માન (પ્રત્યુત્થાનાદિક), બહુમાન (ઉપાસ્ય સંબંધી સર્વ વિષયમાં પક્ષપાત જેમ કે ઉપાસ્યનાં વસ્ત્રોમાં, ગૃહમાં, તેમાં રહેલા સર્વ પદાર્થોમાંઈત્યાદિ.) પ્રીતિ, વિરહ જેવો કે ગોપ વધૂઓનો, ઇતર વિચિકિત્સા જેમ કે નારદનાં દર્શનથી થતી વિઘ્નશુદ્ધિ, મહિમાનું કથન, તેમને માટેજ પ્રાણુધરવા તે, તદીય (તેમના) પણું વગેરે; ઇત્યાદિ સૂત્રોમાં, તોપણ કંઈ વિશેષ કહેવા અર્થે અત્રે પૃથક્ પાડ્યો છે. તે એ કે એ ભક્તની અવસ્થા સવિકલ્પક સમાધિસ્થ યોગીની તથા નિદિધ્યાસનની પરિપક્વ અવસ્થાને પામેલા જ્ઞાનીની અવસ્થાની બરાબર છે, અર્થાત્ તદ્રૂપ છે. એ ત્રણેની અવસ્થા એકજ છે. યોગીને પોતાના ધ્યેયની સર્વત્ર પ્રતીતિ થાય છે તથા તે વિનો બીજો કોઈ પદાર્થ તેને તે વખતે દેખાતો નથી; જ્ઞાનીને પણ પોતાના જ્ઞેયનું સર્વત્ર દર્શન થાય છે અને તેજ પ્રમાણે ઉપરના ભક્તને પોતાના ઉપાસ્ય રૂપ શ્રી સદ્ગુરૂનું સર્વત્ર દર્શન થાય છે. એ ત્રણેમાં ધ્યેયાવચ્છિન્ન વૃત્તિથી અન્ય વૃત્તિ પોતાના કારણમાં લીન થયેલી હોય છે. ત્રણેની વૃત્તિ એકાગ્રતાને પામેલી હોય છે ત્રણેના સંચિત કર્મો એકાગ્રતાના બળથી દગ્ધ બીજવત્ થઈ ગયેલા હોય છે વગેરે. એ સર્વ પુરૂષો વિરાગની પરાકાષ્ઠાએ પહોંચેલા હોય છે કેમકે ત્યાર વિના વૃત્તિ એકાગ્ર થતી નથી, અર્થાત્ ચતુર્દશ ભુવનના સમગ્ર પદાર્થોને પોતાના શરીર, પ્રાણ, ઈન્દ્રિયાદિસહ એ પુરૂષો કાક વિષ્ટા સમજ ગણે છે. એ વગેરે અનેક કારણથી એ ત્રણેની અવસ્થા એક રૂપજ છે. આથી કરીને યોગ, વિચાર તથા ભક્તિ એ ત્ર-

ણે નિઃસંશય થાય છે, એટલુંજ નહિ પણ એ ત્રણે

જન્મ પણ સરખાંજ છે. તેથી ભક્તિને પ્રધાન માનનારા

હે આર્દ્ર -હૃદયવાળા વિચારને નિંદવો એ કેવળ સાહસ છે. શાસ્ત્રમાં ક-

સંપૂર્ણ જન્મ મૃત્યુના આપ ऱ्पेक्षणात् प्रयाजवत् ભક્તિ તથા જ્ઞાન બંને

ગુણનો અવશ્ય જય કરવો જેમ યોગ આવશ્યક છે તેમજ વિરાગ માટે

કોઈ પણ પ્રાપ્તવિવેક પુરૂષને અંતર- થી બળવાન સાધન છે. તેથી ભક્તિને

અભિવ્યક્તિ થતી નથી. ત્યાં તામસના

મણુ થતું નથી, માટે આ સ્થળે રાજસનું યોગ (ક્રિયા) એ બંનેનું અનુ-

મસનો પણ અંતર્ભાવ સમજવો. મુમુક્ષુવાન્ લોકોએ વિ-

ચાર, ક્રિયા અને ભક્તિ એ ત્રણેને આગ્રહપૂર્વક સિદ્ધ કરવા. (ભક્તિ યદ્યપિ ક્રિયાથી થતી નથી તોપણ ઉપર કહેલી જે મુખ્ય ભક્તિ તેના સાધન રૂપ આગળ કહેવામાં આવતી ગૌણ ભક્તિઓ ક્રિયાથી સિદ્ધ થાય છે તેથી ઉપલા લખાણમાં વિરોધની શંકા કરવી ઘટતી નથી.)

જ્યારે ભક્તની અવસ્થા અથવા સ્થિતિ સવિકલ્પક સમાધિની છે ત્યારે તેનું મુખ્ય ફલ નિર્વિકલ્પ સમાધિની સ્થિતિ ઘટે. અને છે પણ તેમજ. પ્રેમ લક્ષણા ભક્તિમાં માત્ર ઉપાસ્ય રૂપ વૃત્તિ રહેલી હોય છે. તે વૃત્તિ પણ કાળેકરી લીન થઈ જાય છે તેથી ઉપાસક, ઉપાસ્ય તથા ઉપાસના એ ત્રિપુટીનો નાશ થવાથી ભક્ત કેવળ ઉપાસ્ય રૂપ સ્થિતિ થઈ રહે છે. એ ફળરૂપ ભક્તિને પરા ભક્તિ, અનન્ય ભક્તિ, નિર્ગુણ ભક્તિ ઈત્યાદિ સંજ્ઞા શાસ્ત્રોમાં આપી છે. શાંડિલ્ય સંહિતામા કહે છે કે.

सगुणा साधनाऽपन्ना सिद्धावस्था तु निर्गुणा ॥
यावद्देहाभिमानो हि कार्यबुद्धिश्च सेवने ।
तावत्तु सगुणा भक्तिः कर्तृणां तद्धितत्त्वतः ॥
प्रक्षीणवृत्तिर्भक्तेशो असौ निर्गुणतां गतः ॥ ઈત્યાદિ.

ઈત્યાદિ સગુણ ભક્તિ સાધન રૂપ છે તથા ફલરૂપ નિર્ગુણ અવસ્થા છે. જ્યાં સુધી ઉપાસ્યથી ભેદબુદ્ધિથી ઉપાસનામાં કાર્યબુદ્ધી છે ત્યાં સુધી તે ભક્તિના કર્તા પુરૂષોમાં સગુણ ભક્તિ જાણવી. તથા જ્યારે ઉપાસ્યમાં સંપૂર્ણ વૃત્તિ લીન ભાવને પામવાથી અર્થાત્ સગુણ ભક્તિની ત્રિપુટી ટળવાથી સાયુજ્ય સ્થિતિ થાય છે તે નિર્ગુણ ભક્તિ છે. શ્રી નારદમુનિએ પણ ભક્તિને સાતમા સૂત્રમાં નિરોધરૂપ કહી છે. તેથી ભક્તિનું અર્થાત્ સગુણ ભક્તિનું ફલ અમનસ્ક સ્થિતિ અથવા વ્યુત્થાનાવસ્થામાં જીવન્મુક્તિએજ સિદ્ધ થાય છે.

હવે ભક્તિના ભેદ વિષે વિચાર સંક્ષેપમાં કરીએ.

ત્યાં ઉપર વર્ણન કરેલી ભક્તિના વસ્તુતઃ ભેદ હોવા ઘટતાજ નથી. કેમકે ભક્તિનું સ્વરૂપ એ ઠર્યું છે કે " જીવત્વના અભાવવાળા ચેતનવિશેષ વિષે અમર્યાદાવસ્થાને પામેલો પ્રેમ." એ વિષયમાં ભેદ પાડનાર કયાં તો ઉપાસ્ય હોય અથવા તો એ પ્રેમાત્મક વૃત્તિમાં વિશેષતા હોય અથવા એ

પ્રેમાત્મક વૃત્તિના આશ્રયભૂત અંતઃકરણોમાં એ વૃત્તિ પ્રયુક્ત વૈલક્ષણ્ય હોય. ઉપાસ્ય શ્રીસદ્ગુરુજ કરયા છે તેથી તેમાં કોઈ ઉપયોગી ભેદ નથી; અને ભેદ લઈએ તો પ્રતિ વ્યક્તિ એ ભેદ છે. પણ એ વ્યક્તિ પ્રયુક્ત ભેદ છે, જાતિ પ્રયુક્ત ભેદ નથી તથા કોઈ પણ રીતે પ્રકૃતોપયોગી નથી. પ્રેમાત્મક વૃત્તિમાં પણ કોઈ વાસ્તવ ભેદ નથી, કેમકે પ્રેમમાં જો વિશેષતા હોય તો તે તારતમ્યકૃત (અધિકન્યૂનત) કૃત હોય અને તે તો આ સ્થલે છેજ નહિ કેમકે સૌથી અધિક પ્રેમ-નિરતિશય પ્રેમ એજ ભક્તિ છે. એ વૃત્તિના ઉદયથી અથવા અનુભવથી થયેલી અંતઃકરણોની અવસ્થા સમાનજ ગણવાયોગ્ય હોય છે તેથી ઉપાસકનાં અંતઃકરણકૃત વૈલક્ષણ્ય પણ અત્ર ભેદ પ્રયોજક કરતું નથી. તેથી પ્રેમલક્ષણા ભક્તિ ભેદરહિત છે એમ માનવું અદૂષિત છે. તોપણ એ વૃત્તિના ઉદય થવામાં અનેક કારણો હોય છે, તે કારણ કૃત વૈલક્ષણ્ય ભક્તિના ભેદમાં હેતુરૂપ થઈ પડે છે. કેવળ સુખ પ્રાપ્તિની અથવા દુઃખમાત્રનો પોતાવિષે અભાવ કરવાની ઈચ્છા સમાન્યરૂપે સર્વે અંતઃકરણમાં સામ્રાજ્ય ભોગવેછે. એ ઈચ્છા જાત જાતના સ્વરૂપો ધારણ કરે છે એ સર્વને પ્રત્યક્ષ છે. તેના (તે સ્વરૂપોના) મુખ્ય બે વિભાગ ગણાય છે—એક તો વ્યવહાર સુખૈષણા તથા મોક્ષેચ્છા અથવા મુમુક્ષુતા. ત્યાં વ્યવહાર સુખૈષણાથી ઉપાસ્ય પ્રતિ જે પ્રેમનો ઉદય થાય છે તે સકામ પ્રેમ વર્ણાય છે તથા મોક્ષની ઈચ્છાથી ઉક્ત ઉપાસ્યપ્રતિ જે પ્રેમ પ્રવાહની પ્રવૃત્તિ થાય છે તે પ્રેમ નિષ્કામ કહેવાય છે આથી ભક્તિના પ્રથમ ભેદ સકામ તથા નિષ્કામ એવા બે પડે છે તોપણ એ ભેદ પ્રેમલક્ષણા શબ્દબોધિત ભક્તિના નથી પણ એ ભક્તિની આરંભક અવસ્થાનાં કારણોના છે છતાં ઉપચારથી શાસ્ત્રોમાં ભક્તિના વર્ણ્યા છે.

ક્યાં તો શરિરી હોય છે અથવા તો સ્થૂળ શરીર રહિત હોય છે. પ્રતિમા આદિ આ સ્થળે સ્થૂળ શરીર રહિત ઉપાસ્યમાં ગણ્યા છે. સ્થૂળ શરીરવાળા ઉપાસ્યમાં માત્ર હલનચલન આદિ ક્રિયાયુક્ત જીવત્વના અભાવવાળું ચેતનવિશેષ લીધું છે. એ ચેતન વિશેષપર મોહાત્મક પ્રેમ સ્ત્રીઓને પ્રસંગે થયેલો તથા તે પ્રેમ પરાકાષ્ઠાએ પહોંચેલો હોય એમ આપ્ત તત્વદ્રષ્ટા પુરૂષોનાં વચનોથી પ્રતિપાદિત માનવામાં આવ્યો છે. શ્રીકૃષ્ણ ભગવાનના સ્થૂલ શરીર વિષે મોહ કરનાર ગોપવધૂઓ આ વાતના નિદર્શનરૂપ છે. એ મોહાત્મક ભક્તિ—આ સ્થળે સકામ ભક્તિમાં વિવક્ષિત નથી પણ એ શિવાયની સકામ ભક્તિના લક્ષણમાં આવતી બધી પ્રકારની ભક્તિઓ અત્ર સંગ્રાહ્ય જાણવી.

એ સકામ ભક્તિ કરતાં નિષ્કામ ભક્તિ શ્રેષ્ટ છે છે. કેમકે નિષ્કામ ભક્તિમાં અપેક્ષિત અંતઃકરણ કામનાથી કેટલેક અંશે રહિત હોય છે અને મુખ્યત્વે કરીને શ્રી ઉપાસ્ય તરફથી તે અંતઃકરણ વિષય સુખ ઈચ્છતું નથી તેથી તે અંતઃકરણે જગતનું નિઃસારત્વ વિચારદ્વારા દઢ અદઢપણે સિદ્ધવત્ કરેલું હોય છે. ગૌણી ભક્તિ મુખ્ય ભક્તિના સાધનરૂપ હોવાથી મુખ્ય ભક્તિમાં અવશ્ય અપેક્ષિત જે પરવૈરાગ્ય ( બ્રહ્માથી તે સ્તંબ પર્યન્તના સમગ્ર પદાર્થોને તુચ્છ જેમાં લેખાય છે, અથવા તો સંપૂર્ણ સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચના મૂળ કારણરૂપ પ્રકૃતિ પણ જેમાં અત્યંત તુચ્છ લેખાય છે તે ) તે પરવૈરાગ્યના મૂળરૂપ આસક્તિના પદાર્થોપરની અસ્પૃહા જે સાધન ભક્તિમાં હોય તે શ્રેષ્ટ છે એમાં શો સંશય ? વળી સકામ ભક્તિ કામનાની પ્રાપ્તિ વા સિદ્ધિએ નિવૃત્ત થાય છે એટલે ઈચ્છિત વિષય પ્રાપ્ત થયા પછી તે ઉપાસક ઉપાસ્ય પ્રતિ પ્રસંગે ભક્તિના અનુષ્ઠાનના આગ્રહથી રહિત થાય છે તેથી તેના ઉપાસકને સાધન ભક્તિનું જે મુખ્ય ફલ "પ્રેમ લક્ષણાની પ્રાપ્તિ" તે ન થતાં માત્ર ભક્તિના અંતમાં ક્ષુદ્ર વિષયનીજ પ્રાપ્તિ થાય છે. તેમજ સકામ ભક્તિમાં ખરો ઉપાસ્ય ( પ્રેમનો વિષય ) તે કામનાનો પદાર્થ છે અને તે ઉપાસ્યની પ્રાપ્તિ માટે ઈશ્વરરૂપ ઉપાસ્યની ગૌણી ભક્તિ તે માણસ કરે છે તેથી મુખ્ય ભક્તિ જે પ્રધાન હોવી જોઈએ તેને તે વિપરીતમતિ ઉપાસક સકામ ભક્તિમાં ગૌણ કરે છે તેથી પણ એ ભક્તિ નેષ્ટ છે અને નિષ્કામ ભક્તિમાં ઈશ્વર એજ મુખ્ય ઉપાસ્ય રહે છે; તથા તે ઉપાસ્યપ્રતિ અવિરત-પ્રેમ પ્રવાહ થવામાં મુખ્ય સાધન વિરાગ પણ એ ભ-

ક્તિમાં હોય છે, વગેરે અનેક કારણોથી એ ભક્તિ શ્રેષ્ઠ ઠરે છે. તો પણ વિરાગનું એક સાધન ન્યાય પ્રાપ્ત વિષય ભોગ છે તેથી સકામ ભક્તિમાં જ્યારે વિહિત પદાર્થ કામનાની વિષયતા ભોગવતો હોય છે ત્યારે ક્રમે કરી વિષયથી થતાં દુઃખના અનુભવથી, પોતાના મહાન્ પરિશ્રમનું પર્યવસાન દુઃખરૂપ વિષયની પ્રાપ્તિમાં આવેલું જોવા જાણવાથી થતા ખેદથી તથા શ્રદ્ધા દૃઢતા આદિની ઉત્પત્તિ દ્વારાએ સકામ ભક્તિ નિષ્કામ ભક્તિના સાધનરૂપ વિવેકીને નીવડે છે. તેથી યદ્યપિ સકામ ભક્તિ નેષ્ટ છે તથાપિ જેમને નિષ્કામ ભક્તિના અનુષ્ઠાનમાં અધિકાર નથી આવ્યો તેઓ માટે એ સારી છે. ભક્તિવિના રહેવું એતો મસ્તક ભેદી નીકળેલા શૈને પ્રત્યક્ષ એવા શૃંગના જેવું મૂર્ખતાનુંજ લક્ષણ છે. તેથી આપણને નિષ્કામ ભક્તિ કરવાનો અધિકાર આવેલો નથી દેખાતો તો પછી સકામ ભક્તિ કરેથી શું એવું મંદમતિ થઈ વિચારવું યોગ્ય ન ધારતાં સકામ ભક્તિ પણ કરવી સારી છે. સકામ ભક્તિનું પર્યવસાન તથા પરાકાષ્ઠા નિષ્કામ ભક્તિનો ઉદયજ જાણવો. નિષ્કામ ભક્તિના આરંભમાં સાધકને નિરતિશય સુખની અથવા મોક્ષની ઈચ્છા લક્ષમાં હોય છે પણ ક્રમે કરી વિરાગ તથા અભ્યાસના બળથી તે ઈચ્છા પણ ગલિત થતાં ભક્તિ કરવા માટેજ તે ભક્તિ કરે છે.

અન્ય રીતે ભક્તિના ભેદ પાડીએ તો તે શાસ્ત્રોમાં ત્રણ પ્રકારના કહ્યા છે. (૧) સાત્વિકી ભક્તિ, (૨) રાજસી ભક્તિ, અને (૩) તામસી ભક્તિ. એ ત્રણ ભેદ પણ મુખ્ય પ્રેમ લક્ષણાના નથી, કેમકે તે તો પરા કાષ્ઠએ પામેલો શ્રી સદ્‌ગુરૂ ભગવાન્ પ્રતિનો પ્રેમ હોવાથી તે જાતે સાત્વિક, રાજસી તથા તામસી ગણાયો નથી. એ પ્રેમ (જો મોહાત્મક ન હિ હોય તો) સાત્વિકજ ગણવો ઘટે છે. મોહાત્મક પ્રેમ પણ શ્રી સદ્‌ગુરૂએ ધારણ કરેલા દિવ્ય વિગ્રહ પ્રતિનો હોવાથી મુખ્ય વૃત્તિથી તે જીર્વત્વન આભાવવાળા ચેતન પ્રતિનો નથી અને તેથી કરીને ખરૂં જોતાં નિરક્ત ભક્તિમાં આવે એમ નથી, છતાં એ મોહાત્મક પ્રેમ પણ પરાકાષ્ઠને પ્રાપ્ત યથાર્થ સાલોક્ય અથવા સારૂપ્ય મુક્તિનો હેતુ છે તેથી ફલબલાત્ અત્ર સંગ્રાહ્ય ગણી શાસ્ત્રોમાં વર્ણન કર્યો છે. તેથી સામાન્ય રીતે જોતાં શ્રી સદ્‌ગુરૂ પ્રતિનો પ્રેમ સાત્વિકજ હોય છે. આ જે ત્રણ ભેદ છે તે ઉપાસક અંતઃકરણની સ્થિતિ તથા તેથી કરાતી પ્રવૃત્તિના ભેદથી થયેલા છે. સ સાત્વિક ભક્તિનું લક્ષણ એવું કરવામાં આવે છે કે વર્ણ તથા આશ્રમન

ધર્મના અનુષ્ઠાન સહિત, નિત્યા નિત્ય વસ્તુ વિવેક, વિરાગ, શમ, દમ, સાત્વિક તપ શૌચ, દયા, સાત્વિકદાન તથા ધૈર્ય વગેરે સાધન સંપત્તિ પૂર્વક જે ભક્તિ કરવામાં આવે છે તે સાત્વિકી છે. આથી કરી ને એ સિદ્ધ થાય છે કે ભક્તિ માર્ગે પ્રવૃત્ત થનાર સાધકો વિષયમાં વહી જતા હશે, અથવા શૃંગારનાં પદો ગાતાં હશે કે વ્યભિચાર આદિ કરતા હશે એવું અનુમાન કરનાર માણસો મૂર્ખ છે, તથા જે જે લોકો એવા દુર્ગુણોને પોતાને વિષે આશ્રય આપે છે, અથવા જેઓ સંસારનાં સુખોમાંજ રચી પચી મરે છે, જેઓ વિવેક વિચારથી શૂન્ય છે તેઓ કદાપિ સાત્વિક ભક્ત નથી, એટલું જ નહિ પણ તેઓ ભક્ત સંજ્ઞાનેજ કોઈ રીતે પ્રાપ્ત નથી. કેમકે સાત્વિક, રાજસી તથા તામસી એ ત્રણે પ્રકારની ભક્તિમાં દુર્ગુણ તો સો કોશ વેગળેજ રાખવાં પડે છે. સાત્વિક ભક્તના અંતઃકરણમાં સત્વ ગુણ પ્રધાન હોવાથી સત્વ ગુણની પ્રધાનતાના ફલરુપ વિવેક, વૈરાગ્ય, શમ આદી સંપત્તિઓ આવીને નિરાંતે નિવાસ કરી રહેલી હોય છે, અને એ ગુણો આગળ સાધન નિરૂપણ કરતી વખતે કહેવામાં આવશે તેમ મુખ્ય ભક્તિના ઉપકાર હોવાથી ભક્તમાત્રને ઉપાદેય છે. રાજસ ભક્તનું અંતઃકરણ રજોગુણ પ્રધાન હોવાથી તે ભક્તને શ્રી સદ્‌ગુરૂ પ્રતિ પ્રેમ હોય છે ખરો પણ તે માણસ પ્રસંગે રાજસયજ્ઞ, રાજસ દાન, રાજસ તપ આદિ ક્રિયાઓ કરે છે તથા તેના અંતઃકરણમાં ઉત્સાહ ઉદ્યમ, કેટલેક અંશે બહિર્મુખતા, નિત્યા નિત્ય વિવેકની ન્યૂનતા આદિગુણો હોય છે તે માણસ પણ કદાપિ દુર્ગુણી હોતો નથી. રજોગુણ પ્રધાન હોવાથી તેનું અંતઃકરણ વિક્ષિપ્ત દશામાં હોય છે તથા સંસાર સુખ પ્રતિ કેટલેક અંશે લાગેલું હોય છે. એટલેજ પૂર્વોક્ત સાત્વિક ભક્તથી ભેદ હોય છે. તામસ ભક્તનુ અંતઃકરણ અતિવિક્ષિપ્ત દશામાં હોય છે તથા તે માણસમાં દુરાગ્રહ, વાદ આદિ ગુણો રહેલાં હોય છે, તેનાથી પણ તો મોટા મોટા દુર્ગુણો જે કહેવાય છે તે તો દુરજ રહેલા હોય છે. આથી કરીને ભક્ત માત્રમાં દુર્ગુણોનો ઘણે અંશે અભાવજ હોય છે એ નિઃસંશય થાય છે અને જેમ જેમ પ્રેમ વધતો જાય છે તેમ તેમ તો તે ભક્તને અન્ય ક્રિયા પ્રતિ અરૂચિ થાય છે એટલુંજ નહિ પણ તે ક્રિયાઓ પ્રતિ લક્ષ કરવા તેને અવકાશ રહેતો નથી, તેથી વૃદ્ધિગંત થયેલી ભક્તિથી દુર્ગુણ વધતા હશે એમ તો સર્વથા નથીજ, એટલુંજ નહિ પણ ઉલટું દુર્ગુણનો અભાવ થાય

છે તથા વિવેક વિરાગ વધતા જાય છે, અને અંતઃકરણ વ્યભિચાર મા ત્રનો ત્યાગ કરી અવ્યભિચારને લક્ષ કરી ત્યાં ઠરવાની સ્થિતિપર આવે છે*

આથી કરીને એ ત્રણ પ્રકારના ભેદ ભક્તિવાળા અંતઃકરણના અન્ય ગુણો ઉપરથી પાડેલા છે એ સિદ્ધ થાય છે. એ વિષયનું અધિક નિરૂપણ સાધન નિરૂપણમાં અંતર્ભાવ પામતું હોવાથી આ સ્થળે અધિક વિસ્તાર આવશ્યક નથી.

એ શિવાય પણ આ અતિગહન વિષયને અધિક અધિક સ્પષ્ટ કરવાના આશયથી પૂર્વે આર્ય મહાત્માઓએ અનેક ભેદથી ભક્તિનું નિરૂપણ કર્યું છે. તો પણ તે સર્વ અત્ર બતાવવા જતાં અધિક વિસ્તાર થઈ જવાથી એ વિષયમાં યત્ કિંચિત્ કહી આખા વિષયનો અંતિમ ભાગ જે મુખ્ય ભક્તિના સાધનરૂપ ગૌણી ભક્તિ તેનું નિરૂપણ કરવું ઉચિત છે.

ઉપર જે ત્રણ પ્રકારની ભક્તિ કહી તેમાં તામસી ભક્તિ નેષ્ટ છે, અને તેથી દરેક માણસે તામસી છોડીને ઉતરોત્તર ભક્તિને ધારણ કરવી યોગ્ય છે. તો પણ જે માણસને શ્રી સદ્‌ગુરૂજ નથી, જે મંદમતિ પોતાને પોતાનો ગુરૂ સમજે છે. અને તેથી અન્ય સંપૂર્ણ વિશ્વ વંદ્ય શ્રી સદ્‌ગુરૂને વિષે પૂજ્ય બુદ્ધિ કરતો નથી અને તેથી કરીને જે ભક્તિથી રહિત છે તે

---

* આ વિષયમાં દુર્ગુણના સદ્‌ભાવનો નિષેધ કર્યો છે તેનું મુખ્ય કારણ એ છે કે કેટલાક લોકો એવું સમજે છે તથા કહે છે કે "અતિશય વ્યાપારે દેવાળું, તથા અતિશય ભક્તિએ—" જે ભક્તિ એ લોકો લક્ષમાં લઈ એ કહેવતનો પ્રયોગ કરે છે તે ભક્તિની વૃદ્ધિંગત સ્થિતિએ કદાચ એવું થતું હશે તો ભલે, પણ ઉપર વર્ણવેલી ભક્તિમાં એ શંકા કરવી અથવા એ કહેવત લગાડવી યોગ્ય નથી. ભક્તિ એ વિષયમાં એવું કશું નથી કે જેથી એ શંકા થાય. પણ જ્યારે ગૌણી ભક્તિ દેવસ્થાનમાં જઈ કરવામાં આવે છે અર્થાત્ જ્યારે સ્ત્રી પુરૂષો એવા કોઈ કાર્ય માટે મળે છે ત્યારે અંતઃકરણના દોષથી એવી નિષિદ્ધ પ્રવૃત્તિ થાય એ સંભવે પણ ભક્તિથી તો એ પ્રવૃત્તિ આશ્રિત ન થતાં ખંડિત થાય છે. લોકો દેવસ્થાનને સંકેતસ્થાન કરે છે તેથીજ એવા માઠા પરિણામ દૃષ્ટિગોચર થાય છે. અને તેમાં એ વાત અત્રે કહેલી ભક્તિમાં તો જવા આવવાનું કંઈ છેજ નહિ તેથી એ કહેવત સર્વથા અત્ર વ્યર્થ છે.

મૂઢ બુદ્ધિ કરતાં અદઢ નિશ્ચયથી તથા દુરાગ્રહ આદિ ગુણોના ધારણ પૂર્વક પણ શ્રી સદ્દગુરૂ વિષે પ્રેમ ધારણ કરનાર સાધક શ્રેષ્ટ છે. જે ભક્તિ સૂન્ય માણુસ હોય છે તે તો રેતીના રણમાં પડેલા માંછલા જેવોજ છે, તે માણુસ તો સાધક અવસ્થામાંજ હજી આવ્યો નથી એમ કહીએ તો ચાલે. .અને જે માણસ ઉપર કહ્યા પ્રમાણેનો તામસી પણ ભક્ત છે તે માણુસને, આ ભવાબ્ધિથી તારનાર શ્રી ભગવાનનો મુખ્ય પ્રબલ આશ્રય હોવાથી નિર્જલ સ્થળે તરફડતાં મીનવત્ નથી, એટલુંજ નહિ પણ તરવાનું એક સાધન તેને પ્રાપ્ત થયું છે અને તે સાધન તે માણુસ સિદ્ધ કરવા પ્રયત્નવાન્ છે તેથી તે સાધક અવસ્થામાં છે અર્થાત્ ક્રમે કરી ઉત્તરોત્તર ઉત્તમ ભૂમિકાની સિદ્ધિપૂર્વક ગંતવ્યસ્થાન પ્રતિ જવાના માર્ગમાં છે અને ભક્તિશૂન્ય અંધ માણુસને તો કોઈ માર્ગજ જડેલો નથી હોતો. તાત્પર્ય એ કે ભક્તિના અભાવ કરતાં તામસી ભક્તિ પણ સારી છે, તોપણ સાધકે ઉત્તરોત્તર ભૂમિકા લક્ષ્યમાં રાખી તેની પ્રાપ્તિને માટે પ્રયત્નવાન્ થવું ઉચિત છે.

(અપૂર્ણ).

---

## વાર-વિનંતી પદ.

### રાગ ઓધવજીના સંદેશાનો.

ઓથ અમારે હે ગુરૂ! એકજ આપની,
આ અવનીમાં અવર નથી આધારજો;
સ્વાર્થ રહિત શ્રેયસ્કર સ્વામી આપછો,
સમજો બીજો સ્વાર્થ તણો સંસારજો. ઓથ. ૧

સોમે સંકટ સો મણ છે સંસારનું,
સમજણ વણ હું વજન વહું અણ તોલજો
ભાર સહી નથી શકતો, શક્તિ છે નહીં;
વ્હાર કરો વિભુ! બાળકનો સુણિ બોલજો. ઓથ. ૨

ઓમે ભગવાન્ આપ મળ્યાછો ઓમિયા,
હવે મને ભય શાનો રે' તલભારજો,

ચોર નહીં જ્યાં તેવે માર્ગે દોરજો,
કરતો આવ્યા છો અગણિત ઉપકાર જો. ઓધ. ૩

બુધે તમોને બુધ જન તેતો જાણશે,
અબુધતણા ઉરમાં તો તિમિર અપાર જો;
શ્રદ્ધા આંખ ફુટયાથી તેતો આંધળા,
કાંઈ ન તે દેખે ઘરમાં કે બ્હાર જો, ઓધ ૪

ગુરૂએ ગુરૂતા દઈને લઘુતા કાપજો,
જેથી આપ ચરણ તલમાં રહેવાય જો;
લઘુતા તો અભિમાન પવનથિ ઉડાડિને,
મોટમ કેરા વાદળમાં લઈ જાય જો. ઓધ. ૫

શુક્રે શુક્ર નથી હે નાથ! શરીરમાં,
શી રીતે હું સાધું સુખકર જોગજો;
ફુટા નાવ સમાણું આ તન છે પયું,
ભોગવતાં આખર હાનીકર ભોગ જો. ઓધ. ૬

શનિએ અશનિસમ આ નાદ કરી રહ્યો,
મોહ મને બહુ પજવે છે પરમેશ જો;
લાજ તમારી જાશે જો ન ઉગારશો,
અપયશ ડંકો થાશે દેશે દેશ જો. ઓધ. ૭

રવિએ રવિ ઉગાડો મુજ મન ગ્યાનનો,
અંતર તિમિર નિવારો હરિ અજ્ઞાન જો;
આ અંધાર પિછોડો માયાનો હરો,
જેમાં મોહિત થાય મહાવિદ્વાન જો. ઓધ. ૮

મુજને ભક્તિ કરવાની શક્તિ નથી,
વા'ર કરો આ વાર સુણી આ વાર જો;
ભક્તજનોને પાળે તે મોટા મુની,
અભક્ત પાળે સંગવિના સરદાર જો. ઓધ. ૯

क्लीँ





# महाकाल.

(માસિક.)

रूप(पुस्तक)२.फाल्गुनकृष्ण.१४सं.१९४६दर्शन(अंक)९

ॐ अघोरेभ्योथघोरेभ्योघोरघोरतरेभ्यः ॥
सर्वेभ्यःसर्वसर्वेभ्योनमोस्तुरुद्ररूपेभ्यः ॥

प्रतिષ્ઠા કરનાર.

उपाधिनाथकवर्ग.

રાજનગર (અમદાવાદ.)
"એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ"માં છાપી પ્રસિદ્ધ કરનાર
નથુભાઈ રતનચંદ માંકડીયા.
સંવત ૧૯૪૬. પોસ્ટેજ માફ. સને ૧૮૯૦.
વાર્ષિક ઉપહાર. રૂ. ૨ અગાઉથીજ.
વર્ષ અન્તે રૂ. ૨-૮-૦
દરેક છુટી નકલ
લનો. રૂ ૦।.





## अनुक्रमणिका.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
|  |

---

## જાહેર ખબર

આ મહાકાળના ઉપાસક થવાની ખાસ વિધિ કોઈને કરવામાં નહિ આવે, માટે જેને એના ઉપાસક થવાની ઈચ્છા હોય, તેણે પત્રદ્વારા મહાકાળના મેનેજરને પોતાની ઈચ્છા જણાવવી.

---

## સુચના.

મહાકાલના જે ઉપાસકોને પ્રત્યેક માસની કૃષ્ણ ચતુર્દશી પછી, પંદર દિવસમાં શ્રી મહાકાલનાં દર્શન ન થાય તેઓએ મહાકાલના (મેનેજરને) નિયામકને ખબર આપવી. ઘણી મોડી ખબર આપનારના પત્ર ઉપર ધ્યાન દેવામાં નહી આવે

મેનેજર 'મહાકાલ'
C/o. N. P. Sangvi,
Sankadi Sheri,
Lalavasa pol
Ahmedabad.

# श्री महाकाल.

रूप (पुस्तक) २,–फाल्गुन कृष्ण १४ सं. १९४६ दर्शन (अंक) ९

## સાધકની ઇષ્ટપ્રતિ પ્રાર્થના.

### પદ રાગ કરાઈ.

વિપત્તિ વેળાના સાથી જગપતિ વેગે રે,
ત્યારે હવે ચઢજો વાચું રે;
રક્ષી આ વિષમ દુઃખાગ્નિથી સ્વામિ,
સગપણ સાચવજો સાચું રે. વિપત્તિ૦
મોહ જ્વરે પ્રભુ પીડિત હું ધીખું રે,
તરફડું તાપે સતત, નાણો રે;
રોમ રોમ થઈ પ્રકટ આ જ્વાળા,
કાયા દહે છે જેમ શબ જાણો રે. વિપત્તિ૦
ઉર્ધ્વ ને અધઃ પ્રભુ દુઃખ દુઃખ ભાસે રે,
અંતરના મહા પરિતાપે રે;
મોહિત વૃત્તિ દુઃખરૂપ વિષયને,
સુખરૂપ સમજી સદા જાપે રે. વિપત્તિ૦
દૃષ્યમાં સુખ નથી સમજું છું સ્વામિ રે,
પણ વળિ વળિ વૃત્તિ ત્યાં વહેતી રે;
આપ-સ્વરૂપ-આનંદ સદા વિણ,
આપ પદે સ્થિર ના રહેતી રે. વિપત્તિ૦
કુકા આદિની રમતે સુખ નથિ સાચું રે,
સમજે છે સમજુ, એવું રે;
પણ બાળક તે શું નિશદિન ખેલે,

મુજ મન પણ પ્રભુ છે તેવું રે. વિપત્તિ૦
તુચ્છ ખેલોથી રૂડી વસ્તુને મળતાં રે, ૯
ભુલે બાળક નિજ છંદ પ્યારો રે;
મુજ મન પણ પ્રભુ તેવું લહી,
નિજ—મનહરરૂપ દાખી હારોરે. વિપત્તિ૦
ત્યાં લગી છુટવી ન દૃષ્યની પ્રીતિ રે,
જ્યાં લગી નાથ નજરે ના'વો રે;
દસ્યની પ્રીતિને ત્યજ્યા વિણુ તદ્દત,
રૂપ ના હૃદયમાં પ્રકટાવો રે, વિપત્તિ૦
અન્યોન્ય આશ્રયે રહી આ વાતો રે,
જાણું ન સિદ્ધ કો વિધ થાશે રે;
મોહ અનેક પદાર્થો પ્રતિનો ત્યજી,
વૃત્તિ કો વિધિ તમને ધ્યાશે રે. વિપત્તિ૦
આશા તો બાંધી પ્રભુ અતિશય ઉંચી રે,
બાળક બળ બુદ્ધિ ધારી રે;
જાણ્યું જે પ્રભુપદ સહજ પમાશે,
થઇને સહજ નિર્વિકારી રે. વિપત્તિ૦
અનુભવ થાતાં પ્રભુ હિંમત હારૂં રે,
ગાત્ર શિથિલ થતાં પડું ધરણી રે;
આશાના ભંગથી મનમાં થતું દુઃખ,
નાહીં શકું મુખથી વરણી રે. વિપત્તિ૦
જગત આ જોઈ જોઈ અતીવ મુઞાઉં રે,
ક્ષણુ ક્ષણુ વિહ્‌ળ હું ગભરાઉં રે;
વળી રૂપ આ મનતું ન્યાળીને,
વ્યામોહે હું કળી જાઉં રે. વિપત્તિ૦
આપની આ ચમત્કૃતિ સુખકારી રે,
આપ કૃપા પાત્ર અનુભવતા રે;
મુજ સમ અગણિત જંતુ તો ન્યાળી,
નિશદિન રહે છે પ્રભુ બળતા રે. વિપત્તિ૦
સહન ન થાતું પ્રભુ રક્ષ જો ત્રાતારે,

માયાના બાંધ્યા બીજા કોણ છોડે રે;
અગણિત આશાના પાશો ગ્રથિત આ,–
જીવના મહા બંધ કોણ ત્રોડે રે. વિપત્તિ૦
તમને પ્રભુ આ જગ સુખરૂપ ભાસે રે,
અમને પણ તેવા જાણો રે;
વાસ્તવ સ્થિતિ પ્રભુ જો જાણો છો,
તો ન દયા કેમ ઉર આણો રે. વિપત્તિ૦
વજ્ર હૃદય પણ શુણી અમ દુઃખને રે,
નેત્રે પ્રભુ ભરતાં પાણી રે;
આપ દયાનિધિ ઉર કરૂણાની,
હજુ ન દિસે કોઈ એંધાણી રે. વિપત્તિ૦
અપરાધ ક્ષણ ક્ષણ કરેલું એ સાચું રે,
પણ તેથી તો દયા ઘટતી રે;
કૃતઘ્ની પર કરતાં કરૂણાને,
પ્રભુતા રતી નથી પ્રભુ ઘટતી રે. વિપત્તિ૦
દોષથી મુક્ત શું થઉં પ્રભુ જોજો રે,
સંસ્કારો દુષ્ટ નથી થોડા રે;
સત્કર્મે સ્થિર થતી વૃત્તિને ધસડતા,–
નિશદિન વાસનાના ઘોડા રે, વિપત્તિ૦
મન મહોદધિ મધ્યે થાતાં તોફાનો રે,
આપ હું ત્રિણ કો ના જાણો રે;
સિંધુની પાર જવા ઈચ્છા યદ્યપિ,
બેઠો છું કાણે વહાણે રે. વિપત્તિ૦
અધિક કહ્યાથી પ્રભુ અધિક ન જાણો રે,
વિદિત છે પળ પળની તમને રે;
કરૂણા ઘટે કરવી તો કરજો,
નહિ તો દેજો સદ્ય કર યમને રે, વિપત્તિ૦
ભક્તને દુઃખ દેખી પ્રભુ તમે ધાયા રે,
કાર્ય સકળ પડતાં મેલી રે;
અભક્ત તોયે પણ ભક્ત હું તમારો,

તદપિ મુકો છો શિદ ઠેલી રે. વિપત્તિ૦
અણી આવ્યે તેવાની છે વાર કરી કહેશો રે,
મારી પણ અણી આ જાણી રે;
સદ્ય કરજો કરૂણા કરણાળી,
કરગરૂં કથી રડતી વાણીરે. વિપત્તિ૦
પ્રતિક્ષણ પાળો તમ શરણાગત જનને રે,
શાસ્ત્ર સકળ એ ઉચ્ચરતાં રે;
આ બળતું મન જોતાં છતાં પણ,
શાંતિની વૃષ્ટિ નથી કાં કરતા રે, વિપત્તિ૦
વિકળ અવસ્થામાં વ્યગ્ર આ વચનો રે,–
બોલું, ન રોષ તેથી ધરશો રે;
વાક્ય વિકળ પણ દીનતા ભરેલાં,
લહી કરૂણાને વાવરશો રે. વિપત્તિ૦
જગ સુખને હું નથી યાચતો જો જો રે,
યાચું છું માત્ર આ મોહ ટાળો રે;
અથવા આ સુખને આ દુઃખ છે એ ભ્રાંતિ,
સમૂળ હૃદયમાંથી બાળો રે. વિપત્તિ૦
મોહ ન ટાળો કદિ તો મોહ પમાડો રે,
નિઃશેષ આપ પદમાં વૃત્તિ રે;
સકળ આ દ્શ્યની જેથી સહજમાં,
મનથી પ્રભુ થાયે વિસ્મૃતિ રે. વિપત્તિ૦
સુખને દુઃખની ભ્રાંતિ સમૂળ ન બાળો રે,
સુખ દુઃખમાં તો તો સમ રાખો રે;
અથવા વિરાગાગ્નિ પ્રકટી હૃદયમાં રે,
વાસના બીજ ભસ્મ કરી નાંખો રે. વિપત્તિ૦
દૈવી સંપત્તિમાંથી એક માત્ર આપી રે,
દીનના દારિદ્રય દુઃખને ફેડો રે;
સાગર સુકરીના બિંદુ દીધાથી,
દજુએ તથાપિ ન કેમ રેડો રે. વિપત્તિ૦
એપની ઉપમા તમને મોટા જન દેતા રે,
તદપિ પાત્રાપાત્ર કાં લહેતા રે;

સાધકના દુર્દૈવે દયાળુ,
કરૂં કાં અહીં પાછા રહેતા રે; વિપત્તિ૦
અંતમાં નમી, સ્વલ્પ વદી આ વિરામું રે,
દોષ વિસારી કરુણા કરજે રે;
વિકટ ભવાબ્ધિમાં સંગી રહીને,
નિશદિન કર શિરપર ધરજે રે. વિપત્તિ૦

---

## ॥ ૐ શ્રીઁ ॥

### ભકિત અથવા પ્રેમ.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૯૫ થી )

હવે ભક્તિનાં સાધનો વિચારીએ. તેમાં સૌથી પ્રથમ સામાન્ય સાધનનું નિરૂપણ કરી શ્રવણાદિ નવ જે વિશેષ સાધન છે તેનું નિરૂપણ તદનંતર કરવું ઉચિત હોવાથી પ્રથમ સામાન્ય સાધન પ્રતિ લક્ષ કરીએ. ત્યાં સંપૂર્ણ સિદ્ધિનાં સાધનાર સાધનો માત્ર એજ છે. [૧] અભ્યાસ અને [૨] વિરાગ. અભ્યાસ અને વિરાગ વિના કોઈ પણ પદાર્થ સિદ્ધ થતો નથી. તે તે પદાર્થની સિદ્ધિ કરનાર સાધનોને પોતામાં વારંવાર સિદ્ધ કરી દૃઢ કરવાં તે અભ્યાસ છે, અને પ્રાસવ્ય પદાર્થ તથા તેનાં સાધન શિવાય અન્ય પદાર્થ પ્રતિ અસ્પૃહા એ વિરાગ છે. પ્રત્યેક પ્રાસવ્ય વસ્તુના ભેદથી અભ્યાસનાં વિષયભૂત સાધનોમાં ભેદ પડે છે તેથી આ વિષયમાં ક્યાં સાધનોનો અભ્યાસ કરવાનો છે તે આગળ કહેવાશે. આ સ્થળ માત્ર વિરાગ ઉપરજ જે કહેવાનું છે તે કહીએ છઈએ. દરેક વિવેકી પુરૂષ પોતાનાં અનુભવમાં વિચાર કરી જોશે તો તેને સહજ જણાશે કે વિરાગવિના કોઈ પણ વસ્તુની સિદ્ધિ થતી નથી. જે માણસે લૌકિક કીર્તિ આશય માન્યો છે તે માણસ જો ધન, શરીર સંપત્તિ વિગેરે પદાર્થપર આસક્ત હોય છે તો ઘણે પ્રસંગે યશને પામતો નથી એ સર્વના અનુભવથી સિદ્ધ છે. જે માણસે સત્ય બોલવું એજ માત્ર વ્રત લીધું હોય છે તે માણસને સત્યની સિદ્ધિ અર્થે અન્ય અનેક પદાર્થની દૃષ્ટ હાનિ સહન કરવી પડે છે, જો તે માણસ તે પદાર્થોપર આસક્ત હોય છે તો એનો વિરોધ

થતાં તે આસક્તિના વિષયભૂત પદાર્થો જય મેળવી જતાં તે માણસ જુઠું બોલે છે અર્થાત્ પોતાના સાધ્ય વ્રતથી ભ્રષ્ટ થાય છે. તેમજ યશને પ્રાપ્ય માનનાર માણસ ધન આદિ પદાર્થોપર આસક્ત હોય છે તો તે પણ યશથી ભ્રષ્ટ થાય છે એ સર્વજન સંમત છે. લોકવાયકા પણ એવી ચાલે છે કે "આબરૂ ને પૈસાને વેર છે." આ વગેરે અનેક લોકોના વ્યવહાર પ્રતિ લક્ષ કરીશું તો વિરાગ સર્વત્ર આવશ્યક લાગવાનો. વિરાગનું અત્ર પ્રધાનપણે નિરૂપણ કરવાનો વિષય નહિ હોવાથી, પોતાના અનુભવમાંથી અનેક દૃષ્ટાન્તો લઈ તે સર્વમાં વિરાગ આવશ્યક છે કે નહિ એ તપાસી લેવાનું કામ વિવેકીને સોંપી આટલાં બે દૃષ્ટાન્તથીજ વિરમીએ છઈએ. મોક્ષના માર્ગરૂપ વિચાર પ્રધાન તથા ક્રિયા પ્રધાન માર્ગમાં વિરાગને આવશ્યક ગણ્યો છે. પ્રથમના જ્ઞાનમાર્ગમાં તો જ્ઞાનનો અધિકારજ વિરાગવિના આવતો નથી. નિત્યાનિત્ય વસ્તુ વિવેક આદિ ચતુષ્ટય સાધનયુક્ત માણસનેજ જ્ઞાનનો અધિકારી ગણ્યો છે. યોગ માર્ગમાં પણ વિરાગને પ્રથમ સાધન ગણ્યું છે. પતંજલિ ભગવાન્ પાંચે પ્રકારની વૃત્તિના નિરોધના ઉપાય બતાવતાં કહે છે કે अभ्यासवैराग्याभ्यां तन्निरोधः—અભ્યાસ તથા વિરાગથી એ વૃત્તિનો નિરોધ થાય છે. ભક્તિ વિષયમાં પણ વિરાગ આવશ્યક છે કેમકે ભક્તિ એટલે શ્રીસદ્ગુરુપરમાત્મા પ્રતિનો અનવધિ પ્રેમ. ત્યાં પ્રેમમાં એવો નિયમ છે કે એ એક પદાર્થ પ્રતિજ અમર્યાદાવસ્થાને પામેછે. જે માણસના પ્રેમના વિષય અનેક પદાર્થ હોય છે તે માણસનો પ્રેમ વિભક્ત થઈ ગયેલો હોવાથી તેમાંના કોઈ પદાર્થ પ્રતિ અમર્યાદાવસ્થાને પામતો નથી. તેથી ભક્તિમાં ઉપાસ્યથી અન્ય પદાર્થ પ્રતી અસ્પૃહા આવશ્યક છે. તાત્પર્ય એ કે વ્યવહાર, જ્ઞાન તથા યોગમાં જેમ વિરાગ આવશ્યક છે તેમ ભક્તિમાં પણ છે. વિરાગ વિના જેમ જ્ઞાન, યોગ વિગેરેની સિદ્ધિ થતી નથી તેમ ભક્તિની પણ વૃદ્ધિ થતી નથી. આથી ભક્તિનું પ્રથમ સાધન વિરાગ ઠર્યું, અને તેની સાથેજ વિરાગનાં જે જે સાધનો તે સર્વ પણ ભક્તિનાં સાધન ઠર્યાં. વિરાગને માટે નિત્યાનિત્ય વિવેક આવશ્યક છે એ સુપ્રસિદ્ધ છે. એ વિવેકનું સામાન્ય સ્વરૂપ એવું છે કે ' સૃષ્ટિમાંના સંપૂર્ણ પદાર્થ અનિત્ય છે, વિકારી છે તથા શ્રીસદ્ગુરુ પરમાત્મા માત્ર નિત્ય, અવિક્રીય છે, એ દૃઢ નિશ્ચય. એ વિવેક થવા માટે અંતઃકરણની શુદ્ધિ, શ્રીસદ્ગુરુનો ઉપદેશ અને સત્શાસ્ત્રનું ચિંતન આવશ્યક છે. કારણ તે અંતઃકરણ જ્યાં સુધિ સિદ્ધિને પામ્યું ન-

થી અર્થાત્ મળદોષ-યુક્ત છે ત્યાં સુધી એ વિવેક કદાપિ દૃઢ થતો નથી; શ્રીસદ્‌ગુરુનો ઉપદેશ વિના એ વિવેકનાં મૂળ બાઝતાં નથી તથા અંકુર પણ નીકળતાં નથી; અને એકવાર શ્રીસદ્‌ગુરુ મુખથી એ વિવેકનું જ્ઞાન થયું તોપણ તેટલાથી શ્રવણ દૃઢ થઈ વિરાગને ઉત્પન્ન કરતો નથી, તેથી શ્રીસદ્‌ગુરુ મુખેથી શ્રવણ કરેલી નાના યુક્તિઓથી વારંવાર જગત્ તથા શ્રીસદ્‌ગુરુના સ્વરૂપનું ચિંતન કરવું—અને એજ ચિંતનનું નામ સત્‌શાસ્ત્રએ જ્ઞાન સ્વાનુભવ વિના દૃઢ થતું નથી. સ્વાનુભવ કરવાને જગત્‌ના સ્વરૂપરૂપ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર આવશ્યક છે. ગૃહસ્થાશ્રમનો સ્વીકાર પણ ફક્ત વિવેકને ઉત્પન્ન કરે તેટલામાટે ગૃહસ્થાશ્રમને લગતી યજ્ઞયાગાદિ વગેરે સર્વ ક્રિયાઓ આવશ્યક છે. એ કર્મથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. શુદ્ધિ થવાથી વિવેક દૃઢ થઈ શકે છે. અને વિવેક દૃઢ થવાથી જગત્ ઉપર વિરાગ થઈ વૃત્તિઓ પરમેશ્વરં પ્રતિધાય છે. તેથી ભક્તને માટે પણ અંતઃકરણની શુદ્ધિ, અધ્યાત્મ શાસ્ત્રનું શ્રવણ, ચિંતન વગેરે જરૂરનાં છે. અને વિરાગની યથાર્થ સ્થિતિ ક્યારે સમજાય કે જ્યારે વિરાગરૂપ કારણના સંદ્‌ભાવથી અનુભવાતાં કાર્યો અનુભવાય ત્યારે વિરાગની સિદ્ધિથી શમ, દમ, ઉપરતિ વગેરે ષટ્ સંપત્તિઓ સિદ્ધ થાય છે એ અનેક મહાત્માઓના અનુભવ પ્રમાણથી સિદ્ધ છે. પણ જ્યાં સુધી વિરાગની સિદ્ધિ થઈ નથી ત્યાં સુધી શમ, દમ આદિ ષટ્ સંપત્તિ પ્રયુક્ત કાર્યો કરવાથી વિરાગ દૃઢ થતો જાય છે. તેથી વિરાગની સિદ્ધિએ ભક્ત ષટ્‌સંપત્તિવાન્ હોય છે અને અસિદ્ધિએ એ સંપત્તિઓ પ્રયત્ન કરીને ભક્તે સિદ્ધ કરવી આવશ્યક છે. આમ જોતાં ભક્તિમાર્ગમાં પણ નિત્યાનિત્ય વસ્તુ વિવેક, વિરાગ તથા ષટ્ સંપત્તિ એ ભક્તમાં અવશ્ય હોવાં ઘટે છે*

જે લોકોને આ સરસ અર્થ માટે પણ વૈષ્ણવાચાર્યનું પ્રમાણ જોઈતું હોય તેઓને માટે શાંડિલ્ય સંહિતાનાં નીચેનાં વાક્યો છેઃ—સ્વવર્ણાશ્રમ

---

*વિચાર પ્રધાન માર્ગમાં ત્રણ સાધન સિદ્ધ કર્યા શિવાય જ્ઞાનની કદાપિ સિદ્ધિ થતી નથી એ સ્પષ્ટ કહ્યું છે એટલુંજ નહિ પણ જ્ઞાનના અધિકારનો પણ તે સાધકને નિષેધ કર્યો છે. અને આજ પ્રકારે વિચારતાં યોગમાર્ગમાં પણ એ ત્રણની સિદ્ધિ સહજ રીતે આવશ્યક લાગશે. તેથી પરિણામે, એ નિશ્ચય થાય છે કે એ ત્રણે માર્ગમાં એ ત્રણે સાધન અભિન્ન છે.

धर्मेण शुद्धं चित्तं विशेद्धरौ॥ गोविंदचरणाम्भोजदासात्मानो मम प्रि-याः। विरक्ताः कामभोगेभ्यो भवितारो जितेन्द्रियाः॥ शमोदमस्तपः शौचं वैराग्यं यत्र तिष्ठति। सुहृदः सरलाः शुद्धा महाभागवतास्तुते॥ भवन्ति भगवद्भक्ताः शान्ता दान्ता जितेन्द्रियाः॥ પોતાના આશ્રમ તથા વર્ણને ઉચિત એવા ધર્મના અનુષ્ઠાનથી શુદ્ધ થયેલું એટલે પાપના સંસ્કારથી રહિત થયેલું ચિત્ત શ્રીસદ્ગુરૂ પરમાત્મા વિષે પ્રવેશી શકે છે. પરમાત્માના ચરણ કમલના દાસો જેઓ વિષય ભોગથી વિરક્ત છે અર્થાત્ વિષય કામનાથી રહિત હોય છે. તેઓ સદા અને પ્રિય છે, શમ, દમ, *, તપ, શૌચ તથા વૈરાગ્ય જેમનામાં રહેલા હોય છે, જેઓ શુદ્ધ અંતઃકરણના છે તથા આર્જવવાળા છે તેઓ મહા ભાગવત છે અર્થાત્ પરમેશ્વરના મહાન્ ભક્તો છે. ભગવાનના ભક્તો શમ, દમ-*વાળા હોય છે અર્થાત્ સંપૂર્ણ ઈન્દ્રિયોનો તેઓએ જય કર્યો હોય છે. ઈત્યાદિ શ્રીમદ્ભાગવતમાં વૈષ્ણવનાં લક્ષણમાં આજ ગુણો ગ્રહણ કર્યા છે.

હવે પ્રેમ વધવાનાં કારણ વિચારીએ, તો તે ત્રણ કારણ છે. (૧) શ્રી સદ્ગુરૂની કૃપા, (૨) શ્રી સદ્ગુરૂ તરફથી સુખનું ભાન, અને (૩) તેમના ગુણોનું ચિંતન.

શ્રી સદ્ગુરૂની કૃપાવિના કદાપિ ભક્તિ ઉત્પન્ન થતી નથી. જો સહજ સહજ થતી હોય તો નાસ્તિકોનાં ટોળે ટોળાં જે હાલ દૃષ્ટિગોચર થાય છે તે નહિ થાત તથા અનંત જીવો જે દુઃખમાં રચી પચી મરતા દેખાય છે તે તે અવસ્થામાં વિદ્યમાન નહિ હોત. શાંડિલ્ય સંહિતામાં કહે છે કે वस्तुतस्तु पराभक्तिर्जायते तदनुग्रहात्। ખરૂં જોતાં પરાભક્તિ કેવળ શ્રી સદ્ગુરૂ પરમાત્માની કૃપાથીજ થાય છે, એટલે યદ્યપિ ગુણચિંતન આદિથી પ્રેમ ઉત્પન્ન થાય છે તથા કેટલેક અંશે વૃદ્ધિને પણ પામે છે તોપણ અમર્યાદાવસ્થાને પામવો એ કેવળ શ્રીસદ્ગુરૂ પરમાત્માની કૃપાનું ફલ છે, વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે ઈશ્વરના અનુગ્રહવિના કોઈપણ શુભ કાર્યની સિદ્ધિ થતી નથી, અર્થાત્ અલ્પ ફલવાળું પણ શુભ કાર્ય કરવા પ્રથમ વૃત્તિજ થતી નથી, કદાચ વૃત્તિ થાય છે તો તે બળવાન્ નથી

* શમ તથા દમ અત્ર અન્ય ચારના ઉપલક્ષર્થે છે તેથી શમ, દમથી શમ આદિ ષટ્ સંપત્તિનું ગ્રહણ કરવું.

હોતી, કદાચ બળવાન્ હોય છે તો તે પ્રમાણે બાહ્ય પ્રવૃત્તિ થવી કઠિણ છે, કદાચ બાહ્ય પ્રવૃત્તિ થાય છે તો તેમાં અનન્ત વિઘ્નો આવી તે કાર્યની સિદ્ધિ થતી નથી. શ્રી સદ્‌ગુરૂ પરમાત્માની કૃપાથીજ એ સર્વ થઈ આદિથી તે અંતપર્યન્ત કોઈ શુભ કાર્યની નિર્વૃત્તિ થાય છે. આ તો અલ્પ ફલવાળા અને તેથી સહજ પ્રયત્ને સાધ્ય થનાર કાર્ય માટે છે. તો જે જે મોટાં મોટાં કાર્યો છે તે તો કદાપિ સિદ્ધ થતાં નથી એમાં શું કહેવું! અને ભક્તિ તો સર્વ શુભ કાર્યોનું શિખર છે, તો તેને માટે શ્રીસદ્‌ગુરૂ પરમાત્માની કૃપા મુખ્ય હેતુ હોય એમાં શું આશ્ચર્ય? ભક્તિ માટે શ્રી સદ્‌ગુરૂની કૃપા આવશ્યક છે અને જ્ઞાન અથવા યોગ માટે નથી એમ પણ નથી. એ ત્રણેમાં સરખી રીતે આવશ્યક છે. યોગ શ્રીસદ્‌ગુરૂની કૃપા વિના કોઈએ સિદ્ધ કર્યો હોય એવું એકે દૃષ્ટાન્ત આખા વિશ્વમાં નહિ મળવાનું. શ્રી સદ્‌ગુરૂ પરમાત્માની કૃપાથી રહિત પુરૂષો યોગનું પ્રયત્ન કરે છે તો તેમાંથી કોઈ પણ યોગના પરિણામિ ફલને પામતો નથી પણ કેટલાક મંદમતિને કેવળ અશ્રદ્ધા થાય છે, કેટલાકને અનેક રોગોત્પત્તિ થાય છે, કેટલાક ગાંડા થઈ જાય છે અને કેટલાકના પ્રાણ પણ પ્રયાણ કરે છે વગેરે અનેક પ્રકારે હાનિ થાય છે. જ્ઞાન પણ કોઈ સદ્‌ગુરૂ વિના પામ્યું હોય એવું એકે દૃષ્ટાન્ત નથી. શ્રી સદ્‌ગુરૂ વિનાના અને શ્રી સદ્‌ગુરૂની કૃપા વિનાના લોકો જ્ઞાનપ્રતિપાદક ગ્રંથો વાંચે છે ખરા પણ તેથી ઘણામાં ઘણું ફલ તેઓને થાય છે તો માત્ર બકવા; એ શિવાય અન્ય કોઈ શુભ ફલને તેઓ પામતા નથી, પણ ઉલટાં એવાં શાસ્ત્રો વગોવવામાં હેતુ રૂપ થાય છે. આ પ્રમાણે યોગ તથા જ્ઞાનમાં આવશ્યક છે એટલુંજ નહિ પણ વેદ, વેદાંગ, ધર્મશાસ્ત્ર વગેરેના અધ્યયને માટે પણ શ્રી સદ્‌ગુરૂકૃપા આવશ્યક છે એ બ્રહ્મચર્યઆશ્રમ ને જન્મ આપનાર સર્વ આર્યોને સંમત છે. અર્થાત્ સર્વ કાર્યોમાં શ્રી સદ્‌ગુરૂની કૃપાજ મુખ્ય સાધન છે, અને ભક્તિમાં તો વિશેષે કરીને છે, એ સ્પષ્ટ છે.

યદ્યપિ मुख्यं तस्याहि कारुण्यम्'। શ્રી સદ્‌ગુરૂ પરમાત્મા પ્રયોજન વિના અર્થાત્ નિરપેક્ષપણે કૃપા કરનાર છે એ વાત સર્વાંશે સત્ય છે તોપણ, આ કર્મજન્ય સૃષ્ટિમાં એ કૃપાના પાત્ર થવા દરેક ભક્તે (અને અન્ય સર્વેએ) પ્રયત્ન કરવું આવશ્યક છે, એટલે પ્રયત્ન (શુશ્રૂષા વગેરે) કરી શ્રી સદ્‌ગુરૂને પ્રસન્ન કરવા આવશ્યક છે. શ્રી સદ્‌ગુરૂની પ્રસન્નતાથી

સર્વ કાર્યો સિદ્ધ થાય છે એ નિર્વિવાદ સિદ્ધ છે. લોકમાં પણ રાજા વગેરે સત્તાધીશની પ્રસન્નતા જાળવવાથી અન્ય અનેક ઉપાયોએ અસાધ્ય એવાં કાર્યો સિદ્ધ થાય છે. પતિની પ્રસન્નતા મેળવનાર સ્ત્રી સૌથી શ્રેષ્ઠ સુખને પામે છે. એ વગેરે સર્વ વ્યવહારમાં સેવ્યની પ્રસન્નતા મેળવવી આવશ્યક છે. એ પ્રસન્નતાથી અનેક દુષ્પ્રાપ્ય લાભો (સુખો) થાય છે, અને તે લાભોથી પ્રેમ વૃદ્ધિને પામે છે. બીજું કારણ જે સુખનું ભાન એ આ પ્રમાણે પ્રથમ કારણ સાથે અત્યંત સંબંધવાળું છે તથાપિ કંઈ વિશેષ કહેવા અર્થે બંનેને પૃથક્ પાડ્યાં છે. શ્રી સદ્ગુરુની કૃપા માટે તેમની પ્રસન્નતા આવશ્યક છે, પ્રસન્નતાથી સાધકના અંતઃકરણનું શુદ્ધ સાત્વિક દ્રવ્ય વૃદ્ધિને પામે છે. તેથી રાજસ તથા તામસ દ્રવ્ય નિર્બલ થઈ દગ્ધવત્ થઈ જાય છે, અને તેથી રજોગુણના કાર્યરૂપ દુઃખ તથા તમોગુણના કાર્યરૂપ મોહ નિવૃત્ત થાય છે અર્થાત્ કેવળ આનંદનો અનુભવ થાય છે. આ પ્રમાણે એનું એક સાધન કરવું ઉચિત છે, તોપણ શ્રી સદ્ગુરુની કૃપા મુખ્ય સાધન હોવાથી બીજામાં અંતર્ભૂત કર્યું નથી, અને બીજા માટે કંઈ વિશેષ કહેવાનું હોવાથી પહેલામાં તેને અંતર્ભૂત કર્યું નથી

વ્યવહારમાં લક્ષ કરીએ તો 'સુખનું ભાન' એ પ્રેમવૃદ્ધિમાં હેતુરૂપ સ્પષ્ટ જણાય છે. જે સેવ્યના સેવકોને સેવ્ય તરફથી સુખનું ભાન થતું નથી તેઓ નિરંતર અસંતુષ્ટ રહે છે અર્થાત્ સ્વ સ્વામીપર પ્રેમવાળા નથી હોતા. જે સ્ત્રીને પોતાના પતિ તરફથી સુખનું ભાન થતું નથી તે સ્ત્રી જો પોતાના ધર્મથી રહિત હોય છે તો પ્રાયશઃ તે પતિને ત્યજી ઉપપતિ કરે છે; અને પતિપર પ્રેમ ધરતી નથી; જો તે સ્ત્રી ધર્મજ્ઞ હોય છે તો ધર્મ સમજી પતિપર પ્રેમ રાખે છે ખરી પણ ઉત્તેજક નહિ હોવાથી તે પ્રેમ વૃદ્ધિને પામતો નથી અને અમર્યાદ તો કવચિતજ થાય છે. આજ કારણથી પૂર્વની સતીની વાતો જે સાંભળીએ છીએ તેવી સતીની અધિક સંખ્યા દૃષ્ટિગોચર થતી નથી એથી ઉલટું જેમના તરફથી સેવકોને સુખનું ભાન થાય છે તેમને તે પ્રીતિથી સેવે છે. શ્રી કૃષ્ણભગવાન્ તરફથી ગોપવધૂઓને નાના વિધ સુખોનાં ભાન થતાં હતાં તેથી તેઓ અનેક સંકટો સહીને પણ પ્રેમના બળથી શ્રી કૃષ્ણભગવાનને સેવતી હતી. જે રાજાની તરફથી અધિકારીઓને સંતોષ નથી થતો તે અધિકારીઓ પ્રાયશઃ લાંચ વગેરે રાજાનાં અહિતકર કાર્યોમાં પ્રવૃત્ત થાય છે અર્થાત્ તે રાજાપર પ્રે-

મથી રહિત હોય છે પ્રજા પણ જો દુઃખથી પીડિત હોય છે તો તે રાજા પ્રતિ પ્રેમ ધરતી નથી તથા પ્રેમપ્રયુક્ત કાર્યો કરતી નથી. તેજ પ્રમાણે પુત્રપૌત્રાદિ પ્રજા પણ પિતા તરફથી સુખાનુભવ કરે છે તો તે અત્યંત સ્નિગ્ધ વૃત્તિ તેમની તરફ ધરે છે. એ વગેરે સર્વ સ્થળે જોઈશું તો સેવ્ય તરફથી સુખનું ભાન પ્રેમવૃદ્ધિમાં હેતુ જણાશે. અને તે સ્વાભાવિક પણ છે. દરેક માત્ર માણસની વૃત્તિનો લક્ષ્ય સુખ હોવાથી જે જે પ્રાણી પદાર્થ તરફથી તેને સુખનું ભાન થાય તેના પ્રતિ તે અનુકૂળ સ્નિગ્ધ વૃત્તિથી જુએ અને જે જે પ્રાણી પદાર્થ તરફથી તેને દુઃખનું ભાન થાય તેની તરફ પ્રતિકૂળ વૃત્તિથી જુએ એ સહજ છે. તેથી સુખનું ભાન પ્રેમવૃદ્ધિમાં નિઃસંદેહ હેતુરૂપ ઠરે છે.

આપાતતઃ એમ લાગે છે કે આ હેતુની સિદ્ધિ ઈષ્ટના હાથમાં છે, અર્થાત્ એ વિષે સાધકને કશું કર્તવ્ય નથી. પણ યથાર્થ દૃષ્ટિથી વિચાર કરતાં એમાં સાધકનું કર્તવ્ય ઘણું નીકળે છે. ઈષ્ટ તરફથી સુખ થવું એ ઈષ્ટના હાથમાં છે ખરું પણ તે સુખનું ભાન કરી લેવું એ ભક્તના હાથમાં છે. અને ઈષ્ટ તરફથી સુખ થવામાં પણ તેમની કૃપાના પાત્ર થવા માટે ઉપર કહી ગયા તેમ ભક્તને ઘણું કર્તવ્ય છે. ભાવીને ન જાણનાર કેટલાક ભક્તોને શ્રીસદ્ગુરુ તરફથી થતું સુખ પણ આપાતતઃ પ્રતીત થતું નથી અર્થાત્ સુખરૂપે પ્રતીત થતું નથી. શ્રીસદ્ગુરુ તરફથી થતાં સુખોના બે વિભાગ પાડી શકાય છે.-(૧) સ્ફુટ સુખ, અને (૨) ઈષત્ સ્ફુટ સુખ. શ્રી સદ્ગુરુ પરમાત્માના લીલા વિગ્રહના સુકોમલ સ્પર્શથી, તેમની શ્રી પ્રાસાદિકી વાણીના શ્રવણથી, તેમના મનોહર શરીરને અવલોકવાથી, તેમની જાત જાતની લીલાઓ અવલોકવાથી, તેમના ઉપદેશથી, તેમના વરના પાત્ર થવાથી, વગેરેથી થતાં સુખો સ્ફુટ સુખો કહેવા યોગ્ય છે, કેમકે એ સુખોનું ભાન વગર વિચારે ભક્તને થાય એમ છે. શ્રી સદ્ગુરુ પરમાત્માની સર્વત્ર અપ્રતિબદ્ધપણે પ્રસરતી સર્વ શક્તિમતી સત્તાના બલથી વ્યવહાર નીભાવનારી શક્તિઓની સેવકપ્રતિ જે અનુકૂળતા, તથા તે અનુકૂળતાથી સેવકનું સુખ મળવા યોગ્ય સ્થિતિમાં મુકાવું, તથા તદ્દ્વારા સુખ થવું, ભક્તનાં દુરિતનો તેમની કૃપાથી ક્ષય થવો, અંતઃકરણમાં શ્રી સદ્ગુરુની કૃપાના કટાક્ષથી રજતમનાં કાર્યો નિર્બલ થવાં અને શુદ્ધ સાત્ત્વિક દ્રવ્યની વૃદ્ધિ થવી, વિરાગ થવો વગેરે સુખો તથા જેમાંથી સુખ અવશ્ય થનાર

છે એવી સ્થિતિઓ—એ સર્વ અસ્ફુટ સુખોમાં ગણવા યોગ્ય છે, કેમકે વિચારથીજ એ સર્વનું યથાર્થ ભાન થાય છે. તેથી શ્રી સદ્ગુરૂ તરફથી જે જે સુખો થાય છે તેને સ્મરણમા રાખવાં તથા તેમની તરફથી નિયતસુખો સ્પાદક સ્થિતિઓ જે ભક્તને પ્રાપ્ત થાય છે તે સર્વનો યથાર્થ દૃષ્ટિથી વિચાર કરવો વગેરે સાધકનું કર્તવ્ય છે. ખરૂં જોતાં તો શ્રીસદ્ગુરૂ પરમાત્માના ભક્તનું કશું અશુભ છેજ નહિ, કેમકે જે જે દુઃખરૂપ પ્રસંગો તેમને પ્રાપ્ત થાય છે તેઓ પરિણામે તે વિવેકી ભક્તને વિરાગદ્વારા પરમેશ્વરાભિમુખ કરનાર છે અર્થાત્ અનવધિ સુખોને આપનાર છે અને જે જે સુખરૂપ પ્રસંગો છે તે સર્વ તો વર્તમાનકાળે પણ સુખ આપનાર છે તથા પ્રસન્નચિત્તથી પરમેશ્વરાભિમુખ કરે છે. એ સર્વનો વિચાર કરીનેજ શાસ્ત્રમાં કહ્યું છે કે न वासुदेव भक्तानामशुभं विद्यते क्वचित्–શ્રીસદ્ગુરૂ પરમાત્માના ભક્તનું કદાપિ અશુભ થતું નથી. તેથી જે ભક્તને વ્યવહારમાં સુખ કરતાં દુઃખનો અધિક ભાસ થાય એમ હોય છે તે ભક્તે એ દુઃખનો ભાસ કરાવનાર પાપકર્મોનો, તે પાપકર્મો કેવાં કેટલાં દુઃખને ઉત્પન્ન કરનાર હોવાં છતાં તેને કેવાં કેટલાં દુઃખો ઉત્પન્ન કરી કોણ સત્તાથી નિવૃત્ત થયાં છે વગેરેનો વિચાર * અવશ્ય કરવો. પણ વગર વિચારે દુઃખને રડ્યા નહિ કરવું. આ સર્વ ઉપરથી એ ઠર્યું કે સુખનું ભાન પ્રેમવૃદ્ધિમાં હેતુ છે, તેની સિદ્ધિમાટે સ્ફુટસુખો જે અનુભવતાં હોય તેનું સાધકે સ્મરણ રાખવું અને અસ્ફુટ સુખોમાટે કાર્યકારણનો વિચાર કરીનિશ્ચય કરવો.

હવે ત્રીજું ગુણોનું ચિંતન એ કારણ છે. ગુણોના ચિંતન માટે ગુણોનું જ્ઞાન આવશ્યક છે, તેથી ભક્તિનું લક્ષણ કરતી વખતે પ્રયોગ કરેલા भक्ति महात्म्य बोधजा 'ભક્તિ મહાત્મ્યના જ્ઞાનથી થાય છે' એ વાક્યમાં મહાત્મ્ય જ્ઞાન જે હેતુરૂપ કહ્યું છે તેનો પણ સંગ્રહ ગુણચિંતન હેતુમાં થઈ ગયો છે. ગુણચિંતનનું વિવરણ કરીએ તો તેમાં ગુણોનું શ્રવણ, કીર્તન તથા સ્મરણ એ ત્રણે આવે છે ત્યાં શ્રી સદ્ગુરૂ વિશિષ્ટ વ્યક્તિ છે એટલે બે-

* એ વિચારનું વિસ્તૃત સ્વરૂપ શ્રીભામિનીભૂષણ દ્વિતીયાલંકારમાં પૃષ્ઠ ૩૧ થી ૩૩ સુધીમાં વર્ણ્યું છે, તે સર્વને સુલભ હોવાથી અત્ર વિસ્તાર કર્યો નથી.

પ્રકારના ગુણોના આશ્રય છે. શરીર રહિત સમષ્ટિ ભગવાનના જે જે ગુણો છે તે, તથા લીલા વિગ્રહના ગુણો એ બંને શ્રી સદ્ગુરૂમાં હોય છે. તેમજ વાસ્તવ દૃષ્ટિથી શ્રીસદ્ગુરૂપરમાત્મા શુદ્ધ ચિતિશક્તિ પુરૂષરૂપ છે, જેમનું વેદ નેતિ નેતિ 'આ નથી, આ નથી' એ રૂપે પ્રતિપાદન કરે છે. તેથી શ્રી સદ્ગુરૂ વિષયક ગુણનું ચિંતન (અર્થાત્ શ્રવણ, કીર્તન અને સ્મરણ) ત્રણ પ્રકારે થાય છેઃ—(૧) શ્રી સદ્ગુરૂના લીલા વિગ્રહનું તથા તે લીલા વિગ્રહના ગુણોનું ચિંતન, (૨) સર્વજ્ઞત્વ, સર્વશક્તિમત્ત્વ, અણિમાદિ અષ્ટસિદ્ધિઓ તથા અન્ય મહાસિદ્ધિઓવાળાપણું આદિશરીર રહિત સમષ્ટિ ભગવાનના ગુણોનું, તથા શુદ્ધ સાત્ત્વિકી વિદ્યાત્મક માયાયુક્ત ચેતન જે સમષ્ટિ ભગવાનનું સ્વરૂપ છે તે સ્વરૂપનું ચિંતન, તથા (૩) ઉપર કહેલા અનંત કલ્યાણ ગુણોના નિવારણપૂર્વક વસ્તુ ચિંતન.

આ ત્રણ હેતુઓને (અથવા હવે બે ગણીએ તો બેનેજ) વિસ્તાર કરવાથી નવ વિભાગ પાડી શકાય છે જેને શાસ્ત્રમાં નવધા ભક્તિ કહી છે. તે નવ વિભાગ આ છેઃ—(૧) શ્રવણ, (૨) કીર્તન, (૩) સ્મરણ, (૪) પાદસેવન, (૫) અર્ચન, (૬) વંદન, (૭) દાસત્વ, (૮) સખ્યત્વ અને (૯) આત્મનિવેદન અથવા સમર્પણ. એ નવનો સંગ્રાહક શ્લોક શ્રીમદ્ ભાગવતમાં આ પ્રમાણે કરયો છેઃ—

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पाद सेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम्॥

આ સ્થળે એ શંકા કરવી ઘટતી નથી કે 'શ્રવણ, કીર્તન આદિ જે નવધા ગૌણી ભક્તિ કહી તે પ્રેમના હેતુરૂપ નથી.' પણ એ નવધા ભક્તિનો હેતુ પ્રેમ છે, કારણ કે પ્રેમ નહિ હોય તો શ્રવણ આદિમાં કદાપિ કોઈ માણસની પ્રવૃત્તિ થતી નથી; કેમકે ભક્તિનો ઉદય કરનાર હેતુ શ્રવણ છે. કોઈ કુમારીને પોતાની સખી તરફથી એવી ખબર મળે કે અમુક અમુક કુમાર અત્યંત રૂપગુણોથી યુક્ત છે તથા તારે વરવા યોગ્ય છે તો એ શ્રવણ માત્રથી તે કુમાર વિષે પ્રેમનું આદ્ય સ્ફુરણ તે કુમારીના અંતઃકરણમાં થાય છે. ત્યાર પછી તે કુમારને તે કુમારીકા અવલોકવા ઈચ્છે છે, અને તે પ્રસંગ આવવાથી નયનપ્રીતિ થાય છે અર્થાત્ સામાન્ય સ્વરૂપે, ઉદય પામેલું પ્રેમનું સ્ફુરણ વિશેષ સ્વરૂપ ધારણ કરે છે. ત્યાર પછી એટલે તે કુમાર પ્રત્યક્ષ નથી હોતો ત્યારે વિશેષ સ્વરૂપે પ્રતીત થતા પ્રે-

ગથી તે કુમારીકાનું ચિત્ત તે કુમાર પ્રતિ વળેલું રહે છે અર્થાત્ ચિત્ત-સંગ થાય છે તે ચિત્તસંગથી વૃદ્ધિને પામેલા પ્રેમથી સ્ત્રી એવો સંકલ્પ કરે છે કે 'અમુક કુમારને મારે વરવો' તે કુમારની વાત જ્યાં ચાલતી હોય છે ત્યાં તે કુમારીકા પ્રીતિથી બેસે છે; અર્થાત્ શ્રવણ કરે છે. પોને પોતાની કૌમાર અવસ્થાનું તથા લાજનું વિ-સ્મરણ કરી પોતાની સખીઓ આગળ તે કુમારના ગુણોનું કથન કરે છે અર્થાત્ કીર્તન કરે છે, એકાન્તમાં પોતે પણ તે કુમારનું તથા તેના ગુણો-નું ચિંતન કરે છે. એ સર્વ ક્રિયાથી તે કુમારીનો પ્રેમ વિરૂદ્ધ દશાને પામે છે. પછી તે પ્રગાઢ પ્રેમના બલથી તેને તે કુમાર નહિ છતાં દષ્ટિગોચર થાય છે, તેને તે નમે છે, પોતાની સાથે પરણવા પ્રાર્થના કરે છે, પોતાનું સર્વસ્વ તેને અર્પણ કરે છે વગેરે ક્રિયાઓ કરે છે. એ ક્રિયાઓથી અન્ય સંપૂર્ણ ક્રિયાપર તેને અરૂચિ થાય છે* એટલુંજ નહિ પણ એ ક્રિયાથી પ્રકૃષ્ટ દશાને પામેલા પ્રેમથી અન્ય પદાર્થનું અસ્તિત્વ તે ભુલી જાય છે અ-ર્થાત્ સર્વત્ર કુમારનું દર્શન કરે છે. કેટલીકવાર કુમારને અવલોકવાથી પણ પ્રે-મનું આદ્ય સ્ફુર્ણ કુમારિકાના અંતઃકરણમાં થાય છે, અને તે સ્ફુર્ણના બલ-થીજ શ્રવણ આદિ ક્રિયામાં તેની પ્રવૃત્તિ થાય છે તથા તે પ્રવૃત્તિથી ઉપર બતાવ્યા પ્રમાણે પ્રેમ વૃદ્ધિંગત થતો જાય છે. આવીજ અવસ્થાઓ માલતી માધવ નાટકમાં માલતીના દર્શનથી માધવની ક્રમે ક્રમે થએલી જોવામાં આવે છે. તેથી શ્રવણ આદિમાં પ્રવૃત્તિનો હેતુરૂપ પ્રેમ છે એ અસત્ય નથી. તેમજ શ્રવણ આદિથી પ્રેમ વૃદ્ધિંગતથતો જાય છે એ પણ અનુભવ સિદ્ધ છે જેમ જેમ શ્રવણાદિ ક્રિયાઓ ભક્ત કરે છે તેમ તેમ તેનો ઈષ્ટ પ્રતિ પ્રેમ વધે છે અને જેમ જેમ પ્રેમ વૃદ્ધિંગત થાય છે તેમ તેમ તે શ્રવણાદિ ક્રિયામાં અધિક અધિક પ્રવૃત્ત થાય છે.

આજ કારણથી સાહિત્ય શાસ્ત્રકારોએ વિભાવ, અનુભાવ તથા સંચા-રિ ભાવથી સ્થાયિ ભાવનું પોષણ સ્વીકાર્યું છે. આ સ્થળે બધા સ્થા-યિ ભાવ ઉપયોગી નથી પણ માત્ર રતિરૂપ સ્થાયિભાવ ઉપયોગી છે એ રતિ પણ નાયિકા નિષ્ટ લઈ વિવરણ કરીએ છઈએ. એ નાયિકાનિષ્ટ રતિનું જે

---

* આ સર્વ પ્રવૃત્તિ લક્ષમાં લઈને સાહિત્ય શાસ્ત્રકારોએ કામની દ-શ દશા આ પ્રમાણે કહી છેઃ– अभिलाषश्चिन्ता स्मृतिगुणकथनोद्वेगसं-प्रलापाश्च उन्मादोऽथ व्याधिर्जडता मृतिरिति दशाऽत्र कामदशाः॥ સ્પૃહા, પ્રાપ્તિના ઉપાયોનું ચિંતન, સ્મૃતિ, કથન, ઉદ્વેગ, લવારો, જડચૈ-તનમાં વિવેક બુદ્ધિનો અભાવ, દીર્ઘ નિઃશ્વાસ કૃશતા આદિ વ્યાધિઓઅંગ તથા મનનું ચેષ્ટા રહિત થવું, મરણ થવું એ દશ કામ દશા છે.

આલંબન (વિષય) અર્થાત્ નાયક તે, તથા એ રતિને પ્રદીપ્ત કરનાર ચંદ્રિકા, વસન્ત ઋતુ, ઉપવન, વિવિધ કુસુમ, અત્તર, મંદ મંદ આવતો સુગંધગય વાયુ, રહઃસ્થાન વગેરે પદાર્થો સર્વ વિભાવ કહેવાય છે. એ રતિના સ્ફુર્ણથી થતી ક્રિયાઓ જેવી કે નાયકના ગુણોનું શ્રવણ, કીર્તન, સ્મરણ વગેરે સર્વ અનુભાવ કહેવાય છે. તથા એ રતિને સાહાય્ય કરનાર તથા એની સાથે થનાર હર્ષ, સ્મૃતિ, ચિન્તા વગેરે ચિત્તની વૃત્તિઓ સહચારી ભાવ કહેવાય છે. એ સર્વ રતિને પોષે છે અર્થાત્ વિવૃદ્ધ કરે છે એ સર્વ વિષયી જનોના અનુભવ સિદ્ધ છે તેજ પ્રમાણે શ્રી સદ્ગુરુ પરમાત્મા જેના આલંબન વિભાવ છે. ધૂપ, દીપ, નૈવેદ્ય, ઈષ્ટની પ્રતિમા, પ્રાતઃકાળ ભાગવત આદિ ભક્તિપ્રધાન ગ્રંથોનું શ્રવણ વગેરે જેના ઉદ્દીપન વિભાવ છે, શ્રી સદ્ગુરુ પરમાત્માના ગુણોનું શ્રવણ, કીર્તન, સ્મરણ વગેરે જેના અનુભાવ છે, હર્ષ, સ્મૃતિ, ચિન્તા, નિર્વેદ વગેરે જેના સહચારી ભાવ છે તેવા ભક્તિરૂપ ભાવને × એ સર્વ વિભાવ, અનુભાવ તથા સહચારીભાવ પોષે છે અર્થાત્ પ્રવૃદ્ધ કરે છે, એ સર્વ ભક્તના અનુભવથી સિદ્ધ છે. † અપૂર્ણ.

---

× કેટલાક લોકોના મત પ્રમાણે ભક્તિ સ્થાયિ ભાવ નથી પણ સહચારિભાવ છે તોપણ તે સાથે આ લખાણને કશો સંબંધ નથી. કેમકે સહચારિ ભાવજ લેવાથી આ લખાણમાં હર્ષ, ચિન્તા વગેરે જે સહચારિ ભાવ કહ્યા છે તે નહિ આવે. પણ શ્રવણ, કીર્તન આદિ જે અનુભાવો છે તે તો અવશ્ય પોષણ કરનાર ઠરે છે અને તેજ માત્ર અત્ર સિદ્ધકરવાનું છે.

† આ ઉપરથી એમ ધારવું ઉચિત નથી કે ભક્તિ શાસ્ત્ર એ કામશાસ્ત્ર છે અર્થાત્ ભક્તિ તથા રતિ બને સર્વાંશે એકજ છે કેમકે જેમ કેટલેક અંશે એ બંને સમાન છે તેમ કેટલેક અંશે વિરોધી છે. સમાનતાનો અંશ અત્ર બતાવી ગયા છીએ વિરોધનો અંશ તો પ્રથમ એ છે કે એ બંને સાથે રહી શકતાં નથી. ભક્તિનો ઉદય એ અતીવ પ્રવૃદ્ધ રતિનો ઉચ્છેદક છે; અને રતિ (કામના માત્ર) ભક્તિની વિરોધી છે એ વિરાગ સાધનની સિદ્ધિથી સહજ સમજાય એમ છે. રતિ અથવા કામ રજોગુણનું કાર્ય છે(काम एष क्रोध एष रजोगुण समुद्भवः) અને તેથી કામની વૃદ્ધિ રજોગુણની વૃદ્ધિની અપેક્ષા રાખે છે. રજોગુણની વૃદ્ધિથી તેનું પરિણામ તમોગુણમાં જાય છે. અર્થાત્ અંતઃકરણ, દુઃખ તથા અજ્ઞાનરૂપ મોહ એનોજ કેવળ અનુભવ કરે છે. અને ભક્તિ એ સત્વગુણનું કાર્ય હોવાથી એની અભિવૃદ્ધિથી સત્વગુણની અભિવૃદ્ધિ થાય છે. સત્વગુણની વૃદ્ધિથી તેનું પરિણામ શુદ્ધસત્વમાં જાય છે જેથી (सत्वाज्जायते ज्ञानम्) પરમેશ્વર સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે અર્થાત્ સંપૂર્ણ દુઃખ તથા અજ્ઞાન ટળી જઈ શ્રીસદ્ગુરુરૂપ અંતે થવાય છે. તેથી બંનેમાં મહદ્ વૈલક્ષણ્ય છે. સમાનતા માત્ર એજ છે કે બંનેથી બાહ્ય થતી પ્રવૃત્તિ સમાનવત્ હોય છે, બંનેની વૃદ્ધિનાં કારણો સરખાં જેવા છે વગેરે.

# वाणी निरोध.

( અનુસંધાન પૃષ્ઠ ૮૨ થી. )

વાણીની અયુક્ત પ્રવૃત્તિથી થતી અનેક હાનિઓમાંની એક બે મુખ્ય હાનિ વિષે સંક્ષેપમાં વર્ણવવું હજી અવશિષ્ટ છે. પ્રાણની રક્ષા એજ જીવનની રક્ષા છે એમ યોગ તત્વવિત્ પુરૂષોને નિશ્ચય છે. પ્રાણનું પુનઃ શરીરમાં નહિ પ્રવેશવારૂપ નિઃશેષ બહિર્ગમન, એનુંજ મૃત્યુ એવું નામ આપેલું છે, અર્થાત્ શરીરમાં પ્રાણની સ્થિતિ એથી અન્ય જીવનનું કોઈ વિશેષ લક્ષણ નથી. શ્વાસ અને પ્રશ્વાસરૂપ સ્થિતિમાં આ પ્રાણ પ્રત્યેક પ્રાકૃત પ્રાણિમાં ગતિમાન પ્રતીત થાય છે, અને એના નિરંતર આ પ્રકારના

---

* વાણી નિરોધને આ વિષય આટલે પર્યંત લક્ષપૂર્વક અવલોકનાર વિચારવંત સજ્જનને, વાણીની સર્વ પ્રકારની પ્રવૃત્તિ સર્વથા દુષિત છે; એમ આ લેખનો આશય હવે સુસ્ફુટ થયો હશે; અને તેથીજ આ અવલોકનાર સજ્જનમાંના અનેકને એવી શંકા ઉદય થઈ હશેજ કે, જ્યારે વાણીની સર્વ પ્રકારની પ્રવૃત્તિ દુષિત છે, ત્યારે આ વિષય લખનારની તે લખવાને મધ્યમામાં થતી પ્રવૃત્તિ, તથા તે અવલોકવાને અવલોકનાર પુરૂષોની મધ્યમામાં થતી પ્રવૃત્તિ, અર્થાત્ એક પક્ષે લેખકની શબ્દવૃત્તિને વ્યાપાર અને અન્ય પક્ષે વાચકોની લક્ષણા વૃત્તિને તતશબ્દાકારરૂપ પરિણામને પામવારૂપ વ્યાપાર, ઉભય દોષરૂપ સિદ્ધ થતાં, વિષય શ્રેયસ્કર ન હોવાથી તેનું નિષ્પ્રયોજન સિદ્ધ થાય છે. પ્રસંગ પ્રાપ્ત થતાં એ વિષય ઉપર આગળ સહજ લક્ષ કરવાનો છે, તોપણ આ સ્થળે સંક્ષેપમાં એટલું સૂચવી લેવું આવશ્યક છે, કે જેમ આ જગતમાં શૈત્યની નિવૃત્તિ ઉષ્ણ પદાર્થના સેવનથી, તથા ઉષ્ણતાની નિવૃત્તિ શીત પદાર્થોના સેવનથી થતી વર્ણી ગઈ છે, તેમ શૈત્યની નિવૃત્તિ શીત પદાર્થોના સેવનથી તથા ઉષ્ણતાની નિવૃત્તિ ઉષ્ણ પદાર્થોના સેવનથી થતી વિદ્વાન્ પુરૂષોએ સ્વીકારી છે. એ નિયમાનુસાર વાણીની પ્રવૃત્તિની નિવૃત્તિ વાણીના શાસ્ત્રે વિધાન કરેલા માર્ગે થતા વ્યાપારથી થવી સંભવે છે. કર્તવ્યનું સ્વરૂપ અનેક વિચારથી નિર્ણય કરી, તેને સિદ્ધ કરનાર સાધનોનાં યથાર્થ સ્વરૂપ વિવિધ સાધક બાધક યુક્તિથી લક્ષમાં ઉતારવા કરવામાં આવતી વાણીની પ્રવૃત્તિ, વાણીની નિવૃત્તિમાં પરંપરા કારણ હોવાથી દુષિત ગણી ગઈ નથી. આમ હોવાથી લેખક વાચક ઉભયની પ્રવૃત્તિ નિષ્પ્રયોજન સિદ્ધ કરતી નથી.

ચલનથી, ઘર્ષણ ઉત્પન્ન થતાં, શરીરસ્થ સત્વાદિ ધાતુઓ નિરંતર શોષાય છે. પ્રાણની ગતિને કુંઠિત કરનારી પ્રાણાયામાદિ ક્રિયાઓથી પ્રાણની ગતિ રોકાતાં, શરીરના સત્વાદિ ધાતુઓનો અપક્ષય બંધ થતાં યોગીઓના જીવનની દીર્ઘકાળ પર્યંત સ્થિતિ આજ નિયમને અનુસરીને થયેલી હોય છે. આથી એ સિદ્ધ થાય છે કે પ્રાણની ગતિ જેમ પ્રબલ અર્થાત્ શ્વાસ પ્રશ્વાસનું જેમ અધિક વહન તેમ આયુષ્યનો ક્ષય સત્વર થાય છે,‡ અને જેમ તેની ગતિ નિર્બળ અર્થાત્ મંદ વેગવાળી તેમ આયુષ્યની રક્ષા થાય છે; અર્થાત્ આયુષ્યની રક્ષા ઈચ્છનાર પુરૂષે પ્રાણની ગતિ મંદ વેગવાળી અથવા તો કેવળ કુંઠિત કરવા યત્નવાન્ રહેવું જોઈએ.

ક્રિયાથી પ્રાણની ગતિ વેગવાન્ થાય છે. કેટલીક ક્રિયાથી પ્રાણની ગતિ આરંભમાં વેગવતી થાય છે, પરંતુ અભ્યાસ થતાં તે ક્રિયામાં પ્રાણની ગતિ પૂર્વવત્ વેગવતી પ્રતીત થતી નથી. વ્યાયામ આદિ શારીરિક ક્રિયાનો નિત્ય અભ્યાસ કરનાર પુરૂષોના શ્વાસપ્રશ્વાસ સામાન્ય ક્રિયાઓ કરતાં વેગવાન્ થયેલા પ્રતીત થતા નથી, તેનું કારણ એજ છે કે તેઓએ તે તે વિહિત શારીરિક ક્રિયાઓના અભ્યાસથી પ્રાણનો વેગ નિર્બલ કર્યો હોય છે. * પરંતુ સર્વ ક્રિયામાં એમ બનતું નથી. મૈથુનાદિ ભોગરૂપ ક્રિયાના અભ્યાસથી પ્રાણની ગતિ મંદ વેગવાળી ન થતાં ઉલટી પ્રબલ થતી અનુભવમાં આવે છે. વાણીના નિષિદ્ધ વ્યાપારરૂપ ક્રિયાથી પણ પ્રાણની ગતિ પ્રબલ થાય છે, અને તેથીજ પ્રાણની ગતિના નિરોધરૂપ કર્તવ્યને પ્રતિપાદન કરનાર યોગશાસ્ત્ર વાણીની મિથ્યા પ્રવૃત્તિને રોકનાર અર્થાત્ મૌન સેવનાર સાધકને યોગનો અધિકારી ગણી, યોગેચ્છાવાન્ પુરૂષોને મૌન લક્ષણ આગ્રહથી સિદ્ધ કરવા આરંભમાંજ સૂચવે છે.

દિવસ અને રાત્રિ મળી પ્રત્યેક પ્રાણિના શ્વાસ અને પ્રશ્વાસનું અ-

---

‡ સંચય કરો શ્વાસારે, નીકે તો નિશ્ચય મરવું. શ્રી નૃસિંહ વાણી વિલાસ. પ્રથમ પુસ્તક

* ત્યાં જેમ મળથી અર્થાત્ કાળી માટી, ઉસ, આદિ વિધાન કરેલા મલિન પદાર્થોથી વસ્ત્રગત મળની નિવૃત્તિ થાય છે, ગમે તે મલિન પદાર્થથી થતી નથી, તેમ વ્યાયામ આદિ વિધાન કરેલી કેટલીક ક્રિયાથી પ્રાણની ગતિ કાંઈક અંશે ન્યૂન વેગવાળી થાય છે.

અભ્યંતર અને બહિર્ગમન આગમન ૨૧૬૦૦ વાર બહુધા થાય છે, એવી ગણના કરવામાં આવેલી છે. અવિહિત ક્રિયાઓથી શ્વાસ પ્રશ્વાસ વેગવાન્ થતાં આ સંખ્યાની વૃદ્ધિ થાય છે, અને વિહિત ક્રિયાઓના અનુસરણથી શ્વાસ પ્રશ્વાસની ગતિ નિર્બલ થતાં આ સંખ્યામાં ન્યૂનતા પણ થાય છે. વાણીની નિંદ્ય માર્ગમાં પ્રવૃત્તિ એ અવિહિત ક્રિયા ગણાયછે, અને તેથી આ સંખ્યાની વૃદ્ધિ થાય છે; અને તેમ થતાં નિત્ય થતા આયુષ્યના ક્ષયમાં આપણા અવિચારથી વૃદ્ધિ થાય છે. આમ સ્વાર્થ અને પરમાર્થ ઉભય, જેના અસ્તિત્વવિના સિદ્ધ થવાં સંભવતાં નથી, એવા અમૂલ્ય આયુષ્યનો ક્ષય આપણી નિષ્પ્રયોજન થતી વાણીની પ્રવૃત્તિથી થતો હોવાથી આ ક્લિષ્ટ પ્રવૃત્તિ કેવી હાનિકર છે, એ વિચારવાનને સહજ લક્ષમાં આવશે.

પ્રાણની ગતિ પ્રબલ થતાં મનની ગતિ પ્રબલ થાય છે,* અર્થાત્ ચાંચલ્ય અધિક વધે છે. મનની સ્થિતિ પ્રાણ સંયુક્ત છે‡ ચંચલ પ્રાણવાળા એટલે જેમના શ્વાસ પ્રશ્વાસ બહુ પ્રબલ વેગથી ચાલતા હોય છે તેવા માણસોનાં મન અમર્યાદ ચંચલ જોવામાં આવે છે. નિત્ય આપણા દ્વારમાં ફરતા શ્વાનના શ્વાસ પ્રશ્વાસ લુહારની ધમણના વેગથી ચાલતા આપણાઅનુભવમાં આવે છે, અને તદ્વતજ તેમના મનનું લૌલ્ય પણ આપણને અનુભવ સિદ્ધ છે; અને પ્રાણના આવા પ્રબલ વેગને લીધેજ શ્વાન નિદ્રામાં હોવા છતાં પણ તેનું મન સહજ પગરવથી જાગ્રત થઈ જાય છે. કોઈ વિચારમાં ઉંડા ઉતરી ગયા પછી, અર્થાત્ મનનો મહા વેગ વિચાર તરી-

---

* दुग्धाम्बुवत्संमिलितावुभौतौ तुल्यक्रियौ मानसमारुतौहि ।
यतो मरुत्तत्र मनः प्रवृत्तिर्यतो मनस्तत्रमरुत्प्रवृत्तिः ॥

હઠ પ્રદીપિકાઃ–સંમેલન થયેલા દુગ્ધ અને જલની પેઠે મન અને પ્રાણ ઉભય એકરૂપતાને પ્રાપ્ત થયેલાં હોય છે, તેથી જ્યારે પ્રાણનું સ્ફુરણ થાય છે, ત્યારે મનનું પણ સ્ફુરણ થાય છે, અને જ્યારે મનનું સ્ફુરણ થાય છે ત્યારે પ્રાણનું પણ સ્ફુરણ થાય છે; અર્થાત્ પ્રાણની ગતિથી મન ગતિમાન એટલે ચંચળ થાય છે, અને મનની ચંચળતાથી પ્રાણ ગતિમાન થાય છે. એ પ્રકારે તે ઉભયની તુલ્ય ક્રિયા છે.

‡ કારણ્ કે મન પ્રાણ સંયુક્તજ રહે છે, તેથી પ્રાણનો જય કરનાર પુરૂષ મનનો સહજ જય કરી શકે છે. શ્રી સિદ્ધાન્ત સિન્ધુ, પ્રથમ રત્ન પૃષ્ઠ. ૧૧૫

નતાથી ઘણે અંશે શમ્યા પછી આપણે આપણા પ્રાણને અવલોકીએ છીએ તો જણાય છે કે તેની ગતિ બહુજ મંદ વેગવાળી થઇ રહેલ છે. આવાં નિત્ય અનુભવમાં આવતાં દૃષ્ટાન્તોથી સહજ સમજાય છે કે પ્રાણ અને મન અન્યોન્યના આશ્રયે રહેલાં હોય છે, અર્થાત્ પ્રાણની ચંચળ અવસ્થામાં મન ચંચલ હોય છે અને મનની અચંચલ અવસ્થામાં પ્રાણ અચંચલ હોય છે.* તેથી વાણીની મિથ્યા પ્રવૃત્તિથી પ્રાણની ચંચલતા વધતાં મનની ચંચલતાની સ્વાભાવિક વૃદ્ધિ થાય છે; અને મનની ચંચલતાની સ્વાભાવિક વૃદ્ધિ થતાં પુનઃ પુનઃ વાણીની મિથ્યા પ્રવૃત્તિમાં પ્રવેશ કરવા વૃત્તિ થતાં, પ્રવૃત્તિ થવાથી પુનઃ પુનઃ પ્રાણની ચંચલતાની અભિવૃદ્ધિ થાય છે; અને આ પ્રકારે પ્રાણથી મનની ચંચલતાનું અને મનથી પ્રાણની ચંચલતાનું, ઉભયથી પરસ્પરની ચંચલતાનું નિત્યપ્રતિ અધીક બળથી પોષણ થતાં પરિણામે સાધકનિઃસીમ ક્લિષ્ટાવસ્થાને પ્રાપ્ત થઈ રહે છે.

એના એજ વિષયને પ્રકારાંતરથી પુનઃ વિચારીએ. પ્રાણી પદાર્થ માત્રમાં સજાતીય સત્વબલ રહ્યું હોય છે, અને તે સત્વબલની જે જે પ્રાણિપદાર્થમાં જેટલા અંશમાં સ્થિતિ હોય છે તેટલા અંશમાં તે તે પ્રાણિપદાર્થ બલવાન્ કે મૂલ્યવાન્ ગણાય છે ત્યાં તામસી પ્રાણિપદાર્થમાં રહેલા શુદ્ધ તામસને, રાજસી પ્રાણિપદાર્થમાં રહેલા શુદ્ધ રાજસને, અને સાત્વિક પ્રાણિપદાર્થમાં રહેલા શુદ્ધ સત્વને, સત્વબલ એ શબ્દથી બોધન કરવું છે. આપણાથી ગ્રહણ કરાતા અન્નાદિ પદાર્થો જઠરમાં જઈ, રસપણાને પ્રાપ્ત થઈ, રૂધિર માંસ, મજ્જા, મેદ આદિવીર્યપર્યંતના સપ્તમ ધાતુપણાને પ્રાપ્ત થઈ, એ વીર્યમાંથી ઉત્પન્ન થતા ઓજસ નામના અષ્ટમ ધાતુને પણ સત્વબલ શબ્દથી ઘણે સ્થલે વર્ણવવામાં આવ્યો હોય છે. સત્વવિનિમય તંત્ર વિદ્યા અર્થાત્ મેસ્મેરિઝમ વાળાઓનું સત્વ, છાયા (aura),જ્ઞાનતંતુગત ચૈતન્યાત્મક પ્રવાહ (nervo-vital-fluid), પ્રાણિગત આકર્ષણ શક્તિ (animal magna-

---

* प्राणो यत्र विलीयेत मनस्तत्र विलीयते

मनो विलीयते यत्र प्राणस्तत्र विलीयते ॥ अमनस्क खण्ड ॥

જ્યારે પ્રાણ વાયુનો વિલય થાય છે, ત્યારે મનનો પણ વિલય થાય છે, અને જ્યારે મનનો વિલય થાય છે, ત્યારે પ્રાણ વાયુનો પણ વિલય થાય છે.

tizm), લોર્ડ લિટને 'ધી કમિન્ગ રેસ'માં વર્ણેલું vril, યોગતત્વવેત્તાઓએ વર્ણેલું યોગબલ, એ સર્વ શબ્દો એ સત્વબલનાજ પર્યાય શબ્દો છે. ત્યાં તામસી સત્વબલથી રાજસ સત્વબલ શ્રેષ્ટ છે. અને રાજસ સત્વબલથી સાત્વિક સત્વબલ અધિક શ્રેષ્ઠ છે. સાત્વિક સત્વબલથી શુદ્ધ સાત્વિક સત્વબલ, જે શ્રી સબલ બ્રહ્મમાં, અને તે શ્રી સબલ બ્રહ્મથી અનન્ય જીવનમુક્ત મહાત્માઓમાં હોય છે તે શ્રેષ્ઠ છે.

પ્રાણિપદાર્થમાં રહેલા આ સજાતીય સત્વબલની યુક્ત ઉપાયથી જેમ વૃદ્ધિ કરી શકાય છે, તેમ અવિહિત આચારથી તેનો ક્ષય પણ થાય છે. સર્ગના આરંભથી એ સત્વબલના ક્ષયના ક્રમમાં પ્રત્યેક પ્રાણિ પદાર્થ, વિશ્વચક્રના ઈશ્વરગમ્ય નિયમાનુસાર પડેલા હોય છે. જડ પદાર્થો સ્વતંત્રપણે પોતાના સત્વબલની વૃદ્ધિ કરવા અસમર્થ હોવાથી કાળે કરી તેમનો ક્ષય થતો જોવામાં આવે છે, પરંતુ સજીવ પદાર્થોમાં પોતાનું સત્વબલ વધારવાના ઉપાયો સ્વતંત્રપણે યોજવાનું સામર્થ્ય હોવાથી, આ સ્વાભાવિક થતા ક્ષયને યોગ્ય ઉપાયથી તો અટકાવી શકે છે, અને પ્રતિકૂલ આચરણોના અનુષ્ઠાનથી સમયપૂર્વે પણ તેનો ક્ષય કરી શકે છે.

પુષ્પમાં રહેલું સુગંધરૂપ તેનું સત્વ બલ સ્વાભાવિકજ તેમાંથી બાહ્ય પ્રદેશમાં વહ્યા કરે છે, અને થોડા સમયમાં સંપૂર્ણ વહી જઈ તે સુગંધ રહિત થાય છે. તેજ પ્રકારે કર્પૂર, કસ્તુરી, હીંગ આદિમાંથી તેમનું સત્વબલ સ્વાભાવિક પ્રવાહરૂપે વહી થોડે કાળે તે તે પદાર્થો સત્વહીન થયેલા આપણને અનુભવમાં આવે છે. જેમ પુષ્પ, કસ્તુરી આદિ પદાર્થોમાંથી તેમનું સત્વબલ પરમાણુરૂપે વાતાવરણમાં વહે છે, તેમ પ્રત્યેક ચર અચર પદાર્થોમાંથી પોતપોતાનું સત્વબલ પોતાથી અતિરિક્ત પ્રદેશમાં પ્રવાહરૂપે વહ્યાજ કરે છે. માત્ર કર્પૂર આદિનું સત્વબલ આપણને ઇંદ્રિયગમ્ય હોવાથી અનુભવમાં આવે છે, અને અન્ય પદાર્થોનું ઇંદ્રિયોથી અગમ્ય હોવાથી અનુભવમાં આવી શકતું નથી. આ સત્વબલનું વહન પદાર્થની જાતિ આદિના પ્રમાણમાં ભિન્ન ભિન્ન નિયમને અનુસરીને થતું હોવાથી કેટલાક પદાર્થનું સત્વબલ અલ્પકાલમાં ક્ષય થઈ જાય છે, અને કેટલાક પદાર્થનું સંપૂર્ણ સત્વબલ ક્ષીણ થતાં યુગના યુગ વહી જાય છે. પદાર્થોનું એ સત્વબલ પદાર્થોના ઉપયોગથી સત્વર ક્ષય થાય છે. અને પ્રાણિઓનું સત્વબલ માનસિક અને શારિરિક અયોગ્ય ક્રિયાથી સ્વાભાવિક ક્ષય કરતાં

સત્તર અને અધિક નાશ પામેછે. તેમાં પણ માનસિક અયોગ્ય ક્રિયાઓ એ બલનો બહુ વાર અધિક ક્ષય કરનાર ગણી છે; અને શરીર અને મન ઉભયની એકે કાળે થતી અવિહિત પ્રવૃત્તિથી એ બળનો અત્યંત વિનાશ થાય છે. કર્મ જ્ઞાનેંદ્રિયોનો નિષિદ્ધાચરણમાં વ્યાપાર થતાં એ બલનો અતીવ ક્ષય થાય છે, તેથીજ નિંદ્ય આચરણો શાસ્ત્રકારે હેય ગણ્યાં છે. માર્ગે ચાલતાં રૂપવિષય દૃષ્ટિએ પડતાં નેત્રનું તે તરફ કામના પૂર્વક આકર્ષણ એ બલનું વિધ્વંસક હોવાથી રૂપ વિષયનું વિલોકન શાસ્ત્રે નિષિદ્ધ ગણ્યું છે, અને તેમાં પણ સ્ત્રીયાદિ સજીવ રૂપવાન્ વિષયો, નિર્જીવ સૌંદર્યવાન્ પદાર્થો કરતાં માનસિક ચાંચલ્યની વિશેષ વૃદ્ધિમાં હેતુભૂત હોવાથી અધિક નિંદ્ય ગણાયા છે. ઓજસનું અર્થાત્ સત્વબલનું સાક્ષાત્ ઉત્પત્તિ કારણ જે વીર્ય, તેનો તથા સંચિત સત્વબલનો પણ, ઔપસ્થ્ય સુખની લાલસા તૃપ્ત કરવારૂપ ક્રિયામાં અનવધિ વિનાશ થતો હોવાથી બ્રહ્મચર્યને સત્વબલની રક્ષા અર્થે સર્વ સિદ્ધિપ્રદ, શાસ્ત્રે વર્ણવ્યું છે. આમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ જ્ઞાનેંદ્રિયના નિષિદ્ધ વિષયોના તથા વિહિત વિષયોના લાલસા પૂર્વક ઉપભોગથી, તથા તેજ પ્રકારે વાણીનો મિથ્યા વ્યાપાર આદિ, વાગિંદ્રિય વગેરે કર્મેન્દ્રિયના નિષિદ્ધવ્યાપારોથી એ સત્વબલની સર્વદા અવર્ણનીય હાનિ થતી હોવાથી વિષયોના તથા નિષિદ્ધ આચરણોના ત્યાગ માટે પુનઃપુન શાસ્ત્રમાં બોધન કરેલું હોય છે.

કર્મજ્ઞાનેંદ્રિયની પ્રવૃત્તિદ્વારા નિરંતર આપણા સત્વબલનો ક્ષય થાય છે, અને તે તે ઈંદ્રિયના નિરોધથી સત્વબલનો સંચય થાય છે, એ મહા સિદ્ધાન્તનું શ્રી વ્યાસ ભગવાને, મહા ભારતમાં દુર્યોધનની કાયા, ગાંધારીના ઈક્ષણ માત્રથી વજ્રમય થયાની આખ્યાયિકાથી રહસ્યરૂપે બોધન કર્યું છે. ત્યાં ધૃતરાષ્ટ્ર નેત્રહીન હોવાથી તેની પતિવ્રતા પત્ની ગાંધારીએ પોતાનાં નેત્રે પાટા બાંધ્યા હતા. પશ્ચાત્ કુરુક્ષેત્રના યુદ્ધના અંત ભાગમાં ભીમના ભયથી પોતાનું શરીર વજ્રમય કરવાના ઉપાયને પૂછતાં દુર્યોધનને ગાંધારી સમીપ નગ્ન જવા સૂચવવામાં આવ્યું હતું. માતા સમીપ કેવળ નગ્ન જવું અયોગ્ય સૂચવાયાથી, શ્રી કૃષ્ણથી આપવામાં આવેલું પુષ્પથી ગુંથેલું લઘુ આચ્છાદન કટિ પ્રદેશે ધારણ કરી દુર્યોધન ગાંધારી સમીપ ગયો હતો, અને ત્યાં ગાંધારીએ પોતાના નેત્રથી પાટા દૂર કરી વત્સલ દૃષ્ટિએ દુર્યોધનને અવલોક્યો હતો. આ અવલોકન માત્રથી દુર્યોધનનું પુષ્પથી આચ્છાદિતય-

મેના શરીરના ભાગ વિના સર્વ શરીર વજ્રાણુને પ્રાપ્ત થયું હતું, એમ વ-
ર્ણવવામાં આવ્યું છે. આ ઈક્ષણ માત્રથી દુર્યોધનનો દેહ વજ્ર થવામાં ગાં
ધારીના નેત્રમાં દીર્ઘ કાળના નિરોધથી સંચય થયેલું મહા પ્રબલ સત્વજ
કારણ ભૂત હતું. પાટાના દીર્ઘકાલપર્યંત રહેલા બંધનથી નેત્રની પ્રવૃત્તિદ્વારા
ગાંધારીના ભવિષ્યમાં ક્ષય થનાર સંપૂર્ણ સત્વબલની રક્ષા થઈ હતી,* અ
ને તે સંચય થયેલું સત્વબલ, દુર્યોધનને વત્સલ દૃષ્ટિથી નિરખવારૂપ પ્રવૃ-
ત્તિદ્વારા તેના દેહ ઉપર મહા પ્રવાહરૂપે વહ્યું હતું, અને તેથીજ તેની કાયા
વજ્રવત્ થઈ હતી. સગર રાજાના સાઠ હજાર પુત્રો કપિલ મુનિના નેત્રા-
ગ્નિથી બળીને તત્ક્ષણ ભસ્મ થઈ ગયા હતા, તે પણ દીર્ઘ કાલની સમા-
ધિથી નિરુદ્ધ રહેલાં કપિલ મુનિનાં નેત્રમાં સંચય થયેલા સત્વ
નોજ પ્રતાપ હતો. ઉભયને પરસ્પરથી વિપરીત પરિણામ નિષ-
જવામાં ગાંધારીનું વત્સલ નિરીક્ષણ, અને કપિલ મુનિનું ક્રોધયુક્ત નિ-
રીક્ષણ માત્ર કારણ હતું. આવાં ઈંદ્રિયોની પ્રવૃત્તિના નિરોધથી થયેલા સ-
ત્વબલના સંચયનાં અનેક ઉદાહરણો શાસ્ત્રોમાં સ્થલે સ્થલે મળી આવે છે.‡
વાણી નિરોધથી અર્થાત્ દ્વાદશ વર્ષ અખંડિત મૌનના સેવનથી શાસ્ત્ર-
પ્રતિપાદિત વાક્ સિદ્ધિની ઉત્પત્તિ પણ આ સત્વબલના સંચયમાં રહેલી છે.
મંત્રોના જપમાં તથા અનુષ્ઠાનોમાં યદ્યપિ વાણીની પ્રવૃત્તિ પ્રતીત થાય છે.
તથાપિ તે પ્રવૃત્તિ, અન્ય પ્રકારની પ્રવૃત્તિ જેવી અવ્યવસ્થ ન હોતાં, નિ-
યમિત મંત્રરૂપ શબ્દોના સતત ઉચ્ચારણથી એકાકાર વ્યવસ્થિત થયેલી
હોવાથી, વાણીની પ્રવૃત્તિદ્વારા વહન થતું સઘળું સત્વઆદું અવળું વહી

* નેત્ર હીન મનુષ્યોના નેત્રદ્વારા ક્ષય થનાર સત્વબલની રક્ષા થયે-
લી હોવાથી તેવા અંધ પુરૂષોના અન્ય ઇંદ્રિય બળ તથા બુદ્ધિબળની વૃદ્ધિ
થયેલાં અનેક દૃષ્ટાન્તો વ્યવહારમાં આપણા અનુભવમાં આવ્યાં છે. એ ર-
ક્ષાયેલા સત્વબલથી અન્ય ઇંદ્રિયોનું પોષણ થવાથીજ તે તે ઇંદ્રિયો અધિક
બલવાન્ થયેલી હોય છે.

‡ ઈંદ્રિયોની પ્રવૃત્તિના નિરોધથી સંચય કરવામાં આવતા સત્વબ-
લથી અદ્ભુત ચમત્કારો સિદ્ધ થાય છે, એ વાર્તા યોગીનેજ અનુભવગમ્ય
છે; અર્થાત્ ગાંધારીના નિરીક્ષણથી દુર્યોધનની કાયા વજ્રવત્ થઈ, એ
વાર્તાને અસત્ય માનનારને સત્ય મનાવવા યોગીઓનાં અનુભવવિના અન્ય કોઈ
પ્રમાણ આપી શકાય એમ નથી. તેંપણ નેત્રમાંથી વહેતા અનુકૂળ વા પ્રતિકૂળ

ક્ષય ન થતાં, ઈષ્ટ મંત્રની અંતઃકરણમાં કરાતી ભાવનાથી અંતઃકરણના સૂક્ષ્મ પ્રદેશમાં સંચય થતું રહેતું હોવાથી, અંતમાં યથાર્થ અનુષ્ઠાનની વા જપની અવધિમાં મંત્રની સિદ્ધિ પ્રત્યક્ષ થયેલી અનુભવમાં આવે છે માનસિક દૃઢ સંકલ્પરૂપ ક્રિયાદ્વારા વર અથવા શાપરૂપ ઉચ્ચારણની સિદ્ધિમાં તે તે પુરૂષોનું સંચય કરેલું આ સાત્વિક યોગબલજ કારણ છે. નેત્ર, હસ્તતલ, અને પાદતલમાંથી આ સત્વબલનો પ્રવાહ શરીરના અન્ય પ્રદેશો કરતાં અધિક વહેતો હોવાથી, સત્પુરૂષોના શુદ્ધ સાત્વિકબલની પ્રાપ્તિ અર્થે, મહાત્માઓના ચરણકમલ ધોઈને, તે જલનું પાન કરવાની, તેમનાં પાદતલને શિરસ્સ્પર્શ કરવાની, તેમની કૃપાયુક્ત દૃષ્ટિ પ્રાપ્ત કરવાની, અને તેમનો શુદ્ધ સાત્વિક મંગલમય સુખદ હસ્ત સ્નેહ પૂર્વક મસ્તક ઉપર મુકાવવાની અધિકારિઓને ઉપાદેય નીતિ શાસ્ત્રે પ્રતિપાદન કરી છે. અન્ય પુરૂપાર્થવિના મહાત્માઓના પ્રસાદ માત્રથી, અર્થાત્ તેમના અંતઃકરણના સ્નિગ્ધ શ્રેયસ્કર સંકલ્પ માત્રથી અધિકારીઓના કૃતકૃત્ય થવામાં આ સંચિત શુદ્ધ સત્વબલજ હેતુભૂત છે. મહાત્માઓના ઉચ્ચિષ્ટમાં હસ્ત મુખાદિદ્વારા વહેલું સત્વબલ ભળેલું હોવાથીજ તે ઉચ્ચિષ્ટ શિષ્યોને પ્રેમપૂર્વક ગ્રહણ કરવા શાસ્ત્રમાં વિધાન કરેલું છે. ચરણ કમલદ્વારા પાદુકા ઉપર નિરંતર સત્વપ્રવાહ વહન થયેલો હોવાથી પાદુકા પૂજ્યત્વને પામી છે. સ્વલ્પમાં મહાત્માઓના સંબંધમાં આવેલી પ્રત્યેક વસ્તુ તેમના મંગલમય દેહમાંથી વહેતા શુદ્ધ સત્વબલના પ્રવાહના સંસર્ગથીજ પૂજ્યત્વને પામેલી

---

સત્વબલની યત્કિંચિત્ અસર વ્યવહારમાં આપણુ પ્રત્યેકને અનુભવમાં આવે છે. (યત્કિંચિત્ એટલાજ માટે કે આપણાં નેત્રે સત્વબલનો નિરોધથી સંચય નથી કરેલો હોતો.) કરડી અને સૌમ્ય દૃષ્ટિવાળાં અનેક મનુષ્યો વ્યવહારમાં દૃષ્ટિએ પડે છે. કરડી દૃષ્ટિવાળા મનુષ્યનું ક્રોધથી નિરીક્ષણ થતાં મનુષ્યો ભયથી કંપી ઉઠે છે, અને સૌમ્ય, મૃદુ, પ્રેમાળ દૃષ્ટિવાળા મનુષ્યનું ઈક્ષણ થતાં હૃદય મુગ્ધ થઈ જાય છે. આ પ્રકારે ભય અને મુગ્ધતાનું જનક ઉભય પ્રકારના ઈક્ષણદ્વારા વહેતું ક્રૂર અને સૌમ્ય સત્વજ છે. પાશ્ચાત્ય જડવાદી વિદ્વાનોના જડ તર્કો અનુસાર, પાશ્ચાત્ય તેટલુંજ સત્ય એમ દુરાગ્રહથી માની બેઠેલા સુધારાવાળાઓથી, વહેમમાંગણી કહાતી નજર લાગવા વિષેની પૂર્વ કાળથી લોકમાં ચાલતી આવતી સત્ય વાર્તાથી, નેત્રદ્વારા વહેતા આ સત્વબલની અસર વિષે વર્ણેલા સિદ્ધાન્તનું સમર્થન થઈ શકે છે.